કવિની કલમથીજ લખાયો હોયતોજ સુંદર હોય. પ્રેમાનંદ, ભક્તિ બોધના ને કવિત્વચાતુરીના નહાના નહાના ગ્રંથો લખીએ અભ્યાસથી ઉત્તરવયમાં દશમસ્કંધ લખવાને બહુ પ્રકારે યોગ્ય થયો હતો ને તેણે આ ગ્રંથ ઉત્સાહથી જેવો જોઇયે તેવો સરળ ને રસભર્યો કીધો છે. જોકે વર્ણનરસની તેઓમાં ભક્તિબોધ ઝાંખો સરખો દેખાશે તોપણ ઉદ્દેશ તથા ભાવાર્થ એઉપર લક્ષ રાખતાં ને બ્રહ્માદિકે જેજે સ્તુતિયો કરેલીછે તે તેનો યથાસ્થિત અર્થ સમજતાં ભક્તિબોધ ગાઢો દર્શાવેલો છે એમ સ્પષ્ટ જણાશે. વિદ્વાને—સારા કવિયે રચ્યોછે માટેજ ગ્રંથ સારો છે ને લોકો વાંચેછે એમ નથી પણ ગ્રંથજ એવો રૂડો છે કે લોકો, ગ્રંથકર્તા વિષે નિસ્પૃહ રહી આ દશમ ને ઉલ્લાસથી વાંચેછે તથા મંડળોમાં મળી સાંભળેછે અને કથાભટો તે વાંચવાને માટે દેહેરાં ને મોલા ઢુંઢતા રહેછે.

આ ગ્રંથ વિષે પ્રેમાનંદ પોતેજ આ ગ્રંથમાં પ્રસંગે પ્રસંગે આ પ્રમાણે લખ્યું છે—

"સકળ શાસ્ત્ર નિગમનું તત્વ, સર્વ શિરોમણિ શ્રી ભાગવત;
તે મધ્યે સાર છે દશમસ્કંધ, જોડું હું પ્રાકૃત પદબંધ.
કથાપ્રસંગ એકો નવ પડે, ચાલ્યો જાઉં સૂધે સેરડે;
આપાસા વ્યાસ વાચે સંસ્કૃત, આપાસા માહારૂં પ્રાકૃત.
આપાસા અધ્યા શ્લોક સમંધ, આપાસા કડવાં ચોપઈ બંધ;
બાંધુ ગ્રંથ જોડ સમાન, કેહેશે લોક કીધું અભિમાન.
નથી વાદ કીધો પરકાશ, આણવા શ્રોતાને વિશ્વાસ;
વ્યાસ વાણી જાણી જથા, તેહેવી પ્રાકૃત જોડી કથા.
રામચરણકમળમકરંદ, લેવા ઇચ્છે પ્રેમાનંદ;"

પ્રેમાનંદે મૂળ સંસ્કૃતમાંનો એકો પ્રસંગ મૂકી દીધો નથી ને જ્યાં તેણે નવા પ્રસંગ દાખલ કીધા છે ત્યાં તેણે સ્પષ્ટ જણાવ્યું છે—જુઓ ૪૫ મા અધ્યાયમાંની આ લીટીયો— •

" કથા સર્પાણતણું વૃત્તાંત, રખે શ્રોતાને મન પડતી ભ્રાંત.
કોઇએક પુસ્તકે છે નહીં એહ, ભાઈતે માટે ઉપજે સંદેહ;
કોઇએક પુસ્તકે છે એ કથા, તે માટે પદબંધ કીધી કથા "

* * * * * * * * * * * *

" જેવી કાષ્ટ આણ્યાની કથા, પ્રસંગે દોહોણીનો તેહેવો સર્વથા.
કો ગ્રંથ વિષે કહ્યું છે એહ, રખે શ્રોતા મન આણો સંદેહ"

આ ગ્રંથ ઉપર ભાવ હોવાથી લોકોએ એકઉપરથી બીજી, બીજીઉપરથી ત્રીજી એમ અનેક પ્રતો કરી છે ને તે વળી જાતજાતના તથા ઠામઠામના લોકે પોતપોતાની બોલીફેર પ્રમાણે અને વધારા ઘટાડા સાથે કરી છે. એ રીતે પ્રતો થયેથી મૂળગ્રંથ ઘણો અશુદ્ધ, કહીં કહીં તૂટક તથા ઉપરતળે ને ભ્રષ્ટ વાણીયુક્ત થઇ રહેલો જોવામાં આવેછે.

આ ગ્રંથને શુદ્ધ કરી છપાવવાનો કેટલાક જણે વિચાર કર્યો હતો પણ મોટો ગ્રંથ મોટા આશ્રય વિના છપાવવો કઠિણ તેથી તે આટલો કાળ છપાયો નહોતો. છએક મહિના ઉપર સુરતસોદાગરપ્રેસવાળા ભાઇ નગીનદાસ ડાહ્યાભાઇયે તે મહિને મહિને અંકોમાં છપાવા માંડેલો ને એમ ત્રણ અંકો કહાડેલા પણ તે અશુદ્ધ હોવાથી સરકારે તે કામને આસરો આપ્યો નહીં; તોપણ ડા૦ બ્યુલર સાહેબે કેળવણી ખાતાના વડા મી૦ પીલ સાહેબને ભલામણ કીધી ને તે સાહેબે ડા૦ બ્યુલર સાહેબના વિચારને મળતા આવી ઇચ્છા જણાવી કે બહુ પ્રતો મેળવી શુદ્ધ કરી ગ્રંથ છપાશે તો દર પ્રતના રૂપિયા ૭) પ્રમાણે ૩૦૦) ત્રણસો પ્રત સરકાર ખુશીથી ખરીદ કરશે. પછી ભાઈ નગીનદાસે પ્રતો મેળવીને ગ્રંથ શુદ્ધ કરવાનું કામ મને સોંપ્યું. કેળવણી ખાતાના ડા૦ બ્યૂલર સાહેબે ભાઇ નગીનદાસને લખી જણાવેલું કે શુદ્ધ કરનારે જે ધોરણનિયમ રાખ્યા હોય તે પ્રથમ જણાવવા. એ ઉપરથી મેં નક્કી કરેલા ધોરણનિયમ તથા પ્રતો સંબંધી હકીકત નીચે લખ્યા પ્રમાણે બ્યૂલર સાહેબને બતાવ્યાં—

૧—જૂદાં જૂદાં ઠેકાણાંની પ્રતોમાં ગ્રંથકારના સ્વદેશમાંની અથવા જ્યાં તે રહ્યો હોય ત્યાંની પ્રત ભરોસા રાખવા જોગ તેમ જે સૌથી જૂની પ્રત હોય તે વધારે ભરોસા જોગ જાણવી.

સૌથી જૂની પ્રત છેક ન સમજાય તેવી અથવા ગ્રંથકારની લખવાની રીતીથી છેક જૂદી પડતી હોય તો તેને અળગીજ રાખવી.

૨—સઘળી પ્રતોમાં જે ઘણી જૂની ને શબ્દાર્થ જેમતેમ કરતાં પણ સમજાય તેવી હોય તો તેને મૂળગ્રંથના સરખી માનવી ને તેમાં પછી બીજી પ્રતો જોઇ તોલના કરી જે ઘટતો ફેરફાર કરવો હોય તે કરવો. પણ જે ફેરફાર કરવો તે બહુ વિચાર કરીને અને ગ્રંથકારની શૈલીને મળતો આવે એવો હોય તેજ કરવો. એક જૂની પ્રતનું મુખ્ય ધોરણ રાખ્યાથી તે કાળની—ગ્રંથ કરનારની પાસેના કાળની ભાષા સાચવી રખાશે. બીજી પ્રતોને સહાયકારી ને સાક્ષીરૂપ જાણવી.

ગ્રંથકારે આમજ લખ્યું હશે અથવા એક પાઠ ન સમજાયાથી તે ખોટો છે ને બીજો સમજાય તેવો હોય તે ખરો છે એમ નક્કી માનીને જૂદી જૂદી પ્રતોમાંથી જે જે પોતાને શુદ્ધ ને સારૂં જણાય તે તે લેઇને શુદ્ધ કરનારાયે પાઠ રચવો નહીં; તેમ અક્કેકમાંથી કકડા લેઇ નવી રચના કરવી નહીં. એમ કરેથી મૂળપાઠથી કેવળ જૂદા ને અર્થવાણીમાં સંકર—ભ્રષ્ટ એવો પાઠ ઘડાય.

એકથી વધારે પ્રતમાં તેની તેજ લીટી કવિતાના બંધારણ પ્રમાણે ન હોય પણ અતિટુંકી અથવા અતિલાંબી હોય ને તે થોડોક ફેરફાર કરવાથી પણ સમરે તેવી ન હોય તો તે તેમની તેમજ રાખવી.—કેમકે ફેરફાર કરતાં મૂળ ભાષા બગડે ને વખતે કોઇ બીજી પ્રતમાંથી શુદ્ધ લીટી મળી આવે.

૩—દેશીયોમાં લખાયલી કવિતાની ભાષા ઘણુંકરીને વ્યવહારમાં બોલાતી સરળ ગદ્યભાષાના જેવી હોય છે માત્ર પ્રાસ, પદન્યાસ ને રાગ એથીજ થોડીક બદલાય છે તો તેઉપર, કવિની નિત્યભાષા ઉપર અને તે કાળની ભાષા ઉપર લક્ષ રાખીને વાક્યોની તોલના કરવી.

માત્ર કવિતાના માપની તપાસની પેઠે સર્વત્ર ગુરૂલઘુઅક્ષરઉપર ને તાલઉપર વિશેષે દૃષ્ટિ ન રાખવી પણ અર્થાન્વય, ભાષારૂઢિ ને જૂદી જૂદી દેશીઓ ગાવાનો થડકો એઉપર અવશ્યે દૃષ્ટિ રાખવી.

૪—શબ્દશુદ્ધિને માટે જૂનીજ રીત રાખાય તેમ કરવું તોપણ જ્યાં થોડોક ફેરફાર કીધાથી શબ્દનું રૂપ ઘણું બદલાઈ ન જતું હોય ત્યાં તે કરવો.

૫—બોલવામાં અને ગાવામાં કેટલુંક આંચળી રૂપ વધારે હોય છે તેવું જો પ્રતોમાં હોય તો તે કહાડી નાખવું.

ભાઇ નગીનદાસે મને છ પ્રત મોકલી હતી તેમાં એક બોરપાડની સંવત ૧૮૫૧ માં લખાયલી, એક નંદરબારની પાસે રણીયાળ નામનું ગામ છે ત્યાંની ૧૮૫૩ માં બાળબોધમાં લખાયલી, એક સુરતનાં ચોરાસી પ્રગણાંના એક ગામની ૧૮૮૯માં લખાયલી, એક ડિંબર મીઠ બંદરની ૧૯૦૭માં લખાયલી, એક ૧૯૧૦માં લખાયલી ને એક ઠામ તથા વર્ષ ન લખેલાં એવી હતી. એ છ પ્રત અને મારા ઘરમાં ૧૮૭૨માં લખાયલી પ્રત છે તે તથા સુરત અં. સ લાઈબ્રેરીમાં ૧૮૯૪ માં લખાયલી છે તે એ આઠ પ્રતોને પરસ્પર મેળવી જોતાં ૧૮૫૩ની ને ૧૮૭૨ની પ્રતો વિશેષે શુદ્ધ જણાઈ ને બીજી પ્રતોમાં બે પ્રત થોડી ઘણી ૧૮૫૩ને મળતી ને બાકીની બધી ૧૮૭૨ને મળતી જણાઇ. ૧૮૫૩ ૭૨ની પ્રતો જાણે મૂળ એક પ્રતઉપરથી બે થઇ હોયની તે પ્રમાણે ઘણી ખરી મળતી જણાઇ ને જૂદા પડતા કેટલાક થોડા પાઠમાં ૧૮૭૨ વાળી વિશેષ શુદ્ધ તથા રસભરી વાણીવાળી ને ઘણાક પાઠમાં ૧૮૫૩ વાળી વિશેષ શુદ્ધ જણાઇ. બંનેમાં કહીં કહીં પાઠ ગળત છે પણ જ્યાં એકમાં નહીં ત્યાં તેની ખોટ બીજીથી પુરાતી માલમ પડી. ૧૮૭૨ની ગુજરાતી પ્રતમાં શબ્દ શુદ્ધિ નથી ને બાળબોધ અક્ષરવાળી પ્રતમાં પણ ઘણી સારી નથી તોપણ ગુજરાતી પ્રતમાં છે તે કરતાં ઘણી સારી છે પણ વળી તેમાં કહીં કહીં ખાનદેશી શબ્દસ્વરૂપ છે. એ સંધી પ્રતોઉપર વિચાર બાંધતાં ૧૮૫૩ ૭૨ની પ્રતો ભરોસો રાખવા જોગ હું સમજ્યુ છઉં. સને ૧૮૫૧ની ગુ૦ પ્ર૦ જૂની છતે તૂટક ને અશુદ્ધ જણાયાથી તેને ખસેડી ૧૮૫૩ની જૂનીને હું મુખ્ય ગણું છઉં ને પાઠફેર વિષયમાં એમાંનો અથવા ૧૮૭૨માંનો પાઠ જે મને યોગ્ય જણાય તે રાખવો તેમ જ્યાં બંનેમાં ગલત હોય અથવા સમજાય તેવું ન હોય ત્યાં બીજી પ્રતોમાંથી લેવું ને ટીપમાં તે સધુ જણાવવું એ રીતે હું ગ્રંથનું સંશોધન કરવાનું રાખુંછઉં. એમ કરેથી પ્રેમાનંદના મૂળ ગ્રંથની ભાષા ઓછામાં ઓછી સોમાં સિત્તેર વસા તો જાળવી રખાશેજ.

ઉપર લખેલું બ્યૂલર સાહેબે પસંદ કીધું ને મેં કામ આરંભ્યું. પ્રથમ તો મેં ૧૮૫૩ની પ્રતનો શુદ્ધ ઉતારો કીધો—ચોપાઇનાં ચરણો જૂદાં પાડયાં, ન સમજાતા તથા અજાણ્યા શબ્દો જેમના તેમ રાખી બીજા શબ્દો જૂદા પાડયા, પ્રતમાં સર્વત્ર શ—ષ ને ઠામે સ તથા સુમાર વિનાનાં અનુસ્વાર હતાં તે દૂર કર્યા, ખાનદેશી શબ્દસ્વરૂપ બદલ્યાં ('બાટુવાં' નું 'બાડુવાં,' 'સુક' નું 'સુખ', 'ઘરણાં' નું 'ઘરનાં', 'કલ્યાન' નું 'કલ્યાણ', 'ઠેવણી' નું 'થમણી' ઇ૦ કીધું) અને સંસ્કૃત શબ્દનાં હાલ ન સમજાય તેવાં જૂનાં પ્રાકૃતરૂપ અને અતિભ્રષ્ટ રૂપ એને મૂળરૂપમાં આણ્યાં—'સ્રવ' નું 'સર્વ', 'સિષ્ટી' નું 'સૃષ્ટી', 'આશ્રજ' નું 'આશ્ચર્ય', 'કુત્યમચેકુત્યંમ' નું 'કર્તુમકર્તુ', 'કૃત્યેમ' નું 'કૃત્રિમ' ઇ૦.

એ ઉતારો મેં મારી પાસે રાખ્યો ને જૂના ગ્રંથ વાંચી સમજી જાણતા એવા બે જણનાં હાથમાં બીજી પ્રતો આપી શબ્દાંતર ને પાઠાંતર એની તોલના કરી શુદ્ધ પાઠ નક્કી કર્યા અને ચોપાઈનાં ચરણો રાગના થડકા પ્રમાણે જોયાં. જ્યાં સંધી પ્રતોનો પાઠ સરખો હતો ત્યાં તે જેમનો તેમ રાખ્યો અથવા તેમાં સેજસાજ વધઘટ કરી. સુંદરના ૩૭ અધ્યાયમાં ૧૮૫૩—૭૨ની પ્રતોમાં જૂજ ઠેકાણાં શિવાય સર્વત્ર એકસરખોજ પાઠ છે પણ પ્રેમાનંદના ૫૩ અધ્યાયમાં ઘણેક ઠેકાણે શબ્દાંતર ને પાઠાંતર છે. એમાંથી ખરૂં ખોટું નકકી કરવાનું અથવા પસંદ કરવાનું કામ કપરૂં હતું ને નિયમના બંધનમાં રહેતાં વધારે કપરૂં થઇ પડ્યું હતું. ૧૮૫૩ની પ્રતનો લેખ શુદ્ધતો નહીંજ પણ ઘણેક પ્રસંગે શુદ્ધપાઠનો સૂચક જણાયોછે; વળી જોકે તેમાં ૩૦સેક લીટી અહીં તહીં મળીને ગલત છે ને ચારપાંચ ઠેકાણે કથન ભાગ ઉલટસુલટ છે તોપણ કડવાંના અનુક્રમમાં ને પૂર્ણપણાંમાં યથાસ્થિત દેખાયો છે; ને એમ હોવાનું કારણ તે પ્રત બાળબોધ છે તે નથી પણ સૌથી જુની છે તે છે. શબ્દનાં અશુદ્ધસ્વરૂપઉપરથી શુદ્ધસ્વરૂપની અટકળો કરી પ્રાકૃત ભાષાના નિયમ સાથે મેળવી તે નક્કી કર્યા છે ને જ્યાં શબ્દનો ખુલાસે અર્થ જાણ્યામાં ન આવ્યો ત્યાં બીજી પ્રતમાંનો પાઠ અથવા ૧૮૫૩ની પ્રતનો તેમનો તેમજ પાઠ રાખ્યોછે. એવા ને બીજા સંશયયુક્ત પાઠ—શબ્દ નીચેટિપ્પણમાં નોધી રાખ્યાછે. મેં કેવી રીતે કામ કર્યુંછે તે દાખલાઓ આપી સ્પષ્ટ કરવું નિરર્થક નથી પણ તે વિસ્તાર આ પ્રસ્તાવનામાં શોભે નહીં.

પછી વળી પ્રૂફ તપાસતાં પણ બધી પ્રતો સાથે રાખી કેટલાક સંશય દૂર કર્યાછે. એ પ્રમાણે ત્રણ મહિના રાત દહાડો એજ કામમાં મચ્યાં રહી ગ્રંથ શુદ્ધ કર્યો છે. હજી મને કેટલાક શબ્દને માટે શક છેજ પણ તે હાલ મટે તેમ કરવાને સાધન ને કાળ નથી. ૧૮૫૩ની જૂની પ્રતથી પહેલાંની પ્રત મળે તો આ ગ્રંથ હજી વધારે શુદ્ધ થાય પણ તેવી પ્રત મળવી મુશકેલ છે; ને તેવી કોઈ નથી મળી ત્યાંસુધી આ શુદ્ધ કરેલો ગ્રંથ પ્રેમાનંદના હાથથી લખાયલા ગ્રંથની પહેલીજ પ્રત છે એમ માનવું એ અન્યાય નથી.

આગળથી રૂપિયા આપેલા એવા ઘરાકોની તરફથી પ્રતોને માટે ઘણી ઉતાવળી માગણી થવાથી ભાઇ નગીનદાસને અતિસ ઝડપથી છાપવાનું કામ ચલાવવું પડ્યું ને પ્રૂફ મારે ઝડપથી તપાસી આપવા પડયાં. એ કારણથી અને ટાઇપ—છાપા સંબંધી કેટલાંક કારણને લીધે શબ્દશુદ્ધિવિષયમાં કેટલીક ચૂક રહીગઈ જણાઈછે. એમાંની કેટલીકને માટે પછવાડે શુદ્ધિપત્ર ટાંકયુંછે ને બીજીને માટે સજ્જન વાંચનારા તેવે તેવે ઠેકાણે સંભાળી લેશે એમ ઇચ્છુંછઉં.

૧૮૫૩—૭૨ની પ્રતોના ઊપર મુખ્ય આધાર રાખી ગ્રંથનું શોધન કર્યુંછે માટે એ પ્રતો કેવી હતી તે સંબંધી થોડીક જાણ થવા સારૂ તેમાંનું થોડુંક લખાણ નમુના દાખલ આ પ્રસ્તાવનાની સાથે ટાંકેલું છે. ગ્રંથમાં જ્યાં જ્યાં ટીપ આપેલી છે ત્યાં ત્યાં 'બા૦ પ્ર૦' ને 'ગુ૦ પ્ર૦' એમ લખેલું છે તો તેને બાળબોધ ને ગુજરાતી પ્રત સમજવી.

ડા૦ બ્યૂલરે ઈન્સ્પેકટરરૂપે આ ગ્રંથની ભલામણ કરી ને સરકારે આશ્રય આપવાનું ઠેરવ્યું તેમાંતો તેટલો નહીં પણ બ્યૂલર સાહેબે વિદ્વજ્જનરૂપે ગ્રંથનું રૂડું સંશોધન થવા સંબંધી જે કાળજી બતાવીછે તેને સારૂ તે સાહેબનો ઉપકાર માનવો ઘટિત છે.

છેલું કહેવાનું કે આ ગ્રંથનો વિષય વૈષ્ણવધર્મસંબંધી છે તથાપિ કથાપ્રસંગમાં સંસારચિત્રવર્ણન એટલાં બધાં ને એટલાં સારાં છે કે તે સઘળી જાતના હિંદુઓને ને બીજી જાતના લોકને પણ એકસરખી રીતે લાગુ પડે તેવાં ને પ્રિય લાગે તેવી રીતનાં છે. જૂના શબ્દના શોધક ને જૂના ગ્રંથ વાંચવા ઉપર પ્રીતિ રાખનારા એઓને પણ આ ગ્રંથ ઉપયોગી છે. ગુજરાતી હિંદુઓને તો વિશેષે કરીને મારી ભલામણ છે કે જેઓથી બની શકે તેઓએ પોતાના કુટુંબના ને મિત્રમંડળના આનંદને માટે આ રસભર્યો—પ્રખ્યાત કવિ પ્રેમાનંદનો છેલો ને મોટો ગ્રંથ પોતાના પુસ્તકસંગ્રહમાં અગત માની રાખવો.

સુરત—આમલીરાન<br>તા૦ ૧લી આગષ્ટ ૧૮૭૨

નર્મદાશંકર લાલશંકર.

## સંવત ૧૮૫૩ની-બાળબોધ પ્રત.

## ॥ શ્રીસૂકોંવાચ૦ ॥ ॥ શંઅમારૂંની ચોંપૈ : ॥

કરેસ્તવંનચતૂરાંનંન : કિજેકરૂંણાંકમંલલોચંન ॥ હુંછૌંમાયામગ્નઅપરાધીં : રાજસગુંણેકવીદયાવાંધી ॥ ૧ ॥ તૂંછેસત્યઅ
સત્યંસંસાર : દીદીપદારથસર્વવીકાર : ॥ સત્વરજતમોગૂણત્રણ્ય : ચેથીઅલગોઅસંગીંસંર્ણ ॥૨॥ તેત્રીગૂંણેંજગતસાંકલીયું ॥
વીસ્વમાયાકંપમાંકલિયૂં ॥ તુંઅક્ષિરભેદઅવીનાંસ : તેજકલાકોટીમકાસ : ॥૩॥ ઉતપત્યસ્થિતીલેંનહીંતાહારે : બ્રંહ્માંડકોટીતાહારે
આધારે ॥તુંતેવીસ્વપીતામહસ્વામીં: સર્વજીવનોઅંતરજાંમી: ॥૪॥ સ્થાંવરજંગમમાંરહયોંવ્યાંપીં : પંચમાંભૂતનેંસતાઆપીં ॥
તૂંતેસરજેપાલેસંઘારેં : ચેકલોઅંનેકરૂંપવિસ્તારે ॥૫॥ તૂંસૂક્ષિમમધ્યંમસ્થૂલ : તૂંનેસકલશ્રીષ્ટનૂંમૂલ ॥ તૂંઘટમડદેહેનાંધારી :
સ્વરૂપઅરૂપસૂંન્યાકારી ॥ ૬ ॥ ઘટઘટમધેંઅગોપ્યરહેછે : તૂંસમગ્રવપુનેવેંહછે ॥ દેવદાંનવમાંનવપસું : સઘલેબ્રહ્મસ્વરૂપંણવ-
સ્યું ॥ ૭ ॥ કીડીકુંજરપરવતરાઇ : સમાંનરાંમતુંરહયોસમાઈ ॥ વીરાટવાંમંનબાલમુકુંદ: તુંસર્વાંમયેશ્રીંગોવીંદ ॥ ૮ ॥
સર્વશ્રીષ્ટસગ્રહકરી : મયાંગવંટપત્રેસૂંવોછાંહરી ॥ તાંરાંમૃષમાંજકતસમાયે : ભૂલેમારકંડયજેહેવારૂંપીરાયે ॥ ૯ ॥ ચ્યારે-
વેદતેતારોસ્વાસ : તુંનેનિતનીંતકેહેઅવીનાસ ॥ નાભીકમલથીબ્રંહ્માથાયે : તેનીરમેમ્રેષ્ટીંતાહારીસતાયે ॥ ૧૦ ॥ તાહા-
રીસતાયેલપુંહુંલેષ : તાહારીસતાયેધરાધરેસેષ : ॥ તાહારીસતાયેમેષ્ટીધરેભોંમ : તાહારીસતાયેસૂંર્જતપેવ્યોંમ ॥ ૧૧ ॥
તાહારીસતાયેપવંનગતીવાંન : તાહારીસતાયેઇંદ્રરાજધ્યાંન ॥ તાહારીસતાયેમેઘજલવરસેં : તાહારાંદરસંણનેસીવતરસેં ॥૧૨॥
સર્વદેવનુંદેવતતુંચેં : પાંમરપ્રાંણીસમઝેસૂંયે ॥ તુંનેમૂંકિઅંનનેંઉપાસેં : તેહેનાંબેઉંપદારથજાસે : ॥ ૧૩ ॥ મૂંકીસાલનેકુ-
સકાષાંડે : આચરેઅન્યંમાંરગતુંજનેછાંડેં ॥ મૂકીગંગજલકુંપનુંઆંણેં : મૂકીગજનેમહીષપલાંણે ॥ ૧૪ ॥ મૂકીદેવદઇતિ
નેધાયે : પાલેઅજાપરહરીગાયે ॥ લંપટસ્રીભજેઅંન્યેંસ્વાંમી : તાંહારીભકતીવીનાંલાગેષાંમીં : ॥ ૧૫ ॥ જેવેદમારગ-
નેંમૂકીછાંડેં : અંન્યમારગપાષંડમાંડેં ॥ તુજનેંમૂકિપૂજાવેઆપ : તેંનેંકોટિહત્યાસીરપાપ : ॥ ૧૬ ॥ અંન્યદેવપૂ-
જવાવીસ્નૂંજાંણીં : સઘલેવ્યાપકસારંગપાણીં ॥ સંમદરસીજેજંનથાસેં : તે મનસાવાચાવઇકુંઠજાસે ॥ ૧૭ ॥ થાસે
અન્યમારગનીમમતાં : તેજંનમરસેભવમાંભ્રમતા ॥ જોરહયોમંનમાંરાંગદીવેસ : તોકિંવાઘંરયોતાપસવેસ ॥ ૧૮ ॥
અહંકારકાંમક્રોધમંછર : ચેતસ્કરલૂટેકિવનુંઘર : ॥ માંણીથંયોમાયાબંધયુકિત : નથીકીધીજ્યાંલગીતાહારીભકતી ॥ ૧૯ ॥
ત્યાંહાંલગીજીવનેંજંમદરસંન : જયાંલગીંનથીતાહારૂંભજંન ॥ ત્યાંહાલગીઆવાગમંનજંન્મમર્ણ : જયાંહાંલગેંનસેવ્યાંત
હ્માંરાંચર્ણ ॥ ૨૦ ॥ જેકોઅન્યદેવનેધાયેં : તેવીમાંનેબેસીસ્વર્ગેજાયે ॥ ક્ષીણપુંન્યપડેંમૃત્યુંલોક : ફરીભોગવેતેંહરક
સોક ॥ ૨૧ ॥ તાહારેચરણેજેમસ્તકનાંમેઃ તેધ્રુનીપેરેપદવિપાંમેં ॥ અચલપદવીપાંમેમાંણીં: ચેહેવુંનિશ્ચેકેહેવેદવાંણી ॥૨૨॥
પ્રભુતેંવછગોપઉપજાવ્યાં : તહ્મોવછથઇસુરભીનેધાવ્યાં ॥ કોહોનોપુત્રથયોંકોનોંભાઈ: ગોપરૂપથયોંજદુરાઇ ॥ ૨૩ ॥ લીજે
મૂલગાંવંછનેગોપ : મુજઉપરથીઉતારોકોપ ॥ ચેહેવુંકહીપાગ્યપડયાબ્રંહ્માયે : હરીજંનઆગલકુલાટાષાયેં ॥ ૨૪ ॥ સીરનાંકિ
સનષાગ્રહલહે : અષ્ટનેત્રભરીઅજરૂયેં : ॥ બ્રંહ્માકરગ્રહીંબેઠાકીધો : હરિયેરૂધયાંસાથેલીધો ॥૨૫॥ મસ્તકઉપરધરીયોહાથ :
હંસીનેબોલ્યાંગોકુલનાંથ ॥ શ્રીક્રસ્નોંવાચ ॥ મેઘગંભીર્યસુધાસંમાન : માધૂર્યવચંનવદેભગવાંન ॥ ૨૬ ॥ દુસ્તરમબલછેમા-
હારીમાયાં : મોઠાજોગેસ્વરલેવાયાં ॥ માયાસીવસંનકાદીકનેંનમેં : માયામાંલક્ષમીંભુંલીભમે ॥ ૨૭ ॥ માહારીમાયાતરેમા-
હારોદાસ : જેતજેવીષયેંવીલાસ ॥ બ્રંહ્માતૂંહૂંનેલાગૂંરાજસકર્મ : તહ્મોનજાંણોંભકતનોધર્મ ॥ ૨૮ ॥ તુંઉપરેક્રોધેનથીભરાયો :
એમાયામુકીહુંનેવાયોં ॥ માહાભકતસાથેજોઅડસોં : તોબ્રંહ્મલોકથીહેટાંપડસો ॥ ૨૯ ॥ ચેહેઉંકહીવિધીનેકીધાંવીદાયે :
પ્રજાંપતીનઋયોપ્રભુનેપાયે ॥ બ્રંહ્મલોકગયાંઅષ્ટપાંણી : મૂકયાંવછગોપવ્રંદાવંનમાંઆંણીં ॥ ૩૦ ॥ ચરંમઉપરગોપબે-
સાડયાં : હરીયેપેહેલાંનાલંથપમાડયાં ॥ નવાંવછકિધાંઅંતરધ્યાંન : જુંનાંપેંવાલવાગયાભગવાંન ॥ ૩૧ ॥ હરિફરી
આવ્યોગોપઘછે : પાસેથાંબલીંભદ્રકાંઇચેનમીછે ॥ હરણકરીગયાંપ્રજાંપતી : તેવછગોપજાંણુતાનથી ॥ ૩૨ ॥ દુવાદસમાસ
નિમેંસસમાંન : મુલગીવ્રત્યંનૂંરહયૂંછેગ્ન્યાંન ॥ જાૂયેવાટંઆવેઅવીનાસ : કરતલમાંહેઅંનનાંગ્રાસ ॥ ૩૩ ॥ અથાંણાં-
નીચીરીઅંગૂલમાંભરાવી : અદભુતંમાયાક્રસ્ણેઉપજાંવી ॥ તેનથીથયાંકોહયાંતાંડાઅંન : વચેવહીગયોવરસદીંન ॥ ૩૪ ॥
કીધુંકૌતકશ્રીવંનમાલી ॥ વાયદાપાલ્યોઆવ્યાંવછવાલી ॥ હસીગોપકહેછેવચંન ॥ પધારોનાંથકિજેભોજંન ॥ ૩૫ ॥ બલી-
ભદ્રગોપસહુંસાથે ॥ તેઅંનલિધુવૈકુંઠનાંથે ॥ છેઅંનવાસીતાંકુકોહયું ॥ જોયોપ્રેમઅંનનંવજોયું ॥ ૩૬ ॥ બ્રંહ્માંજાંણેહું-
જમવાંજાઉં ॥ ગોવાલાસરષોપાવંનથાંઉં ॥ અંનપડસેભોંમમુઝાર ॥ તેહેનેવિણીકરીસુંઆહાર ॥ ૩૭ ॥ કંમલાનાંથેકૌતક
કીધૂં ॥ રજમાંત્રપડવાનવદીધૂં ॥ બ્રંહ્માઆંકુલવ્યાંકુલથાયે ॥ મંનસાહરિપ્રસાદનેમાંહેજાયે ॥ ૩૮ ॥ વીરંચીયેવીચારયું
મંનસાથ ॥ નદીમાંમછનલેસેજદુનાંથ ॥ સુધઆછમંનકરતાંપડસેંઅંન્ય ॥ તેહેંનુંહુંજઇકિરૂંભોજંન ॥ ૩૯ ॥ મછરૂપ-

આયેજાંણીલીધૂં ॥ જાંણ્યુંમાહારૂંકારજસર્વસીદ્યું ॥ બ્રંહ્માનેઆવ્યોજાંણીજદૂનાથ ॥ કાંમલેલોહયાઅજાડાહાથ ॥ ૪૦ ॥
પણઅસાંદબ્રંહ્માપાંગ્યોનહીં ॥ ચેટીપંણકથાવિસ્તારીકંહી ॥ હરીપ્રસાદમંહીમાંજાંણેસંત ॥ સુંજાંણેવીપ્રઇપાંમરજંત ॥૪૧॥
સહ્યાંસ્રંમેગોપજદુરાયે ॥ તેપધારયાંગોકુલમાહાંયે ॥ ઘેરઘેવોલ્યાંવ્યાંગોવાલ ॥ સાંભલેકથાપરીક્ષીતભૂપાલ ॥ ૪૨ ॥ ગોપ
કહેસુંણનંદમાહારાજ ॥ શ્રીકંસ્ણેંઅજગરમારયોંઆજ ॥ મોકુંમાકંમમભૂયેંકરયૂ ॥ રમવાતેહેનુંચર્મપાથરયૂ ॥૪૩॥ ઘેર-
ઘેરમહિમાંકેસવતણોં ॥ કંસેજાંણ્યુંઆજઅઘાસૂરહણ્યો ॥ યેહેવિમાયાંમોહંનનીથઇ ॥ પણઅસૂરકોંમીછયાંનહી ॥ ૪૪ ॥
પૌંગડઅવસ્તાંનુંમાકંમરાયે ॥ જાંણ્યુંકીસોરઅવસ્તામાંયે ॥ બ્રંહ્માનીમેષવરસથહીગયું ॥ સંઘેનીવારણકારંણકહ્યું ॥ ૪૫ ॥
યેબ્રંહ્મસ્તુતીજેકોસાંભલે ॥ ચોરકર્મનુપાતીકટલે ॥ ગંગાસ્નાંનયેકસોલકવલે ॥ બ્રંહ્મહત્યાદીકપાતીકજલે ॥ ૪૬ ॥ યેસાંસ્ત્ર-
થીજોડીછેકથાં ॥ મેસુકવાંણીજાંણીજથાં ॥ સાંભલજોશ્રોતાંપુંન્યંપવિત્ર ॥ થયુંપૂરાણસત્યમુંચરીત્ર ॥ ૪૭ ॥ ભંજોસીતાપતી
રઘુવિર ॥ જેમપાંમોંભવજલતીર ॥ કેહેપરીમાનંદશ્રીરાંમ ॥ જિંભ્યાંયેરમંજોતાહારૂંનામ ॥ ૪૮ ॥ વલણ ॥ રામરૂઘેરેહે-
જોસદા ॥ સુકકેહેસાંભલરાયેરે ॥ ભટપરીમાંનંદકેહેકથા ॥ થયોચતુર્દસમોંઅધ્યાંયરે ॥ ૪૯ ॥

---

## સંવત ૧૮૭૨ ની ગુજરાતી પ્રત.

## ॥ રાગરામશ્રીગીતમાંન ॥ ચરીત્ર ॥

ગોવરધંનહરીએધરો ॥ દુખબ્રીજનુંવાંમુ ॥ માકમદખીકસ્નનુ ॥ શહુઆશ્રજપાંમુ ॥ ૧ ॥ શાતવરશનેબાલકેનીવારા
વરશાત ॥ કરઅંગુલીપેરગીરીધરીશખોદીનશાત ॥૨॥ ગોવર ॥ દુખ ॥ એબલકાંહાંથીબાલનેઅનુભવહોએતેજાંણે ॥૩॥
॥ ગોવર ॥ દુખ ॥ ગોપશહુમલીઆવીઆ ॥ નંદજીનેપાશે ॥ મોટુભાએગછેબ્રીજપતીપુત્રશ્રીઅવીનાશ॥ગોવર ॥દુખ॥૪॥
મનુશ્યકરીકેમમાંનીએએછેઅંતરજાંમી ॥ આપણેકરમેકરીદેહમાંનુશીપાંમી ॥ ગોવર ॥ દુખ ॥ ૫ ॥ પરીબ્રંહ્મનીકર્મેછેજ
ન્મનહોએકર્મપાંખે ॥ ઇશ્વરનેકર્મેનીજભગ્તનાં ॥ વેદભારથીભાંખે ॥ ગોવ ॥ બ્રહ્મનીશાયેબાલનીઅમોએજાંણીઅવી
લોકી ॥ ખટદીવશનેબાલકેપુતનાંશદયશોખી ॥ ગોવ ॥ ૭ ॥ માશદીવશનાંનાથજી ॥ આણોશકટનોઅંત ॥ વરશદીવશ
નાંશ્રીહરી ॥ હંણોતરૂણાવંત ॥ ગોવ ॥ ૮ ॥ દધીનુંભાંડંણભાંજીઉતકયોંહોદશરેડી ॥ શવાવરશનેશાંમલેનાખ્યાંવ્રક્ષઉખે
ડી ॥ ગોવ ॥ ૯ ॥ વછાશુરપછાડીઓકોટીનાથઠશાયે ॥ બગાશુરમરડીમારીયો ॥ ચંચચીરીહાથે ॥ ગોવ ॥ ૧૦ ॥ અઘ
દેહઉતરડીઓકીધુંમાહાબલ ॥ ગરધભાશ્રુરપછાડીયોપાડયાંતાડનાંફલ ॥ ગોવ ॥ ૧૧ ॥ કાલીનાગમરદંનકરી ॥ કાઢોશ
કુટંબ ॥ બલભદ્રપાશેમરાવીઆ ॥ પાપીપ્રલંબ ॥૧૨॥ ગોવ ॥ પંણઆમાકંમથીઅવધીવલીઆખોપરવતતોલો ॥ નંદ
પુત્રનીજોડનોબીજોનમલેખોલો ॥ ગોવ ॥ ૧૩ ॥ માહંતભાગ્યશએતંમતણુ ॥ પુત્રશાંમલજેહેવા ॥ કોણસુક્રીતપુરવેઆ
ચરયાં ॥ સુતનાંસુખલેવા ॥ ૧૪ ॥ ગોવર ॥ ગતજનમનીવારતા ॥ જાંણોછોનંદરાએ ॥ કોણપુનેપુત્રપાંમીઆ ॥ અ-
મનેશંયેહથાએ ॥ ગોવ ॥ નંદકેહેશહુગોપનેહુકાંઇનથીલેહેતો ॥ સુક્રીતપોતાનુંજાંણાવીનાંલાજુમીથ્યાકેહેતો ॥ગોવ॥૧૬॥
બ્રીજલોકનેપુનેકરીપાંમોછોપુત્ર ॥ આશીરવાદદયોશરવનેમલીમાહારૂદીપેઘરસુત્ર ॥ ગોવ ॥ ૧૭ ॥ ગર્ગાચાર્જેકહીગઆ ॥
પુત્રમાહાબલીથાશે ॥ માકમીથાશેઅતીઘંણોતેહેવાંનાંમધરાશે ॥ ૧૮ ॥ ગોવ ॥ એહનોગરગેપારલહોનંહીકુલહીએપાં-
મરમાંણી ॥ હુકાંઇઅલેહેતોનથીબોલાનંદજીવાણી ॥ ગોવ ॥ ૧૯ ॥ શહુગોપેપુજાનંદજીવરતોજયજયકાર ॥ શ્રીકસણનેપગે
શહુકોપડે ॥ તુછેવીસ્વાધાર ॥ ૨૦ ॥ ગોવર ॥ વલણ ॥ આધારબ્રીજપરીવારનોનમેગોપગોપીશહુપાએરે ॥ ભટ
મેમાનંદકેહેકથા ॥ થયોછવીશમોઅધ્યાએરે ॥

# અનુક્રમણિકા.

# શ્રીમદ્‌ભાગવત દશમસ્કંધ.

## (પ્રેમાનંદકૃત)

### ( રાગ કેદારો )

શ્રીરઘુપતિને શીષ નામી, વંદું સકળગુણ સ્વામી,
મૂષકગામી ગુણ આપે, અવગુણ હરેરે,

### ( ઢાળ )

હરે વિઘ્ન કલ્યાણકર્તા, શૈલસુતાસુત સ્વામી;
શ્રીભાગવત દશમનીલીલા, આરંભું શિર નામી.
અષ્ટાદશ પુરાણ વિષે છે, શિરોમણી ભાગવત;
તેમધ્યે દશમની લીલા, કેવળ તત્વનું તત્વ.
અભંગ નૌકા શ્રીકૃષ્ણ નામની, ભવસાગરને તરવા;
કથાશ્રવણ કીધું નહીં તે આવ્યો, જનુનીજોબન હરવા.
આસક્ત થયો જે શ્રવણભક્તિ, મન રમ્યું રાધાવરમાં;
ભાગવત સાંભળે સ્નેહ સાથે તેને અડસઠ તીરથ ઘરમાં.
છત્રપતિ શત સહસ્ત્ર હવા જેને, શબ્દ ઈંદ્રાસન ડોલે;
વિષ્ણુ[1] વૈભવ બળ ન આવે, હરીભક્તને તોલે.
રાજકુળીમાં બે હવા રાય[2], પરિક્ષત ને ભગીરથ;
જેથી શ્રીભાગવતગંગા પ્રગટયાં જેમાં[3], કામ મોક્ષને અર્થ.
શ્લોક એક શ્રીભાગવતનો, સ્નેહસું નવ સાંભળીયો;
શત આયુષ ભોગવ્યું તો કિંવા, જાણવું ગર્ભજ ગળીયો.
માનુષદેહ દેવને દુર્લભ, કો પુણ્યે પ્રાપ્તિ થાય;
જેથી પરમપદને પામે પ્રાણી તે, ભજન વિના આળે જાય.
સંવાદ શુક પરિક્ષત રાજાનો, કહું પ્રાકૃતપદબંધ;
નેવુ અધ્યાય નારાયણલીલા, પાવન દશમસ્કંધ.
શૌનકને કહે સૂત પુરાણિક, પરિક્ષતને શુક જોગી;
કોઈએક રસિયો રસ ચાખશે, શ્રીભાગવતનો ભોગી.
વ્યાસાત્મજને પરિક્ષત પૂછે, કથા દશમની કેવી;
ગોપવેશ ગોવિંદ લીધો, કોણ વિધ સુરભી સેવી.
કારાગૃહમાં જન્મ થયો, ગોકુળમાં ગવાયાં ગીત;
જગતપિતા જસોદાએ બાંધ્યો, દેખીતું વિપરીત.
ખટમુખવાહનપીછ ધરચાં ને, ગળે ગુંજાની માળ;
કદ્રુસુતના શિરપર નાચ્યા, વાઈ વેણ રસાળ.
કોમળમુખ પાવક કેમ પીધો, લીધો ગિરિ અંગુળીએ;
શરદ નિશાએ ગોપવધૂને, કરૂણા કીધી સામળીએ.
બકી બક વછ અઘ વિડારયા, વૃષભ વ્યોમને કેશી;
કઠિણ કંસનો કંઠજ મરડ્યો, કઈ પેર હણ્યા બેશી.
ગુરૂસુત ગુરૂદક્ષણામાં આપ્યો, કાળજવન પરજાળ્યો;
ભીમકસુતા ભગવાને આણી, મદ રૂખમૈયાનો ટાળ્યો.
સોળ સહસ્રસું લીલા કીધી, નારદ નાથ ન કળીયો;
પાંડવ પાસે કુટુંબ સાથે, દુષ્ટ દુર્યોધન દળીયો[4].
પરમલીલા પુરૂષોત્તમ કેરી, સાંભળવા મુજ મંન;
કૃપા કરીને કહો શુક જોગી, દશમનું વરણંન.
ધન ધન કહી શ્રી શુકજી બોલ્યા, નરકાતીત નરેંદ્ર;
જ્ઞાનચંદ્ર પ્રગટયો અંતરમાં, ચંદ્રવંશના ચંદ્ર.
ધન વલ્લભ જેમ લોભી જનને, ચોરને અંધારી નીશા;
તેમ હરિજનને હરિકથા વહાલી, જેને આવી મહાદશા.
પિતાજીને પ્રણામ કરિને, પ્રથમ અધ્યા વિસ્તારૂં;
શ્રોતા વક્તા ઉભયતણાં, આવાગમન નિવારૂં.
સૂરજવંશી સોમવંશી, નવમામાં વખાણાણા;
જદુરાજાના વંશવિષે તે, જાદવજોધ કહેવાણા.
જેણ ઉત્તરાના ઉદરવિષેથી, તુને બળતો રાખ્યો;
તે મહિમા સંભળાવું તુજને, જે વ્યાસજીયે ભાખ્યો.

### (વલણ)

ભાખ્યો મહિમા વ્યાસજીયે, લીલા શ્રીદશમતણીરે;
વિપ્ર પ્રમાનંદ કહે કથા, લીલા દશમની ભણીરે.

---

### ( કડવું ૨ જું—રાગ સારંગ )

શુકજી કહે સાંભળીયે રાય, દશમસ્કંધ પ્રથમો અધ્યાય;
શ્રોતા વક્તા પૂછક જંન, એ કથા ત્રણને કરે પાવંન.
પ્રાણીયે પામી મનુષાદેહ, હરિકથાસું કરવો નેહ;
સ્વલ્પ કરવું ઘરનું કામ, પળ ન મુકવું હરિનું નામ.

---

[1] "વિદ્યા" (બા૦ પ્ર૦). [2] "રાજકુલી માંહિ બે રાજા" (બા૦ પ્ર૦). [3] "જેથી ભાગવત ગંગા પ્રગટ થયાં જેમાં" (બા૦ પ્ર૦).

[4] દળાવ્યો.

વેહેવાર માત્ર કરવો વેપાર, રહેવું હરિકથામાં તત્પર સાર;
મુકી નિદ્રા સેજ્યા[1] ખાવું, હરિકથામાં તત્પર થાવું.
ભાગવતઅમૃત શ્રવણે ચાખીયે, સંસાર કામ અમથાં નાખીયે;
અધર્મીદૈત્ય વાધ્યા એકવાર, ડોલ્યો શેષ ભૂમિ બહુ ભાર.
અધર્મે ધરા કંપિત થઈ, વસુધા સુરભી રૂપે ગઈ;
ઈંદ્ર સભામધ્યે આવી ગાય, પૃથ્વીને પૂછે સુરરાય.
કાં અવની તું આંસુ ભરે, વળતી વસુધા એમ ઓચરે;
અસુરહોયે હું થરથરૂં, પ્રજાભાર કઈ પેરે ધરૂં.
ઈંદ્રરાય પામ્યો મનશોક, પૃથ્વીને તેડી ગયો બ્રહ્મલોક;
બ્રહ્મા આગળ રોઈ ધરા, કૃપા કરીને અજ ઓચરયા.
તહારૂં દુઃખ મેં જાણ્યું સહી, વારૂ કીધું અહાં આવી મહી;
હિરણ્યગર્ભે કીધી મયા, ક્ષીર સમુદ્રે તેડી ગયા.
શિવબ્રહ્મા ઈંદ્રાદિક દેવ, બેસી નારાયણની માંડી સેવ;
કો ઊર્ધ્વબાહુ થઈ માંડ્યું ધ્યાન, કો અધોમુખે કરે ધુમ્રપાન.
કો એક પગ અંગુષ્ઠે રહ્યા, કો દૃઢ આસન ઊર્ધ્વ રહેતા થયા;
કો સહસ્રનામ ઉપનિષદ ભણે, હરી પામવા દોહેલે ઘણે.
એક વરસ દેવે દેહ[2] દમી, અકાશવાણી બ્રહ્મની હવી;
જેમ દવે દાધાને છાંટે ઘંન, તેમ દેવને વિષ્ણુવચંનઃ—
"સમગ્ર દેવ દેહ શાને દમો, કરો ઉદ્યમ આળસ નિર્ગમો;
મૃત્યુલોકમાં તમો પરવરો, જાદવ થઈ મથુરા અવતરો.
વસુદેવ શૂરસેન કુમાર, તહાં અમો લેશું અવતાર;
દેવકીસુત ધરાવીશ નામ, ઉછરશું અમો ગોકુળગામ.
સોળકળા પૂરણ અવતાર, શ્રીકૃષ્ણ નામ હરશે ભૂભાર;
બીજા અવતાર બોલ્યા બાવીશ, તે લીલા અંશમુક્યા જુગદીશ,
રામચંદ્ર મર્યાદા પુરૂષોત્તમ, શ્રીકૃષ્ણ અવતાર પુરણ બ્રહ્મ;
વૈકુંઠરચના ગોકુળ આણી, રાસ રમશે સારંગપાણી.
અમર માત્ર જાદવ અવતરો, શિવ બ્રહ્મા આદે દેહ ધરો;
રામ રૂપ ધરશે તહાં શેષ, જોગમાયા લેશે કન્યાવેશ.
અમો રામકૃષ્ણ સહોદર ભ્રાત, અસુરવર્ગ કરશું નિપાત;"
પછે મૌન કીધું એવું કહી, પણ દેવ દર્શન પામ્યા નહીં.
અમરમાત્ર આનંદી ફર્યા, માનવ થઈ અવની અવતરયા;
તે ટિપ્પણઅર્થે કહ્યા કોણ કોણ, બૃહસ્પતિ અવતરયા ગુરૂદ્રોણ.
અશ્વત્થામા શ્રી મહાદેવ, જે ચિરણજીવી જોગી અશ્વમેવ;
વિશ્વાવસુ ધૃતરાષ્ટ્રરાય, જે ગાંધર્વનો સ્વામી કહેવાય.
પાંડુ રાય કુબેરનુ રૂપ, જમરાજા જુધિષ્ઠિર ભૂપ;
વાયુ વૃકોદર ઇંદ્ર અર્જુન, અશ્વિનિકુમાર તે માદ્રીતંન.
કર્ણ ભાસ્કર ચંદ્ર અભિમંન; વિધિ અક્રૂર કામ પ્રદ્યુમંન;
ધૃષ્ટદ્યુમ્ન અગ્નિ અવતાર, સનક વિદુર ઓધવ ઓંકાર.
ગોપી ઋચા રાધા ભક્તી, હલધર શેષ કન્યા શક્તી;
શ્રીકૃષ્ણ વિષ્ણુ અશરણશર્ણ, એ કહ્યાં અંશઅવતર્ણ.
કહ્યા અવતાર ટિપ્પણમાં યથા, હવે આરંભું મૂળથી કથા.
જમુનાતટ મથુરાપુર ગામ, રાજા તહાં ઉગ્રસેન નામ[1];
તે ઉગ્રસેનનો દેવક ભ્રાત, તે લઘુવયમાં પામ્યો નિપાત.
દેવકને દેવકી દીકરી, તે ઉગ્રસેનને ઉછંગે ઉછરી;
ઉગ્રસેનની નારી સ્વરૂપે પર્મ, તે એકવાર પામી ઋતુધર્મ.
નાહી ઉભી અંબા ફુટડી, તે કાળનેમીની દૃષ્ટે પડી;
તેથી ઉપન્યો પાપી કંસ, તેણે પુણ્ય ધર્મમાં કીધો ધ્વંસ.

(વલણ)

ધ્વંશ કરે કંસ કુરમતિ તે, અસુરમારગ અનુસરેરે;
ચાલે નહી ઉગ્રસેનનું તે, કંસ છત્ર મસ્તક ધરેરે.

---

(કડવું ૩જું—રાગ રામગ્રી)

શ્રી શુકજી બોલ્યા સાંભળ ભૂપજી, કંસાસુર ઉદયો અધર્મરૂપજી;
પ્રભવ પ્રજા ન શકે સુખે વસીજી, કંસકાળે શકે સુખેધરાગ્રસીજી.

(ઢાળ)

ગ્રસી ધરા અધર્મે કંસ વરતે, નાના વિધ વિપરીત;
ચાક ચડાવી સૃષ્ટિ સરવે, બ્રહ્માડ ત્રણ ભયભીત.
ચતુરવેદ ને ચારે આશ્રમ, પીડીયાં ચોવર્ણ;
પ્રજા સઘળી એમ વાંચ્છે, કહીંએ ભૂપ પામે મર્ણ.
સ્વર્ગ મૃત્યુ પાતાળ જીત્યું, વશ વરતે દશ દિગપાળ;
પ્રજાલક્ષણમૃગલીનો શું, કંસ પ્રગટ્યો કાળ.
જરાસંધે જુગમ પુત્રી, કંસને પરણાવી;
અસ્તિ પ્રાપ્તિ નામ તેહેનાં, પટરાણી જે કહાવી.
નરક પુંડરીક કાળજવન, શિશુપાળ જરાસંધ;
કંસઆદ મળી દેવ દમીયા, દૈત્યે બાંધ્યો બંધ.
અહંકાર લોભ ને દંભ દુર્લક્ષ્ય, ક્રોધ વિરોધ વ્યભિચાર;
કંસરાયનાં રાજમાં એહેવો ઉપદ્રવ અપાર.

---

[1] સેહેજ અથવા સ્વલ્પજ (?). "દેહડી દમી." "બ્રહ્મની થઈ" (બા० પ્ર०); બીજી પ્રતોમાં "દમી" છે.

[1] "રાજા ઉગ્રસેનની બહુ હામ" (બા० પ્ર०)

ઉગ્રસેન કહે પુત્રને, આ કન્યાની શી પેર;
બેહેન તહારી દેવકી, પરણાવ રૂડે ઘેર.
માત તાત વહોણી વગોવાય, એ સુતા અતર શોચ્યે;
સ્વયંપ્રભુને પરણાવો, અભિલાખ એહેનો પહોંચ્યે૧.
કંસ વળતું બોલીયો, તમને ગમે ત્યાં કીજીયે;
પૂજનીક કરીને હું નમું, નથી ઠામ એહેવો દીજીયે.
જેને કન્યા આપીયે તેહેને, કીધો જોઇએ નમસ્કાર:
કો જદુકુળમાં ખોળી કહાડો, છે નમ્યાનો અધિકાર.
બીજાં કુળને નવ નમું, વા કન્યા રહે કુંવારી;
પિતા કહે જદુકુળ વિખે મેં, મુકયો છે વર વિચારી.
શૂરસેનસુત શિરોમણી, વસુદેવ એવું નામ;
જદુકુળ મધ્યે એ ઉંચો છે, સગપણ કીધાંનો ઠામ.
કસ કહે એ જુકત છે, વાત કરો અવશ્યમેવ;
મંત્રિ પોતાનો મોકલી, પધરાવીયા વસુદેવ.

(વલણ)

વસુદેવને અતિ માન દીધાં, કંસાસુર બેઠો થયો રે;
અચાર્યજ તેડાવીયા, સમાચાર ઊગ્રસેને કહ્યો રે.

---

(કડવું ૪થું—રાગ સામેરી)

કંસ કહે હો ઋષિજંન, સાંભળ્યું રાયજીનું વચન;
ઉગ્રસેનનું કહ્યું આચરીયે, અમો સગા વસુદેવને કરીયે.

(ઢાળ)

સગપણ કીજે સર્વથા, જો મન આવે વસુદેવને;
ઉગ્રસેનની ઇચ્છા છે, પૂજનીક ચરણસેવને.
ગર્ગ કહે અમો મોટા કીધા, કન્યા લઉં છઉં માગી;
ગુરૂ કહે વસુદેવને તવ, ભાગ્ય દશા રાય જાગી,
પિત્રાણ ભગિની ભૂપની, તુને દે છે કન્યાદાન;
વસુદેવ કહે તવકૃપાથી, હું થયો ઈંદ્ર સમાન.
લગ્ન દિવસ તવ નીશ્ચે કીધો, મૂહુર્ત ગર્ગ આપ્યું.
વિવાહ સામગ્રી કંસે કીધી, હેત હૃદયે વ્યાપ્યું.
જાન લઇ વસુદેવ આવ્યા, પ્રીતે પાણિ ગ્રહણ કીધું;
આદર સાથે ઊગ્રસેને, વિધિયે કન્યાદાન દીધું.
વિખ્યાત વિવાહ કંસે કીધો, ખ્યાત ક્ષિતિ માંહિ થઈ;
ભાટ ચારણ બંદી માગણ, નિર્મુખ વાળ્યું ન કોઇ.
મનવાચ્છિત દક્ષણા વિપ્ર પામ્યા, ભુરસી આપી ઘણી;
પ્રેમ પૂર્વક કંસરાયે, કીધી બહુ પેહેરામણી.
અઢારસેં રથ ચારસેં ગજ, પંદરસેં તોખાર;
બસેં દાસી વસ્ત્ર ધન આપી, કીધો નમસ્કાર.
જશ થયો જદુકુળ વિખે, રાય કંસ છે દાતાર;
લોક કહે ચંદ્રવંશ મહિ, એ કંસ પ્રગટયો સાર.
નિરદથી સહ્રદ થયો, આંક વળ્યો મનુહારથી;
વરકન્યા એક રથે બેસાડી, કંસાસુર થયો સારથી.
લોક સરવે વિસ્મે થયા, ગર્વિષ્ઠ મથુરા રાણો;
તે સારથી થઇ રથ હાંકે, ગ્રહી રાસ પરાણો.
સગા ભાઈ શા કામના, પિત્રાઇ મધ્યે લેહેણું;
પીહેર વહોણી દેવકીનું, ટાળ્યું કંસે મેહેણું.
દેવકી અતિ મુદિત મનમાં, માતપિતા ગયાં વીસરી;
હું દુખાણીને આ સુખ કયાંથી, હરખે આંસુ પડયાં નીસરી.
નિજ કીર્તિ શ્રવણે સાંભળી, કંસની દુર્બુદ્ધિ ગઈ;
એહેવે સમે ભાવી પદારથ, વ્યોમવાણી વિકટ થઇ:—
"શું મોહ પામ્યો ભૂપતિ, બેહેન જાણી આપણી;
ભૂપાળ તહારો કાળ આવ્યો, દંશશે દેવકી સાપણી.
મોહપાશ બાંધ્યો બાપડો તે, કોણ આવી છોડશે;
કનિષ્ઠ પુત્ર બેહેનનો તે, કંઠ તહારો મોડશે.
થશે અષ્ટ બાળક દેવકીને, કનિષ્ઠ તહારો કાળરે"
નિજ અંત્રિક્ષ વાણી સાંભળીને, ઉધડકયો ભૂપાળરે.
ચમક પેઠી ચિત્તમાં, વળી સર્પને છંછેડીયો;
દયા ગઈ નિરદે થયો, જેમ પાવક પવને પ્રેરીયો.
એ ભગિનીને હું શું કરૂં, જેથકી પામું મર્ણ;
કન્યા જોઈ ક્રૂર દ્રષ્ટે થયો, નયણ તે શોણિતવર્ણ.
જેહેનાં ફળથી મૃત્યુ પામીયે, તે છેદીયે વૃક્ષ પ્રથમ;
ભાણેજ ફળ ઊપજે નહીં, દેવકીને હણું પ્રથમ.
અહંકાર કરી બેઠો થયો, પ્રલયનો જેમ વારિધી;
દેવકી ઝાલી ચોટલે જેમ, પોપટી ગ્રહે પારધી.
તેમ ઊછળી હેઠે પડયો, ગ્રહી દેવકી સકુમાર;
જાણે જીભ કાળી નાગની, એહેવો ખડગ કહાઢયો બહાર.

(વલણ)

બહાર ખડગ જવ કહાડીયો, વદનતેજ ગયું ઊડીરે;
ત્રાહે ત્રાહે દેવકી કરે, વિલપે જેમ ટીટોડીરે.

---

૧ એ લીટી બા૦ પ્ર૦ માં નથી.

### ( કડવું ૫મું—રાગ મેવાડો )

વિનવે દેવકી હો, વીરાને વલવલી;
માનને માગે હો, મુખે દઇ આંગળી.
હૃદયા ફાટે હો, નયણે જળ ભરે;
સકુમાર કુંવરી હો, કાલું કાલું ઓચરે.
માનુષી દેહ ધરી હો, વિપત્ત શી આવડી;
કોણ મુકાવે હો, નહીં પિતા માવડી.
બાઇ તેં ઉછેરી હો, નમાઇ હું રાંકડી;
કેમ સહું રાતી હો, વીરાજીની આંખડી.
મહીઅર મ્હારૂં હો, તું મથુરાપતી;
ઉગ્રસેન કાકા હો, આજ પાસે નથી.
ક્હાં ભોગવશો હો, પાપનો પોટલો;
શિર મ્હારૂં દૂખે હો, તાણો મા ચોટલો.
માળા મ્હારી તૂટી હો, પડે કરમુદ્રડી;
દુખે અંગ લોકડા હો, ખસી મ્હારી ચુંદડી.
વેણી વિખરાણી હો, કાકીએ સેસ ભરી;
ભલું થાઓ દેવનું હો, વાણી એવી ઓચરી.
જે પરણાવે હો, તે વધ કેમ કરે;
મીંઢળ નથી છૂટયાં હો, ના ગઈ સાસરે.
તંબોળ પરણ્યનો હો, સુકયો નથી સાવલીય;
મા મારો છઉં કોડ ભરી હો, લાગું તહારે પાવલીયે.
જેહેન ઉછેરીરે હો, તેને નવ મારીયે;
ઘણું વોળાવી હો, ઘેર પધારીયે.
ગગનવાણી હો, કો વેરણ મુજતણી;
સાચું રખે માનો હો, જુઓ હું દુર્બળ બ્હેણી.
એમ વલવલતી હો, રોતી ગજગામની;
દેવકી રોતાં હો, રોઈ પ્રજા ગામની.
રોયાં વૃદ્ધ જોબન હો, રૂએ બાળક બાકુવાં;
રોયા હય હસ્તી હો, રોયાં નગ્ર ઝાડુવાં.
રોયા ગગને દેવતા હો, રોયા વસુદેવપતી;
પણ નિરદે કંસને હો, દયા નથી આવતી.

### ( વલણ )

દયા ન આવે કંસને, ક્રોધી મથુરા નાથરે;
જેવે બાઈ ઘાય મુકે, વસુદેવે ઝાલ્યો હાથરે.

---

### ( કડવું ૬ઠું—રાગ ધનાસરી )

શ્રી વસુદેવજી વિનતિ કરે, દીનત્વ વાણિ હળવે ઓચરે;
ભગિની તમારી નયણે નીર ભરે, એહેનો વધ કીધે કોહો
અર્થ શો સરે.

### ( ઢાળ )

અર્થ શો સરે બાળા હણે, અબળાનો અવતાર;
એથી વિઘ્ન તમોને કશું છે, શત્રુ એહેનો કુમાર.
છે સ્ત્રી હત્યાનો દોષ મ્હોટો, વિચારી વધ કીજીયે;
ઉછેરી પરણાવી મારતાં, લોક ઇશ્વરથી બીહીજીયે.
જો પ્રતીત આવે માહરી, તો સત્ય વચન ચિત્તમાં ધરો;
પુત્ર હશે તે હું તમને આપીશ, સુખે વધ સુતનો કરો.
અષ્ટ બાળક જે એહના, તેથી ઘાત તમને થશે;
એટલું વિચારો તમારો શત્રુ, અમને વહાલો કયમ હશે.
અંન ઊદક સંબંધ જન્મ મૃત્યુ, એ જીવને હાથે નથી;
ઇશ્વિર આધીન સર્વ છે, ભુલે જીવ ગહનગતી.
એ કાળ વસે કાયા વિષે રાય, રખે જાણો વેગળો;
રેત રૂધિરથી પિંડ બંધાયો, કાળ વસે છે માંહે મળ્યો.
દેહ પ્રાણનું નિર્માણ છે તે, સંબંધ વિધિ પહેલો લખે;
એ પ્રાણી લોભ્યા આયુષના, કંઈ કરતાં થાઊં અજર અખે.
હું હણું છઉં મુને હણશે એ; સંકલ્પ વિકલ્પ પ્રાણના;
વૃથા અક્ષર કેમ હશે જે, લખ્યા પુરૂષ પુરાણના.
પર્વત કોરી પેશીયે, બેશીયે ધરા અંતર જઇ;
લક્ષ રક્ષક સંગે કવચ અંગે, તોય મૃત્યુ મુકે નહીં.
તમો ઈંદ્રાદિક દિગપાળ જીત્યા, નિરભેના દુંદુભી ગડગડે;
તે મુને આશ્ચર્ય મહોટું થયું જે; કંસ બીહે દેવકી વડે.
વિચાર કંસ ભૂપાળનો, દિસે ઊંડો સપ્તપાતાળથી;
જે મૃત્યુ ભય ભૂપત ધરે છે, કાળ છેલ્લા બાળથી.
સ્ત્રી થશે કન્યા ટળી, સીમંત હશે કો એક સમો;
કહીંએ પ્રસવશે કનિષ્ઠ બાળક, જે આજ ભય પામો તમો.
સત્ય વચન મ્હારૂં માનજો, તમથકી ચોરીશ કેમ;
અષ્ટ બાળક તમને આણી આપીશ, પ્રસવશે જેમ જેમ.
વિવેક આવ્યો કંસને, વસુદેવની વાચા લીધી;
કેશ મુકી પાએ લાગ્યો, બેહેનની સ્તુતિ કીધી.
આકાશવાણી સાચી જાણી, ભય પામ્યો મહારો પ્રાણી;
દયા જાણી બાળ આણી આપજે, બાઈ પોતાનો જાણી.

દેવકી કહે વીર મ્હારા, ઊધરી હું તુજવડે;
તે પુત્રને હું શું કરૂં, પીહેર જેથી ઊજડે.
કંસ મન આનંદ પામ્યો, ઘેર વળાવ્યાં દંપતી;
ઘણા દિવસ સુખ ભોગવ્યું, વસુદેવને બહુ સંપતી.
શત સેવક ફરે કંસના, કરે દૃષ્ટિરક્ષણ અત્યંત;
દેવકીયે એક પુત્ર પ્રસવ્યો, નામ ધરયું કીર્તિમંત.
ગીત ગાથા તોરણ હાથા, પુત્ર પહોરાડ્યો પારણે;
શશિવદન[1] શું શશિ ઉદયો, દેવકી જાએ વારણે.
કનક આભરણ કર ચરણ, કરણ કટિ કંઠ ભૂષણ ધરયાં;
બાળનો કાળ ભૂપાળ છે તે, દેવકીજી વીસરયાં.
વસુદેવે જાણી વધામણી તવ, આવીયા અબળા કને;
શું મોહ પામ્યાં સુંદરી એ, પુત્રને આપો મુજકને.
તે દિવસ વિસરી ગયા જે, મરણથી તું ઉગરી;
દેવકીને મૂર્છા થઈ સંકેત વારતા સાંભરી.

(વલણ)

સાંભરી વારતા સતીને જે, સત્ય વચન આપ્યું પતીરે;
કાળના કરમાં બાળક આપે, ફરી ઘેર આવવો નથીરે.

---

(કડવું ૭ મું—રાગ વેરાડી–ચોપાઇ)

વસુદેવ માગે આતુર થઈ, દેવકી પુત્રને આપે નહીં;
તહારો હઠ જો રાય જાણશે, પુત્ર સાથે આપણો અંત આણશે.
વચન ગયું તેહેનું સરવસ ગયું, અસાધુ નામ જગતમાં થયું;
ઈશ્વરથી ન બીહીજે સુંદરી, પણ કંસની બીહીક આપણને ખરી.
જે નિરમ્યું હશે તે થાશે સહી, લાવ કુંવરને આપું જઈ;
દેવકી કહે સાંભળીયે નાથ, કેમ ચાલે પુત્રને આપતાં હાથ.
પ્રથમ રૂપ કુંવરનું જુવો, મરવા માટે રૂડો હવો;
હું ઘેલીયે સુત કીધો સાંતરો, ન રહ્યો ઘેર દિવસ આંતરો.
વસુદેવ કહે સાંભળીયે સતી, સહી જ્ઞાન તુજમાંહે નથી;
ઋણ સંબંધી દુખ દઈ જાય, પારકી વસ્તુ કેમ આપણી થાય.
કેટલીવાર રોશો થઇ સુતમાત, એ વિના પુત્ર આપવા છે સાત;
એ મૂહુર્તે મંડાયું રોવાતણું, આગળ દુખ વેઠવું છે ઘણું.
દેઇ ચુંબન કીધું આલિંગન, પ્રાણ આપે તેમ આપ્યો તંન;
ત્યાર પહેલાં કંસને થયું જાણ, આકાશવાણીનું સાલ્યું બાણ.

૧ "શીસવદન" (બા૦ પ્ર૦).

કંસનાં મનમાં એહેવો વિચાર, લાગે વાર તો હણું પરિવાર[1];
ધુંધવાઇ બેઠો ભૂપાળ, આવ્યા વસુદેવ લાવ્યા બાળ.
કંસાસુરનો સંદેહ ટળ્યો, સાધુ બનેવી બોલે પળ્યો;
મામે ઓછંગે લીધો ભાણેજ, દેખી રૂપ ભૂપને આવ્યું હેજ.
વસુદેવે પોતાનો પાળ્યો ધર્મ, તો હું કાં આચરૂં દારૂણ કર્મ;
કનિષ્ઠ પુત્ર શત્રુ સર્વથા, રંક સમ હણવા તે વૃથા.
ફોકટ ભગિનીનું ઘર ભાંગે, વજ્રલેપ બાળહત્યા લાગે;
એહેવો વિવેક અંતરમાં ધરી, વસુદેવને બાળક આપ્યો ફરી.
ધનધન રાજા લોકે કહ્યો, જયજયકાર નગરમાં થયો;
વસુદેવજી વળીયા ઘરભણી, દેવકીને પહોંતી વધામણી.
જો કંસે ન કીધો બાળક નાશ, પણ વસુદેવને નથી વિશ્વાસ;
એ રખે કહોને કહે લાગતો, નહીં લાજે પુત્ર ફરી માગતો.
ધર્મરૂપ થઈ બેઠો કંસ, ઉગ્રસેને જાણ્યું દીપ્યો વંશ;
એ નિરદે કંસને આવી દયા, થઈ મૃગ ઊપર પારધીને મયા.
જેમ સર્પમુખેથી સુખે[2] નીસરે, તેમ બાળક ઉગરીયો ખરે;
નગરલોક થયા સહુસુખી, એહેવે પધારયા નારદ ઋખી.
પ્રગટયું તેજ જેમ ઉદયો ભાણ, આસનથી ઊઠયો રાજાન;
આસન આપી પૂજા કરી, વિનયયુક્ત વાણી ઓચરી.
સ્વામી હું આજ કીધો કૃતાર્થ, કેમ આવ્યા કહો યથાર્થ;
નારદ કહે મુને ઇચ્છા થઈ, જે રાજ કંસનું નિરખું જઈ.
બ્રહ્મલોકસુધી તહારી વારતા, નથી દેવ તુંને વિસારતા;
સુબુદ્ધિ શૂર ધીર દયાવાન, ઘણું દીઠું તહારૂં રાજધ્યાન.
તુજ સાથે મુને વાધ્યો નેહ, જાણું એક પ્રાણ ને જુજવા દેહ;
હું ચૌદ લોક ફરૂં છઊ કહે જતી, પણ આ સભા વિના મન ઠરતું નથી.
કપટયુક્ત ઋષિની વાણી, બોલ્યો કંસ સાચી જાણી;
અથ ઇતિ કહ્યું ઋષિને વૃતાંત, વસુદેવનો પુત્ર ન કીધો શાંત[3].
છેલા પુત્રથી મ્હારૂં મર્ણ, દયા આવી મુને અંતસકર્ણ;
આપ્યો બાળક નિરમ્યું તે થાય, મેં કેવો ધર્મ કરયો ઋષિરાય.
સાંભળી નારદે ધુણ્યું શીષ, ઉપન્યો સંદેહ પૂછે છે અધીશ;
કહો સ્વામી તમો કાં થયા વીપ્ર, હું શું ચુકયો બોલો પ્રભુ શીઘ્ર.

૧ "લાગે પુત્ર લાવતાં વાર તો હણું પરિવાર" (બા૦ મુ૦ પ્ર૦)
૨ "સર્પ મુખેથી અમૃત નીસરે" (ગુ૦ પ્ર૦)
૩ "પાત" (ગુ૦ પ્ર૦)

મર્મ વચન ઋષિ નારદ કહે, તું કરે રાજ પણ ભેદ ન લહે,
ઘટે તીવ્ર બુદ્ધિ મહારાજા તણી, પણ તુને શુદ્ધ નથી આપણી.

ગગનવાણીના છે ગુપ્ત ભેદ, સમજે તે નવ પામે ખેદ;
મર્મ કહેતાં હું કરૂં છું પ્રમાદ, છે હત્યાદોષ લોક અપવાદ.

પણ પાતિકથી હું બીહીતો નથી, વા તીર્થ કરીશ હું તારી વતી;
ચક્રાકારે આઠ પુત્ર મેહેલો, જે લીજે તે છેલ્લો પેહેલો.

જે ગણીયે તે અષ્ટમો સહી, કનિષ્ઠ કારણ જોવું નહી;
ન જાણીયે તુને મારશે કીયો, આઠ ભાણેજથી સરખું બીહો.

આ જાદવ મથુરામાં તરવરયા, તે માનવ થઈને અમર અવતરયા;

તું રખે પ્રજા મહારી જાણતો, વિશ્વાસ રખે કહોનો આણતો.

તું પહેલાં દેવ અવતરિયા છે કંસ, ઊગ્રસેન આદે છે દેવ અંશ;

એવો વૈશ્વાનર મુકી ભગવાન, શ્રી નારદ પામ્યા અંતરધાન.

કંસને ચટપટી થઈ ચિંતવિખે, હું સુતો જગાડયો નારદઋખે;
સેવકને આજ્ઞા રાયની થઈ, ન શકે વસુદેવ મંદિર જઈ.

ઉન્મત્ત સુભટ ધાયા તતખેવ, અધવચથી વાળ્યા વસુદેવ;
તેડે છે રાય લઈ આવો બાળ, વસુદેવને પડી અંતર ફાળ.

મુકયો બાળક કેમ ફેરીયો, કંસનો કાન કોણે ભંભેરીયો;
કાળ રૂપ કંસ બેઠો થયો, બાળક ઝડપી પાગે ગ્રહ્યો.

શિલા ઊપર પછાડયો બાળ, વસુદેવ બંધન કીધા તતકાળ;
દેવકીને સેવક લાવ્યા તેડી, ભાઇયે પેહેરાવી લોહની બેડી.

દૃષ્ટિરક્ષા ઉગ્રસેનને થઈ, મથુરામાં શોણિત સરિતા વહી;
કારાગૃહમાં નાખ્યાં નરનાર, રખેવાળ સહસ્ર બેસાડયા બાર.

શુકજીને પૂછે પરિક્ષિત ભૂપ, નારદજી કહાવે ધર્મ સ્વરૂપ;
બહુજન તારયાં આપી ઉપદેશ, કેમ થયો નારદમાં પાપ પ્રવેશ.

દયા ન આવી અંતર માંહે, વસુદેવના પુત્ર હણાવ્યા કાંએ;
હરિજન વૈષ્ણવ કહાવે પર્મ, કેમ કીધું નારદે એહેવું કર્મ.

વસુદેવ પુત્ર પામ્યા જમ લોક, નારદ વા કસ એ કહોને દોષ;
શુકજી કહે સાંભળીયે નરેશ, નારદને કર્મ ન લેપે લેશ.

શીઘ્ર કંસ નિપાતજ થાય, નારદ કીધો તેહ ઉપાય;
દુષ્ટ કર્મ એ જો કંસ કરે, તો પરમેશ્વર વેહેલા અવતરે.

શાપ દાબે અવતરીયાં બાળ, આગળ કથા આવશે ભૂપાળ;
નારદ છે ઇશ્વિરનુ મંન, નિરમ્યું તેજ કરે મુનિજંન.

પરિક્ષિત કહે નિવરત્યો સંદેહ, પછી શું થયું પડ્યાં કારાગેહ;
શુકજી કહે સાંભળ ભૂપાળ, હણ્યા દેવકીના ખટ બાળ.

(વલણ)

ખટ બાળક દેવકીના હણ્યા, શુક કહે સાંભળરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો પ્રથમો અધ્યાયરે.

---

## અધ્યાય ૨ જો.

### ( કડવું ૮ મું—રાગ અસાવરી )

શ્રી શુકદેવજી કહે કથા, સાંભળ પરિક્ષત રાયરે;
એ પ્રથમો અધ્યાય પૂર્ણ હવો, કહું દ્વિતીયો અધ્યાયરે.
ક્રૂર દૃષ્ટિ થઈ કંસાસુરની, દંશ જાદવ પર રાખ્યોરે;
સર્વ ઉપરથી સ્નેહ ઉતારયો, ભેદ નારદે ભાખ્યોરે.
નરકાસુર પુંડરીક જરાસંઘ, શિશુપાળ ને દંતવક્રરે;
થયો સમાચાર કંસે કહાવ્યો, તમો દમજો જગતરે.
નિર્જર જાદવ થઈ અવતરિયા તે, વચન વિષ્ણુનું માનીરે;
પ્રજા માત્ર પીડાવા લાગી છે, કંસની ક્રૂર રાજધાનીરે.
વૃષભ વચ્છ વ્યોમાસુર તેડ્યા, શકટ અગાસુર કેશીરે;
એ વહાલા મિત્રને કંસ કહે, એકાંત સભામાં બેશીરે.
ભૂપ કહે ભાઈયો શું કરવું, સત્ય જાદવ શત્રુ જાણોરે;
વિપ્ર વૈષ્ણવના ધર્મ મુકાવો, અંત સાધુનો આણોરે.
દેવનું બળ સત્યધર્મવડે માટે, મૂળ ધર્મનાં કાપોરે;
પુણ્ય માર્ગમાં વિધ્વંશ કરો ને, હરિજનને સંતાપોરે.
વચન સાંભળી પ્રસન થયા એ, ઉત્તમ આજ્ઞા આપીરે;
પ્રજા સરવને પીડવા લાગા, આસુરી માયા વ્યાપીરે.
વર્ણાશ્રમ ધર્મનો ધ્વંસ કરે, વળી પતિવ્રતાને પીડેરે;
ગુપ્ત ધર્મ સાધુજન પાળે, અસાધુ રૂપે હીંડેરે.
દ્વાર દેવાયાં દેવસ્થળનાં, નહીં નૈવેદ્ય ધૂપ દીપરે;
ઘંટા શંખની ખંડના કીધી, ભાંજી સુકેડ ને સીપરે.
અગ્નિહોત્ર આવસથતણા, અસુરે પૂરયા કુંડરે;
તિલક ભૂસી માળા તોડી, ન થાય ભસ્મ ત્રિપુંડ્રરે.
હરિકથા વેદાધ્યયન વારયાં, રહી સમરણી કુરતીરે;
કો રામ શિવનું નામ ન લેશો, આણ રાયની વરતીરે.
રવિવારે કો સૂર્ય ન પૂજે, દ્વિતીયાયે નહીં સોમરે;
મંત્ર ઇષ્ટ નહીં આરાધન, રહ્યા જગન ને હોમરે.
પ્રાત:સ્નાન નહીં પાર્થિવ પૂજા, ન થાય તપ જપ વ્રતરે;
ગુપ્ત ધર્મ કો કરતો જાણે, બાંધી મગાવે તર્તરે.

નહીં કથા નહીં શ્રવણભક્તિ, રહ્યાં બાંધ્યાં પુસ્તકરે;
જટા ધરી ન શકે સંન્યાસી, ધરાવે મુગટ મસ્તકરે.

ન પૂજાય અશ્વત્થ તુળસી સુરભી, નહીં ગુરૂચરણ પ્રણામરે:
કંસ કહે વિષ્ણુને તજીને મહારૂં લો સહુ નામરે.

સકળ ધર્મ કર્મ લોપાયાં, વરત્યો હાહાકારરે;
કંસ પૂજાવે ધનુષ પોતાનું, વશાવરતી વર્ણ ચારરે.

વસુદેવ દેવકી કારાગૃહમાં, તે દોહોલે દહાડા નાખેરે;
ગર્ભ રહ્યોજાણી કંસાસુર, કઠિણ સ્થાનક રાખેરે.

ખટ બાળકની હત્યા લીધી, પૂરણ પાપે ભરાયોરે;
ધર્મ ખંડે ધરા કંપી, શેષે ન ભાર ધરાયોરે.

શેષ નાગને કહે પરમેશ્વર, મથુરામાં મણિધર જાઓરે;
જઈ વસો દેવકી ઉદરે જયેષ્ઠ, બંધુ અમારા થાઓરે.

શેષ કહે સ્વામી સાંભળીયે, કેમ જાઉં જન્મ લેવા રે;
હું જયેષ્ઠ ભ્રાત તમો કનિષ્ઠ સ્વામી, કેમ થાએ મે સેવા રે.

વિષ્ણુ કહે રામા અવતારે તમો, સેવા કીધી સબળ રે;
આણીવાર કનિષ્ઠ થઇ સેવું, થાઊં તમને ઓશિંકળરે.

આજ્ઞા મહારી શેષ ન લોપો, વિદાય વિખધર કીધોરે;
કારાગૃહમાં દેવકી કૂખે, અવતાર અહિયે લીધો રે.

દીપ્તિમાન દેહ થયો દેવકીનો, કંસ યત્ન બહુ કરતો રે;
સપ્ત માસ જવ થયા ગરભને, ભૂપ ભય મન ધરતો રે.

(વલણ)

ધરે ભય ભાણેજનો, સાચવે બહુ ખપ કરી રે;
જગતપિતાએ તેડી જોગમાયા, એ પ્રત્યે બોલ્યા શ્રીહરીરે.

---

( કડવું ૯મું—રાગ મારૂની દેશી )

જોગમાયાને કહે મોરારી, આજ વાચા પાળો તમો મારી;
વસુદેવની રોહિણી નારી, તે છે અપર માત અમારી.

વસે નાસરણે[1] નંદ ઘેર, નંદ પ્રતિપાળે બહુ પેર;
વસુદેવ નંદને છે બહુ સ્નેહ, માટે રોહિણી મુક્યાં ગોપગ્રેહ.

રંક રોહિણી સામુ નિરખો, દેવકીનો ગર્ભ આકરખો;
તે ગર્ભ રોહિણી કૂખે મૂકો, એટલે કંસ તણો ભય ચૂકો.

તે અવતરશે બળભાઈ, બીજુ કાર્ય કરો એક બાઈ;
છે પવિત્ર નંદજીની નારી, પૂર્વે ભક્તિ કીધી છે અમારી.

તેને અમો જનેતા કહેશું, એકાદશ વર્ષ ગોકુળમાં[1] રહેશું;
તમો જન્મ લો જસોદ કૂખે, એવી આજ્ઞા આપી શ્રીમૂખે.

મથુરામાં આવ્યાં જોગમાયા, કીધી નિપટ સૂક્ષમ કાયા;
નિદ્રાધારણ સાથે લાવી, પ્રાણી માત્રને નિદ્રા આવી.

સંકેત હરિયે કહ્યો તે કીધો, દેવકીનો ગર્ભ આકરખી લીધો;
ન જાણે દેવકી જે સુત હરીયો, રોહિણીની કૂખે ગર્ભ ધરીયો.

જસોદા ઉદરે પ્રવેશ કીધો, માયાએ જન્મ કન્યાનો લીધો;
જસોદાજીને રોહિણી સતી, બેહુ અબળા થઈ ગર્ભવતી.

કારાગૃહમાં દેવકી જાગી, ફરી ફરી ઉદર જોવા લાગી;
ગળ્યો ગર્ભ ટળ્યો સંતાપ, ન દીઠો બાળક મૃત્યુ અદાપ.

કંસે જાણ્યું જે ગર્ભ ગળીયો, આસન ઊપરથી ઉછળીયો;
દીઠો પ્રતાપ મારો વિખ્યાત, મહારે નામે થયો ગર્ભપાત.

આવ્યો કારાગૃહે નૃપ ક્રોધી, જોયું મંદિર સઘળું શોધી;
અધમાસનું બાળ કહાં પળીયું, ઉડયું આકાશે કે ભોમે
ગળીયું.

શકે પવને બાળક શોકયું, કંસે હૃદય જ્ઞાને અવલોકયું;
મારાં બળ પ્રાક્રમ ન સ્હેવાયાં, પંચ મહાભૂતમાં ભૂત સમાયા.

એ જંજાળ બાળકનો ભાગો, હત્યાદોષ મુને ના લાગો;
ઘેર આવ્યો તે આનંદ પામી, પછી શું કરે શ્રીપત સ્વામી.

દેવ પ્રજાની પીડા જાણી, ચિતવ્યું ચિત્તમાં ચક્રપાણી;
ભકતાધીન નામ પ્રભુ કહાવ્યા, બાપજી મથુરામાં આવ્યા.

રંક વસુદેવ સામું જોયું, દુખ દેવકી માતનું ખોયું;
જસોદાજીને ઓછંગે રમવા, ગોપસંગે કરમો જમવા.

ભોળોનાથ દયાનો ભંડાર, લીધો દેવકી ઉદર અવતાર;
આશ્વિન વદી અષ્ટમી અધરાતે, ગર્ભ રૂપ ધરયું જદુનાથે.

દિન દિન ગર્ભ વધતો જાય, તેમ દેવકીને સુખ થાય;
વસુદેવ દેવકીને પૂછે, આવાં દુખમાં આનંદ શું છે.

પડયાં કઠિણ કારાગૃહમાહિં, સપ્ત પુત્રતણા સપ્ત ઘાયે;
પરવશ પામોછો અંન પાણી, તો પુષ્ટ કેમ થયું વપુ રાણી.

તન સુખ ધરેછે[2] રવિકાંતી, કહો પ્રગટ નિવર્તે ભ્રાંતી;
લજાયુક્ત કહે હસી નારી, ચતુર નાથ છો જુઓ વિચારી.

---

૧ (બા૦ પ્ર૦ માં) "નાસંડે" છે તે નાસરડું પણ હોય. નાસરણું, નાસણણું, નાસરડું, નસાણું એ સહુ એક અર્થવાચક શબ્દ રૂપાંતર છે.

૧ "પુત્ર થઇ રહેશું" (બા૦ પ્ર૦)
૨ "થયું" (ગુ૦ પ્ર૦)

આઠમો પુત્ર ઊદરે આવ્યો, જાણે ત્રિભુવનનું સુખ લાવ્યો;
કંસ ગુણવત સરખો ભાસે, ના જાણું આગળ શું થાશે.
ક્ષુધા તૃષા મુજને નવ પીડે, મ્હારૂં મન કંસ મારવા હીંડે;
એવા વસુદેવ મંન વિચારી, ભાગી ભ્રાંતિ મુન્ય કર નારી.
દેવકી તનની તેજ જવાળા, દેખી ભય પામ્યા રખેવાળા;
કંસે વાત સેવકથી જાણી, ત્યારે સાંભરી આકાશવાણી.
મ્હારો શત્રુ તે ગર્ભ એહ, આવ્યો કંસ જોવા કારાગેહ;
પેઠો ઘરમાં ઊઘાડી તાળું, દીઠું ભાણેજ ભાસ્કર અજવાળું.
દીઠી દેવકી તેજ સ્વરૂપ, ભય પામ્યો કંસાસુર ભૂપ;
તેજ આગળ કાંઈ નવ સૂજે, પગે દેવકીને ધરણ ધ્રૂજે.

(વલણ)

ધરણ ધ્રૂજે ચરણ મ્હારે, ઊદરમાં સુત મહાબળીરે;
ભય પામી કંસ બાહેર આવ્યો, કપાટ દેવાડ્યાં વળી રે.

---

## (કડવું ૧૦મું—રાગ સામેરી)

દેખી દેવકીજીનું રૂપ, ભય પામ્યો કંસાસુર ભૂપ;
એ ઉદયો આઠમો બાળ, હોય સર્વથા મ્હારો કાળ.

(ઢાળ

કાળ મારો સર્વથા એ, હવે ઉગરવું નથી;
ભલી ભાતે જતન માંડ્યું, નિદ્રા ન આવે રતી.
આજ્ઞા આપી અચુત સેવકને, રૂડી પેર રક્ષણ કરો;
સાવધાન થાઓ પ્રમાદ મૂકી, નિશાએ નિદ્રા પરહરો.
પ્રસવ સમે સદ્ય જાણ કરજો, છે ઉદરમાં મ્હારો અરી;
તાળાં સાંકળ ભોગળ ભારે, ઠામ ઠામ શીલા ધરી.
સહસ્ર સેવક મંદિર ઉપર, નવ સહસ્ર પૂઠે ફરે;
નિશા આખી ઢોલ વજાડે, તે ગર્ભની રક્ષા કરે.
નિદ્રા ન આવે કંસને, સેજ્યાએ સુળીવત સૂએ;
અર્ધનિશાએ ઊઠી આવે, તપાસી કારાગૃહ જુએ.
સ્વાદ રહીત ભોજન કરે, કંસ દેહે દુર્બળ થયો;
શત્રુ જાણી કરે ચિંતા, બ્રહ્મરૂપ ભાણેજ નવ લહ્યો.
ગર્ભને માસ પૂરણ હવા, દેવકીજી આંસુ ભરે;
લાજ પામી શીષ નામી, નાથ પ્રત્યે ઓચરે.
તમો સ્વામી મ્હારા સાંભળો, નિરલજ થઇ વારતા કરૂં;
નહીં બેહેન જનુની નણંદ સાસુ, તમ આગળ લજ્જા પરહરૂં.
છે ધિક અવતાર નારીતણો, સર્વથા જાણો તમો;
મહારાજ લાજ મુકી કહું આજ, આવ્યો છે પ્રસવ સમો.
ગર્ભ પ્રસવનું ચિન્હ જણાએ, એ બાળક તે છેલ્લું,
છે વિઘ્ન એહેને કંસનું, આરોગ્યની આશા મેહેલું.
છે સ્વભાવ બાળક માત્રનો, પ્રસવતાં તતક્ષણ રૂએ;
સાદ સાંભળી જાણ થાશે, પળમાત્ર સેવક ન સૂએ.
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, વૈશ્ય શૂદ્ર રાજા ઋખી;
ચાર વરણમાં કો હશે સ્વામી, આપણ સરખું દુખી.
બોલે કાલું લાગે વહાલું, ક્ષણએ રૂએ ક્ષણએ હસે;
ઓછંગ ઉપર કરે ક્રીડા, જાણું સુતનાં સુખ કેવાં હશે.
એવું કહી આંસુ ભરે સમાધાન વસુદેવજી કરે;
ભાવી પદારથ સર્વથા એ, અર્થ રોએ શો સરે.
સમજાવ્યાં સતી દેવકી, જ્ઞાન ગદ પ્રભુયે કહ્યાં;
યોગનિદ્રા પ્રબળ પામી, દંપતિ નિદ્રાવશ થયાં.
નિશા ગઈ જ્યારે ચૌદ ઘટિકા, યોગનિદ્રા વ્યાપી ઘણું;
બ્રહ્મા આદે દેવ આવ્યા, સ્તવન કરવા ગર્ભતણું.

(વલણ)

સ્તવન કરે સર્વ ગર્ભનું, અંત્રિક્ષ અમર ઋષિ સહારે;
કોણ પ્રકારે સ્તુતિ કીધી જે, પરમેશ્વર પ્રસંન થયારે.

---

## (કડવું ૧૧મું—રાગ ગોડી)

નમો નારાયણ નમો નમો, પ્રભુ આદિ સ્વરૂપ અનંત;
નમો બ્રહ્માનંદ નમો નમો, ત્રિગુણાતીત ભગવંત.
માયાતીત નમો નમો, ચિદાનંદ ચૈતન્ય ચિદ્રુપ;
પ્રાંજળ પ્રભુ નમો નમો, અવિગત અખંડ અનૂપ.
પ્રભુ પરાત્પર નમો નમો, નમો સહસ્રશીર્ષા ભગવાન;
પ્રભુ અખિલેશ્વર નમો નમો, સર્વેશ્વર સર્વ પ્રતિપાલન.
નમો અનાથનાથ અકળ હરિ, ભકતાધીન બ્રહ્મ દયાળ;
ગર્ભ સ્વરૂપ નમો હરી નથી, તું વૃદ્ધ જોબન બાળ.
નમો વાસુદેવ જાદવપતિ, નમો નંદન સુરભીપાળ;
પ્રથમ વચન પ્રતી પાળીએ પ્રભુ, આણીયે કંસનો કાળ.
હર હિરણ્યગર્ભ હરિને સ્તવે, સપ્તઋષિ દશ દિગપાળ;
દયા આવી દીન દયાળને, બોલ્યા ઉદરથી દેવકી બાળ.
છે વિલંબ એક ઘટિકાતણો, હું પ્રગટ કરૂં છૌં દેહ;
તમો શતશૃંગ પર્વત પરવરો, રાજા પાંડુ ક્રેરે એહ.
કુંતાના ગર્ભની સ્તુતિ કરો, છે અર્જુન નરનો અવતાર;

અમો થાશું તેહેના સારથી, ટાળશો અર્જુન ભૂમિનો ભાર.
અમર આનંદી વળ્યા, મનવાંછિત સીદ્યું સર્વ કાજ;
પછી કોણ રીતે ઉદે થયા, કારાગૃહમાં કૃષ્ણ મહારાજ.

(વલણ)

મહારાજ ત્રિભુવંનનો તે, પ્રગટ કેમ કરી થાયરે;
પરિક્ષતને શ્રી શુક કહે થયો, દ્વિતીયો અધ્યાયરે.

---

## અધ્યાય ૩ જો.

### (કડવું ૧૨મું—રાગ રામગ્રી—જિતમાન)

શ્રી શુકજી કહે સુણ ભૂપતિ, ઉદયા શ્રી અવિનાશ;
તૃતીય અધ્યા વરણવું હું, જથા બુદ્ધિપ્રકાશ.
વિદાય કરી સર્વ દેવને, વિચાર્યું વિશ્વનાથે;
શ્રાવણ માસ વદી અષ્ટમીયે, પ્રગટયા અર્ધ રાતે.
યોગનિદ્રાને આજ્ઞા થઈ, હુવી વ્યામમાન;
અચુત સેવક અવની ઢળ્યા, સુતા મૃત્યુ સમાન.
અચેતન કંસ થઇ પડયો, શિલાવત પરધાન;
નગરમાં કોઈ જાગે નહીં, સુતા ચંચળ શ્વાન.
નંદ ઓછંગે ક્રીડા કરવા, જસોદા પયપાન;
ગોપ વધુને રમાડવા, થાવા ગોકુળ કહાન.
બક બકી સંઘારવા, ગિરિ ગોવર્ધન ધરવા;
બ્રહ્મા ભોયંગને જીતવા, રાસક્રીડા કરવા.
આપ બંધાવા ઊખળે, કરવા કંસ સંઘાર;
પાર્થનો રથ હાંકવા, ઊતારવા ભૂભાર.
ભક્તવત્સલ ભોળો હરી, સેવક જન સુખકારી;
જન્મ જન્મ લઈ અવતરે, લીલાએ વપુ ધારી.
નિષ્કર્મ ને કર્મ છે ભક્તનું, ભોગવે ધરી ગાત્ર;
ઉત્પત્તિલય હરિને નથી, જન્મતો કહેવા માત્ર.
દેવકી ગર્ભ કહેવા માત્ર છે, નથી નિજરૂપ આણ્યું;
અધોમુખ હરિ કેમ રહે, કોઈએક વીરલે જાણ્યું.
દેવનાં દુંદુભિ ગડગડયાં, વરસ્યા[1] પય વરસાદ;
વાજિત્ર શબ્દ કોટિક થયા, નાચ્યા ઉમયાનાથ.
નિગમ નારદ સરસ્વતી, નૃત્ય કરે ગુણ ગાય;
ઈંદ્રાદિક જય જય વદે, કુસુમ વૃષ્ટિ થાય.
આકૃણીયે અવની ઉંચી થઈ, ફણા શેષની હળવી;
દુઃસ્વપ્ન આવે દુષ્ટને છે, સેન્યા[1] કંસની દળવી.
ધ્વજા છત્ર દંડ ભાગી પડયાં, અસુરને માન સુકંન;
વરતે આનંદ હરિદાસને, દેખે ઉત્તમ સ્વપંન.
શ્રાવણ વદની અષ્ટમી, રોહિણી ને બુધવાર;
મધ્ય રાતે પ્રગટ થયા, શ્રીકૃષ્ણ વિશ્વાધાર.
નીલ પીત અંબર ધરયાં, વપૂ છે ઘનશ્યામ;
શંખ ચક્ર સારંગ ગદા, ચતુર્ભૂજ નામ.
થયું તેજ ઉદે ભુવન વિષે, તિમિર ખંડાયું.
સ્વપ્ન પામ્યાં માત દેવકી, આનંદ પર્વ[2] મંડાયું.
"પ્રસવ પુત્ર મહારે હવો, રમાડું છઙ્ગ[3] તેડી[4];
પુત્રે કંસાસુર મારીયો, મહારી ભાંજી બેડી.
સોળ સહસ્ર વધુ સામટી, મહારે પગે લાગી;"
સ્વપ્ન અંતે માત દેવકી, સદ્ય ઉઠયાં જાગી.
તેજ સ્વરૂપ દીઠા હરી, માતા લજ્જા પામી;
ઊઠો એ ઘરમાં કોણ છે, જગાડયા જઈ સ્વામી.
વસુદેવે વાસુદેવ નિરખ્યા, શ્રીરંગ શોભાળા;
પગે લાગ્યા પ્રાણનાથને, રાજે વૈજયંતી માળા.
મકરાકૃત કુંડળ ઝળકતાં, મુગટ માણેક જડીયાં;
નખશિખ નિરખી નાથને, સાંસે વસુદેવ પડીયા.
કર જોડી દંપતી સ્તવે, મયા રંકને કીધી;
ઉદર તપાસે દેવકી, મન માંહે બહુ બીધી.
અરે ગર્ભ માહારો કહાં ગયો, બેહેબાકળી હોતી;
પુત્રને શોધે લાજતી, વળી હરી ભાણી જોતી.

(વલણ)

જુએ દેવકી પુત્રને, આશ્ચર્ય અંતરમાં ધરે રે;
પછે કર જોડી વસુદેવજી, સ્તવન કેશવનું કરે રે.

---

### (કડવું ૧૩મું—રાગ મારૂની ચોપાઇ)

બોલ્યા વસુદેવ આશ્ચર્ય પામી, મેં તુને ઓળખ્યો અંતર જામી;
કોટિ દિનકર તેજ છે તનનું, છેદું તિમર કારા ભોવનનું.
ચતુર્ભુજ અદ્દભુત રૂપ, અખિલેશ્વર આદિ અનૂપ;
તહારી ગતી તું લહે સ્વામી, શિવ બ્રહ્માએ વાત ન પામી.
કર્તુમકર્તુ સામર્થ્ય તહારે, પ્રભુ કેમ આવ્યા ઘેર મહારે;

૧ "ઉઠયા" (બા૦ પ્ર૦)

૧ "સેન્યા દળવી" (બા૦ પ્ર૦). ૨ "આનંદ મંડાયું" (બા૦ પ્ર૦) "આનંદ પર્મ" (શુ૦ પ્ર૦). "૩ ઓછંગે" (શુ૦ પ્ર૦) ૪ ખોળે.

કારા આવન કઠિણ કુસ્થાન, કેમ મન માન્યું ભગવાન.
નથી ઉઘડીયાંજી કપાટ, મંદિરમાં આવ્યા કોણ વાટ;
વિશ્વવ્યાપક પૂરણ રામ, નથી તુજ વિણ ઠાલો ઠામ.
પંચમહાભૂત તહારે આધારે, નથી તુજ વિના જોતાં વિચારે;
દુખના દાધાં છૈં નરનારી, શા વડે કરૂં પૂજા તમારી.
ન મળે પુષ્પ ચંદન કેસર, દરિદ્રી શે પૂજે પરમેશ્વર;
એહેવું કહીને ભરયાં લોચંન, ઘણું રીઝ્યા તે મધુસુદંન.
વસુદેવ નમ્યા કર જોડ, પછે બોલ્યા શ્રી રણછોડ;
મેઘગંભીર માધુરી વાણી, વિનયયુક્ત કહે સારંગપાણીઃ—
હું પૂર્ણ બ્રહ્મ ભગવંત, હું સરખો ન આદિ મધ્ય અંત;
પૂર્વે લીધા મેં અવતાર, અસુર હણી ઊતારયો ભૂભાર.
વૃદ્ધિ પામ્યો કંસાસુર પાપી, સૃષ્ટિમાં રહ્યો અધર્મ વ્યાપી;
હણવા કંસ થયો જન્મ મહારો, વસુદેવ હું પુત્ર તમારો.
હવડાં પ્રસવ થશે ધરો શાતા, શું ગર્ભને શોધે છે માતા;
સુત પામવા ઋષિ પત્નિ નારી, પૂર્વે ભક્તિ કીધી તમો મહારી.
બહુ કાળ કીધું તપ ધ્યાન, તુઠો હું માગ્યું વરદાન;
તમ સરખા પુત્ર એ વર દીજે, માત પિતા થઈ સુતસુખ લીજે.
તે દહાડાનો મેં સંકલ્પ કીધો, માટે જન્મ તમો ઘેર લીધો;
એક શિક્ષા કહું તમો માનો, હવડાં થઇશ હું બાળક નહાનો.
શાખવત રક્ષક થઇને પડશે, દ્વાર આફણીયે ઉઘડશે;
મેઘ ઘણું વરસતો રેહેશે, જમનાજી પણ મારગ દેશે.
સાવધાન પિતાજી થાજો, મુને શ્રી ગોકુળમાં લઈ જાજો;
નંદઘરણી જસોદા નારી, તેણે પ્રસવી છે હવડાં કુમારી.
લેજો પુત્રી ધીટ મન કરજો, જસોદાનાં પાસાંમાં મુને ધરજો;
ગોકુળમાં રેહેશું વરસ અગિયાર, બારમે વરસે મામાનો સંઘાર.
પુત્રી લાવજો દેવકી પાસે, દ્વાર હતાં તેમ દેવાશે;
અછાડતાં[1] વ્યોમ ઊછળશે, કન્યા વીજળી મેઘમાં મળશે.
શિક્ષા એમ દીધી ગોવિંદ, પછે પ્રભુ થયા બાળમુકુંદ
કૌતક કેહેતાં પાર ન આવે, અંગુઠો પગનો મુખમાં ધાવે.
મીચ્યાં લોચન વૈકુંઠનાથ, વાળી મૂઠી ન છૂટે હાથ;
વસુદેવજી વિસ્મય થાય, લીધું ઊદક અંજળી મહાંય.
ફરી પુત્રનો મેળાપ થાય, વિપ્રને આપું અયુત એક ગાય;
એહેવો સંકલ્પ વસુદેવે કીધો, દેવકીયે પુત્ર ઓછંગે લીધો.
તન વદન જોઈ મન ફૂલી, જ્ઞાન શીખામણ ગઇ ભૂલી;
ચુંબન આલિંગન માત કરતી, સ્તનઅગ્ર વદનમાં ધરતી.
મહારો નાથ વિશ્વંભર કહાવે, ભુખ્યો થઇને પયોધર ધાવે;
પયપાન શીખવે છે માડી, મુખમાંથી સ્તન નાખે કહાડી.
દેવકી કહે સાંભળીયે સ્વામી, કોણ પુણ્યે હું બાળક પામી;
હસે નયણાં ઊઘાડીને જોતો, દીસે ડાહ્યો શે નથી રોતો.
વસુદેવ કહે છાનાં રહીયે, આપ પુત્રને ગોકુળ[1] જઇયે;
એણે કહ્યું તેમ આચરીયે, અગીયાર વરસ તે મૌનજ ધરીયે.
દેવકી કહે ન આપું કુંવરને, કેમ અર્પણ થાયે એ પરને;
હું પ્રસવું ને પરઘેર હાથા, હું તે ફોકટ જસોદા માતા.

(વલણ)

માતા થાય જસોમતી હું, પ્રસુતા પરને સમાનરે;
વસુદેવે સ્ત્રીને પ્રીછવી, લીધા શ્રી ભગવાન રે.

---

## (કડવું ૧૪ મું—રાગ નટ નારાયણ)

દેવકી વચનઃ—

ધન્ય જસોદા ધન્ય જસોદા, વણ પ્રસવે થઇ માતા;
કોનું સાંચ્યું કોણ ભોગવે, લખ્યો લેખ વિધાતા.
કીડી સાંચે ને તીતર ખાએ, તેમ થયું આજ મહારે;
એક રાતની હું નહીં માતા, પરઘેર પુત્ર પધારે—ધન્ય જ૦
નંદનંદિની નાથ લાવશો, તેથી શું સુખ થાશે;
દીઠી રે ભાઈ દેવની લીલા, જસોદા ઘેર ગીત ગવાશે—ધન્ય૦
ઘમક ઘુઘરી ઠમક ઠેકડે, સુત ગોપી ઘેર રમશે;
હું અપરાધેણ હરખે હણાઈ, વિજોગ પુત્રનો દમશે—ધન્ય૦
કાલાં કાલાં વચન વહાલાનાં, જસોદાજી સાંભળશે;
બારે માસ ચોમાસું મહારે, વિજોગે નયણાં ગળશે—ધન્ય૦
મહારે બારણે બેઠા રખેવાળા, રાખસ જેવા મદમાતા;
ગોપીને ઘેર ગુણીજન ગાશે, બારણે તોરણ હાથા—ધન્ય૦
મળવા આવશે ભાઇ ભોજાઈ, જસોદાનો ધન સુખ દહાડો;
મહારે કંસભાઈ ધાઇને આવશે, કરમાં ખડગ ઊઘાડો—ધન્ય૦
સગી મા તે નંદની નારી, હું આસરે ગ્હેલીબોલી;
સાંભળ્યું કહીં પોપટી પ્રસવે, સુતને હુલાવે હોલી—ધન્ય૦
પધારો આતા મહીયારી માતા, જીવજો ગૌચારી;
આ મનોહર મુખડે કહીંયે કહેશો, મુજને માતા મહારી—ધન્ય૦

---

1 "આછટતાં" (બા૦ પ્ર૦).

1 "શીઘ્ર લઈ જઇએ" (ગુ૦ પ્ર૦).

( કડવું ૧૫ મું—રાગ નટની દેશી ફેર )

ગોકુળ પધારો હો, બાળક બાકુવાં;
વન રડવડજો હો, પગે નહીં ખાસડી.
આતા[1] ઉછરજો હો, પી પી છાસડી—ગો૦
મીઠાજીના મીંઠડાં હો, કરી જાઊં મરી;
શ્યામ સલુણા હો, કહીંયે મળશું ફરી—ગો૦
કઠિણ દીસે હો, પુરૂષતણાં હઇયાં;
પરઘેર જાએ હો, મુકવાને છઇયાં—ગો૦
વસુદેવ બોલ્યા હો, ઘરૂણી ઘેલી થઇ;
આપ અર્ભકને હો, વેળા વહી ગઇ—ગો૦
હૃદયા ચાંપી હો, પુત્ર આગળ ધરચો;
ધન્ય દેહ માનુષી હો, પ્રાણ ન નીસરચો—ગો૦
થમાણી લીધી હો, દેવકી રાંકની;
જેમ કો કહાડી લે હો, કીકી આંખની ગો૦
નાથજી મહારા હો, ન આવશો નાખીજી;
લોક બે રાખજો હો, સોંપતાં શાખીજી—ગો૦
ગોપ વરાઢા[2] હો, પુત્ર આપશે નહીં;
વસુદેવ બોલ્યા હો, શીખ વીસરી ગઈ—ગો૦
અકળ પુરૂષને હો, ઉંચલીયા ધરી;
વસુદેવ ચાલ્યા હો, રોતી રહી સુંદરી—ગો૦

---

( કડવું ૧૬ મું—રાગ સામેરી—ચોપાઇ )

કે વૃજ વૈકુંઠ થયુંરે; કરે ગમન ગોકુળનાથ—કે વૃ૦
પુત્રને કરમાં ગ્રહી, વસુદેવ ગોકુળ ચાલીયા;
શ્વાન સેવક શિલા સરખા, ન બોલ્યા નવ હાલીયા—કે વૃ૦
સાંકળ તાળાં ગયાં તૂટી, ભોગળ બે કટકા થઈ;
મંદમંદ વરસે મેવલો જેમ, દીના નાથ ભીંજે નહીં—કે વૃ૦
પાવસ ગાજે મંદ ધીરે, વીજળી ચમકા કરે;
જાદવપતિ કાદવ વિષે, વિચારી પગલાં ભરે—કે વૃ૦
રખે બિંદુ અડકે બાળને, હૃદયાસું રાખ્યા હરી;
વસુદેવજી જાણતા નથી જે, ધરાધરે ફેણા ધરી—કે વૃ૦
વસુદેવ આગળ શેષ પાછળ, આવ્યા જમુના તીર;
ભાનુસુતા વેહે ઘોરશબ્દે, ઉભય તટ અટક્યાં નીર—કે વૃ૦
ભ્રમર વમળ તરંગ લહેરી, ફેણ બુદબુદ અતિઘણાં;
વસુદેવ વિચારે ઉભા રહી, ઉપાય કોણ ઉતરવાતણા—કે વૃ૦
કોણ વલે મહારી નિશા અંધારી, ચોરીનું છે કાજરે;
કહ્યું વચન પ્રતિપાળીયે, સમરયા શ્રી મહારાજરે—કે૦
ન ચાલે નાવ આ જળ વિષે, કેમ ઉપડે આસ પાગરે;
દુઃખ જાણી હરીયે હુંકાર કીધો તવ, જમુના થઇ બે ભાગરે—કે૦
પાછળનું જળ રહ્યું થંભી, આગલું સર્વ વહી ગયું;
વસુદેવજી વિસ્મે થયા, સુતનું કહ્યું સાચું થયું—કે૦
શીઘ્ર જમુના ઉતરયા, વૃષ્ટિ કુસુમની થાયરે;
ગોપ કો જાણે નહીં આવ્યા, ગોવિંદ ગોકુળ મહાંયરે—કે૦
આવ્યા શ્રી વૈકુંઠનાથ કે, વૃજ વૈકુંઠ થયુંરે.
છે દ્વાર ઉઘાડાં નંદજીના, નિદ્રાવશ ગોપી[1] ગોવાળરે;
જસોદા જાણતાં નથી મેં, પ્રસવ કીધું બાળરે—કે૦
વસુદેવ આવ્યા અંતઃપુરમાં, કઠિણ મન વજ્રવત કરી;
બાળકી લીધી જસોદાની, સેજે મુકયા શ્રી હરી—કે૦
દીપક શાખી રાખીયો તું, છે પાવકનો અંશરે;
કુંવર સાટે લેઉં કન્યા, શત્રુ માથે કંસરે—કે૦
શ્રીવત્સ શોભા ભૃગુલાંછન, રાખીયું એંધાણરે;
શત સહસ્રમાંથી શોધી કહાડું, પુત્ર જીવનપ્રાણરે—કે૦
ઘનશ્યામ ઘર સંભાળજો, ટાળજો તનના તાપરે;
પરાધીન વરતું કારાગૃહમાં, અમો દોહેલે માબાપરે—કે૦
એહેવું કહી વસુદેવ વળીયા, ચાલી ન શકે ચર્ણરે;
પુત્ર પરઘેર સોંપવો, તેપેં રૂડું મર્ણરે કે૦
ખભે નાખી બાળકી, આવ્યા મથુરા મહાંયરે;
વાટ જુએછે દેવકી, વિજોગે વ્યાકુળ થાયરે—કે૦
મંદિરમાં આવ્યા રાયજી, કહ્યા સર્વ સમાચારરે;
ફરી જમુના વહેતી થઇ, હુતાં તેમ દેવાયાં દ્વારરે—કે૦

( વલણ )

દ્વાર ભીંડાયાં હુતાં તેમજ, કન્યા આપી કર મહાંયરે;
પ્રેમાનંદ પ્રભુ રામ લીલા, થયો તૃતીયો અધ્યાયરે.

---

## અધ્યાય ૪ થો.

( કડવું ૧૭ મું—રાગ વેરાડીની ચોપાઇ )

રાય વસુદેવે આપી દીકરી, દેવકીના[2] ઓછંગ ઉપર ધરી;
દેવકી કહે ધન્ય મહારા નાથ, પુત્ર મુકતાં કેમ ચાલ્યા હાથ.

---

૧ "ગોકુળ" ( ગુ૦ પ્ર૦ ). ૨ "વઢકણા" ( ગુ૦ પ્ર૦ ).

૧ "ગો" ( બા૦ પ્ર૦ ). ૨ "દેવકીએ" ( બા૦ પ્ર૦ ).

કહ્યાંલગ બુદ્ધિ શું કરૂં વખાણ, આપી રત્નપાટે લાવ્યા પાષાણ;
વસુદેવ કહે એ બાળકી ધન્ય, પુત્ર ઉગરયો તે એહેનું પુન્ય.
કંસ પતન કરશે એતણું, તહારે જાણું છું તમો રોશો ઘણું;
સુણ્યાં દેવકીજી સુણી વચંન, કન્યા રોઈ જેમ ગાજે ઘંન.
તવ જાગી ઉઠયા રખેવાળ, ભાઈઓ બાઈયે કંઈ પ્રસવ્યું બાળ;
કંસ કને આવ્યા તતકાળ, જાણી વાત જાગ્યો ભૂપાળ.
આઠમો ગર્ભ થયો સત ઉદે, ઘસે હાથ ક્રોધે વાણી વદે;
આરક્ત નેત્ર વપુ ધૂમ્ર વર્ણ, કંપાયમાન ધ્રુજે કર ચર્ણ.
કરે હોકાર જેમ ઘન ગડગડે, ડંસે અધર દંત કડકડે;
નગ્ન ખડગ શેષ જીવ્હા જસો, જાણે ચંદ્ર ગ્રહેવા રાહુ ધસ્યો.
હું રિપુને ઝીકું આ ઘડી, ધાતાં કંસ પડ્યો આખડી;
પ્રજા સર્વ જોવાને મળી, ચાર વર્ણ કારાગૃહે પળી.
આકાશવાણીનો સમો આજ, એ બાળકને શું કરે મહારાજ;
કંસ આવ્યો બંધન બારણે, ઊઘાડ્યા દ્વાર હણવા કારણે.
ભાવ વસુદેવ શત્રુ મુજતણો, એહેને જોવા હું આતુર ઘણો;
વસુદેવ ચાલી સામાં ગયા, આજ રાયજી કીધી જોઇયે દયા.
નથી પુત્ર કન્યા અવતરી, તમને શું કરશે દીકરી;
પુરૂષનો ભય તમને ભૂપાળ, પુત્રી થઈ નિવરત્યો જંજાળ.
કંસ કહે સાંભળ વસુદેવ, ગગન વચન માનું અશ્વમેવ;
કાંઇ પુત્રી પુત્રનું કારણ નથી, આઠમો ગર્ભ શત્રુ સરવથી.
ભગિનીનું કહ્યું નવ કીધું, કંસે બાળક ઉલાળી લીધું[1];
વલવલે દેવકી અતિ ઘણું, રાખ ઘર વસ્તું મુજતણું.
તમો ઘણા દિવસ વિરાજી જીવો, રેહેવા દો કુળ દીકરી દીવો;
એ વડે ઘર વસતું થાશે, એ પુન્યે તહારી હત્યા જાશે.
સપ્ત પુત્રનો શોક હું વીસારૂં, મુને મા કેહ તે ભાઇ પુણ્યતહારૂં;
છે છેલ્લે આશ્રમે એ સંતાન, એ મહારે શત પુત્ર સમાન.
તું વિના દયા કોણ આણેજી, મામો તુને કહેશે ભાણેજી;
તમને ભ્રાંતિ બાળકની પડે, કેમ ઘાત હશે આ કન્યા વડે.
મશક કેમ શોષશે સમુદ્ર, કેમ મનુષ્ય જુદ્ધે હારે[2] મહારૂદ્ર;
શું આગીયાથી જંખાશે ભાણ, શાર્દુલને કેમ હણશે શ્વાન.
મૃગનો ઠેલ્યો મેરૂ કેમ પડે, તમને મૃત્યુ કેમ હોય
કન્યાવડે;
તમે સ્વર્ગ મૃત્યુ જીત્યું પાતાળ, વશ વરતેછે દશે દિગપાળ.

તે પ્રતાપ મહિમા તહારો ગયો, જો મરણ ભય કન્યાથી
થયો;
જેમ તુને વહાલાં તહારાં છોકરાં, તેમ મુજને તો મહારાંખરાં.
એ મુક કન્યા પાગે લાગું, હુ બેહેન થઈને ભિક્ષા માગું;
વિનય વચન દેવકી કેહ, પણ કંસ કાળજનો નિરદેય.
જેમ ટોલ્યો ફેરવે ભીંડીમાળ, તેમ કંસે ફેરવીયું બાળ;
વસુદેવ ત્રાહે કરી કર ઘસે, મુખે રૂએ પણ મનમાં હસે.
કુશળ ક્ષેમ જોઈયે છોકરો, ગોપસુતા આઘેરી મરો;
રાય શિલા ઊપર ઝીંકે જેટલે, કરમાંથી કન્યા છુટી તેટલે.
ઝબક તેજની જ્વાળા થઈ, ભાણેજી અભ્રઘટામાં ગઈ;
ભયભીત કંસાસુર થયો, આશ્ચર્ય પામી ઊભો રહ્યો.
વછુટી મેં દૃઢ નવ ગ્રહી, પંખ વિના કેમ ગગને ગઇ;
મેં મરવું સત્ય ઊગરવું નહીં, આકાશવાણી આજ સાચી
થઈ.
એ કન્યા ટળી કેમ થઈ વીજળી, મેઘ ઘટામાં ઝબકે મળી;
વારૂં થયુંજે ગઈ વેગળી, પાસે રહેતતો મરત બળી.
શોચના કંસતણી જાણી, વિદ્યુત કન્યા બોલી વાણી;
“ અહો મૂર્ખ માતુલ મથુરા પતિ, આવ્યું મરણ ઉગરવું નથી.
રખે નિર્ભય શાતા આણતો, હણ્યા સપ્ત પુત્ર રખે જાણતો;
તું વરસ બારમે નિશ્ચે મરે, કહીં પાસે [1] ભાણેજ ઉછરે.
કાંઇ સાધન કર પામે હરિ ચર્ણ, સર્વથા નહીં મૂકે મર્ણ;”
એવું કહી જોગમાયા ગઇ, કંસને મન ચિંતા બહુ થઈ.
બેહેન બનેવીની સેવા કરૂં, તો કદાપિ મરણ થકી ઉગરૂં;
છોડયા વસુદેવ દેવકી છોડી, ઉભો કંસરાય કર જોડી[2].
પાડી વિપત દંપતી પીડયાં સાધ, તે ક્ષમા કરો મહારો
અપરાધ.
મુને ખટ હત્યા બાળકની થઈ, એક ગર્ભ ગળ્યો એક કન્યા
ગઈ.
ન રહી પુત્રી ન રહ્યો પુત્ર, તમારૂં મેં ભાજ્યું ઘરસૂત્ર;
જો બાળક શત્રુ થઇને નડે, પણ માતપિતાને ક્રોધ ન ચડે.
કાંટો મનનો કાહાડી નાખજો, તમે તમારી ભલાઈ રાખજો;
રીજ્યા વસુદેવ વદે વચંન, તહારો વાંક નથી રાજંન.

---

૧ “ ભગિનીનું વચન નવ લહ્યું, કંસે બાળક કરમાં ગ્રહ્યું ”
૨ “ નાહાસે ” ( બા૦ પ્ર૦ ). ( મુ૦ પ્ર૦ )

૧ “ કહીં પાખું ગામ ભાણેજ ઉછરે ” (બા૦ પ્ર૦)
૨ “ છોડયાં દેવકી વસુદેવ છોડીઆ, ઉભો [કંસરાય દૈ કર જોડીયા ”. ( બા૦ પ્ર૦ )

દારૂણ કર્મ ગત જન્મે કર્યાં, તો ક્યાંથી જીવે છોકરાં;
ગયું જોબન ને આવી જરા, શું સુખ દે અમને દીકરા.
રાય તમો કરશો પ્રતિપાળણા, અમો દંપતી છૈં આસ્યાં કાળનાં;
બેઠો રમત માંડી આદિ પુર્ષ, શત્રુ મિત્ર જાણે જે હોય મૂર્ખ.
કોણ મારે કોણ પામે મર્ણ, અજ્ઞાને ઉકળે અંતસકર્ણ;
એ સંતાન ઋણસંબંધે થયાં, પહોતો ભાગને ઊઠી ગયાં.
નથી બાળક કો નથી માબાપ, તો રાય તમને શાનું પાપ;
વસુદેવે વિવેક કર્યો નિર્મળો, કંસરાય તવ થયો ગળગળો.
ભક્તિ કરે રાય વસુદેવતણી, ઉગ્રસેન શાતા પામ્યા ઘણી;
જાદવ પ્રજાને નવ પીડે, કંસ ઘણું બીહીતો હીંડે.

(વલણ)

હીંડે કંસ થઈ ધર્માત્મા તે, કૌતુક મથુરામહાંયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા હવે, શું કરે કંસરાયરે.

---

## (કડવું ૧૮ મું—રાગ ધનાસરી.)

મંદિર વળાવ્યાં વસુદેવ દેવકી, વાહન ધન આપ્યાં સેવક સેવકી;
કંસે ન જાય જરાળા સહી શકી, ખટક રહી મનમાં વિજળી શું બકી.

(ઢાળ)

શું બકીગઈ બાળકી, ચટપટી મનમાં[1] રહી;
બાળક સરવે સંહારીયાં, તોએ હું છૂટો નહીં.
ગુપ્ત સભામાં કંસ બેઠો, સુભટ મિત્ર તેડાવીયા;
વ્યોમ વત્સાસુર વૃષભ કેશી, પ્રલંબ આદ આવીયા.
શકટ ગર્ધવ બકબકી, જવાલક તૃણ અઘાસૂર;
શલ્ય દુશલ્ય મહામલ મુષ્ટિક, કૂટ ને ચાણૂર.
અતઃપર બીજા ઘણા, કંસે દુષ્ટ સભા કરી;
હવે શું કરવું ભાઇયો આપણે, કલ્પાંત કન્યા ઊચરી.
સ્વલ્પ ભક્ષણ બંધ રક્ષણ, અધક્ષણ બેહેન ધીરી નહીં;
નિર્દયપણે બાળક પછાડયાં, પણ ચિંતા અમથી નવ રહી.
હો સર્વ સ્નેહી મહારા, કંસ ભેદવચન કહે;
ઉપાય કરી શત્રુ હણો તો, રાજ આપણનું રહે.

છે પ્રપંચ સઘળા દેવના માટે, દેવનું દેવત ટાળીયે;
વેદોક્ત ધર્મ ઉચ્છેદ કરી, ઉન્માર્ગ ધર્મ પ્રતિપાળીયે.
લઘુ બાળક પાસે ગામનાં, જ્યાં દેખો ત્યાંથી હણો;
બાળક સઘળાં નાશ કરતાં, મરશે શત્રુ આપણો.
કર જોડી કેશી કહે કરૂં, વિનતી મથુરાપતી;
બાળક સર્વ પયપાન કરાવે, સમર્થ છે પૂતના સતી.
આપણા કુળમાં રત્નબાઈ, વિવિધ વેશ વપુ ધરે;
રિપુ ઓઘની ઓઘ ટાળે, વિશ્વને વાંઝીયાં કરે.
નિજ કીર્તિ શ્રવણે સાંભળી, તવ પૂતના પરસન થઈ;
હાથ જોડી ગર્વ સાથે, કંસને નમી જઈ.
દીર્ઘ અધર ઉરતણો, શ્યામ જીભ્હા ચાટતી;
સકુમાર[1] મનુષનું શું ગજું, દેખી અસુર સભા ફાટતી.
ભ્રાત મહારા વિઘ્ન તહારાં, બલા લેઇને હું મરૂં;
તહારે પુણ્યે એક દિવસમાં, જગતને વાંઝીયાં કરૂં.
ગદગદ કંઠે કંસ બોલ્યો, સગાઈ બાઈ તહારી ખરી;
પ્રાણદાન મુજને તું આપે છે, હું મૃત્યુથકી જીવ્યો ફરી.
આજ્ઞા આપી સર્વને, ઉચ્છેદ ધર્મતણો કરો;
છે દેવને આસરો વિષ્ણુનો, આપણે શિવનો આસરો.
મહાદેવનું મુને વચન છે જે, દેવથી હારશો નહીં;
ગૌ બ્રાહ્મણ સંતને સંતાપો એમ, કંસની આજ્ઞા થઈ.

(વલણ)

આજ્ઞા થઈ અસુરને હવે, ચતુર્થમો અધ્યાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા શું, થયું ગોકુળ મહાંયરે.

---

# અધ્યાય ૫ મો.

## (કડવુ ૧૯ મું—રાગ પંચમ રામગ્રી)

ગર્ગ જોગી એમ ઓચરે, નરપતિ સાંભળો રે;
શ્રી ગોકુળને માંહી, ઉદે થયો સામળો રે.
નથી જાણતી નંદની નાર, પુત્ર પ્રસવ થયો રે;
જે મથુરાનો મહારાજ, કન્યા લઇ ગયો રે.
ફરી ભીડાયાં કપાટ, કો જાગે નહીં રે;
શ્રી ગોકુળની માંહી, કુસુમ વૃષ્ટિ થઈ રે.
પાછલી પહોર એક રાત્ર, નક્ષત્ર રોહિણી રે;
પુત્ર જસોદાની સેજ, ત્રિભોવન ધણી રે.

[1] "ચિત્તમાં થયું" (બા૦ પ્ર૦).

[1] "સકોમળ" (બા૦ પ્ર૦).

મંદમંદ વરસે મેહ, નારદ નૃત્ય કરે રે;
સરસ્વતી ચારે વેદ, સ્તવન ઊચરે રે.

વાજે બહુ વાજિંત્ર, અંત્રિક્ષ દેવતણાં રે;
પંકજ વેલી પુષ્પ, વરસે અતિઘણાં રે.

ભાગ્યતણો ભંડાર, પનોતી જસોમતી રે;
ઝબકી ઊઠી માત, દીઠા જગતપતી રે.

જઈ જગાડ્યા નંદ, ઉઠો પીયુડા રે;
પુત્રતણું તન તેજ, ઝાંખા દીવડા રે.

ઉભડકી ઉઠ્યા નંદ, દીઠા નરહરી રે;
દંપતી દે આલિંગંન, ચુંબન ફરી ફરી રે.

કો દેવ સ્વરૂપી પુત્ર; મળ મૂત્ર નથી રે;
પરમેશ્વરને પયપાન, કરાવે જસોમતી રે.

ઘરઘર પ્રત્યે વાત, પહોંતી વધામણી રે;
અખ્યાણાં લાવે નાર, ગોપી સોહામણી રે.

માગણ ચારણ ભાટ, બંદીજન જસ ભણે રે;
બવ દધીનો કર્દમ, નંદને આંગણે રે.

માલણ લાવે પુષ્પ, પાન તંબોલાણી રે;
કંકુમ હાથા બાર, દેતી ગોવાળણી રે.

અશોક આંબા પત્ર, તોરણ દ્રોઇતણાં રે;
સોનાણ મઢ્યાં શ્રીફળ, મધ્ય સોહામણાં રે.

ગોપવધુ કરે શણગાર, લાખેણી લોબરી રે;
પુત્ર જોવાને નંદ ઘેર, ચાલી મોહભરી રે.

ભૂષણ અંબર ભેટ, ભાવે લાવતી રે;
મુક્તાફળ કનક પુષ્પ, હરિને વધાવતી રે.

સ્નાન કરી નંદરાય, વૃદ્ધશ્રાદ્ધ કરે રે;
સંતોષ્યા જાચક જંન, નિર્મુખ નવ ફરે રે.

સવત્સી સુરભી દાન, કનક આપીયાં રે;
રંક થયા ધનાઢ્ય, દારિદ્ર કાપીયાં રે.

માણેક મુક્તા રત્ન, પટકુળ પામરી રે;
જેણે જાચ્યા નંદ, ભિક્ષુક નહીં ફરી રે.

દૂધે વરસ્યા મેહ, પૂર પ્રવાહ વહ્યા રે;
રોગ શોક ઉચ્ચાટ, ગોકુળના ગયા રે.

અંધને આવ્યાં નેત્ર, બધીર સાંભળે રે;
અપંગને આવ્યા પાગ, પ્રભુને જોવા પળે રે.

પૂજ્યાં વિપ્રનાં વૃંદ, ચંદન કેસરે રે;
ગોકુળથી વારયું મર્ણ, શ્રી પરમેશ્વરે રે.

ધર્મરાયે વારયા જંમ, ગોકુળ જાઓ રખે રે;
જો ખીજશે ગોકુળનાથ, નહીં રહીયે સુખે રે.

થાએ મોરલીનાદ, વાજીંત્ર વાજતાં રે;
કાંઈ ગોવાળોનાં ગાન, ગાંધર્વ નાચતા રે.

શકે જમુનાજી થઈ ગંગ, પયપ્રવાહ મળ્યો રે;
શ્રી ગોકુળ લીલા ભેદ, ન જાય કારણ કળ્યો રે.

## (વલણ)

અકળ લીલા ગોકુળતણી, બ્રહ્માદિક ભૂલા ભમેરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, ન જડે પાર પ્રભુનો ક્રમેરે.

---

## (કડવું ૨૦ મું—પદ રાગ અસાવરી)

કોણ પુણ્યે પુત્ર પામી, જસોદા, કોણ પુણ્યે પુત્ર પામી.
શારદ નારદ અગમ નિગમને, ઘટઘટ અંતરજામી—જ૦
માણેશ્વર પરમેશ્વર પરબ્રહ્મ, નામ વિશ્વંભર કહાવેરે;
જકત અંનદાતા જીવનો જીવન, જસોદા પયોધર ધાવેરે—જ૦
આ ત્રૈલોક્ય ત્રિગુણ દારીયે બાંધ્યું, ઊત્પત્તિ લય હરિને હાથેરે;
તે અબંધ અવિગત જસોદાજીયે, બાંધ્યો ઊખળ સાથેરે—જ૦
છે ચૌદલોક એહેનાં મુખમાંહિ, પ્રભુ મૃત્તિકા ખાએરે;
કહે પ્રેમાનંદ જસોમતીનું, સુકૃત કહ્યું નવ જાએરે—જ૦

## (કથા ચાલતી—રાગ અસાવરી)

શુક કહે સાંભળ ભૂપતિ, થયો ગોકુળમાં આનંદ;
કંસની પ્રેરી પૂતના કરે, બાળક બહુ નિકંદ.
પૂતનાએ સાંભળ્યું જે, નંદને થયો બાળ;
પણ ગોકુળમાં જઈ નવ શકે, રક્ષા કરે ગોવાળ.
બકી આવી કંસ પાસે, સાંભળ વાત ભૂપાળ;
ભ્રાત તમારાં પુણ્યથી મેં, સાતશેં મારયાં બાળ.
અપુત્રવાન પ્રજા થઈ મેં, શીઘ્ર સાધ્યું કામ;
ચારે પાસા ફરી વળી એક, રહ્યું ગોકુળ ગામ.
નંદને ઘેર કુંવર આવ્યો, દૂધે ઊઠ્યા મેહ;
શકે શત્ર આપણો હશે, પડે મન સંદેહ.
ઊત્તરવય અર્ભક હવું તે, સાચવે બહુપેર;
તમો અહાં તેડાવો ગોપને કું, જાઉં નંદને ઘેર.

---

૧ "જસોમતિનું વેદ" (બા० પ્ર०).

ન ભેદે પરપંચ માહરો, પુરૂષ મજ્ઞાવાન[1];
ભીજન માથામાં પડે જઈ, કરાવું પયપાન.
વચન સાંભળી બેહેનનાં, આવ્યો વીરને વિશ્વાશ;
જાઓ તેડી આવો ગોપને, તહાં મોકલ્યા બહુ દાસ.
સમજાવી કહેજો નંદને, તેડે છે રાજાજીય;
કર લાવો શ્રાવણતણો, ગોરસ ગવરીનાં ઘીય.
શીઘ્રે સેવક આવીયા, નંદજીને દ્વાર;
ગવરીનાં ઘૃત ભૂપ માગે, નીસરો સર્વે બહાર.
નંદજીયે સર્વ ગોપ તેડયા, તત્પર કીધા કર;
શીખ દીધી જસોદાને, સાચવજો કુંવર.
અમો જાશું મથુરામાં, થાશે સાયંકાળ;
પલમાત્ર રખે અળગો કરો, છે પ્રાણજીવન બાળ.
જસોદા કહે નંદજીને, શીઘ્રે આવજો સ્વામ;
રખે થાકા થઇને નાથ મહારા, રહો મથુરા ગામ.
ગોપ સરવે તત્પર થયા, શીકાં ભરાવ્યાં સ્કંધ;
જુગમ શાંઢ શકટે જોડયા; બેશી ચાલ્યા નંદ.
શીઘ્રે ઘૃતગાડાં ભરચાં, દધી દુધ માખણ પાત્ર, .
કર લઈ મથુરામાં આવ્યા, ગોપ પ્રાણી માત્ર.
પૂતના ગઈ ગોકુળે, વસુદેવે જાણી વાત;
દંપતી દુખીયાં થયાં તે, કરે આંસુપાત.
રાજસભામાં નંદ આવ્યા, કંસે દીધું માન;
ભેટ મુકી પાએ લાગા પછી, બોલીયા રાજાન.
ન ઘટે તમને નંદજી , મુને રીસ અંતર આવી;
અમેં સાંભળ્યું જે પુત્ર આવ્યો, મુને વધામણી નવ કહાવી.
વારૂ કીધું વિધાતાએ, ઘણું અમો પામ્યા પ્રેમ;
મનસા વાચા નંદજી તહારો, પુત્ર રહેજો ક્ષેમ.
પુત્ર આવે પિતા હરખે, આશ્ચર્ય એમાં શાનું;
પણ અમો પરમ પ્રસંન હવા, પ્રાણ કરીને માનું.
જસોદા સુખાણી થઇ, સંસારનો ભય ભાગો;
ઘરેણું આંગલાં ટોપી, લઈ જાઓ સુતને વાગો.
અંન અપાવ્યું ગોપને છે, કૃપા રાયની મ્હોટી;
કંસ વિચારે જમાડીને, કરૂં જેમ તેમ ખોટી.
નંદ વળતું બોલીયા, સદા તમો આપો અંન;
હું રંકને બાળક હવો તે, રાયજીનું પુણ્ય.
તમો રાજા તમો સ્વામી, તમો અમારા દેવ;
ઉછરશે જો બાળકો તો, કરશે તમારી સેવ.

( વલણ )

સેવક તમારા છીં અમો, નંદજી લાગા પાયરે;
જાણ્યું પૂતનાએ કામ કીધું હશે, કંસે આપી વીદાયરે.

---

( કડવું ૨૧ મું—રાગ મારૂ )

કંસે આપી વિદાય, કારજ સીધું છે;
મનમાં ફૂલે મૂઢ, કપટ કીધું છે.
નંદનો નંદન બ્રહ્મ, પ્રાક્રમ જૂવાં છે;
એમ ન જાણે કંસ, ભગિની મૂઆં છે.
પધારયા નંદરાય, મનમાં હરખે છે;
મળવાને વસુદેવ, મારગ નિરખે છે.
તપી રહ્યું છે તંન, ચિત્તમાં ચિંતા છે;
મળવાને આવ્યા નંદ, ઘણા ભાગ્યવંતા છે.
ધાઇ ભેટયા બેહુ વૃદ્ધ, હૃદે ઊધરકે છે;
વાંસે વહી જળ ધાર, આંસુ વરસે છે.
મળી બેઠા બેહુ મિત્ર, નંદજી ભાખે છે;
પાપીયે છોટયાં નરનાર, શી દ્રષ્ટિ રાખે છે.
તમો દુખ વેઠયું અપાર, શ્યાલક પાપી છે;
છ બાળક કીધાં નાશ, વેદના વ્યાપી છે.
કર્મતણા જે ભોગ, પ્રાણી વેઠે છે;
કો કરે કોટિ ઉપાય, ભાગ્યથી હેઠે છે.
પણ રોહિણીનો જે બાળ, વપુએ વારૂ છે;
શાતા કરો વસુદેવ, અંશ તમારો છે.
રોહિણીનું ન ધરશો દુઃખ, મહારી ભગિની છે;
કંસને શું કરીએ રંક, અંતર અગની છે.
એને પુછશે પરિબ્રહ્મ, જે તમને પીડે છે;
કેમ સાંખશે જુગદીશ, જે માઠું હીંડે છે.
પછે હસી બોલ્યા વસુદેવ, મોદ ઉપજાવ્યો છે;
છેલ્લે આશ્રમે નંદ, પુત્ર ભલે આવ્યો છે.
થયો બટ દિવસનો તંન, વાત અમો જાણી છે;
ધન્ય જસોદા નાર, ભાગ્ય ધણીયાણી છે.
નંદ તમને આવ્યો તંન, અમને શાતા છે;
જાણ્યું અમો પામ્યાં પુત્ર, શાખી વિધાતા છે.
પણ શીઘ્ર પધારો ઘેર, કાંઇએક કૂડું છે;
તમો છો ભાગ્યવાન, સદાએ રૂડું છે.
કંઈ સાંભળી કપટની વાત, હૃદયા ચોંકે છે;
થયું ગોકુળમાં ઉત્પાત, મુજને ભાસે છે.

---

[1] "પરિક્ષાવાન" (બા૦ પ્ર૦)

જઈ પુત્રનો લીધો તપાસ, ભોળી નારી છે;
તહીં જઈને ખાજો શ્વાસ, ઇચ્છા મહારી છે.
દીસે સૂરજ શોણિતવર્ણો, વાયુ તો દારૂણ છે;
ભયાનક જમુના નીર, કાંઇએક કારણ છે.
નંદ થયા ભયભીત, મસ્તક ડોલે છે;
પરમારથ સરખી વાત, દેવકી બોલે છે.
પુત્રથી વહાલી વસ્ત, બીજી કાંઈ છે;
જસોદાને કહેજો પ્રણામ, મહારૂં સાંઈ છે.
મહારી વતી દેજો શીખ, જસોદાજી ભોળાં છે;
કંસના મોકલ્યા દૈત્ય, ટોળે ટોળાં છે.
રખે ધીરતાં માત, લોકડાં પાપી છે;
સાચવજો પુત્ર થાપણ, પ્રભુએ આપી છે.
સંદેશો કહેજો નંદ, નાર જસોમતી;
રમાડવા જેવો છે તંન, બોલાવે મારી વતી.
જમશો મો ખાટી વસ્ત, પુત્રને ભારે છે;
વસુદેવ કહે સાધવી નાર, પરમારથ વારે છે.

(વલણ)

વારે વિવિધ પેરે દેવકી, જેમ પુત્રને સુખ થાય રે;
નંદજી ગોકુળ પરવરયા થયો, પંચમો અધ્યાય રે.

---

## અધ્યાય ૬ ઠો.

### (કડવું ૨૨ મું—રાગ રામગ્રી)

સાંભળ રાજા શુકજી ભાખેજી, ચરિત્ર પ્રભુનાં હૃદયા રાખેજી;
હવે પૂતનાતણું કહું વૃતાંતજી, તે ગોકુળ આલી પામવા અંતજી[1].

(ઢાળ)

કૃમ જાતી હવી પૂતના, ધરી માયા રૂપ;
બાળક જાણી પરવરી, નવ લહ્યા ત્રિભુવન ભૂપ.
અભિલાખ અંતર અતિઘણો, આણું અર્ભકઅંત;
કારજ સીઝે ભ્રાત રીઝે, લીજે જસ અત્યંત.
કેમ જીવે બાળ ગોવાળનો હું, કાળ આવ્યું આજ;
પોણ કરી હું નીસરી હરી, રાખે મારી લાજ.
સણગાર સાજે રૂપ રાજે, ગાજે ઘૂઘર પાય;
ઠમક અણવટ ઝમક ઝાંઝર, ચમક પહાની થાય.
નખ જ્યોતિ શું ખદ્યોતની, વાજે વિછુવાનો છંદ;
પગલાં ભરે કુમકુમ ઝરે, કરે કોટિક ફંદ.
કામની ગજગામની, ભામની કરતી ભાવ;
રૂપ નિધિમાં વિધિ બૂડે, નહીં નિસરવા નાવ.
કટિ પાતળી કટિમેખળા છે, ઝીણી ઘુઘરમાળ;
ચીર ચરણાં ચમક વરણાં, ચોળી લખીયા મરાળ.
કંકણ ખળકે ચૂડી ચળકે, થાય ગોફણાનું ગાન;
કદળીપત્ર વાંસો વિરાજે છે, પેટ પોયણ પાન.
ભરયો પરિમળ નાભિ નિર્મળ, રોમાવળી પંકજતંત;
મુક્તમાળ હીચે દુગદુગી, ઉઠે છબી શોભાવંત.
શું કુચકુળશ બે કનકના, છે સુધાએ સંપૂર્ણ;
કેસર બોળી ઝીણી ચોળી, દીસે ગોરૂં વર્ણ.
કરઆંગળી મગની ફળી, નિર્મળ મુદ્રિકા નંગ;
બાજુબંધ લટકે ઓઢણી ફટકે, જોબન રંગ તરંગ.
કંબુ જેવી કપોળ શોભા, કંઠ કોકિલા નાદ;
વેસરવાળી અધર પરવાળી, બોલતી મધુરે સાદ.
છે ગૌર ગાલે બાળ મધુકર, જેમ પોતે રચ્યો વિધિરાય;
જુગ્મ ત્રોટી મ્હલે મોટી, શ્રવણની શોભાય.
નયણાં ચંચળ સાર્યું કાજળ, ખંજન અથવા મીન;
અરચા ચરચી કેસરતણી, ચાંદલે ચોખા લીન.
ગલુબંધ વેસર ઝૂમણું, સેંથે ટીલી શીશફૂલ;
બોરફૂલ ને વીટલા જડિત, સાંકળાં અમૂલ.
શિશુ દમતી કપટે નમતી, નિરખે નારી ધીટ;
ઉન્મત્ત ઉર ત્રેહેકાવતી ભરયાં, વિખે સ્તનનાં દીટ.
વિસ્મે થઈ વ્રજ સુંદરી, માંહોમાંહે કરતી વાત;
શકે લક્ષ્મી આવ્યાં શોધતાં, નંદગૃહે વૈકુંઠનાથ.
જોઇ રહ્યાં માત જસોમતી, પૂતનાએ કીધું હાસ્ય;
ઝટક પેઠી ઘર વિષે ગઇ, પારણાંને પાસ.
માસી જાણ્યાં આવ્યાં અવિનાશી, ત્યારે નેત્ર મીચ્યાં નાથે;
નિદ્રાવશનું રૂપ કીધું, પહોડ્યા પહોળે હાથે.

---

[1] એ લીટી. વર્ષ ન લખેલું એવી એક પ્રતમાં છે ને ૧૯૦૫ની પ્રતમાં "પૂતના કરે મંન વિચારજી, હું તો ત્યાં જાઉં નિરધારજી" એવું છે. બા૦ પ્ર૦ માં કે બીજી કોઇ પ્રતોમાં છેજ નહીં; પણ રાગનાં બંધારણ પ્રમાણે બીજી લીટી જોઇયેજ.

જેમ ગુપ્ત ખડગ[1] કોશમધ્યે, ભસ્મે ઢાંક્યો હુતાશ;
જેમ અભ્રમાં આદિત્ય પેઠો, ગુપ્ત રૂપ કીધું અવિનાશ.

(વલણ)

અવિનાશ સૂતા ગુપ્ત રૂપે, રંક નંદનો બાળરે;
પૂતના પરસન થઈ, નવ લહ્યા કેશવ કાળરે.

---

## (કડવું ૨૩ મું—રાગ-કાફી હુસેની દેશી)

### (પૂતના વચન):—

જસોદા જીવન તહારોરે, સ્વરૂપે સબળ સારોરે;
ઘણાં વરસ જીવોરે, તમારા કુળનો દીવોરે.

(ઢાળ)

એ દીપક ગોકુળ ગામનોરે, ગોવાળાનો રાય;
વદનઇંદુ નિરખતાં રે, તૃપ્ત નેત્ર ન થાય—જસોદા૦
મેં જોયાં કોટિક બાળકાં રે, આ સમો નહીં કોએ;
ગોકુળચંદ્ર ઊદે થયો એ, દીઠે મનડું મોહે—જસોદા૦
છે અમૃત મહારાં સ્તંનમાંરે, તે કરાવું પયપાન;
થાય અંમર બાળકાનું, વપુ વજ્ર સમાન—જસોદા૦
વ્યાધિ એક વ્યાપે નહીં રે, સદા રહે જોબંન;
નંદજીયે હું મોકલી, ધવરાવો મહારો તંન—જસોદા૦
આવો બાળક બાહુવાં રે, કરો અમૃત આહાર;
જીવન જસોદા બેહેનના, હું માસીનો આધાર—જસોદા૦
હળવે લીધા ઉંચલી રે જેમ, રજ્જુ વિરાંસે સાપ[2];
ભાણેજે તરચ્યો પ્રાણનો રે, માસીનું મળીયું પાપ—જસોદા૦
જોઈ રહ્યાં જસોમતી રે, કરે પૂતના પાખંડ;
આંખ નચાવે મીઠું બોલે, ફેરવે ભુજદંડ—જસોદા૦
આળસ મોડે બાળકોરે, અધપડીયાળી આંખ;
સાડીનો પાલવ કર ધરી, માસી ઉરાડે માંખ—જસોદા૦
છે કઠિણ માસી પૂતના તેમ, ભાણેજને છે વીટ;
મુખ વિકાશી મૂકીયાં વિખ ભરયાં કૂચનાં દીટ—જસોદા૦
હૃદે ઊપર કર ધરચો રે એક, વાંસા ઉપર હાથ;
માસી લીધાં બાથમાં વિધે, ધાવે ગોકુળ નાથ—જસોદા૦
તીવ્ર અગ્ર નખનાં કરીરે, વીંધ્યું માસી શરીર;
વિખ દુધ પીધું એક ઘુંટડે, બીજે શોષ્યું રૂધીર—જસોદા૦
પેટમાં મારે પાટુઆરિ, હૈયાંમાં મારે શીષ;
આકરષ્યો પ્રાણ પરમેશ્વરે તવ, માસીયે પાડી ચીસ—જસોદા૦

[1] "રવડ" બા૦ પ્ર૦ ને "વડ" ગુ૦ પ્રતો. [2] "રજવિરાંસે સાપ" (બા૦ પ્ર૦) ને "મેડક ગ્રહે સાપ" (ગુ૦ પ્ર૦).

મુકો ભાણેજ ભૂધરારે, તું બોળખ્યો સુંદરશ્યામ,
જાવાદે મુને જીવતી, નહીં આવું ગોકુળ ગામ—જસોદા૦

(ચોપાઇ)

જસોદા પુત્રને વારો, પીએછે પ્રાણ મહારો;
હું છીં કંસની દૂતી, આવડું ન જાણતી હૂતી.
ગોપી કોઈ ધાઈને આવો, મુને મૃત્યુથી મુકાવો;
મજા મેં વાંઝણી કીધી, સાતશેં હત્યા લીધી.
હું તો આવી હુતી અજાણી, આવડી વાત ન જાણી;
કે મહારૂં પાપ જાગ્યું, મુકાવો પાએ લાગું.

(ઢાળ)

વિસ્મે થઈ વ્રજ સુંદરી રે, એ મિથ્યા રંડા રોય;
તાળી દઇ ગોપી હસે આતો, જોવા સરખું હોય—જસોદા૦
પીળક આવી અંગને રે, બોલાય બોબડું વેણ;
કીકીની કાળક ગઇ, ધોળાં ફટારયાં નેણ—જસોદા૦
છ દહાડાનો છોકરો, મહારે કરમે વાળ્યો દાટ;
હૈયું સૂણ્યું હીકા આવે, પડ્યાં માસી ચતાં પાટ.—
માસીને હીકા આવે, ઉપર ભાણેજો ધાવે.
મૂળ રૂપ ધરીયું માયા તજી, વાધી જોજન દહોડ;
જેમ પર્વત ઊપર પોપટો તેમ, વીરાજે રણછોડ—માસી૦
બહુ વૃક્ષ ગોપનાં છાપરાં રે, પડતાં ચૂરણ થાય;
કૃપા શ્રીભગવાનની રહ્યાં, કુશળ ગોપી ને ગાય—માસી૦
છે બકી બહુ બીહામણીરે, ભુંડું રંડાનું રૂપ;
સુકી વાવ જેવી બે આંખડી રે, નાસિકા મોટો કૂપ—માસી૦
જિવ્હા જાણે સર્પણી રે, મુખ ગુફાનું દ્વાર;
કૂચ શિખર ગિરિતણાં, રમે ઊપર નંદકુમાર—માસી૦
સેવાળ સમુદ્ર શિલાતણા તેમ, છૂટા મસ્તક કેશ;
શ્રવણ છિદ્ર બીહામણાં, માંહે ગજ કરે પ્રવેશ—માસી૦

(વલણ)

પ્રાણ ગયા પૂતનાતણા, વિલપે જસોદા માતરે;
ભટ પ્રેમાનંદ કહે કથા એ, લીલા વૈકુંઠનાથરે.

---

## (કડવું ૨૪ મું—રાગ બગવેરાડી)

કલપે વિલપે નંદની નારી, ફરી ફરી તેહને જોય;
ગોકુળમાં સર્વ સ્ત્રી જન દીસે, પુરૂષ નથી ઘેર કોય.
સ્વામીને શો ઉત્તર દેવાશે, સોંપી ગયા મુને બાળ;

કાંપાઘા કરીને પિંડ પાડું, આણું મહારો કાળ.
ઉન્મત્ત જોબનની મદમાતી, પ્રેમ ભરી ગોવાળી;
તત્પર થઇ પૂતના પર ચહડવા, કટિ કછી કાછડો વાળી.
નીસરણી માંડી ચહડી બાળા, પગ ધરતાં પડે પઠછંદ;
કૂચઅગ્ર વદનમાં ક્રીડા કરે, ધાવે છે બાળમુકુંદ.
બળાત્કારે બાળક લીધો, કુશળ કુશળ એમ કહેતી;
ઊતારી અંબાને અરપ્યો, માતા વારણા લેતી.
અંગન્યાસ કરે સર્વ ગોપી, રખે બાળક બીહીતો;
જસોદા ભાગ્યગની ધણીયાણી, ફરી જનમ થઈ વીતો.
રાખો ઓરડામાં ઉભ્મા થાશો, આંગણે વાયૂ ટહાડો;
જસોદાને શીખવે કો ડહી, રખે સ્હોડમાંથી કહાડો.
વિવિધ પ્રકારે રક્ષા કીધી, બાળ બીહીનો જાણી;
મસ્તક ઢાંકી માત જસોદા, નાખે ઉતારી પાણી.
ગ્રામની દેવ્યા વનની દેવ્યા, કુળદેવ્યા જે અમારી;
બાળકની તમો રક્ષા કરજો, જાચે નંદની નારી.
પડી પૂતના પર્વત પ્રાયે, જોવા મળ્યાં સ્ત્રીનાં વૃંદ;
એહવે સમે મથુરાપુરથકી, પધારયા શ્રી નંદ.
અચાનક ભયાનક દીઠું, આ શું વરત્યું ઉત્પાત;
ગોપ પ્રત્યે નંદ કહે ભાઈ, મળી વસુદેવની વાત.
એ કંસાસુરનું કપટ ખરૂં, જઈ નંદે પૂતના જોઈ;
ગોપરાયનું દર્શણ દેખી, ગોપવધુ સર્વ રોઈ.

પુરૂષ વિના પલ રખે જાએ, માણસમાં નહી નારી;
અબળા લક્ષ મળી તો કિંવા, ન શકીયે વિઘ્ન નિવારી.

નંદ ઓછંગ મુકયા મધુસુદન, ચુંબન કરી પુછે પીતા;
ત્રણ પહોરમાં કુંવર મહારા, કોણ કોણ ઓરિયા વીતા.

હૃદયા ચાંપી મસ્તક સૂંધ્યું, તેડ્યા બહુ ઋષિરાય;
આશીર્વાદ અભિષેક કરાવી, આપી સવચ્છી ગાય.

બીજાં દાન કીધાં નાનાવિધનાં, હોય કુંવરને કલ્યાણ;
ગોપ કહે શી વલે શબની, ગંધે જાશે પ્રાણ.

નંદ કહે ઉચલાય નહીં છે, અતુળ અંગનો ભાર;
સંધે સંધથી કરો કટકા, લો કરવત ને કહુવાડ.

મદોન્મત્ત આહીર બળીયા, કાપી કટકા કીધી;
ખડકી કાષ્ટ હુતાશન મૂકયો, ચોદશ ફુંકી દીધી.

પૂતનાનો પિંડ પરજળે, છુટયો દાર કસ્તુરી;
અગર તગર ચંદન મળીયાગર, પરિમલ વાસ મધુરી.

વાસ્યું વન ફરતું દશ જોજન, આવ્યું એક વિમાન;
પૂતના થઇ દેવકન્યા તે, કૃપા શ્રી ભગવાન.
સંદેહ પામી પરિક્ષિત પૂછે, કૃપા કરો શુક સ્વામી;
દુષ્ટ નારી બાળ હત્યારી, પરમગતિ કેમ પામી.
માનુભાવ કહે મહીપતિને, એ વિષ્ણુ ચરણ મહિમાય;
જે અંતકાળે કૃષ્ણ કહે તે, જમપુરી નવ જાય.
સાક્ષત બ્રહ્મ હૃદે પર રમીયા, એ ભાગ્યગ શું નહાનું;
વૈકુંઠનાથથી વૈકુંઠ પામે, તેહમાં આશ્ચર્ય શાનું.
ભાવે કુભાવે સ્તુતિ નિંદાએ, જે પરમેશ્વરને ધ્યાશે;
વેદ વાયક કહે શુક જોગી તે, નિશ્ચે વૈકુંઠ જાશે.

(વલણ)

જાશે વૈકુંઠ સર્વથા, સાંભળ પરિક્ષિત રાયરે;
પૂતનામોક્ષ પાવન કથા, થયો ષષ્ટમો અદયાયરે.

---

## અદયાય ૭ મો.

### (કડવું ૨૫ મું—રાગ દેશાખની ચોપાઇ)

શુક કહે સુણ પરિક્ષિત રાય, એ પાવન પૂતનામોક્ષ અદયાય.
બાળહત્યાદિક પાતિક ટળે, જો સ્નેહ ધરી કથા સાંભળે.
તો પરમપદની પ્રાપ્તિ થાય, જો પ્રીત રહે કથારસ મહાંય;
નામ સ્મરણથી જાય વ્યથા, હવે સપ્તમા અદયાયની કથા.
કેમ રાયને પહોતી વાત, જે ગોકુળમાં વરત્યું ઊત્પાત;
સમાચારે બેઠું તીવ્ર બાણ, જે પૂતનના શોષ્યા પ્રાણ.
બેહેન મોઈ બાળક ઊગરયો, શકે એ મહારો શત્રુ ખરો;
ગાંઠ હૃદયમાં બંધન થઇ, પણ કંસે ચરચા કીધી નહી.
શકટ વચ્છ ને તૃણાવંત, બગ અઘ તેડી કહ્યું એકાંત;
તમો છાના ગોકુળ પુઠે ફરો, જીતવો નંદતણો દીકરો.
ગોપ રહીને કરજો કામ, ન થાય પ્રગટ જેમ મહારૂં નામ;
જાણે નંદ તો ઉજડે દેશ, એ છાનો આપું ઉપદેશ.
ભેદ સાંભળી ચાલ્યા ક્રૂર, પ્રથમ આવ્યો શકટાસુર;
એ કંસરાયનું હારદ કહ્યું, હવે શ્રીગોકુળમાં શું થયું.
પ્રજાળી પૂતનાનો દેહ, પછે નંદ ગોપ પધારયા ગ્રેહ;
માહોમાંહે વાત કરે ગોવાળ, દેવરૂપ કો નંદનો બાળ.
રંડા મોઇ પોતે ઊગરયો, કારણરૂપ નંદનો દીકરો;
ગોપીને ઘણું વહાલા હરી, નંદ ગૃહે આવે ફરી ફરી.
શુકજી કહે સાંભળ રાજન, આવ્યો જન્મનક્ષત્રનો દિન;

નક્ષત્ર ફરી આવ્યું રોહિણી, ઉત્કંઠા જસોદાને ઘણી.
સ્વામીની કીધી વીનતી, માસિક કર્મ કરો કહે સતી;
નંદે પધરાવ્યા ઋષિ રાય, અભિષેક કરી કીધી રક્ષાય.
ગ્રહચંદ્રની પૂજા કરી, અપાવ્યું દાન હાથે શ્રીહરી;
જસોદાજીને સોંપ્યો બાળ, ગાય ગોપી ગીત રસાળ.
શ્રી જસોદાજી વદ્યા વચંન, આજ ઝોળીયે પહેરાવું તંન;
માસ દિવસે કીધો સંસ્કાર, સૌભાગ્યવંતી ઉભી રહી ચાર.
પંચરંગ પટની ઝોળી કરી, ઊભી અબળા છેડા ધરી;
ચંદન કેસર કુંકુમ ઘણાં, પીળ્યાં કપાળ ગોપિકાતણાં.
મળ્યાં બહુ નહાનાં છોકરાં, જસોદાજી વેહેંચે કોપરાં;
મીઠાં મુખ મહીયારી કરે, ઘણું જીવો કહાન અબળા ઉચરે.
જસોદાજીએ ઉંચલી કરી, ઝોળીમાં પધરાવ્યા હરી;
જયજયકાર કરે સુંદરી, મુખચંદ્ર બિંબ જુએ ફરી ફરી.
છે ચૌદ લોક જેહેનાં મુખમહાંય, તે ઝોળીમાં સૂતા હરિરાય;
મુખ જોઇ જસોદા વારણે જાય, હીંડોળે ગોપી હાલરૂ ગાય.

## ( ઝૂલણાં )

ઝોળીયે ઝૂલો કહાન ગોવાળા, વૃજની બાળા ગાય—હાલો
હાલરૂ[1].
તમે ઠમકે ચાલો નંદજીને બારણે, વારણે જાય માતા જ-
સોમતી—હાલો૦
માબાપે દીઠાં મોહન મુખડાં, કે દુખડાં ગયાં સુખ પામી-
યાં હાલો૦
ગયાં કર્મ અંધારાં પ્રગટ્યો દીવો, ઘણું જીવો જીવન હ-
મારડારે—હાલો૦
ઊત્તરવથ બંધાણાં પારણાં ઘરમાં, કાંઇ બારણાં ઉઘાડાં નં-
દરાયનારે—હાલો૦
છ મ્હાડાને છોકરે તે પૂતનારે શોષી, તહારા દોષી દુરિજન
જાજો મરીરે—હાલો૦
મહોટા થઇને આરો વન ગાવડીરે, જસોદાજી જાશે ભામ-
ણેરે—હાલો૦
આણે મૂખે વજાડો વાંસળી રે વહાલા, કાંઈ વેહેલા ઓ ચા-
રી ઘેર આવજો રે—હાલો૦
અમો ગોપી તમારી દાસી રે દેવા, કાંઇ લેવા ઇચ્છું રજ
ચરણનીરે—હાલો૦

અંત્રીક્ષ રહી સર્વ દેવતા બોલે, નહીં તોલે કો ગોપી સ-
મુરે—હા૦
સંસાર હીંડોળો બાંધ્યોરે બ્રહ્મે, કાંઈ કર્મ હીંચે કોટી જીવ-
ડારે—હાલો૦
શંકર બ્રહ્મા જોગીરે ઝૂલ્યા, ભૂલ્યા ભ્રમે મહોટા મૂની રે—હા૦
આવા ગમન હીંડોળે રે હીંચે, ન પ્રીછે પ્રાણી માયા મળ્યા
રે—હાલો૦
જગત ઝુલાવ્યું સોંપી કર્મને, તે બ્રહ્મને ઝૂલાવે વૃજસુંદરી
રે—હાલો૦
કુસુમવૃષ્ટિ કરે છે દેવતારે પ્રીતે, આમ રીતે હીંચોળી હરિ
ઊતારીયારે—હાલો૦
એ સુણશે પ્રીતે વા ઝૂલણાંરે ગાશે, તે મૂકાશે ગ્રાહ[1] સં-
સારથીરે—હાલો૦
કહે પ્રેમાનંદ વિપ્ર હું કાંઈ ન જાણું, વિખાણું ગુણ ગો-
વિંદનારે—હાલો૦

## ( વલણ )

ગોવિંદના ગુણ જેમ તેમ કહું, નવ લહું ડહાપણ જ્ઞાનરે;
હરિનામ દ્વે અક્ષર વડે વળે, કોટિ ગંગા સ્નાનરે.

---

## (કડવું ૨૬ મું—રાગ દેશાખની ચોપાઇની ચાલ)

એણી રીતે ગાયાં હાલરૂં, ઝોળીએ સૂતા સચરાચરૂ;
વિવિધ લીલા કેશવ કરે, પવિત્ર કથા શુકજી ઊચરે.
અભિમન્યુતન સાંભળજે કથા, શ્રવણ ભક્તિ ટાળે જન્મવ્યથા;
અસુર આવ્યો શકટાસુર નામ, માયા કરીને વૃજપુર ગામ.
કપટી શકટ રૂપે થયો, શકટ મળતો આવી રહ્યો;
છુટાં બહુ ગાડાં નંદદ્વાર, શકટ સ્થિર થયો શકટ મુઝાર.
નવ જાણે ગોપી ગોવાળ, નંદ પુત્રે જાણ્યું તતકાળ;
એ આવ્યો મુને જીતવા કારણે, શકટ રૂપ બેઠો બારણે,
ઘેર આવ્યાને આદર કીજીયે, પરમપદ એહેને દીજીયે;
સુરભી દુહે શ્રીજસોમતી, મંદિરમાંથી રોયા શ્રીપતી.
મુકયું કારજ સાદ સાંભળી, કાં રોયા આતા કહી ઘરમાં પળી;
નાખ્યું પાત્ર દુધ ગયું ઢળી, કો ન શકે પ્રેમ માતાનો કળી.
પારણેથી લીધા ભગવાન, માતા કરાવે છે પયપાન;
સ્તનઅગ્ર મુખમાં નવ ગ્રહે, બાળક કેમે ન રોતો રહે.

---

૧ બા॰ પ્ર॰ ને એક ગુ॰ પ્ર॰ એ સીવાયે બીજી બધી ગુ॰ પ્રતોમાં "ગાંએ બીજની બાળા, હાલર હાલોની" છે.

૧ સઘળી ગુ॰ પ્રતોમાં "ધર" છે.

અખકાવે કડાં દ્વાર સાંકળી, વજાડે ઘુઘરો મા થઈ આકળી;
સુંઘાડે પુષ્પ દેખાડે ગાય, તેમ તેમ બાળક બમણો થાય.
જસોદાને મન સંદેહ પડયો, શે આવડું બાળક આળે ચડયો;
કરડયો જંતુએ આકળો કીધો, ન રહે હીંચોળ્યો ખોળે લીધો.
પુછે જસોદા મુખસું મુખ ધરી, તહારાં દુખડાં લઇ જાઊંમરી;
ન રહે બાળક દોહવી ગાય, વન મુકવાની વેળા જાય.
બાળક ટોળે મળ્યાં દસવીસ, તેવારે રોતા રહ્યા જુગદીશ;
માતા કહે બાળકને બાળકમાં ગમે, નહાનાં છોકરાં પાસે રમે.
ઝોળી એક બાંધી આંગણે; ગાયને ચરવા જાવું ઘણે;
ગાડી એક લાવી કિંકરી, શકટની ઊધે બંધન કરી.
ઝોળીમાં સુવાડયા શ્રી ગોપાળ, પ્રભુજી રોતા રહ્યા તતકાળ;
બીજાં બાળકને કહે તાળી પાડો, ફુલરાવો હલ્યાને રમાડો.
બાળક ઝોળી વીટી રહ્યાં, અંબા ગૌશાળામાં ગયાં;
શકટાસુર થયો અતિ પ્રસંન, હું કાળને માએ સોંપ્યો તંન.
અલ્પ આયુષ્ય દીસે છે બાળ, છે દીર્ઘ આયુષ્ય કંસ ભૂપાળ;
સ્થૂળ રૂપ કરી ગડગડું, બાળક ઉપર ભાગી પડું.
શકટ હણવા તત્પર હુઓ, છે હરિનાં મનમાં વિચારજ જુઓ;
કાલાં કાલાં વચન બાળક ભાખે, મરકલાય પ્રભુ પાટુ નાખે.
ધાવે અંગુઠો ખડખડ હસે, શકટ જોઈ અધર હરિ ડસે;
ક્રોધ રૂપ થયા અશરણશર્ણ, વૃદ્ધિ પમાડયો ડાબો ચર્ણ.
બળ સાથે પગ ઊપાડયો તદા, શું મુદગળ પરિઘ ભોગળ શું ગદા
કિંવા વજ્રકુંજરના દંત, સકોમળ પદમાં બળ અત્યંત.
ન આવે બળ પ્રાક્રમનો માપ, જેમ ગજ ઉપર નાખે કે-
સરી થાપ;
ન જાય ચરિત્ર પ્રભૂનાં કળ્યાં, દેખી સ્વરૂપ છોકરાં છળ્યાં.
અતુળ બળસું નાખ્યો પાગ, કડકડયું શકટ થયા શત ભાગ;
પ્રહાર પૂરણ ચૂરણ ગાત્ર, ભય પામ્યા ગાય ગોવાળા માત્ર.
મહોટો સાદ કરી પડીયો ધર્ણ, એક પાટુએ પામ્યો મર્ણ;
વિસ્મે થઈ વ્રજની સુંદરી, માતાએ હૃદયા ચાંપ્યા હરી.
બીજાં બાળકને જસોદા કેહ, એ અન્યા સર્વ તમારો છે;
તમો શકટ ભાંજ્યું સરવે મળી, ખીજી જસોદા થઈ આકળી.
બાળક કહે અન્યા નથી અમતણો, તહારે પુત્રે પાગ વ-
ધારયો ઘણો;
ગાડું ભાગું તાહારા તન વડે, શો વાંક અમારો બાળક સ-
હુ રડે.

કાષ્ટાકાર ગાડાંનો ગયો, શકટ દાનવ રૂપે થયો;
ત્યારે સરવનો ટળ્યો સંદેહ, અસુર કપટી દીસે એહ.
નંદે દૈત્ય નખાવ્યો બહાર, હૃદયાસું લીધા દેવ મોરાર;
આપણે બાળક પમાડયાં શર્મ, જુવો દુષ્ટ દાનવનું કર્મ.

## (વલણ)

મુરારિને પંચગવ્ય કરાવ્યાં, આપ્યાં વિપ્રનેબહુ દાનરે;
" એ દ્વિતીય ચરિત્ર પૂરણ હવું, આવ્યું શકટને વિમાનરે.

---

## (કડવું ૨૭ મું—રાગ કાલ્હેરો)

શકટાસુર જીત્યો જદુનાથે, પૂર્ણ થયું દ્વિતીય ચરિત્ર;
તૃતીય ચરિત્ર કહે ગર્ગ જોગી, સાંભળ પરિક્ષત પુણ્ય પવિત્ર,
શકટાસુર જીત્યો જદુનાથે૦
અદભુત આશ્ચર્ય નંદજી પામ્યા, ને ગોપ કરે વરણંન.
આ વિઘ્નથી બાળક વાંચ્યો, માતપિતાના મહોટાં પુણ્ય—શ૦
એ કંસાસુરે વારતા જાણી, બાળકે શકટનો આણ્યો અંત;
નંદાત્મજને જીતવાને, કંસે મોકલ્યો તૃણાવંત—શકટા૦
ઘર આંગણે માત જસોદા, ઉછંગે લીધા હરિદેવ;
મુજ અરથે તૃણાવંત આવ્યો, સામળીયે જાણ્યું તતખેવ—શ૦
ઊછંગ અંબાનો બહુ દુખે, ભૂધરે બહુ મુકયો ભાર;
જસોદાજી વિસ્મય પામ્યાં, આવો ભારે કેમ થયો કુમાર—શ૦
સુત કરે ક્રીડા માને પીડા, ફાટે પગ આપદા અપાર;
ન કહેવાય કહોને પુત્ર છે ભારે, ઘણું દોહેલો લોકાચાર—શ૦
ચરણ ચંપાય ન થવાય બેઠાં હરિયે માતા હરખડાવી;
ઉછંગ ઉપરથી અરૂંપરૂં જોઈ, ગોવિંદ મુકયા ગબડાવી—શ૦
કાંપતી માતા ગઇ મંદિરમાં, આંગણે પહોડયા અનંત;
ગડગડી ગોકુળમાં આવ્યો, વાયુ રૂપે તૃણાવંત—શકટાસુર
ઉડે છાપરાં બીહે છોકરાં, ભાં શબ્દ કરે વાછરૂ;
નંદદ્વાર અધર્મી આવ્યો, જહાં સુતા છે સચરાચરૂ—શકટા૦
ત્રાહે ત્રાહે થયું વ્રજપુરમાં, આંધી ધુળકટ ચારે પાસ;
ગોદડી સહિત ગોવિંદજી લીધા, અસુર ઊતપતિયો આકાશ—શ
ઊડે રેણુ કાંકરા કોરણ, ગોકુળમાં થયો અંધકાર;
વિપરીત જમુનાનું જળ વહેતું, હરી હરયા હવો હાહાકાર—શ૦
નેત્ર ન સૂજે શરીર ધ્રુજે, ધાયાં જોવા જસોમતી;
ત્રાહે ત્રાહે કરી પડી અંબા, સુવાડયો તહાં બાળક નથી—શ૦
ગોપીના વૃંદ કરે આક્રંદ, ઊપનંદ નંદજી શોધતા ફરે;

રખે માત પિતા મૃત્યુ પામે, સામળીયો મન ચિંતા કરે—શ૦
આકાશ પ્રમાણે અસુર વાધ્યો, કંઠે વળગ્યા શ્રી ભગવંત;
ત્રૈલોક્યભાર મુકીને ભાંજ્યો, મરડી નાખ્યો તૃણાવંત—શ૦
કડકડાટ શબ્દ હવો દારૂણ, જાણે ઊપડીયું બ્રહ્માંડ;
સાંમળીયે શલ્યાપર નાખ્યો, શત્રુ શરીર થયું શતખંડ—શ૦
તળે અસુર ઊપર અવિનાશી, ઉદયાચળ ઉપર જેમ શશી;
નિર્ભયથકી ગોપી મદમાતી, લક્ષ્મીવરને લેવા ધસી—શ૦
જસોદાજીને બાળક અરપ્યો, થઇ વાત વિસ્મે નંદને ઘણી;
વિકટ અસુર સહજે મૃત્યુ પામ્યો, પુત્ર રહ્યો કેમ આએ આણી—શકટ૦
ગોપવધુ સહુ મંગળ ગાય, માતા ઉતારી નાખે નીર;
કરવત કુહાડે કટકા કીધું, દહન કીધું દૈત્ય શરીર—શકટા૦
બકીની ગતિ પામ્યો દાનવ, હૃદય ઊપર રમ્યા ભગવાન;
દિવ્ય દેહ પામ્યો તૃણાવંત, ગયો સ્વર્ગ બેસી વિમાન—શ૦
ભક્તિ ભાવે વા દ્વેશ ભાવે, હૃદયમાં રઘુપતિ રાખો;
કહે પ્રેમાનંદ હરિ ભજનવિના, રખે દિવસ આળે નાખો—શ૦

( વલણ )

મા નાખો જન્મ ભજન વિના, કરો સીતાપતિ મિત્રરે;
શુકજી કહે સુણ ભૂપતી થયું, પૂરણ તૃતીય ચરિત્રરે.

---

## ( કડવું ૨૮ મું—રાગ વસંત )

જેજેકાર થયો ગોકુળમાં, જીત્યો તૃણાવંત;
કુસુમ વૃષ્ટિ કરે અમર ગણ એહેવાં, કાર્જ કરયાં ભગવંત—જે૦
નંદને મન આનંદ ઘણોરે, કીધાં નાનાવિધ દાન;
જાણે આજ પુત્રનો જન્મ થયો છે, થૈકાર સંગીત ગાન—જે૦
એ તૃતીય ચરિત્ર પૂરણ થયું, સાંભળ પરિક્ષિતરાય;
એકવાર જસોદાજી બેઠાં છે, મોહન ઓછંગ મહાંય—જે૦
ફરી ફરી જુએ વદન વિઠ્ઠલનું, વિઘ્ન ત્રણ સંભારીયાં;
કેમ ઉગરશે કુંવર મ્હારો, અંબાએ આંસુ ભરીયાં—જેજે૦
પૂતના શકટ તૃણાવંત પાપી, તેથી સુત ઊગરીયો;
થોડા દિવસમાં બહુ વિઘ્ન પડિયાં, માએ તે ભય મન ધરીયો—જેજેકાર૦
સકળ વર્ણમાં રંક આહીરડાં, જીવવું ગૌચારી;
દોહેલાં સહીયે વનમાં રહીયે, કાં પૂઠ લે અમારી—જેજે૦
જષ્ટિકા મુજ અંધતણીરે, ભૂલાંનો વિશ્રામ;
ન જાણિયે આગળ શું થાશે, જો વિઘ્ન પડીયાં આમ—જે૦
કહાં જઇયે ને શું કરીયે, નહીં કો બીજો ભાઇ;
જસોદા માતનું દુઃખ જાણી, હરિયે બાધી બકાઈ—જેજે૦
વિશ્વરૂપ દેખાડયું મુખમાં, અંબાને આવે વિશ્વાસ;
નિમેષ રહી જસોદાજી નિરખી, પામી અંતર ત્રાસ—વિ૦
નવકુળ નાગ અષ્ટકુળ પર્વત, અષ્ટવસુ અષ્ટસિદ્ધિ;
નવખંડ ને નવ જોગેશ્વર, નવગ્રહ ને નવનીધિ—વિ૦
સપ્તદ્વીપ ને સપ્ત સાગર, સપ્ત સ્વર્ગ સપ્ત પાતાળ;
સપ્તધાતુ ને સપ્તઋષિરે, સપ્તસ્વર રસાળ—વિ૦
ચતુર્વેદ ને ચાર દીશારે, ચતુર્વર્ગ ચાર આશ્રંમ;
ત્રણ ગુણ ને ત્રણ કાળરે, ત્રૈલોક પ્રગટયા ત્રિકંમ—વિ૦
દ્વે કર્મ દ્વે વિશ્વેદેવા, દ્વે દીઠા અશ્વિનીકુમાર;
દશ દિગપાળ ને દશ દિશારે, દશ ઉભા ભદ્ર ધરી ભાર—વિ૦
એકાદશ રૂદ્ર એકાદશ ઇંદ્રી, શિવગણ કોટિ અગિયાર;
દ્વાદશ મેઘ ને દ્વાદશ દિનકર, ઉડગણ કોટિ અપાર—વિ૦
ઓગણપંચાસ વાયુ અડતાળીસ અગ્નિ, ઋષિ સહસ્ત્રઅઠયાસી;
ઇંદ્ર ચંદ્ર નેજોગ નક્ષત્ર બહુ, તેજ કળા પ્રકાશી—વિ૦
કિંનર અપ્સરા યક્ષ વિદ્યાધર, ગાંધર્વ ને યમરાય;
શક્તિ નવદુર્ગા ને સરસ્વતી, બ્રહ્મા જગતપિતાય વિશ્વ૦
પર્વત તુંબર નારદ ઋખિરે, નદી નવસેં નવાણું;
વનસ્પતી ભાર અષ્ટાદશ મુખમાં, લીલા શી શી વખાણું—વિ૦
વિરાટ રૂપ વદનમાં દેખી, જસોદાજીને આવ્યું જ્ઞાન;
કહેનો પુત્ર હું કહેની માતા, એ સ્વયં શ્રી ભગવાન—વિ૦
હું શોચના વ્યર્થ કરૂં છૌં, એ દીસે અંતરજામી;
પૂતનાનો વાંક કશો જે, ધવરાવતાં મૃત્યુ પામી—વિશ્વરૂપ૦
એહેનો ભાર કેમ સહે શકટાસુર, મેં બાંધી અજાણે ખોઈ;
વારૂ કીધું મેં દીધો ગબડાવી, નાઠી તો નવ મોઇ—વિશ્વરૂપ૦
આજથી હું નહીં એહેની માતા, સમાચાર નંદને કહીએ;
આખું જગત મુખમાં દેખાડયું, દહોડ માસને છૈએ—વિ૦
એ પરમેશ્વર હું છૌં દાસી, કરૂં આજથી સેવ;
જ્ઞાન અંબાને એહેવું આવ્યું જાણી, માયા કીધી તતખેવ—વિશ્વરૂપ૦
આંખ મીચી હરિ રોવા લાગ્યા, પયપાનને ઇચ્છે;
જસોદાજીનું કહો કોણ ગજું જો, બ્રહ્મા પાર ન મીછે—વિ૦
પ્રગટી માયા જ્ઞાન ગયું રે, બાળક લેઈ ધવરાવ્યું;

જસોદા કહે શકે નિદ્રા પામી, વિશ્વરૂપ સ્વપનામાં આ-
વ્યું—વિ૦
ભ્રમભાવ ગયો પુત્ર ભાવ થયો, ધવરાવ્યા સુંદરશ્યામ;
વિપ્ર પ્રેમાનંદનો સ્વામી, જન, સમરો સીતારામ—વિ૦

(વલણ)

સીતારામ સમરો મુખ ભાઇ, જેમ થાય પિંડ પવિત્રરે;
એ સમાસ અધ્યાય સપ્તમો, કહ્યું ચતુર્થમું ચરિત્રરે.

---

## અધ્યાય ૮ મો.

### ( કડવું ૨૯મું—રાગ કેદારો )

ચરિત્ર ચોથું પૂર્ણ થયું, કહું અષ્ટમો અધ્યાય;
ગુરૂદેવ વસુદેવે તેડ્યા, દંપતી નમીયાં પાય.
આસન આપી પૂજન કીધું, લીધું ચરણામૃત પ્રીતે;
ભાવયુક્ત ભર્તાર ભામની, ઊભાં સેવકની રીતે.
પ્રાર્થના એક છે ગુરૂ સ્વામી, અમને આપદકાળ;
તમો સંઘાથે ચોરી શાની મહારે, બે ઊગરીયાં છે બાળ.
એક પુત્ર રોહિણીને આવ્યો, એક દેવકીને ઊગરીયો;
નંદગૃહે મૂક્યો તે બાળક, વસુદેવ સત્ય ઊચરીયો.
કંસ ન જાણે ગોપ ન જાણે, મેં અદભુત ચોરી કીધી;
મહારો પુત્ર સુવાડ્યો સેજે, જસોદાની કન્યા લીધી.
વાત સાંભળી ઋષિવર રીઝ્યા, કહે ગર્ગ ભગવાન;
મહારાં ભાગ્યનો પાર નહીં રે, વાધ્યો વંશ જજમાન.
વસુદેવ કહે સર્વ પુણ્ય તમારૂં, હું રંક થયો પુત્રવાન;
નામકરણ કરો બાળકનાં, જેમ ન જાણે કંસરાજાન.
લગ્ન જોગ જોઇ જ્યોતિષમાં, જન્મપત્રિકા કરજો;
આયુષ જોજો રૂડી પેરે, નામ રસાળાં ધરજો.
દરિદ્રી હું પરવશ વરતું, વસુદેવે ભરચાં લોચંન;
શી દક્ષણા આપું નામ ધરયાની, નથી ભોજન કરવા અંન.
દહાડો વળશે દરિદ્ર ટળશે, ઉદ્યમી થાશે કુમાર;
દક્ષણા અપાવીશ પુત્ર પાસે, નહીં રાખુ તમારો ભાર.
મસ્તક ધુણી ગર્ગ કહે, એ ઓછું વચન નવ કહીયે;
કનિષ્ટ પુત્ર તે છે પરમેશ્વર, દર્શનને અમો જઇયે.
શ્રીગોકુળમાં ગર્ગ પધારયા, કંસરાય નવ જાણે;
નંદ જસોદા પગે પડીયાં, પ્રીત અંતરગત આણે.
ષોડશ પ્રકારે પૂજા કીધી; હું સરખું કાર્જ કહો સ્વામી;
બીજ લોક કેમ પાવન કીધા, પુછે નંદ સીષ નામી.
ગર્ગ કહે વસુદેવની નારી, રોહીણિયે પ્રસવ્યો તંન;
તે બાળકનું નામ ધરવા, મોકલ્યો છઊં રાજંન.
તમારે આસરે રહ્યાં રોહિણી, કંસતણો ભય જાણી;
અંનવસ્ત્ર આપ્યાં આપતકાળમાં, બીજું કોય ન પએ
પાણી.
આનંદ પામી આવ્યાં રોહિણી, પ્રણામ ગુરૂને કરીયો;
કુશળ ભાગ્ય કહી પુત્ર પોતાનો, ગુરૂને પાગે ધરીયો.
લોચન લોલ કપાળ મનોહર, ધરાધરે ધરચો દેહ;
શેષ સ્વરૂપ અનુપમ દેખી, ઋષિનો ભાગ્યો સંદેહ.
મણિધર માનવ થઈ અવતરિયા, માયાએ ગર્ભ આકરષ્યો;
સર્પેશ્વર પરમેશ્વર ઊદયા, ભેદ બ્રહ્મે નીરખ્યો.
અરે રોહિણી બાળક તહારો, વિકટ સુભટ ભાગ્યવંત;
પંડિત ચિરાયુ ચતુર ઘણો, દાતા દયાળુ સંત.
એહેનું રૂપ નેત્રમાં રમી રહ્યું છે, મોહ્યું ગોકુળગામ;
દર્શનથી આરામ ઊપજે, માટે નામ એહેનું રામ.
ભદ્ર શબ્દ કલ્યાણને કહીયે, જીતશે બહુ સંગ્રામ;
બળ પ્રાક્રમનો પાર ન આવે, માટે બળભદ્ર નામ.
તહારે ભાએગે આકર્ષણ કીધા, માટે સંકર્ષણ કહેવાય;
ચોથું નામ શ્રીહળધર કહીયે, હળ ધરશે કરમ્હાંય.
બળદેવ નામ પાંચમું કહીયે, છઠું રોહિણીતંન;
બીજાં નામ પ્રાક્રમે કહેવાશે, છે, ભાગ્યવાન ભડ જંન.
જન્મપત્રિકા ઋષિયે કીધી, તવ નંદરાય ઉચરતા;
એક પુત્ર મહારો સેવક તમારો, નામ જાઓ તેહેનું ધરતા.

(વલણ)

ધરો નામ મમ પુત્રનું, નંદે નામ્યું શીષરે;
જસોદા લાવી પુત્રને, ગર્ગે, ઓળખ્યા શ્રી જુગદીશરે.

---

### ( કડવું ૩૦ મું—રાગ મારૂ )

દેખી જસોમતીનો તંનરે, આશનથી ઊઠ્યા મુની જંનરે;
ઋષિયે પ્રદક્ષણા કીધી ચારરે, કરજોડી કીધો નમસ્કાર રે.
હરિને નિરખે ઋષિ રહી ઊભારે, ભૃગુલાંછન શ્રીવચ્છ
શોભારે;
વિરાજે રમારમણનું રૂપરે, રૂપમાં ગર્ગ થયા તદ્રૂપરે.
છે લોચન લોલ વિશાળરે, બાળમુકુંદ નંદનો બાળરે;

કોટિ ઇંદુ ગોવિંદ વદંનરે, રૂપ અનુપ સહસ્ત્ર મદંનરે.
લોચન દ્વારે રૂપરસ પીધોરે, ત્રિભુવનને હૃદયમાં લીધોરે;
મનમાં સ્તવ્યા શ્રીગોવિંદરે, તાહારે કર જોડીને કહે નંદરે.
ઋષિજી શું મોહ્યા જોઈ બાળરે, અમો રંક લોક ગોવાળરે;
રાય વસુદેવજીનું પુણ્યરે, અમો રંકને મળ્યા મુનીજંનરે.
એહેનું નામ કરણ પ્રભુ કરીયેરે, મહાનુભાવ મયા મન ધરીયેરે;
કેહેવું પુત્ર પ્રત્યે છે લેહેણુંરે, એથી ટળશે લોકનું મેહેણુંરે.
જસોદા કહે મસ્તક નામીરે, એહેનું આયુષ કેટલું છે સ્વામીરે;
એ ઘેર આવશે ગૌચારીરે, રૂડી પેર કહો વીચારીરે.

પછે બોલ્યા ગર્ગ મહારાજરે, એતો એકાંતનું છે કાજરે;
એકાંત ભુવનને મહાંયરે, બેઠા ગર્ગને નંદરાયરે.

જસોદાજીને અળગાં રાખ્યાંરે, કઠિણ વાયક ન સ્હેવાય ભાખ્યાંરે;

સાંભળ નંદ ગોપ મહારાજરે, સુધું કહેતાં શાની લાજરે.
ધરો ધીરજ કહું પ્રકાશીરે, એ બાળક બ્રહ્મ અવિનાશીરે;
એ વસુદેવ તણો પુત્ર માનોરે, તાહારે ઘેર ઉછરે છે છાનોરે.

એ દેવકીસુત અવશ્યમેવરે, વસુદેવ પુત્ર વાસુદેવરે;;
થયા નંદજી કંપાયમાનરે, વચન ગર્ગનું વજ્ર સમાનરે.

જાણે કાળજ કહાડી નાખ્યુંરે, મહારા સ્વામીજી એ શું ભાખ્યુંરે
એ તમો પુત્ર પારકો કહ્યો રે, તો મહારી સ્ત્રીનો ગર્ભ કહાં ગયોરે

ગર્ગાચાર્ય કહે સુણ રાયરે, જસોદાએ પ્રસવી કન્યાયરે;
વસુદેવજીયે ચોરી કીધીરે, પુત્ર મુકીને પુત્રી લીધીરે.

મહારી વાત નહોએ જુઠીરે, નંદજી રાખો બાંધી મુઠીરે;
ગોપરાય ધીરજ મન ધારોરે, પચરાત્રિ છે પુત્ર તમારોરે,

કહ્યું જસોદાને અહીં આવોરે, ધરૂં નામ પુત્રને લાવો રે;
જેવારે દીઠા શ્રીગોવિંદરે, ઋષિનું કહ્યું વીસરયા નંદરે.

કોણ દેવકી કોણ વસુદેવરે, એ સુત મહારો અવશ્યમેવરે;
નામ ધરવા વરત્યું લગ્નરે, નંદજી માયામાં થયા મગ્નરે.

ગર્ગ કહે નથી આસરો મહારોરે, એહેનો કેમ વરતું વરતારોરે;
અહીં અક્ષર એક ન આવેરે, એ શૂન્ય બ્રહ્મ પ્રભુ કહાવેરે.

ન પહોંચે બુદ્ધિ મન વાણીરે, જન્મ પત્રિકા લખું શુ જાણીરે;
આદ્ય મધ્ય અંત નવ લહીયેરે, અપરંપારને કહેવો કહીયેરે.

સૂર્ય ચંદ્ર આજ્ઞામાં હીંડેરે, નવ ગ્રહ એહેને નવ પીડેરે;
કાંઇ શરીરે છે ઘનશ્યામરે, માટે શ્રી કૃષ્ણ એહેનું નામરે.

નંદનંદન બાળમુકુંદરે; ગોકુળનાથને શ્રીગોવિંદરે;
જસોદાજીવન નાથ ગોપાળરે, શકટ તૃણાવંત પૂતના કાળરે.
આગળ કરશે મોહોટાં કામરે, જેહેવાં પ્રાક્રમ તેહેવાં નામરે;
અનંત રૂપ હરિ કહાવેરે, સહસ્ત્ર નામે પાર ન આવેરે.
લખી આપી પત્રિકા લેખરે, કીધા આશીર્વાદ અભિષેક રે;
રીઝ્યાં જસોદાજી નંદરાયરે, આપી દક્ષણા દુઝણી ગાયરે.
નંદે જમાડ્યું ગોકુળ ગામરે, ગોપ ગોખે હરીનાં નામરે;
જેણે કૃષ્ણ નામ મુખે ભણિયરે, શત જન્મના પાતિક હણીયરે.

ગર્ગાચાર્ય કીધા વીદાયરે, કહાવ્યું વસુદેવને નમવું પાયરે;
મુનિ આવ્યા મથુરા મહાંયરે, કહ્યો સમાચાર સુખદાયરે.

(વલણ)

સુખ સમાચાર જઈ કહ્યો, ગર્ગ ધર્યાં શુભ નામરે;
વિપ્ર પ્રેમાનંદ કહે કથા, સહુ જપો સીતારામરે.

---

( કડવું ૩૧ મું—રાગ મારૂની દેશીફેર )

શુકજી કહે સુણ રાય, ચરિત્ર શ્રીકૃષ્ણતણાં;
જે હોય હરિના દાસ, તેહને પ્રિય ઘણાં.
રામ કૃષ્ણ કહી નામ, જનુની બોલાવે;
ઘુંટણીયે ઘનશ્યામ, માતા કને આવે.
બોલવું શીખ્યો બાળ, મીઠી વાણીયે;
ન જાણું શાં કીધાં પુણ્ય, નંદની રાણીયે.
નાનાં ગોપના બાળ, માંહે દયાળ રમે;
ઢળી પડે બેઠા થાય, તે જનુનીને ગમે.
પાલવ ગ્રહી પરિબ્રહ્મ, માતા કને અંન માગે;
પેટ દેખાડીને રોય, નીચા થઇ પાએ લાગે.
શાં સુકીત કીધાં સંસાર, નંદ જસોદાજીયે;
ચૌદ લોકનો નાથ, વખાણી છાસ પીયે.
પ્રગટ કરે અજ્ઞાન, હાથમાં દીપ ગ્રહે.
આ કરડવા આવ્યો હાઉ, રોતો ટપ રહે.
નિદ્રા કરે દીનાનાથ, પયોધર ધાવતાં;
અધવચ ન્હાસી જાય, પ્રભુ નવરાવતાં.
એક નેત્રે ભરયું કાજળ, એક અમથુંજ રહે;
પેટમાંહીં કરે પદપ્રહાર, જસોદા માત સહે.
રમે પિતા ઊછંગ, તાણે મુછ દહાડી;

[illegible] મુખનો તંબોળ, અધવચ લે કહાડી.
[illegible] રણછોડ, ઓરડામાં ચાલે;
ખોળતી રહે માત, જઈ રવૈ ઝાલે.

ઝોળીમાં ઘાલી હાથ, માખણ તરત કહાડે;
મુકાવે જો માત, તો આંસુ પાડે.

ચોરી કરે ઘરમહાંય, નવ બોલે સાચું;
રાંધતાં લાગે વાર, કહડાવે અંન કાચું.

અવળું ચાલે અવિનાશ, નથી સાંભળ્યું દીઠું;
છાસમાં માગે ખાંડ, દુધમાં માગે મીઠું.

વચ્છતણાં પુચ્છ સહાય, તણાતો હરિ ચાલે,
લપસી પડે બેઠો થાય, કાદવમાં કૃષ્ણ મહાલે.

છાંટે ગૌનાં છાણ, ગોરસડાં ઢોળે;
આડી અવળી થાય માત, દૂધે અંઘોળે.

ભડકાવે દુજાણી ગાય, જેષ્ટિકા ગ્રહી દોડે;
એકને દોહેછે માત, બીજીનાં વચ્છ છોડે.

ગોકુળની બ્રીજનાર, જોવા નીસરે;
પડે જોવાને ફંદ, ધંધો વીસરે.

દેખી લીલા નાર, પ્રેમ હૃદે ધરે;
મૂકી ઘરનાં કામ, હરી પુઠે ફરે.

ઘર આંગણે ઘુંટણીયે, હીંડે ઓડેમોડે;
બીજે ફળીયે જાય, તહાં દડબડ દોડે.

મર્કટ સૌ પંચાસ, બાળક અચુત મળે;
તેહમાં સામળીયો સરદાર, રમવાને પળે.

શ્રીકૃષ્ણ શરીરે શ્યામ, હળધર ગોરટા;
કહાડી ન્હાનપણાંમાં લાજ, બેહુયે ચોરટા.

ગોપી જળ ભરવા જાય, બારણાં ઊઘાડે;
સંતાડ્યું હોય દહીં, સદ્ય શોધી કહાડે.

ઢોળે મળી દશવીશ, વાંકી વાળે કોડી;
વચ્ચે મુકે મહીનું માટ, મળી મારે મોડી.

દ્વાર ઉઘાડાં મુકી જાય, ન આણે ચિંતા કશી;
ધણીયાણી મળે મારગ મહાંય, તાળીદે હસી હસી.

કેટલીએક સ્ત્રી સાવધાન, પરઘેર ગોરસ ધરે;
તેને ઊંબર બેસી બાળ, સર્વ લઘુ નીત કરે.

શીકે ચડાવ્યાં માટ, લાકડીયે છિદ્ર કરે;
વહે ગોરસની ધાર, તળે રહી મૂખ ધરે.

( વલણ )

મુખ ધરે ગોરસ પીએ તે, અમર અંત્રિક્ષ જોય રે;
પ્રેમાનંદ પ્રભુ રામની લીલા, હવી નથી નવ હોય રે.

---

( કડવું ૩૨ મું—રાગ ગોડીની દેશી )

ગોપી આવી જસોદા પાસે, કરવા હરીની રાવજી;
વચન બોલે વહડવા સરખાં, હૃદે હરિ સાથે ભાવ—ગોકુળ કેમ રહીયે;
ભાંગો ગોરસનો વેપાર, કહોજી કહાં જઇયે. ધ્રુવપદ.
ઉત્તરવય પ્રભુએ પુત્ર આપ્યો, એકજ એક લાડવાયોજી;
આખું ગોકુળ ચાક ચડાવ્યું, પોતાને ઘેર ઘણું ડાહ્યો—ગો૦ભાં૦
વય ન્હાની ને પ્રાક્રમ મહોટાં, અમો કહેતાં દીસું જુઠીજી;
અતિસે થયું માટે કહેવા આવી, ખાધું સરવે લુટી—ગો૦ભાં૦
એકલો હોય તો આદર કીજે, અમને હરિ વહાલો છે હાડજી;
સહુ પરિવારે આવે સામળીયો, લાવે ગોપ મર્કટની ધાડ—ગોકુળ૦ભાંગો૦કહો૦જી૦
અપરાધ સાંભળી સામળીયાનો, અંબા થઈ ઓશીયાળીજી;
ગોરસ જતન કરો રૂડીપેરે; સાવધાન રહો ગોવાળી—વઢવું શાસારૂં.
શાને ક્રોધ કરોછો ગોપી, લો જાન થયું તમારૂંજી[1];
તમો કેહેતાં હો જો બ્રીજનારી, તો બે સોટી મારૂં—વઢવું૦
શીકે ચડાવી ગોરસ રાખો, અથવા મુકો અંધારેજી;
મોહોટી કોઠીમાં લેઈ મુકો, રાખો, સાંકળ તાળાં બારે—વઢ૦
ભાગ્યવાન છો તમો બ્રીજનારી, ઘણાં એક ગોરસ મળશેજી;
આંખ ચહડાવી હાંકલશો મા, છૈયો માહારો છળશે—વઢવું શા૦
ગોપી કેહે તહારા પુત્રને હાથે, ઉઘડે તાળું સટકજી;
અંધારાં ઘરમાં કેશવ જાયે, થાય અજવાળું ફટક—ગો૦ભાં૦
ન પહોંચે તો ઉખળ માંડે, કોઠી સઘળી શોધેજી;
શીકે ચહડાવ્યાં દહોણાં ભાંજે, લાકડીને ગોદે—ગો૦ભાં૦
ઊંબરે બેશી કરે લઘુશંકા, બાળકને ઠોકર મારેજી;
ઘરમાં ઘાલી સાંકળ દીજે, રમતો દીસે બહારે—ગો૦ભાં૦
વચ્છની પેરે ગૌને ધાવે, વળગે મહીને માટેજી;
સહાવા જાઊં તો આંખ મહારીમાં, કોગળો દુધનો છાંટે-ગો૦
એક કહે હું જળ ભરીને ઉતાવળી હીંડીજી;

---

[1] "ટેવ પડી ચોરીતણીરે, એ બાળકને શું કહીએજી" બા૦ પ્ર૦

મેં કહ્યું ગોરસ કેમ ઉતાર્યું, એ કહે કહાડું છીં કીડી -ગો૦
એક કહે મેં જમનાતટ દીઠો, ધૂળે લપસણું કરતોજી;
નથી થાકતો નહાનો બાળક, દીસે ઘેર ઘેર ફરતો—ગો૦
જસોમતી કહે હું કેમ કરી માનું, ઘડી અળગો નથી થાતોજી;
તો હું બાંધું ચોર કરીને, દેખાડો ગોરસ ખાતો વડવું ૨ા૦
એક દિવસ ગોપીનાં ઘરમાં, પેઠા નંદકુમારજી;
તાકી રહી સરવે સુંદરીરે, તતક્ષણ દીધાં બાર -ગોકુળ કેમ૦
ગોપી સરવે કહે માંહિમાંહે, સહુવાયો છે ચોરજી;
મળ્યું જોવા ગામજ આખું, મંડાયો શ્હેરાશ્હેર—ગો૦
ઘણાં દિવસે હાથ ચડ્યો છે, જસોદાજીને કહીયેજી;
એક કહે ચાલો મથુરામાં, કંસ કને લઇ જઇયે—ગોકુળ૦

---

## ( કડવું ૩૩ મું—રાગ પરજીયો. )

વલવલે વૈકુંઠનાથ ગોપી, મુને મારશે મહારી માત ગોપી. ધ્રુવ૦
ઘરમાંથી ઘનશ્યામજીરે, વિનય કરે બહુ પેર;
આજ જાવાદો વૃજસુંદરીરે, ફરી નહીં આવું આ ઘેર ગોપી-વ૦
ટેવ પડી ચોરી તણીરે, મહી પરઘેરનું ભાવે;
કહો તો વચન આપું બાપનુ, ચોરી નહીં કરૂં હવે ગોપી-વલ૦
નયન ભરે વિનતી કરેરે, જોડી બંન્યો હસ્ત;
કંસ દંડશે નંદનેરે, લુટી લેશે સરવે વસ્ત ગોપી—વલ૦ મુ૦
તાળી વજાડે છોકરરિ, બારણે ઉભી જોય;
અધર ડસી બોલે ગોપિકા રે, તેમ તેમ માધવરોય ગોપી—વ૦
વસ્ત્રવડે મુખ કર લુહેરે, થરથર ધ્રૂજે ગાત્ર;
સમાં કરી ઊખળ ચહડીરે, શીકે ચહડાવે પાત્ર ગોપી—વ૦
ગોપી આવી જસોદા કનેરે, બાઈ જુઓ પુત્રની પેર;
ચોર ઝાલ્યો અમો ગોરસ સાથે, ચાલો દેખાડું ઘેર ગોપી—વ૦
રોસે ભરચાં જસોમતીરે, સોટી લીધી હાથ;
ગોકુળ આખું જોવા મળ્યુંરે, રૂએ ત્રિભુવનનાથ ગોપી—વ૦
બહાર કહાડો બાર ઉઘાડી, કેમ કરે પારકું જાન;
મંદિર જોયું બાર ઉઘાડી, હરિ થયા અંતરધાન ગોપી—વ૦
કહાં છે મારો બાળ ગોપી, ફોગટ ચહડાવો આળ ગોપી.
ઝાંખી થઈ સર્વ સુંદરીરે, ન્હાસી ગયો કેહી વાટ;
શીકે પાત્ર ઠાલાં ચહડાવ્યાં, વાળી ગયો દહીંનો દાટ ગોપી-ક.
મનાવતાં ભારે પડ્યાંરે, જસોદા ક્રોધાયમાન;
ઘરથકી એક દાસી આવી, બાઈ સુતા જાગ્યા કહાન ગોપી.
કહાં છે મારો બાળ ગોપી.

### ( વલણ )

ઘેર પધારચાં જસોમતી, ધવરાવ્યા સુંદરશ્યામરે;
જુડી પડી સરવે સુંદરી, સાચો પ્રેમાનંદ પ્રભુ રામરે.

---

## ( કડવું ૩૪ મું—રાગ ધનાસરી. )

શુકજી ભાખે સુણ હસ્તિના પુર ધણી, બાળચરિત્રની કથા છે ઘણી.
. - - - - - - - - -, બુદ્ધિમાને લીલા મેં ભણી.*

### ( ઢાળ )

ભણી ન જાય અગાધ લીલા, જે તરંગ ગોકુળમાં હવા;
નિત નિત પ્રત્યે નાથજી, પ્રગટે રંગ નવા નવા.
એકવાર કૌતિક કીધું નાથે, મૃત્તિકા ભક્ષણ કરી;
સ્વાદ લાગો સામળીયાને, મુખમાં મુકે મુઠડી ભરી.
જસોદાને રામે કહ્યું, તહારો પુત્ર માટી ખાયે;
જોવા આવ્યાં જસોમતી, ગ્રહી લાકડી કરમ્હાંયે.
વદનકળા ઉડી ગઈ, અંબા આવી ઉભી રહી;
કહેરે મુખમાં શું ભર્યું છે, શ્રીનાથ દેખાડે નહી.
ગોવિંદ બોલે ગુંગણું, મન કરે ન્હાસવાતણું;
માતાએ બેહુ હાથ સ્હાયા, દેખાડ કે ચોંટી ખણું.
મુખ વિકાસ્યું સામળે, માટીનાં ઢેફાં કહાડીયાં;
ફરી જોવા લાગાં જસોમતી, બ્રહ્માંડ ત્રણ દેખાડીયાં.

### ( પદ—રાગ મારૂ )

ખાધી માટીરે, સામળીયે ખાધી માટીરે;
ચૌદ લોક વદનમાં દીઠા, જનુની ફાટીરે સામળીયે૦ ધ્રુવ૦
સ્વર્ગ મૃત્યુ પાતળ વદનમાં , સંસાર આણ્યોરે;
ભુલી જસોદા સુતનું સગપણ, બ્રહ્મને જાણ્યો રે સામળીયે૦
આખી પૃથ્વી એહેનાં મુખમાં, કિંવા, બે કટકા ખાધારે;
પાંડુ રોગ એહેને શું થાય, કશી નહીં બાધારે—સામ૦
એ કહેનો પુત્ર હું કહેની માતા, જસોદા બીધીરે;
પ્રેમાનંદ પ્રભુએ જ્ઞાન ખોયું, ફરી માયા કીધીરે સામ૦

### ( દેશી ચાલતી )

માતા મન વિસ્મે થઈ એ, બ્રહ્મ રૂપ સાચો હરી;

---

* બા૦ પ્ર૦માં બે તૂક ( ૧લી, ૪થી ) છે ને ગુ૦ પ્ર૦તોમાં ત્રણ ( ૧લી, ૨જી , ૪થી) છે; પણ રાગના બંધારણ પ્રમાણે ચાર જોઇએ.

હું માત થઈ હીંકવા આવી, જેણિકા મેં શું ગ્રહી.
બાળક થઈ આછંગ રમે હું, પુત્ર હેત મિથ્યા ધરૂં,
હવે મોહ મુકી આજથી હું, વિષ્ણુ જાણી સેવા કરૂં.
જ્ઞાન ઉદયથી મોહ ગયો, શ્રીકૃષ્ણે માયા વિસ્તરી;
વળી હુદે લીધા પુત્ર જાણી, જ્ઞાન ગયું સર્વ વીસરી.
ભૂપ કહે શુક સાંભળો, મન મહારૂં વિસ્મે થયું;
કોણ પુણ્ય જસોમતીનાં, દયા કરી જોઇયે કહ્યું.
માતપિતા મથુરામાં રહ્યાં; દેવકીયે સુખ દીઠું નહીં;
કોણ પુણ્ય જસોદા તણાં જે, વિષ્ણુની માતા થઇ.
અકળ ક્રીડા પ્રબળ સુખ, બાળલીલા બ્રહ્મની,
મૂળ કથા મુને કહો સ્વામી, નંદજસોદાકર્મની.
શુક કહે ગુંજ પ્રશ્ન પૂછ્યું, કહું ગોવિંદના ગુણગ્રામ;
વસુદ્રોણ નામે બ્રાહ્મણ હુતો, ધરા સ્રીનું નામ.
તીવ્ર તપ દંપતીયે કીધું, અયુત વર્ષ પર્યંત;
ભક્તિ દીઠી નરનારીની તવ, પધારયા ભગવંત.
વિષ્ણુ કહે વરદાન માગો, કૃપા અમો કીજીયે;
દંપતીયે એમ માગીયું, 'તમ સરખા પુત્રનુ સુખ લીજીયે.
માગ્યું તે પામશો સહી, અદૃષ્ટ થયા ત્રિભુવનપતી;
તે વસુદ્રોણ ધરા અવતરયાં, થઇ નંદજસોમતી.

(વલણ)

જસોમતીની કહી કથા થયો, અષ્ટમો અધ્યાયરે;
કહે પ્રેમાનંદ અગાધ લીલા, રમે શ્રીજદુરાયરે.

---

## અધ્યાય ૯ મો.

### (કડવું ૩૫ મું—રાગ મારૂની દેશી ફેર)

શુકજી કહે સુણ ભૂપરે, કહું લીલા અગાધ અનૂપરે;
ઊગ્ર સુકીન ગોપીયે કીધાંરે, નેત્ર દ્વારે સુધાસુખ લીધાંરે[1].
શ્રીકૃષ્ણ લીલા છે અનેકરે, શું વરણવું જિવ્હા એકરે;
સહસ્ર મુખ વિખાણે શેષરે, લીલા ગુણનો ન આવે છેકરે.
અદ્યો નવમો નારાયણરૂપરે, આપ બધાવ્યું ત્રિભુવન ભૂપરે;
અબંધ બંધે બંધાણો રે, ભકતકારણ ગીતે ગવાણોરે.
દામોદર,[2] નામ કહેવાણો રે, એ ચૌદ લોકનો રાણો રે;
કરે ક્રીડા ગોવાળા સાથ રે, થયા વર્ષ દિવસના નાથરે.
આણંતડયો ગોપી ઘેર જાયરે, બોલે બોબડું વૈકુંઠરાયરે
ભિક્ષુક થઇ ગોરસ જાચેરે, માખણ માટે થેઈ થેઈ નાચેરે;
કાંઇ આપી પાછું લીએ ઝોંટીરે, ગોપી ખણે ગાલમાં ચોંટીરે.
વહાલો સહુનાં ઘરમાં પેશેરે, જે તેડે તહાં જમવા બેશેરે;
ખારૂં ખાટું અંન અજીઠુંરે, હરિને અમૃતપેં અતિ મીઠુંરે.
વૃજવધુને વહાલો થાય રે, અંતે કાંઇએક ચોરી જાયરે;
ગોપી લેવાને પૂઠે ધાયરે, સંતાડી સામળીયો સમ ખાયરે.
પારણે પહોડયાછે એકવાર રે, નિદ્રાવશ નંદકુમાર રે;
જસોદાજીયે દોહીછે ગાયરે, રેડયું ગોરસ ગોળી મહાંયરે.
સાથે કામ કરે નવ ભૂલેરે, ઉકળવાં દુધ મેહેલ્યુંછે ચુહુલેરે;
શ્રીકૃષ્ણના ચરિત્ર વખાણેરે, જસોદાજી વલોણું તાણેરે.
રખે રોતા શ્યામળવાનરે, વલોણું સાખી દે ઘરમાં કાન રે.
ચાલે મગ્વેદની એણીરે, છુટા કેશની લટકે વેણીરે;
નથ મોતી અધરપર ઢળકેરે, વલોળતાં ચૂડી કંકણ ખળકેરે.
ઝીણી ધાબળી પલવટ વાળીરે, એહેવે જાગ્યા શ્રી વનમાળીરે;
અધવચ મુંકયું દધીમથનરે, પુત્રને કરાવ્યું પયપાનરે.
એહેવે ચુહુલે દુધ ઉકળીયુંરે, પાત્રમાંથી પય ઉછળીયુંરે;
માતાએ જાણ્યુ દુધ વહી જાશેરે, આખા ગોરસનું જાન થાશેરે.
ધાવતાં વછોડયા જદુરાઈરે, અંબા પય સાચવવા ધાઇરે;
શ્રીકૃષ્ણ ભરાયા રીસેરે, પય પુત્રપે વહાલું દીસેરે.
એ ધિક્ક પડો પાપણી માયારે, અધિક દુધ ને ઓછાં જાયરિ;
એક ગોરસનું પય રાખુંરે, હું વણસાડું વલોણું આખુંરે.
કાંઈ કઠિણ વચન ઓચરતો રે, નયણે આંસુ ડસકાં ભરતો રે;
અધર ડસે ને ધુધરાતોરે[1], ધુટણીયે ગોળી પાસે જાતો રે.
અપરાધ સારૂ ક્રોધ કીધોરે, એક પાષાણ કરમાં લીધો રે;
લક્ષ્મીવર ઘાણું લડાકરે, પહાણકે ગોળી ભાંજી ભડાક રે.
વહ્યું ગોરસ પરમ રસાળરે, આખી ભરાઈ ગઈ પરસાળરે
ગોરસમાં ગોવિંદજી ભીનારે, રખે મા દેખે મન બીના રે.
નવનીત ઉપરથી લીધું રે, ખોબા ભરી ભરી ગોરસ પીધુંરે;
તેડયાં મર્કટ નહાનાં બાળરે, પીઓ તક્ર ભરી પરસાળરે.
આનંદ્યા મર્કટ રોઠા[2] કહાડેરે, કક્ષાપટ બાળક વજાડેરે;
સર્વને લઈ ઘરમાં પેઠારે, ઉખળ ઉપર પરમેશ્વર બેઠારે.
એક એકને તક્ર પવરાવેરે, માખણ મરકટને ખવરાવેરે;
પ્રભુ કહે ગોવાળા પ્રત્યેરે, ગોળી ભાંજીશ આવજો નિત્યેરે.

---

૧ "પીધા" (બા૦ પ્ર૦). ૨ એ લીટી ને તેની હેઠેની એ બે બા૦ પ્રતમાં નથી. મારા ઘરની પ્રતમાં છે.

"ધુંધવાતો" (સુ૦ પ્ર૦). ૨ "રોડી" (સુ૦ પ્ર૦).

(વલણ)

નિત્ય એક ગોળી ભાંજશું, તમો આવજો આપણે ઘેરરે;
જસોદા આવી પરસાળમાં આ, કોણે કીધા કહેરરે.

---

(કડવું ૩૬ મું—રાગ મારૂ)

કોણે ફોડી હો, આ ગોળી કોણે ફોડી હો;
સાદ સાંભળી નાઠા નરહરિ, અંબા દોડી હો—આ ગોળી૦
ઊઠ્યું વદનને હાથ ઘસતી, પુઠે હીંડી હો;
બાઇ ગોરસનું મુને દુખ નથી, ભાંજી ગોળી રીઠી હો—આ૦
પરસાળ છાસે છબછબે જેમ, તળાવની લેહેરી હો;
આખા ગોરસનું ઉજડ વાળ્યું, દીકરો કે વેરી હો—આ ગો૦
માખણ ખવડાવ્યું માકડાંને, ઉછંકળ છૈયો હો;
પાત્ર ફુટ્યું ને નેતરૂં તુટ્યું, ભાંગો રવૈયો હો—આ ગોળી૦
આખો દિવસ આજ બાંધી મુકું, જોઉં કોણ મુકાવે હો;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, કેમ હાથ આવે હો—આ ગોળી૦

(રાગ—પંચમ રામગ્રી)

સોટી લીધી હાથમાં, ધાયાં જસોમતીરે;
ઘુંટણીયે ઘનશ્યામ, ન્હાસે જદુપતીરે.
જોવા મળી વ્રજનાર, અંત્રીક્ષ સુરવધુરે;
આગળ પુત્ર ને પૂઠે માત, ખુંદ્યું ગામ બધું રે.
બીજાં બાળક ન્હાસી જાય, મર્કટ વૃક્ષે ચડ્યાં રે;
થાકાં જસોદા માત, ધાતાં ઢળી પડ્યાં રે.
પુનરપિ બેઠાં થાય, અંબા શ્વાસે ભરી રે;
છેડો ખસી ખસી જાય, વેણી વીખરીરે.
નહાનાં બાળક મ્હાંય, શક્તિ કહાંથી આવડીરે;
તાળી દઈ હસે ગોવાળ, દાઝે માવડીરે.
જુએ ઇંદ્રાદિક દેવ, કૌતક કૃષ્ણતણાંરે;
છે આંસુ ભરયાં લોચન, દીસે સોહામણાંરે.
છે ક્રોધ ભરયું કપાળ, રીસે તરડીયુંરે;
શોભે મોહનજીનું મૂખ, માખણ ખરડીયુંરે.
છે ખીટળીયાળા કેશ, મહિ રેણુ ભરીરે;
ન્હાસે ત્રિભુવનનાથ, જુએ ફરી ફરીરે.
છે ગોરસ ખરડ્યો દેહ, તક્રનાં બીંદુ ઝરેરે;
એહેવાં દુખમાં દીનાનાથ, માખણ ભક્ષ કરેરે.
બોડંગતો વિશ્વનાથ, ચૌટે ચાલતોરે;
સોને મઢ્યો સિંહનો નખ, હૈડે હાલતોરે.
કમળપે કોમળ પાય, કઠિણ ભોમ્ય ધરેરે;
ભાગે કાંટા વાગે પાષાણ, શોણિત અંગે ઝરેરે.
છે અંતરજામી નાથ, માને કીધી મયારે;
ઘણું થાકી જાણી માત, પ્રભુ પડી ગયારે;
હું નહીં કરૂં અન્યાય, એકવાર ચૂકોરે;
કહો તેવા ખાઉં સમ, આવારકી મૂકોરે.
જઈને ઝાલ્યો હાથ, દાસી કને દોરડું માગેરે;
પરમેશ્વર માગે માન, માતને પાય લાગેરે.
મંદિરમાં આવ્યાં માત, પાંખોટે ગ્રહીરે;
બાંધવા માડ્યા હાથ, દોર પોંચે નહીંરે.
કેમ કરી બાંધ્યો જાય, સુંદરશ્યામજીરે;
ભટ પ્રેમાનંદનો નાથ, અકળ રામજીરે.

---

(કડવું ૩૭ મું—રાગ મારૂ રામકળી મિશ્રિત)

બાંધ્યો કેમ જાએરે, બાપજી બાંધ્યો કેમ જાએ;
બળવંત બાંધ્યો કેમ જાએ, જેને ત્રણભુવન મુખમહિ-બા૦
જેણે ત્રિગુણે ત્રિભુવન બાંધીયું, ઇંદ્ર અજ ત્રિપુરારી;
સહસ્રશીર્ષા બટુક થઈ બેઠા, બાંધે નંદજીની નારીરે—બા૦
જે ન્યાય પુછે આખા જગતનો, એહેને કો નહીં પુછનારરે;
ચોર કરીને પુછવા છે જસોદાજીને અધિકારરે—બાપજી૦
સકળ જીવને કર્મનું બંધન, માયા ફંદ આશ્યા પાશરે;
જગત બાંધ્યું એક દોરીયે, કેમ દામણે બંધાય અવિનાશરે-બા૦
આખી ગૌશાળાનાં દોરડાં લાવી, અંબા બાંધે કુમારરે;
સાંધી સાંધી થાકી જસોમતી, રહે ટુંકડું આંગળ ચારરે-બા૦
પામી ખેદ પ્રસ્વેદ છુટો, થાકી જાણી માતરે;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતી, બાંધ્યા ઊખળ સાથરે—બા૦

(છંદ ભુજંગીની ચાલ)

વાસીસ્વર્ગ સુરવર્ગ આશ્ચર્ય પામે,
આ શું કર્મ પરબ્રહ્મને નંદધામે;
અખંડ અવિનાશ વપુવેષધારી,
બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.
પ્રભુ અચ્યુતાનંદ અવ્યક્ત કહિયે,
નવ ભારતી વેદથી ભેદ લહિયે;
નિરાકાર સાકાર આનંદકારી;

બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.

ગુણાતીત ગોવિંદ ગર્ભગામી,
વ્યાપમાન સર્વત્ર અંતરજામી;
પરાત્પર માણેશ સ્વ ઇચ્છાચારી,
બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.

સહસ્રશીર્ષા બ્રહ્મ શ્રીશેષશાઇ[1],
સર્વ સામર્થ્ય મહાપૂર સૂખદાઈ;
અસુરાંતક અઘનાશ અવિગત મુરારી,
બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.

ચતુર્ભુજ ચિદરૂપ અક્ષય[2] વાણી,
ગદાશંખસારંગધર ચક્રપાણી;
મુકતાનંદ મહારાજ સંસારતારી,
બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.

સર્વેદ્ર મુખચંદ્ર શ્વેતત્વ પામ્યું,
સંપુટ હાથ નિજ માતને શીષ નામ્યું;
ભક્તાધીન થઈ દીન[3] ભરે નેત્ર વારી,
બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.

દક્ષિણ પાણિ નવનીત દૃઢ મુષ્ટિ વાળી,
તતસમે કરે ભક્ષ રૂએ વનમાળી;
કરે વૃજવધૂ માતને મનુહારી,
બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.

સુકીત જસોમતીનું કોણ જાણે,
નાવે પાર શતવર્ષ નિગમવિખાણે;
કહે પ્રેમાનંદ કોણ બુદ્ધિ મ્હારી,
બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.

( રાગ મારૂ )

ખુટાં દામણાં ગૌધેનતણાં, જસોદાજી તવ થાકાં ઘણાં;
શ્રમિત વપુ પરસેવો વળે, શ્રીકૃષ્ણને માત બાંધે ઊખળે.
જાણ્યું જનુની પામી સંતાપ, એક દોરડે બંધાવું આપ;
મહીયારી સર્વ જોવા મળે, પ્રભુ બાંધ્યા તાણી ઊખળે.
આવડું જાન કેમ સુજને કરાં, હલ્યા આ જો ગોળીનાં ઠીકરાં,
ઔરસ દેખી કાળજ બળે, પ્રભુ બાંધ્યા તાણી ઊખળે.
જે ઉખળે બેસી ખાધું નવનીત, તેડ્યાં મર્કટ કીધું વિપરીત;
તે લાજ મહારી કેમજ ટળે, પ્રભુ બાંધ્યા તાણી ઊખળે.
ગોપાંગના સહુ માગે માન, અમ કને લ્યો જે થયું હોય જાન;
એટલું મહી તો સૌને મળે, શું બાંધ્યો બાળક ઊખળે.
નથી ગોરસ પુત્રપે ઘણે, કોએક પુણ્યે મા દીકરો જણે;
અમૃત ઘડો બાળકથી ઢળે, શું બાળક બાંધ્યો ઊખળે.
ન વળી સાન જો મસ્તક પળ્યું, શું એટલે જાને ખાવા ટળ્યું.
ગોપવધુ ચડે[1] ઊછળે, શું બાંધ્યો બાળક ઊખળે.
ખુંચે દોરડાં પડીયા પાશ, મોહોટી મીરાંત ઢોળાઈ છાસ;
બાઈ છોડો અમારૂં મન ઉકળે, શું બાંધ્યો બાળક ઊખળે.
અમો ભલાં જે નકરૂં રીસ, અન્યા કોટી કરે જગદીશ;
માની સગાઈ પડી વેગળે, શું બાંધ્યો બાળક ઊખળે.
એહેના પગલાંનો મહીમાય, ઘેર સાંપડી નવ લખ ગાય;
ધોળું મુખ ને નયણાં ગળે, શું બાંધ્યો બાળક ઊખળે.
છોડો પુત્ર એ અમને પાડ, એકજ એકનાં પહોતાં લાડ;
ઘણાં હેતથી બાળક છળે, શું બાંધ્યો બાળક ઊખળે.
ઘરઘરનું દુધ અમારૂં લીધો, ન થઇયે નિરદે મુકી દીધો;
સાંભળી જસોદાજી કલકળે, તમને શું બાંધ્યા ઊખળે.
તમો રાવ દાહાડી લાવતી, નથી લાજતી આજ મુકાવતી;
મોહડે રૂડાં ભુડાં પૂઠળે, તમને શું બાંધ્યા ઊખળે.
આગળ બાળકનો શી વલે, તમો સોડ્ય ભલાઇ લેતાં ભલે;
એ ડહાપણ શીખ્યો તમ મળે, તમને શું બાંધ્યા ઊખળે.
લઘુવયમાં ઉછંકળ થાય, પ્રકૃતિ ચોરીની નવ જાય;
ઘણુ ક્રુર કંસાસુર રાય, તે કેમ મુકે જાણી અન્યાય.
રંક જાતી આહીરાંતણી, વિભૂતિ દશ ગાય દૂજણી;
અભિમાન કીજે શ્યાં ભણી, હું પે સગાઇ તમારી ઘણી.
એહેવો ઉત્તર અભાગાને કહી, જસોમતી મંદિરમાં ગઇ,
ગોપાંગના સર્વ ઝાંખી થઈ, પણ છબીલાજી છોડ્યા નહીં.
વૃજવનિતા સર્વ પાછી ફરી, ત્રાહે ત્રાહે વાણી ઓચરી;
પૂરણ ક્રોધ અંતરમાં ધરી, રીસાવી ચાલ્યા નરહરી;
રૂદન કરે હીંડે સામળો, તણાય પૂઠેથી ઊખળો;
વૃજસાથ જોવા સહુ મળ્યો, જમુના ઝંપાવા બાળક પળ્યો;
ઘસરડો ઉખળનો થાય, સરોડાં બહુ તણાયાં જાય;
નવનીત ગ્રહ્યું કરમહાંય, ચાલે રૂએ ને માખણ ખાય.
નિરખે ઇંદ્રાદિક અંત્રીક્ષ, નંદ સુત કીધા કાંઈ લક્ષ;

---

૧ (મુ૦ પ્ર૦). "સર્વસુખદાઈ" (બા૦ પ્ર૦). ૨ (મુ૦ પ્ર૦). 'અખંડ' (બા૦ પ્ર૦). ૩ 'થઈ દીન' (મુ૦ પ્ર૦); દીન થઇ (બા૦ પ્ર૦).

૧ "વઢે" (મુ૦ પ્ર૦).

ઉખળ બાંધ્યો પંકજાક્ષ, બ્રહ્મ કરે માખણનું ભક્ષ.
ગોપવધુ જોવા સંચરે, પ્રણીપત બાળકની કરે;
ઉભાં રહી અબળા ઓચરે, ત્રૈલોક્યનાથ ન્હાસી નીસરે.
ગયા ગોંદરે શ્યામ શરીર, જહાં છે જમલાર્જુન બે વીર;
જક્ષનંદન જમુનાને તીર, શ્રાપે જન્મ થયા છે સ્થીર.
વૃક્ષભણી જોયું જદુરાય, પૂર્ણ થયો નવમો અધ્યાય;
સકળ શાસ્ત્ર નિગમનું તત્વ, સર્વ શિરોમણિ શ્રીભાગવત.
તે મધ્યે સાર છે દશમસ્કંધ, જોડું હું પ્રાકૃત પદબંધ;
કથા પ્રસંગ એકુ નવ પડે, ચાલ્યો જાઉં સૂધે સેરડે.
આપાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આપાસા માહારૂં પ્રાકૃત;
આપાસા અધ્યા સ્લોક સંબંધ, આ પાસા કડવાં ચોપઇબંધ.
બાંધું ગ્રંથ જોડ સમાન, કહેશે લોક કીધું અભિમાન;
નથી વાદ કીધો પ્રકાશ, આણવા શ્રોતાને વિશ્વાસ.
વ્યાસવાણી મેં જાણી જથા, તેહેવી પ્રાકૃત જોડી કથા;
રામચરણકમળમકરંદ, લેવા ઇચ્છે પ્રેમાનંદ.
મૂળ અર્થ છે પ્રાકૃત નામ, શ્રોતાને વલ્લભગુણ ગ્રામ;
મુકો હરિજન ઘરનાં કામ, જેમ તેમ સમરો સીતારામ.

(વલણ)

રામ ભજો ભાવે કરી, શુકે તારયો પરિક્ષત રાયરે,
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, નવમો અધ્યાયરે.

---

## અધ્યાય ૧૦ મો.

### ( કડવું ૩૮ મું—રાગ સોરઠી )

વૃક્ષ રૂપે જક્ષ નંદન, રહ્યા જમુના તીરરે;
યમલાર્જુન કહી બોલાવે, ગોકુળના આહીરરે.
ઊર્ધ્વ વિસ્તીર્ણ ડાળ થડ, સર્વાંગે સમાનરે;
વપુ સંકોચી મનુષ્ય પેશે, અંતર મધ્યનું માનરે.
વૃક્ષજન્મ જક્ષરાજ પામ્યાં, થયો નારદજીનો શ્રાપરે;
કુબેરઆત્મજને મુકાવા, હરિયે બંધાવ્યું આપરે.
પૂછે મહીપતિ મહાનુભાવને, સ્વામી નિવારો સંદેહરે;
કુબેર નંદન શિવના સેવક, કેમ પામ્યા દ્રુમદેહરે.
એહેવું કર્મ શું આચરયું જે, નારદને ચડ્યો ક્રોધરે;
ઉખળે બંધાયા શ્રીહરી, કરી માતાસું વિરોધરે.

(ચોપાઇ)

શુક કહે-કહું તેહેની કથા, નિવારૂં સંદેહ સર્વથા;
કુબેર વસે અલકાપુર ગામ, નળકુબેર એક સુતનું નામ.
મણિગ્રીવ નામે બીજો કુમાર, ઉભય ઉછંકળ રેહે અપાર;
તે રંભાસાથે ક્રીડા કરે, સહસ્ર બીજી સંગે સંચરે.
તે સદાશિવને વલ્લભ ઘણા, પાર્ષદ કહાવે શિવજીતણા;
દિગપાળ પિતા જક્ષ રાજાન, બીજું શંકરનું બહુ માન.
ત્રીજું જોબનનું અભિમાન, તેહેવામાં કીધું મદ્યનું પાન;
સંગે રંભા પરમનિધાન, ફરે આકાશે બેશી વીમાન.
કરે અપ્સરા સંગીત ગાન, ભુલ્યા મદમાં શિવનું ધ્યાન;
સુધાવત સ્ત્રીનું અધરપાન, ઊભયને આવ્યું અજ્ઞાન.
કામાંધને નહી વપુસાન, કૈલાસમાં શિવનું ઉદ્યાન;
તહાં આવ્યા કરવા ક્રીડા સ્નાન, સંગે અપ્સરા પરમનિધાન.
મંદાકિની ગંગા ગંભીર, વસ્ત્ર મુકયાં સરિતા તીર;
નિર્લજ મદાંધ બેહુ વીર, નહાવા પેઠા નગ્નશરીર.
અપ્સરાના મુકાવ્યાં ચીર, માડી ક્રીડા બહુ છાંટે નીર;
દેખી દંપતી નગ્ન અજ્ઞાન, ગગને જાતાં લાજ્યા ભાણ.
ભયભીત જોગેશ્વર થયા, પશુ પક્ષિ લજ્જા પામી રહ્યાં,
કોનો ભય મનમાં નવ ધરે, નગ્ન ક્રીડા રંભાસું કરે.
વિસરી કુળપિતામર્યાદ, ઉદય થયો અનંગ ઉન્માદ:
વિસરયાં ધરમ કરમ ને નેમ, પત્નીપૂર્વકક્રીડાપ્રેમ.
વિસરી વિદ્યા જોગ મહાદશા, નથી જાણતા દિવસ કે નિશા;
તે નથી જાણતા લોકાચાર, તે ક્રીડામાં થયા તદાકાર.
તે મદભરી દૃષ્ટ ભાળતા, તરંગ જળના ઉછાળતા;
રંભાને કરતા બહુ હાસ્ય, તાણે સ્ત્રીના ગ્રહી કેશપાશ.
જોઇ દેવ થયા સર્વ દુખી, એહેવે પધારયા નારદ ઋખી;
નગ્ન ભ્રાત બેહુ દ્રષ્ટે પડ્યા, નારદજી ક્રોધે ધડધડ્યા.
લજ્જા પામી સરવ સુંદરી, પેહેરયાં વસ્ત્ર બાહેર નીસરી;
જક્ષ બેહુ તહાંથી નવ ખસ્યા, નારદને દેખી ખડખડ હસ્યા.
ક્રોધે ભરાયા નારદ જતી, એ લજ્જા મહારી કરતા નથી;
ધન્ય સ્ત્રી પુરૂષ ધિક્કાર, કાંઇએક શિક્ષા દેઊં નિરધાર.
દંડવિના મદ નવ ઊતરે, પુનરપિ એહેવું કર્મ ન કરે;
અદ્યપિ સેવક શંકરતણા, પણ આજ અધર્મી દીસે ઘણા.
નહીં કરે હું પર શિવજી કોપ, એણે કીધો છે ધર્મનો લોપ;
ઉતારવા બેહુનું અભિમાન, નિકટ આવ્યા ઋષિ ભગવાન.

(નારદ વચન):—

અરે મૂર્ખો આવ્યું અજ્ઞાન, શીઘ્ર કરો જઈ પટ પરિધાન;

[illegible] મહારાજ, તેહેની તમો નવ કીધી લાજ.
શું દિવ્યદેહ આજે નિર્ગમો, અહરનિશ રંભા સંગે રમો;
જે હસ્તે પૂજ્યા પંચવદંન, તે હસ્તે ગ્રહો નારીનાં સ્તંન.
જપો ગાયત્રી ભવજળ તારણી, તે મુખે કેમ પીધી વારૂણી;
તમો મૃત્યુલોક પામો નિરધાર, પામો વૃક્ષતણા અવતાર
ગ્રીષ્મ શીત વર્ષા સેહેજો, સદૈવ નગ્ન ઉભા રેહેજો;
જડ રૂપ નહીં વાણી બળ, નારદ બંન્યો શાપ્યા ખળ.

( જક્ષ વચન ):—

કૃપા કરો કમળભૂતંન, હવે સાન વળી સ્વામાન;
કર્મ ભોગ ભોગવવો ખરો, કાંઇક શાપ અનુગ્રહ કરો.
અમો જન્મ લેઉં ઊત્તમ સ્થળ, કો સીંચે મહાનદીનું જળ;
ઉત્તમ કુળ અમારાં નામ, મહાપુરૂષ આવી કરે વિશ્રામ.
શાપ મુકાએ થોડે કાળ, તવ નારદ બોલ્યા થઈ કૃપાળ;
ગોકુળ ગામ ગૌશાળા સૌમ્ય, જમના તીરે વ્રજની ભોમ્ય.
નિવાસી ગોપતણો પરિવાર, તહાં તમો ધરજો અવતાર;
નંદપુત્ર હશે વૈકુંઠનાથ, આપ બંધાવશે ઊખળસાથ.
મુકાવશે તમને શ્રીહરી, કૈલાસે આવશો પાછા ફરી;
શ્રીશુકજી વાણી ઓચરયા, તે જક્ષ વૃક્ષ થઈ અવતર્યા.
સાંભળી રીજ્યા પરિક્ષત રાય, શ્રીશુકજીને નમીયા પાય;
ઇતિહાસ પૂરવનું કહ્યું, પછે ગોકુળમાં શું થયું.

( શુકવચન ):—

ઊખળ સાથે ગોકુળ નાથ, ચાલે ઘુંટણીંયે ટેકો દઈ હાથ;
બાળચેષ્ટા પૂરણ કરી; વૃક્ષ મધ્યે પેઠા શ્રીહરી.
કર્મદોષ તેહેનો પરજળ્યો, પરબ્રહ્મ સહજે આવી મળ્યો;
આડો ઊખળ અટકયા હરી, કહાડે પાછો તાણી કરી.
વૃક્ષને કહે તું અળગો થા, હવડાં આવશે માહારી મા;
ગોવાળા તાળી દઈ હસે, હવે સામળીયાજી કેમ જશે.
કેટલી ગોપી તહાં જોવા રહી, કેટલી જસોદાને કહેવા ગઇ;
કુલાહલ ગોકુળમાં થાય, બાળક ભરાયો બે કુમ ન્હાંય.
વારતા સાભળી ધાયા નંદ, ધાઇ જસોદા કરતી આક્રંદ;
જાણ્યું જે માતા આવી ખરી, બાળચેષ્ટા ગોવિંદે કરી,
મહાબળ કીધું પંકજઅક્ષ, ઊખળ ભરાવી બેહુ વૃક્ષ;
શકે શું મેઘ ગગન ગડગડયા, કે સમસાગર ઉધાણે[1] ચડયા.
કે મેરૂ વિંધ્યાચળ આથડયા, શું દિગ્ગજ એરાવત વઢડયા;

[1] "ઉડાણે" (બ્રુ૦ પ્ર૦).

ગોકુળમાં શબ્દ રહ્યો ગડગડી, મૂળથી વૃક્ષ પડયાં કડકડી.
કુમલતા તળે આવ્યા હરી, નવ પામે દર્શન વ્રજસુંદરી;
હાહાકાર કુલાહલ ઘણો, ન દીસે બાળક નંદજીતણો.
દિવ્ય દેહ પામ્યા જક્ષરાય, શ્રવણે કુંડળ ઝગમગ થાય;
વપુ વિરાજે પટ પરિધાન, જાણે ઉદીયા શશિયર ભાણ.
બેહુ ભ્રાત ઉભા જોડી હાથ, કરે સ્તવન જે જે વૈકુંઠનાથ;
તું પરમેશ્વર તું પરબ્રહ્મ, તું આશ્રમ તું ધરમાધર્મ.
જગતપિતામહ જુગદાધાર, તુજ સત્તાએ રહ્યો સંસાર;
અમો અપરાધી અન્યાયે ભરયા, તહારી ભક્તિ અમો વીસરયા.

વિષયલંપટ નિર્લજ થયા, વિસરયા ધ્યાન દાનને મયા.
રંભારમણ ચુંબન હાસ્ય, નિંદિત કર્મ બંધાયા પાશ.
મદ્યપાન વિષયમાં મગ્ન, ગંગામાં દિવસે ન્હાયા નગ્ન;
એ અધર્મથી કુમ અવતરયા, તેં આપ બંધાવી અમો ઓધરયા.

અયુત વર્ષ ભોગવ્યો આ દેહ; બ્રહ્મદર્શનથી આવ્યો છેહ;
અમો અલ્પ જીવ અપરાધી જક્ષ, અમો કરયા અન્યા કંઇ લક્ષ.

તેં ન જોયું કુડાં કર્મભણી, સહવારી કરૂણા કીધી ઘણી;
સ્તવનવિધિ અમો જાણું નહીં, એહેવી સ્તુતિ કીધી ઉભાંરહી.

પ્રસંન થઈ બોલ્યા ભગવાન, જક્ષરાય માગો વરદાન;
કુબેરઆત્મજ પડીયા પાય, વરદાતા તું વૈકુંઠરાય.

માગું વર મનમાંહિ મુદા, તમારી ભક્તિ આપો સર્વદા;
ભક્તિ વિના પામ્યા આપદા, તમારાં ચરણ ન મૂકું કદા.

માગ્યો વર દીન થઈ જદા, કૃપા કરી હરિ વાણી વદ્યા;
તમને નહી હોય જન્મ મર્ણ, સ્પર્ષ થયાં છે મહારાં ચર્ણ.

સદાશિવનો કરજો સેવ, મહારૂં રૂપ તે શ્રીમહાદેવ;
હું શિવ માંહિ અંતર નથી, જાઓ કૈલાસ વસો જક્ષપતી.

સંવાદ જક્ષ હરીનો હોય, તે વ્રજવાસી નવ દેખે કોય;
પૂરણ કૃપા કીધી ભગવાન, આવ્યું સ્વર્ગથી દિવ્ય વિમાન.

નમી બાળમુકુંદને પાય, જઈ વિમાને બેઠા બેહુ ભાય;
નાના અગર ધૂપ પરજળે, ચમર ચારે પાસા ઢળે.

હોએ રણકાર ઘંટા ઘુઘરી, કરે ગાન નૃત્ય સુંદરી;
ધ્વજા છત્ર કળશ આસંન, ગર્જે વિમાન ગયું ગગંન.

શ્રીકૃષ્ણ પ્રતાપે દિવ્ય દેહ ધરી, મળ્યા નીજ કુટુંબને ફરી;

જક્ષજમોક્ષ કથા સાંભળે મદ્યપાનાદિક પાતિક ટળે.
નગ્ન જળ ક્રીડા અધર્મ, દિવા મૈથુનાદિક કુકર્મ;
અધ્યયન કરે વા સાંભળે કથા, ઘોર કર્મ પરજળે સરવથા.
સકળ શાસ્ત્ર નિગમનું તત્વ, સર્વ શિરોમણિ શ્રીભાગવત;
તે મધ્યે ઉત્તમ દશમસ્કંધ, જોડ્યું મેં પ્રાકૃત પદબંધ.
કથા પ્રસંગ એકુ નવ પડે, ચાલ્યો જાઉં સૂધે સેરડે;
આપાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આપાસા માહારૂં પ્રાકૃત.
આપાસા અધ્યા શ્લોક સંબંધ, આપાસા કડવાં ચોપઈબંધ;
બાંધ્યો ગ્રંથ જોડ સમાન, કહેશે લોક કીધું અભિમાન.
નથી વાદ વચન કીધું પ્રકાશ, જેમ શ્રોતાને આવે વિશ્વાશ;
વ્યાસ વાણી જાણી મેં જથા, તેવી પ્રાકૃત જોડી કથા.
રામચરણકમળમકરંદ, લેવા ઇચ્છે પ્રેમાનંદ;
વેહેવાર માત્ર કરો ઘરનાં કામ, શ્રોતાજન સમરો સીતારામ.

(વલણ)

રામ નામ ભાવે ભજો, શુકે તારયો પરિક્ષતરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, પૂરણ દશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૧૧ મો.

### (કડવું ૩૯ મું—રાગ વેરાડી)

શ્રી શુકજી કહે સાંભળ રાજા, વૃક્ષ બે ભાંગી પડીયાં;
દ્રુમલતામાં ગુપ્ત થયા, ગોવિંદ શોધ્યા નવ જડીયા.
શ્વાસ ભરાયા નંદજી આવ્યા, પુઠે જસોદા રાણી;
શીથળ[1] શરિર વદન અતિ વિહ્વળ, નેત્રે વહે બહુ પાણી.
કહાં ગયો ભાઈ કુંવર મહારો, બાળકને પૂછે નંદ;
લોક કરે વિપરીત થયું છે, દ્રૂમતળે બાળમુકુંદ.
અરિષ્ટ સાંભળી ધરણે ઢળ્યા જેમ, કદળી કુહાડે કાપી;
અંગ પછાડે આંસુ પાડે, જસોદાને વેદના વ્યાપી.
આનંદ નીર સુકું નંદમુખનું, દુઃખતણું નહીં લેખુ;
એકવાર કુંવર આણી, દૃષ્ટે પ્રાણવલ્લભને દેખું.
વૃક્ષલતાપવનની ઘટામાં, ઘુંટણીયે હીંડે ઘનશ્યામ;
શામળીયાજી શોધી કહાડ્યા, મળ્યું જોવા ગોકુળ ગામ.
આનંદ ધરી હરિનંદે લીધા, ઉખળ ઉચલાયો સાથે;
આ અરિષ્ટ કોણે કીધું છે, ઘસ્યા હાથ ગોકુળનાથે.
સુકુમાર કટિયે કઠિણ દામણાં, કોણે બાંધ્યો તાંણી;
ગોપી સર્વ કહે નંદજીને, કર્મ કીધું જસોદા રાણી.
ક્રૂર દૃષ્ટે જોયું સ્ત્રી સામું, કૃષ્ણને કહેછોડું બાપ;
પ્રુતાં દોર કુંવરને અંગે, પડ્યા કઠિણ બંધન કાપ.
ઘણું દોહેલે છોડયા છબીલા, હૃદયે લીધા સુંદરશ્યામ;
બંધન કીધા દોરડે માટે, દામોદર ધરયું નામ.
બીજાં બાળકને નંદે હાકયાં, સર્વ મળી પાડયાં ઝાડ;
આ વિઘ્નથી ઉગરયો બાળક તેને પરમેશ્વરનો પાડ.
ખરા થઈ સર્વ બાળક બોલ્યા, અમો જીવતા હરિયે રાખ્યા;
ઉખળ ભરાવી તહારે પુત્રે, વૃક્ષ બે મરડી નાખ્યાં.
બે પુરૂષ પ્રગટ્યા દ્રૂમમાંથી, તે શું વાત કીધી છાની;
સ્ત્રીયે બાંધ્યો પુત્રે વૃક્ષ પાડયાં, અમ ઊપર રીસ શાની.
વાત સાંભળી મૌન્ય કીધું, નવ દીધો ઊત્તર વાળી;
પુત્ર લઈ નંદ ઘેર પધારયા, પુઠે જસોદા ઓશિયાળી.
આ ગોળી માટે બાળક બાંધ્યો, કેમ ચાલ્યું તહારૂં મંન;
નંદ કહે એવું ભાસે છે શકે, તેં નથી પ્રસવ્યો તંન.
જો કુંવર કોટિ અન્યા કરે તોય, માતા હાડ ન જાય;
પુત્રપેં તુંને ગોરસ વહાલું, નેત્ર ભરયાં નંદરાય.
ઉત્તરવયે હું પુત્ર પામ્યો, અનાથ થયો સનાથ;
શકટની[2] પેરે બાળક બાંધ્યો, કેમ ચાલ્યા તહારા હાથ.
કાષ્ટપેં પાષાણ કઠિણ એમ, લોક વારતા વદે.
લોહવજ્રપેં કઠિણ દીસે, જસોદા તાહારૂં હૃદે.
આજથી નારીનો વિશ્વાસ ન કીજે, મન માને તેમ ચાલે;
પ્રીત શાની શ્વામી ઉપર, કોઈએક દહાડો ઘર ઘાલે,
મૃત્યુ તુલ્ય થયાં જસોદાજી, જાણ્યું જમનામાં ઝંપાવું;
શ્રી કૃષ્ણે જાણ્યું માતા મરશે, આનંદ ફરી ઊપજાવું.
કાલું બોલી કહે પરમેશ્વર, માતાનેજસ દીધો;
દોરડે મુને રક્ષા બાંધી, અભંગ અબાએ કીધો.
મ્હોટાં વૃક્ષ પડ્યાં મુજ ઊપર, પિતાજી વિચારો મન;
એ રક્ષાએ હું રહ્યો જીવતો, જસોમતીને પુણ્ય.
એવું કહીને રૂદન માંડ્યું, કૌતક દેવાધિદેવ;
નંદે જસોદાને પુત્ર આપ્યો, રોતો રહ્યો તતખેવ.
બીહાવ્યો મારયો બંધન કીધો, તોય માત વિના નહી સાતા;
એકુ સગપણ તુલ્ય ન આવે, જેવું પુત્ર ને માતા.

---

1 'શીતળ' (બા૦ પ્ર૦).

2 "સટે" (બા૦ પ્ર૦). "માંડ" "શત્રુ" "શઠ" એમ ગુ૦ પ્રતોમાં છે.

( વલણ )

માતાનું સગપણ સર્વ શિરોમણિ, તુલના કો આવે નહીંરે;
હૃદયે ચાંપી પુત્રને, જસોદા ઘરમાં ગઈરે.

---

## ( કડવું ૪૦ મું—રાગ સારંગની ચોપાઇ )

શુકવચન:—

અદભુત લીલા શ્રીભગવાન, જસોદા કરાવે પયપાન;
કુશળ કુશળ ગોપી ભાખતી, જસોદા જળ ઓવારી નાખતી.
પંચગવ્ય રક્ષા બહુ કરે, છાંટે પાણી છાની મંત્ર ઊચરે;
નંદે તેડાવ્યા ઋષી ભગવાન, સુપાત્રને આપ્યાં ગૌદાન.
શકે પુત્ર પ્રસવ થયો આજ, વિનય કરે વૃજનો મહારાજ;
વિઘ્ન નિવર્તિક મ્હોટું પર્વ, ગોપ ગન્યાતી મેળી સર્વ ૧.
નંદ ઊપનંદ રાય વૃખભાન, કીધો વિચાર બેસી એકસ્થાન;
પૂતના શકટ ને તૃણાવંત, બાળકને વિઘ્ન ગયાં અનંત.
આ અરિષ્ટ કહ્યું નવ જાય, પડયાં વૃક્ષ દીઠે ભય થાય;
વૃક્ષજુગ્મ અંતર સાંકડું, ચુહૂલે ચડયો મગ રહ્યો કાંગડું.
ચક્કીથી કણ નિસરે અભંગ, તેમ બાળકનું વાંચ્યું અંગ;
એ નંદપુત્ર સર્વનો આધાર, એહેને આસરે વૃજ પરિવાર.
કદાપિ વિઘ્ન શ્રીકૃષ્ણને થાય, વિન મારયા ગોપ મરી સહુ જાય;
પ્રાણી માત્રનો કૃષ્ણ છે પ્રાણ, એહેને કલ્યાણે સહુને કલ્યાણ.
કંસની ક્રૂર દીસે છે દૃષ્ટ, અહાં વસતાં કાંઇ પામીયે કષ્ટ;
કીજે વાસ વનમાં મોકળો, હવે ગોપ માત્ર અહાંથી ઉચળો.
ગોવર્ધન વૃંદાવન નિકટ, જઇ વસીયે જમનાને તટ;
જહાં ગૌ ત્હાં ગોકુળગામ, ભાઈ આ સ્થાનકનું શું છે કામ.
ઘણાં તૃણ વૃંદાવનમ્હાંય, વાધે દુધ ચરશે તહાં ગાય;
આપની વિભૂતિ છે ગૌધન, સુરભી સુખી સુખી વૃજજંન.
સિહાને ૨ અહાંથી ઊચળતા, કહાં છાજ કાષ્ટ નથી મળતાં;
કહાં પડે છે મુકવા અવાસ, જહાં જઇએ તહાં છાપરે વાસ.
નંદરાયની આજ્ઞા હોય, સાવધાન થયું સર્વ કોય;
ઉદ્યમ સહુ ચાલ્યાનો કરે, કુશળ કહાન વાણી ઊચરે.
વૃશભ વચ્છ મહીષી બહુ ગાય, ભાં શબ્દ મારગમાં થાય;
હીસારવ કરે ગૌ પાછી ફરે, પોતાના વછને આવી મળે.
સ્કંધે કાવડ ગોરસ ભરી, ઘૃતનાં ગાડવા મસ્તક ધરી;
કોણે લીધાં માટ મહીએ ભરયાં, ઝોળી રવૈયા સીકાં નેતરાં.
ગુપ્ત દોર મંચક પારણાં, કાઢયાં ચણિયારાં લીધાં બારણાં;
સાંકળ ભોગળ કૂંચી તાળાં, ઘર શોધી લે સર્વ ગોવાળા.
લીધી વસ્તુ જે જે કાર્જની, ઉખળ મુશળ સમ્માર્જની.
કાઢયા ગૌના ખીલા ખાંચીખાંચી, લીધા સુપ ટોપ ચક્કી માચી;
શકટ ધન્ય ધાન્યનાં ભરયાં, જુઓ ઘરમાં કાંઈ વીસરયાં;
ધાતુ પાત્ર વસ્ત્ર ગાંસડી, લેઈ ગોપીકા શકટે ચહડી.
થાઓ ચાલતાં વહુ સાસુજી ભણે, ઘરમાં જઇ દાટી થાપણ ખણે;
ઠાલુ ગોકુળ ઉદવસ્ત થયું, માંજાર શ્વાન સહુ સાથે ગયું.
શ્રીકૃષ્ણ કહે કેમ રહેશે રાંકડાં, સહુ સાન કરી તેડયાં માંકડાં;
રમકડાં લીધાં જસોમતી, નવે ઘેર એહેવાં મળવાં નથી.
શકટ ધીસલાં જોડયા બહુ રથ, તાણે ભાર સાંઢ સમરથ;
ઊત્તમ રથ બેઠા નંદરાય, શ્રીકૃષ્ણ બેસાડયા ખોળામ્હાંય.
જસોદા આવે વૃજ સુંદરી, કો વાહન કો પાળી પરવરી;
એટલે આવી ટીમ ગોવર્ધન તણી, ભોમ્ય વૃંદાવનની સોહામણી.
ચંદ્રમાનું ઘર સાધી ઊતરયા, વિવિધ્ય વાડા સુરભીના કરયા;
મધ્યે ઘર કીધું નંદજીતણું, ફરતું ગામ વસ્યું અતિઘણું.
બહૂલ વાસ શ્રી ગોકુળ ગામ, ઘણી ગાય માટે ગોકુળ નામ.
ઉજવળ મૃત્તિકા ગોમય ગાર, મંદિર લીપે વૃજની નાર.
રંગ મંડપ ગૌશાળા ભણી, વૃજમાં શોભા વૈકુંઠતણી;
ચરે ધેનુ બહુ મીઠી ચાર, પીએ નિર્મળ જમુનાનું વાર.
ન રહે ભૂખી તરસી ઘડી, ઘણું ગાય દુઝાણે ચડી;
નંદમંનને આનંદ પમાડે, રમારમણને ખોલે રમાડે.
કરે બાળચેષ્ટા ગોપાળ, તેડે નંદ આવે તતકાળ;
જસોમતીને ઓછંગે ચડે, કરે હાસ્ય ક્ષણમાં રડે.
કાંઇ વસ્તુ માગે નંદની રાણી, તે આપે કૃષ્ણ આણી આણી;
લાવે વળી અધવચ નાખી દઅ, નાસી જાય નહીં આવું કેહ.
કોટિ ચેહેન નવરાવતાં કરે, અર્ધ અંઘોળ્યો નાસી નીસરે;
જો કૃષ્ણ ગુંથાવે ચોટલી, તો ઘણું માખણ આપું રોટલી.
એક નેત્રમાં કાજળ ભરે, નહીં અંજાવું રોતો નીસરે;
દૂધ લેઈ મર્કટને પાય, જસોદાને વારે નંદરાય.
રખે તું કૃષ્ણને હાકટે, હું રંકને પુત્ર પડયો છે પેટે;

---

૧ "મેળી સર્વ" (બા૦ પ્ર૦). "ગોપે કીર્તો માંડી સર્વ" (ગુ૦ પ્રતો). ૨ (બા૦ પ્ર૦) "શેં નથી", "શાને" (ગુ૦ પ્રતો).

એ ચારે નાખે કરે ઉન્માદ, એ આપણને મોટો છે સ્વાદ.
તુંથી ભય મહારૂં મન ધરે, વળી રખે ઉખળે બંધન કરે;
શુકજી કહે હું શું શું ભણું, જે ભાગ્ય નંદજસોદાતણું.
સાક્ષાત વિશ્વંભર જક્ત જાણે, તે ભૂખ્યો છોં કહી પાલવ તાણે;
ખટદર્શનમાં જોગેશ્વર જુએ, તે બ્રહ્મ માખણ માટે રૂએ.
બ્રહ્માને સ્વપને નવ આવે, તે ગોવિંદને ગોપી નચાવે;
ચાર વરસના હરજી થયા, એક દહાડો જમુના તીરે ગયા.
જળ ભરતી દીઠી સુંદરી, કંદર્પરૂપ દેખાડયું હરી;
ગોપી સઘળી ઘેલી કરી, કો ન શકે કુંભમાં અંબુ ભરી.
તહાંથકી ભેદ્યાં મોહનાં બાણ, હરી માગીલે મહીનાં દાણ;
કેમ હીંડે ગોપી પાગ ન ઠરે, ચડવાને ઢાળે લપસણું કરે.
પ્રભુ પૂઠે આગળ બળીભદ્ર, મારે કાંકરી કરે[1] ઘટને છિદ્ર;
હરિ ગોપીને દેખાડે રામ, ઘટ ફૂટો તે આભીયાનું કામ.
રોહિણી કને ગોપી વઢતી જાય, બળીભદ્ર બાપડો સમજખાય;
કો ગોપી જૂએ બીજી સ્ત્રી ભણી, તસ્કર કરે હરી તેની ઊંઢણી.
લાકડીએ બેડું ઠેસી દીએ, થયું જાન ત્રાહે ત્રાહે હરિ કહે;
જોબન નારિનાં મન રીઝવે, વૃદ્ધ ડોસીને ઘણું ખીજવે.
જાઓ પેલે આરે જળનો ઠામ, વહુવારૂમાં શું વૃદ્ધનું કામ;
આવે જળ ભરવા નહાની છોકરી, તેને વાનરા વળગાડે હરી.
તે આરે આવે કો જોબન પુર્ખ, તેને કહે દીસેછે ગૂર્ખ;
તેને કહે આંહાં શુંછે કાજ, જાઓ અળગા સ્ત્રી પામે છે લાજ.
તે સાચું માની ગોવાળા ખસે, ગોપવધુ તાળી દઈ હસે;
છે નહાનો પણ લક્ષણ મોટાં, બાઈ એહેનાં નયણાં છે ખોટાં.
ચાર વરસનાએ રોકયો ઘાટ, આગળ શું કરશે મોટા ઉત્પાત[2];
ચાલો જસોદાને કહીયે હાવે, જે સવારો પુત્રને પરણાવે.
જળ ભરી ગોપી ઘેર જાય, શ્રીકૃષ્ણ રૂપ રમે મન મહાંય;
એક દહાડો નંદને કહે નરહરી, અભિલાષ અંતરમાં ધરી.
પિતાજી હું કુળ કર્મકરૂ, મોકલો મુને ચારવા વાછરૂ;
હાસ્ય કરી બોલ્યા નંદ રાય, લઘુ બાળક કેમ વનમાં જાય.
તીવ્ર તાવડ[3] સહ્યો નવ જાય, કુશાગ્ર ખુંચે કોમળ પાય;
ઊનાળે તાવડ ચોમાસે મેહ, શીયાળે ટહાડ સહે કેમ દેહ.
ડોલે સર્પ બોલે વાઘ વરૂ, તમો બીહો તેવારે શું કરૂં;
સેવક આપણા ચારે ગાય, તું બાળક શે વનમાં જાય.

ગદ ગદ કંઠે ગોવિંદ થયા, રોતા જસોદાજી કને ગયા;
હૃદ ઉધરકે ડસકાં ભરે, આસવાસના અંબાજી કરે.
વચ્છ ચારવા મોકલો માત, કહ્યું ન માને મહારો તાત;
બળભદ્ર કેમ ચારે વાછરૂ, તે જોઈ જોઈ હું ઇચ્છા કરૂં.
સાંભળ વાત શ્રીગોવિંદ તણી, જસોદા આવ્યાં નંદજીભણી.
કટિઅંગે લીધા ભગવાન, શીખવે માને માગ તું માન.
વિનયયુક્ત બોલ્યાં સુંદરી, કાં બાળક આવ્યો આંસુ ભરી;
એહેને રઢ વન જાવાતણી, મોકલી દ્યો મનષા છે ઘણી.
વનનું સુખ જોઈઆવશે અપાર, નહીં કહે મોકલો બીજીવાર.
નંદ કહે કાં નહીં સુંદરી, કાલે મોકલશું મુહૂરત કરી.
બીજે દિવસે તેડયા મુનિજંન, પ્રભુને કીધું અભીષેચંન;
વિપ્રને આપ્યાં નાનાવિધ દાન, પૂજ્યાં વચ્છ કીધાં સાવધાન.
કાછ કછ્યો પીતાંબર પટે, જડિત કંદોરો બાંધ્યો કટે;
મસ્તક મોળીયું બાંધે તાત, આંજે લોચન જસોદા માત.
કુંડળ હાર ભુજે બાજુબંધ, દર્પણમાં મુખ નિરખે ગોવિંદ;
કેસર અર્ચિત સુભગ કપોળ[1], ઓરાડી ધાબળી રાતી ચોળ.
કટિયે ઘુઘરી ઘમઘમતી, પાયે મોજડી ચમચમતી;
એક સીકું સાથે બંધન કરી, રક્ત જેષ્ટિકા સ્કંધે ધરી.
લ્યો શાક પાક અથાણાં નાથ, સીકાંમહિં મુકયો ભાત;
નંદરાય હરખે આંસુ ભરે, માત જસોદા મીઠડાં કરે.
બાળક મળ્યાં સહસ્ત્ર બેચાર, તેમાં વિરાજે નંદકુમાર;
પુષ્પ દડો કનક ગેડી, હરિને જસોદાએ આપ્યાં તેડી.
એક પંચરંગ રંગ્યો વીણો[2], કોકીલા નાદપે સ્વર ઝીણો;
શીઘ્ર આવજો સાંજે પુત્ર, કીધી રક્ષા છાંટયું ગૌમુત્ર.
એક શ્યામ બિંદુ કીધું ગાલ, ઠમક ચમકતી ચાલે ચાલ.
માતપિતાને નમીયા પાય, આશિસ લઈ પ્રભુ વનમાં જાય.
નંદજીયે કેડે ચડાવ્યા હરી, પૂઠે ગીત ગાય વ્રજસુંદરી;
નહાનાં વચ્છ કીધાં આગળે, સરવ જઈ ઊભું રહ્યું ભાગળે.
પ્રાર્થના નંદરાયે કરી, સર્વ ગોપને સોંપી આપ્યા હરી;
ગામ ઢુંકડાં વચ્છ ચારજો, સવારા ઘેર પધારજો.
હીંડતાં આખડે તો ભુજ સહાજો, ક્ષણ ક્ષણએ બેકું જળ પાજો;
રૂદન કરે તો લાવજો ઘેર, નંદ બાળ સોંપ્યો બહુપેર.

---

૧ "કરે" શબ્દ (બા૰ પ્ર૰માં નથી). ૨ "ઉચ્ચાટ" (બા૰ પ્ર૰). ૩ (બા૰ તથા ગુ૰ પ્રતોમાં છે). બે ગુ૰પ્ર૰માં "તાપ" છે.

૧ સઘળી પ્રતમાં છે ને પ્રાસરૂપે વિશેષ અનુકુળ છે પણ જોઇએ કપાળ. કપોળનો અર્થ ગાલ થાયછે. ૨ ગુ૰ પ્રતમાં "વીણો" ને બા૰ તથા બે ગુ૰ પ્ર૰માં "વેણો" છે.

[illegible] આવ્યા શ્રીહરી, નંદજસોદા આવ્યાં ઘેર ફરી;

### ( વલણ )

ફરયા નંદ આનંદભર, વન ગયા સુંદરશ્યામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, શ્રોતાજન જપો શ્રીરામરે.

---

### ( કડવું ૪૧ મું—રાગ મેવાડો )

**શુકવચનઃ—**

નાથ પધારયા વચ્છ ચારવા, ધન ધન વ્રજની ધર્ણીજી;
ઠુંકડે પાગે આગળ ચાલે, વનમાં અશરણશર્ણજી.
વારા પરઠી વચ્છને વાળે, મધ્યાને જમે ભાતજી;
ફરી ગોકુળ સંજ્યાએ આવે, રામકૃષ્ણ બે ભ્રાતજી.
માતા જસોદા સામે આવે, લે હરિને હૃદયસાથજી;
નિત્ય પ્રત્યે વચ્છ ચારી આવે, વનમાં વૈકુંઠનાથજી.
સમાચાર રાય કંસે જાણ્યો જે, જઈવસ્યા આધા ગોવાળજી;
વચ્છ ચારવા જમુના તીરે, જાએ નંદનો બાળજી.
આજ્ઞા આપી વચ્છાસુરને, જા તું વૃંદાવનજી;
નંદનો નંદન ગોપવૃંદમાંહે તેને કરતું વિધંનજી.
ગર્વ કરી વચ્છાસુર આવ્યો, સાંભળ પરિક્ષિત ભૂપજી;
વચ્છ જૂથમાં ચરવા લાગો, લેઈ વચ્છનું રૂપજી.
ફળજુક્ત વૃક્ષ છે કોઠીનું, તે તળે રમે ગોવાળજી;
પક્વ ફળની આવે વાસના, કોઠાં પરમ રસાળજી.
બાળકને અભિલાખ ઘણો છે, કીજે ફળનો આહારજી;
તે પ્રાર્થના કરે પવનની, તું પાડ કોઠાં બેચારજી.
કેટલા ગોપ ફરે વૃક્ષ પૂઠે, ચડવા થાય સાવધાનજી;
આવ રે ફળ પડ ખોળામાં, કરે હાથની સાનજી.
કો નાખે પાષાણ પવેડા, પહોંચે નહીં ફુમડાળજી;
ભક્ષણ અર્થે કરે ઉદ્યમ, તે જાણ્યું શ્રીગોપાળજી.
ફળ આસક્તને ફળ ખવરાવું, તર્પિત મિત્ર થાયજી;
વચ્છાસુર દૃષ્ટિમાં રાખ્યો, મોકલીયો કંસરાયજી.
સકળ વચ્છ તે પૂઠે ધાએ, વચ્છાસુર આગળ થાયજી;
આપઆપણે વારે ગોવાળા, વચ્છ વાળવા જાયજી*
શ્રીકૃષ્ણની વારી આવી, ઉઠયા સુંદર શ્યામજી;
હસ્ત લાકડી લેઈ પધારયા, ત્હારે બોલ્યા રામજી.
નૌતમ વચ્છ કો આજે આવ્યો, વપુનો ધૂમ્ર વર્ણજી;
ચંચળ ચાલે ચો દિશ જોતો, ચમકતો માંડે ચર્ણજી.
સકળ વચ્છને લેઈ લેઈ જાએ; કરજો જેષ્ટિકા પ્રહારજી;
ઉન્મત એહેવી શિક્ષા દેજો, ન્હાસે નહીં બીજી વારજી.
ગ્રહી લાકડી મૂકી હડી, હરિયે કીધો હોકારજી;
વચ્છાસુર આનંદ્યો અંતર, નિરખ્યા નંદકુમારજી.
જે અર્થે મેં રૂપ ધરયુંછે, કરવા કંસનું કામજી;
તે બાળક આવ્યો મુજ પાસે, મળીયો એકાંત ઠામજી.
વક્ર વદન છે નેત્ર કરડાં, ભાં શબ્દ મુખે ભણતોજી;
વામ દક્ષણ અવલોકન કરતો, પગે પૃથવી ખણતોજી.
વચ્છાસુર વિચારે મનમાં, કરૂં પાટુનો પ્રહારજી;
કપટજુક્ત વાછેરો ચાલે, આસુરી માયા અપારજી.
અમરગણ અંત્રિક્ષે આવ્યા, જોવા પ્રભુનું પ્રાક્રમજી;
વચ્છાસુરનો વધ કરવા, હરીયે કીધો ઉદ્યમજી.
કપટીદૃષ્ટિ ઊભયની વરતે, કોણ કોહોને કરે ઘાતજી;
તું નીકળ ટોળાંમાંથી પાપી, હાંક્યાં કરી ઊંચો હાથજી.
ઘોર શબ્દ કીધો વચ્છાસુરે, ઊંચલ્યાં વચ્છ સર્વ કોયજી;
રામ આદે બાળક સર્વ બ્હીના, અતૂલ અરિષ્ટ હોયજી.
ચંદ્રને ઢાંકે રાહુનું મંડળ, પોપટને ઝડપે વ્યાળજી;
શું ગિરિશૃંગ પડયો મૃગ ઉપર, નાખી પાછે પાગે ફાળજી.
જોઈને જોડ પાટુ નાખી, પ્રહારે પર્વત કટકા થાયેજી;
જેમ સર્પને ગરૂડ ગ્રહે તેમ, હરિયે ગ્રહ્યા બેહુ પાયજી.
પાપી ફેરવ્યો મસ્તક ઉપર, જેમ ફેરવે ભીંડી માળજી;
વપુ વાધ્યું એક કોશ પ્રમાણે, મુકે નહીં ગોપાળજી.
લટપટી લીધો લટકામાંહે, લલિત લક્ષ્મીનાથેજી;
અધર ડંસી ડંસી પછાડયો, કોઠીનાં થડસાથેજી.
ફળતણો વરસાદજ વરસ્યો, જેમ ધંધોળાયું વૃક્ષજી;
પ્રસંન થયા ગોવાળા સરવે, ભાઈ કરો કોઠાંનું ભક્ષજી.
મૃત્યુ પામી પડીયો પાપી, આવ્યું દિવ્ય વિમાનજી.
વેર ભાવે વા સ્નેહ ભાવે, જેમ તેમ ભજો શ્રી ભગવાનજી.
અર્ભક સર્વે આશ્ચર્ય પામ્યા, અસુર થયો નિપાતજી;
ફળના ખોળા ભરી ઘેર આવ્યા, કીધી માતા આગળ વાતજી.
બાળક કોઠાં કૃષ્ણે ખવરાવ્યાં, પ્રાક્રમ કહ્યું ન જાએજી;
નંદ જસોદાએ વાત સાંભળી, આનંદ્યાં મનમાંહેજી.

---

* એ લીટી પછી. માત્ર બા૦ પ્ર૦તમાં "સકળ વચ્છ૦" એ લીટી ફરીથી ને "ધાઇ ધાઇને થાકા ગોવાળા હરી પાસે ફરી જાયજી" એ લીટી એમ બે લીટીયો વધારેછે.

(વલણ)

આનંદ ગોકુળમાં ઘણો, વછવધ પ્રાક્રમ કહ્યું રે;
શુકજી કહે શ્રીકૃષ્ણનું ચરિત્ર, પંચમું પૂરણ થયું રે.

---

## (કડવું ૪૨ મું—રાગ મારૂની ચોપાઇ)

શુકયોગી કહે સુણ રાય, વ્રજનાથતણો મહિમાય;
અઘઓઘ દહન હરિનામે, પરમપદ શ્રોતાજન પામે.
કૃષ્ણ ચરિત્ર સુણે એકધ્યાન, એક એક અક્ષરે ગંગાસ્નાન;
બહુલીલા ચરિત્ર અનેક, શું કહે કવીઓ જીહ્વા એક.
જાણી કંસે પરાક્રમ વાત, વચ્છાસુર કૃષ્ણે કીધો નિપાત;
ચિંતા મગ્ન કંસનું મંન, કારણરૂપ નંદજીનો તંન.
સમશ્યા બકાસુરને કીધી, જીત કૃષ્ણને આગન્યા દીધી;
પૂતના બાઇનુ વેર સંભારી, ગયો વૃંદાવન અહંકારી.
શ્રીશુક કહે સાંભળભૂપ, બકે કીધું બગલાનું રૂપ;
આવી બેઠો જમુનાતટ મ્હાંય, તે વિચાર કરે ઘણો ઘટમ્હાંય.
તે સમે થયા જંત્ર મધ્યાન, આવ્યા ગોપ સહિત ભગવાન;
વચ્છને કરાવ્યું જળનું પાન, ગોવાળે કીધું જમુનામાં સ્નાન.
કોરાં વસ્ત્ર કરે પરિધાન, કો કરે મધુરૂં મોરલી ગાન;
ન્હાયા બળભદ્ર ન્હાયા કહાન, બકાસુર લઈ બેઠો બકધ્યાન.
ચેષ્ટા પંખીની તે કરતો, હળવે હળવે પગલાં ભરતો;
ચબક ચંચ મચ્છપર નાખે, શ્રીકૃષ્ણને દૃષ્ટમાં રાખે.
ગોપ સાથ વાત એમ કરતો, પક્ષી મનુષ્યનો ભય નથી ધરતો;
કો કહે ધીટ દીસે છે બગ, એટલે નિકટ આવ્યો લગભગ.
શ્રીકૃષ્ણે ગેડી કરમાં લીધી, બગ ઉડાડવા દોડ દીધી;
બકે વધાર્યું વપુ પ્રૌઢ, સર્વ ગોપ થયા દિગમૂઢ.
ઝડપી લીધા શ્રીજદુરાય, મોહન બગલાનાં મુખમ્હાંય;
ન્હાનાં બાળક ન્હાસી પળીયાં, બળીભદ્રજી ધરણે ઢળીયા.
કો બગ પ્રત્યે ટળવળીયા, મૂક માધવને બગ બળીયા;
કો કહે કૃષ્ણ પાતળીયા, ઘેર કેમ જઈએ સાંમળીયા.
જાણ્યું ગોપ ઘણા કલવલીયા, છબીલાજી મુખમાંથી ઉછળીયા;
માહારો નાથજી કળવકળીયા[1], સૂક્ષ્મ થઈ બાહેર નીકળીયા.
જઈ ગોપ માત્રને મળીયા, પરિતાપ મિત્રના ટળીયા;
બકાસુર ધાયો બીજી વાર, ઝડપી લીધા નંદકુમાર.
રમારમણે રીસ બહુ કીધી, મલ્લની પેરે જેષ્ટિકા લીધી;
જાણે ગોપ અમર સમગ્ર, તાલુમાં મારયું જયેષ્ટિકાઅગ્ર.
બ્રહ્માંડ ફાટતે લડથડીયો, વાધી પીડા ઘણું તરફડીયો;
ચંચ વિભાગ ગ્રહ્યા બેહુ હાથ, મહાબળ કીધું ગોકુળનાથ.
ફાડી ચંચ ને મરડી કોટ, બકાસુર મરડી કીધો લોટ;
આપ્યો ઊદ્ધાર શ્રીભગવાન, ગયો સ્વર્ગ બેસી વીમાન.
તેનાં પીંછ સર્વ કહાડી લીધાં, ગોપે પર મસ્તકપર કીધાં;
કહે ગર્ગ જોગી સુણ રાય, પ્રાક્રમ પ્રભુનું કહ્યું નવ જાય.
ભગવતલીલા પરમ પવિત્ર, થયું સંપૂરણ છઠું ચરિત્ર;
બકાસુર પુતનાનો ભ્રાત, પળમાં નાથે કીધો નિપાત.
ગોકુળમાં આવ્યા ગોવિંદ, આગળ વાછરડાનું વૃંદ;
ગોવાળા ઘેર ઘેર કરતા વાત, બકાસુર કૃષ્ણે કીધો નિપાત.
પૂછે નંદજી કહો કુંવર, ગોવાળા લાવ્યા બકનાં પર;
અમો સાંભળી કુતોહલ વાત, તમો વનમાં કરયો ઉત્પાત.
કદાપી જાણશે રાજા કંસ, આપણાં સુખમાં થાશે ધ્વંસ;
વિભૂતિ આપણે માહિષી ક્ષીર, સરવપેં રંક જાતી આહીર.
લોક નામ ધરશે થયા ખળ, ન થઇયે દીકરા ઊછંછળ;
આપણા કુળની ચાલો ચાલ, સાંભળ્યું વચ્છ મારયો તમો કાલ.
સાંભળ્યું બગલો મારયો આજ, આપણા વંશને લાગે લાજ;
આપણે વચ્છ ચારવાસું કામ, વનમાં કોનું ન લીજે નામ.
કૃષ્ણે કહે સહુપે હું નહાનો, રખે તમે કોનું કહ્યું માનો.

(વલણ)

કોનું કહ્યું નવ માનીયે, સંતોખ્યા નંદરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, એકાદશમો અધ્યાયરે.

---

# અધ્યાય ૧૨ મો.

## (કડવું ૪૩ મું—રાગ મારૂની દેશી)

કહે કૃષ્ણ કથા ગર્ગજોગીરે, સુણ ભૂપતિ હરિરસ ભોગી રે;
નવ નવાં ચરિત્ર વિખાણ્યુંરે, હૃદે ઠરીયું તે અધરે આણ્યુંરે.
કો વૈષ્ણવ રીજે સુણતારે, વક્તાને રસ ઘણો જાણતારે;
કો સ્રીના ભોગી કો ધનના ને, કો શૃંગાર ભોગી ભોજનનારે.
કો ભવન ભોગી વાહનનારે, કો તપ ભોગી નર વનનારે;
કો વિદ્યા ભોગી ઘણું વાદી રે, કો મધુ ભોગી હરિના અ-પરાધી રે.
વિષય ભોગે સંસાર વિરોધ્યોરે, હરિરસ ભોગી ભજે [illegible];
સકળ ભોગ તે રોગનું ધામરે, હરિરસ શીતળ વિશ્રામરે.

---

૧ "કળવળ ક." (પ્રતો)

સાંભળ પરિક્ષિત પુરુષ પવિત્રરે, વૈષ્ણવ વક્તાનો તું મિત્રરે;
કથાવાણીનું બળ માહારૂં રે, અધ્યો દ્વાદશમો વિસ્તારૂં રે.
બકનું મૃત્યુ પામ્યો વચ્છ બગલોરે, બેઠો કંસ શીથળ થ-
ઇ ઢગલો રે;

નંદનંદન અસુર નિકંદનરે, એણે વાળ્યું અસુરનું ચંદનરે.
બીડાં લેઈ લેઇ જે જન પળીયા રે, તે કુશળ કો નવ વળીયારે;
અઘાસુરને સમશ્યા કીધીરે, છત કૃષ્ણને આજ્ઞા દીધી રે.
સ્વામી સકળ ગોપને પીડું રે, ચાલ્યો અઘાસુર લઇ બીડું રે;
કંસે વિચાર મનમાં કીધોરે, નિશ્ચે અરથ આપણું સીધો રે.
ગયો વૃંદાવનમાં પાપીરે, એક મારગ લીધો વ્યાપીરે;
સંકીર્ણ નળીમાં સુતોરે, જાણે સદાય મારગ હુતોરે.
પડયો અજગર વદન વિકાશીરે, ઊપલો અધર ગયો આકાશીરે;
હેઠો અધર રેણુમાં રાખ્યો રે, પર્વત પ્રાય દીર્ઘ દેહ નાખ્યો રે.
અસુરે વેષ અહીનો આણ્યો રે, સમાચાર સામળીયે જાણ્યોરે;
અઘાસુર મોકલ્યો મામેરે, મર્ણ સમાચાર વહેલો પામેરે.
કરવો છે બ્રહ્માસું સંવાદરે, બળભદ્રને ઉપજાવ્યો પ્રમાદરે;
રામને આળસ આવ્યું તનમાંરે, તે દહાડે રામ ન ગયા
વનમાંરે.

ચાલ્યા ગોપજુગત જદુરાયરે, આગળ વચ્છતણો સમુદાયરે;
લાકડીયે સીકાં ભાતનાં બાંધે રે, જેષ્ટિકા ગોપ ધરે સર્વ ખાંધેરે.
ચાલે મારગમાં ક્રીડા કરતા રે, સણગાર નાનાવિધ ધારતારે;
ઊજ્વળ મૃત્તિકા લીપે અંગેરે, શરીર ચીતરે નાના રંગે રે.
કેસર ગોરૂં ચંદન પવિત્ર રે, વજાડે વિવિધ નાદ વાજીંત્રરે;
વેણું મોરલી કાંસી તાળરે, ઢમકે ઢોલ રસાળરે.
સમસ્વર વીણા બહુ વાજેરે, અંગઉપંગ મૃદંગ ગાજેરે;
કો એક નાચે વજાડે તાળી રે, રસ ભીંજે રીજે વનમાળીરે.
ગાએ ગીત સ્વર લેઇ લેઈ રે, મારગમાં થઈરહ્યું થેઈ થેઈ રે;
મોજડી ચમચમ ઘુઘરી ઘમઘમ રે, નાચે બાળક થાએ
ઝમઝમ રે.

કોએક ચાલ મયંદની લેતારે મૃગની પેરે ઠેકડા દેતા રે;
બગહંસનીપેરે ડગ ભરતા રે, કળા મોરની પેરે કરતા રે.
વ્યાઘ્ર શાર્દુલની પેર ધાતા રે, કોકીલા સ્વરે કીર્તન ગાતારે;
વૃષભ રૂપ થઇ સંચરતારે, ભાંશબ્દ કરી ઓચરતારે.
કો સર્પની ગત ભોમ્યે ચાલેરે, ઓચીંતા એક એકના પગ
ઝાલેરે;

આંબાકુંપળી શિર પર ધારતા રે, કો ગૌ થઇને તૃણ ચરતારે.
કો ચોર થઈને નાસેરે, લાવે બંધન કરી કૃષ્ણ પાસેરે;
કોએક ગુંથે પુષ્પની માળા રે, કંઠે પેહેરી હીંડે ગોવાળારે.
કો દે વાનરની ગત ફાળરે, ધસી ધસી ગ્રહે દ્રુમડાળરે;
કો ભ્રમરની પેરે ભમતાંરે, નાખે દડો ગેડીયે રમતાં રે.
કરે ક્રીડા બહુ ઊલટમાં રે, જઇ રહ્યા જમના તટમા રે;
સર્વ ગોપને કહે મહારાજ રે, આઘા વનમાં જઇયે આજરે.
અવિનાશી વિચારે ઘટમાં રે, આવ્યાં વાછરૂ બંસીબટમાં રે;
સુતો અજગર મુખ કરી પહોળું રે, માંહિ પેઠું વચ્છનું
ટોળું રે.

સકળ ગોપે કર્યું ગવંન રે, દૈત્ય મુખ જાણ્યું વૃંદાવંનરે;
માંહિમાંહિ ગોપ કરે છે વાત રે, દીસે ઊદવસ્ત વન ઉત્પાતરે.
પ્રૌઢ અજગર મુખની દહાડરે, ગોપે જાણ્યા વનના પહાડરે;
કોશપર્યંત ગયા કુમાર રે, આગળ આવ્યું ઘોર અંધાર રે.
વચ્છ ભરાયાં નસા જાળ રે, અકળાયા સરવ ગોવાળ રે;
ભાંશબ્દ કરી વચ્છ ધાય રે, અન્યોઅન્ય માંહે અફળાય રે.
આવે લેહેર ઘણી વીખ જવાળ રે, મૃત્યુ તુલ્ય થયા સર્વ બાળરે.

(વલણ)

બાળ કુલાહલ કરે, ભરે નયણે નીર રે,
કોણ મૂકાવે સંકષ્ટથી, સમરચા શ્યામ શરીર રે.

---

## (કડવું ૪૪ મું—રાગ પરજીયો)

રૂએ વચ્છ ગોવાળ વ્હાલા, શીઘ્રે લો સંભાળ વ્હાલા—ધ્રુવ૦
સહાય કરે કૃષ્ણ સામળા રે, સમાવો પરિતાપ;
અમો કોણ સ્થાનક આવી પડયા, ગોપ કરે છે વિલાપ વ્હા-
લા—રૂએ૦
થયાં વિષે વ્યાકુળ વાછરૂ રે, નથી નીસરવાની વાટ;
ગોવર્ધન ગોકુલ નવ દીસે, કહાં ગયો જમુના ઘાટ વ્હા-
લા—રૂએ૦
આ નોહે વૃંદાવન વીઠલા રે, સ્થાનક કઠિણ કઠોર;
દુર્વાસના પરિતાપ ઘણો રે, અકળાઇયે અંધારૂં ઘોર વ્હા-
લા—રૂએ૦
તૃણ શકટ ને બક બકી રે, મોડયા જમલાર્જુન;
તે બળ તહારૂં કહાં ગયુ રે મુકાવ જસોદા તંન વ્હાલા—રૂએ૦
કંઠ રૂંધાએ ગોપના રે, મુખે આવે ફેણ;

લેહેર ખાઈ પડે વાછરૂ રે, નહીં જીવે કુઝણી ઘેન વ્હાલા–રૂ૦
પીડા જાણી વચ્છ પીંડારની, દયાનિધિ ગોકુળરાય;
આગ્યાન જણાવ્યું કૃષ્ણજી પેઠા, અજગરના મુખમ્હાંય
વ્હાલા–રૂએ૦
અસુર આનંદ્યો અતિઘણુંરે, ન હલાવે જીવ્હા હોઠ[1];
જહારે કંઠે આવ્યા કૃષ્ણજી તહારે, એકઠા કીધા બે હોઠ
વ્હાલા–રૂએ૦
હાહાકાર થયો સ્વર્ગમાંરે, અટકયો ગગને ભાણ;
ત્રાહેત્રાહે કરે દેવતા, અજગરે ગ્રાસ્યા ભગવાન વ્હાલા–રૂ૦
અભ્રઘટામાં ઉડગણ સાથે જેમ, ઇંદુ કરે પ્રયાણ;
અજગર મુખમા ગોપ સંગાથે, પેઠાપુરૂષપુરાણ વ્હાલા–રૂ૦
અમરવૃંદ આક્રંદ કરેરે, સાવધાન નંદકુમાર;
એ અઘાસુરનું શું ગજું છે, ઉતારવો ભૂભાર વ્હાલા–રૂએ૦
વાછરડા કહાડે રોડીયોરે, પુચ્છ ચઢાવ્યાં શીષ;
ભાં શબ્દ કરે પેટમાં ફરે, દેખી કોપ્યા શ્રીજગદીશ
વ્હાલા–રૂએ૦
અસુરે મુખ મેળીયુંરે, હરીયે વધારયું તંન;
રૂંધાયો કંઠ પાપીતણોરે, બાંધ્યો શ્વાસોશ્વાસ પવંન વ્હા-
લા–રૂએ૦
અજગર અકળાયો ઘણુંરે, તલખે ત્રફાડાં ખાય;
જીવ્હા અમી શકે નહીં રે[2], વદનમાં વાધ્યા વૈકુંઠરાય વ્હા-
લા–રૂએ૦
તીવ્ર અગ્ર જેષ્ટિકાતણુંરે, વીડારયું દશમું દ્વાર; [ લા–રૂએ૦
મોટાં ઘરમાં મુકયું જાળીયું, થયું અજવાળું ઝાતકાર વ્હા-
તેહેને તેજે સરવ ટોળે મળ્યારે, દીઠા દેવમોરાર; [ રૂએ૦
તાળુવાંને મારગે કરીરે, નીશરયા ગોવાળા બહાર વ્હાલા
કૃષ્ણે બેહુ હાથે કરીરે, અધર ગ્રહ્યા પછે બેએ;
મધ્યેથી ઊતરડી નાખીયો, અઘાસુરનો દેહ વ્હાલા–રૂએ૦

( વલણ )

ઊતરડ્યો દેહ અસુરનો બહુ લીલા શ્રી ભગવાન રે;
અઘાસુર સ્વરગે ગયો, બેસી દિવ્ય વિમાન રે.

---

## ( કડવું ૪૫ મું—રાગ વેરાડીની ચોપાઇ )

અઘાસુર ઊતરડ્યો હરી, તે ત્વચા વનવિષે પાથરી;
વિખજ્વાળાએ વચ્છ લડથડ્યાં, જીવ્હા કહાડી પૃથ્વી પડ્યાં.
ગોવાળા ધર્ણી ઊપર ઢળે, સુધા દૃષ્ટિ કીધી સામળે;
ઊતર્યું વીખ આવ્યા ઘટ પ્રાણી, પ્રભૂએ પાયું અમૃત આ-
પણા જાણી.
જમુનાતટ આવ્યા જદુવીર, તૃષિત વચ્છને પાયું નીર;
જળમાં પધારયા અશરણશરણ, વચ્છના વપુ કીધાં પક્ષાળણ.
ગોપ માત્રે કીધાં મજ્જંન, પવિત્ર કરી પેહેરયાં વસંન;
શ્રીકૃષ્ણને નમ્યા સરવે પાય, જીવતદાન દીધું હરિરાય.
વચ્છ જાથને આગળ કરી, અઘચર્મ પાસે આવ્યા હરી;
અસ્થિ રૂધિર માંસ અળગું ધરયું, પવિત્ર ચર્મ રમવાને કરયું.
વાછરૂ વનમાં ચરતાં ફરે, ચર્મ ઉપર બ્રહ્મ ક્રીડા કરે;
પૌગંડ અવસ્થાનું પ્રાક્રંમ, અઘાસુર પામ્યો પદ પરંમ;
વર્ષ દિવસ વચ્ચે વહી ગયો, ગોપે સમાચાર ગોકુળમાં કહ્યો.
બાર માસ વચ્ચે ગયા વહી, કિશોર અવસ્થા હરિની થઈ.

( વલણ )

કિશોર અવસ્થા કૃષ્ણને થઈ, શુક કહે સાંભળ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો દ્વાદશમો અધ્યાય રે.

---

# અધ્યાય ૧૩ મો.

## ( કડવું ૪૬ મું—રાગ રામગ્રી )

**પરિક્ષિત વચનઃ—**

બેહુ કર જોડી પૂછે પ્રશ્નજી, પ્રાક્રમ મોટું કીધું કૃષ્ણજી;
સામળીયે વિડારયો અઘનો દેહજી, મૂને ઉપનો એક સંદેહજી.

( ઢાળ )

સંદેહ એક ઉદે થયો તે, નિવારો સ્વામીન;
વચ્છ બગની વારતા, ગોકુળમાં થઇ તે દિન.
અઘાસુરનો વરસ એક, જાણ્યો સમાચાર;
મોહોટું પ્રાક્રમ રહ્યું છાંનું, ન બોલ્યા મહિના બાર.
પાંચમું વરસ ઊતરતે, કીધું એ પ્રાક્રંમ;
સાતમું વરસ બેસતે, ગોકુળમાં જાણ્યું કેમ.
ક્ષણું એક છાના નવ રહે, ચંચળ સઘળા બાળ;
બાર માસ કેમ બોલ્યા નહીં એ, સંદેહ ટાળો કૃપાળ.
સાધુ સાધુ શુકજી કહે, ધન્ય ભૂપતિ ધીમાન;
એ ભેદ ગુપ્ત પ્રગટ કરૂં, તે લીલા શ્રીભગવાન.
જેમ વ્યભિચારિણીને નવનવા, પુરૂષ વલ્લભમાણ;

---

૧ સર્વ્દૃ૦ ગુ૦ પ્રતોમાં "હોઠ" ને બા૦ પ્ર૦ માં "ડાઢ" છે.
૨ (બા૦ પ્ર૦). ગુ૦ પ્રતોમાં "જીવ્હાએ અમી શકે નહીંરે," "જીવ્હાએ અમી આવી–ચાઠી શકે નહીંરે."

ગોવિંદના ગુણ નાનવા વહાલ, ભક્તને નિર્વાણ.
આઠમ પંચમાં વરસનું, સમએ જાણવું તેહ;
બાર માસ ગોપે ગુપ્ત રાખ્યું, તે નિવારૂં સંદેહ.
અઘાસુરના ચર્મનું, પ્રભુએ કીધું પરિસ્તરણ;
આઈ ઉપર ગોપ સાથે, બેઠા અશરણશરણ.
શ્રી કૃષ્ણે કીધી ગોપ મંડળી, એકત્ર કીધું અંન;
પરમેશ્વર પ્રીસવા રહ્યા, કરી કટિ બંધંન.
ભાતદાળ ને રોટલી, પકવાન નાના પેર;
શ્રીખંડ કરમો રાયતું, પાપડ કેરી કેર.
સારાં ઘૃત નવનીત ગોરસ, જીરાં લવણ જુગતે તક;
કૌતક જોઈ શ્રીકૃષ્ણના થયા, વિસ્મે ભાનુ શક.
સપ્ત ઋષી દિગપાળ દશ તે, દેખી થયા દિગમૂઢ;
આ ગોપમાં બેસી જમે, થયો ઘેલો ગરૂડારૂઢ.
પુત્ર કહાવે જસોદાનો, અવતરચો દેવકી પેટ;
બ્રહ્મ ચર્મ ઊપર જમે, ન જુએ ઉચ્છિષ્ટ આભડછેટ.
ન્હાનાં બાળક ગોપનાં, જમતાં રિસાવી જાય;
આસન બેસાડે મનાવી, શ્રીકૃષ્ણ લાગે પાય.
ગોવાળ બાળનાં લાડ પાળે, જાણી પોતાના દાસ;
જમી ન જાણે પંચ વરસના, ગોવિંદ ભરાવે ગ્રાસ.
એક વાડકે ગોરસ પીએ, આરોગે એક થાળ;
કોના મુખનું અંન ઝુંટી જમે, ત્રૈલોકયનો પ્રતિપાળ.
એક અંન જમી રહે ને, બીજું પીરસે નાથ;
જળને સાટે કામળે હરિ, લુહુએ અજાડા હાથ.
અર્ધ કરડી ચીરી અથાણાંની, ઝુંટી લીયે ભગવાન;
જોઈ આશ્ચર્ય પામ્યા દેવતા, ને આવીયું અજ્ઞાન.
તે જગતપિતાએ જાણીયું, અજ આવ્યો જોવા કાંમ;
દેખી વિધાતા વિસ્મય થયો એ, ન હોય કેવળરામ.

---

( કડવું ૪૭ મું—પદ રામગ્રી )

ચર્મ ઊપર બ્રહ્મ તે કેમ જમે, જોઈ બ્રહ્માજી ભૂલ્યો ભમે—ધ્રુવ૦
જેનાં નાભિકમળથી હું થયો, જે ઘટ ઘટ રામ રમી રહ્યો;
જેણે રાવણદિક રોળીયા, તે કેમ જમે ગોપના જુઠા કોળીયા.
વૈકુંઠનું આસન પરહરયું, લીલું અજગરનું ચર્મ પાથરયું.
વળગ્યું રૂધિર પાગની પાંનીયે, એહેને વિષ્ણું કરી કેમ માનીયે—ચર્મ૦
જે જગન વિષે આવે નહી, જેને આધારે પ્રજા રહી;
નથી ખટદરશનમાં દીસતો, તે કેમ હીંડે ગોવાળાને પ્રીસતો-ચ૦
પોતે સૃષ્ટિમાંહે નથી ઘડ્યો, તોયે બ્રહ્મા નેટ ભૂલો પડ્યો;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતી, તેને જાણે શિવ જેવા જતી-ચ૦

( રાગ દેશી ચાલની )

શુકજી કહે સુણ ભૂપતી, ભુલ્યો પ્રજાપતિ ગહનગતી;
જોઈ બાળલીલા અતિ થઈ, ભ્રષ્ટબ્રહ્માની મતિ ગઈ.
સર્વ દેવનાં ગયાં દૈવતધર્મ, જે આને માનેછે બ્રહ્મ;
ચર્મઆસન ઊચ્છિષ્ટ ભોજન, એ પામર જીવનું કર્મ.
વળી વિધિ મનમાં વિચારે, જે મેં તો નિરમ્યો નથી;
કાંઇ નિશ્ચે કરી પાછો ફરૂં, જોઉં જીવકે કમળાપતી.
પ્રપંચ કીધો પદ્માસને, શ્રીકૃષ્ણ છે સચરાચરૂ;
વેગળે ગયા તૃણ ચરતાં, હરણ કીધાં વાછરૂ.
વચ્છ મૂક્યાં બ્રહ્મલોકમાં, વળી બ્રહ્માજી આવ્યા ફરી;
ચોર કર્મ ચતુરાનનનું, તતકાળ જાણ્યું શ્રીહરી.
જગતપિતાએ હું જીવ જાણ્યો, જમતો જોઇ ગોપયુકત;
ઇશ્વિર તત્વ દેખાડું માહારૂં, અર્ભકપણું નહી ઉક્ત.
વિશ્વાતમાએ વિચારયું પાકું, વિધિને વિપત્ત;
એને બ્રહ્મ લીલા દેખાડું, આદર કરી અગત્ય.
ગોવાળાને શ્રીહરી કહે, ભોજન કરો થઇ સ્વસ્થ;
આણીવાર વારો મહારો, હું વાળી લાવું વચ્છ.
સર્વ ગોપ કહે ગોવિંદને, શીઘ્રે આવજો સ્વામીન;
કંઠે અંન ન ઊતરે, તમ વિના પ્રાણજીવંન.
કર આંગળીના અંત્રમાં, કીધાં અથાણાં ગ્રહણ;
હાથમાં લઇ કોળીયા કહે, જાઓ અશરણશરણ.
તમો આવ્યા પછી ગ્રાસ ભરશું, પ્રીતે કહે પીંડાર;
શ્રીકૃષ્ણ ગયા વચ્છ વાળવા તે, દૂર નંદકુમાર.
બ્રહ્માજીએ ભોજન કરતા, હરચા સર્વ ગોવાળ;
વિધિ કહે જોઉં ઇશ્વિરપણું, શું કરે નંદનો બાળ.

( વલણ )

બાળક એ નંદ ગોપનો, એ મંદીર કેમ જાશે ફરીરે;
જણાશે જીવ કે ઇશ્વિરપણું, વચ્છગોપને વિધિ ગયો હરીરે.

---

( કડવું ૪૮ મું—રાગ સારંગની ચોપાઇ )

શ્રીકૃષ્ણે જોયું વન ઊભાં રહી, તહાં વચ્છ એક દીઠું નહી;

વિશ્વાત્માએ કીધો વિચાર, કાંઇએક કારણ થયું નિરધાર.
નહીં દાનવ રાક્ષસ આંહાં કોય, કાંઇએક છળ દેવતાનો હોય;
કયો દેવ એહેવી માયા કરે, કે વચ્છ જાય હેલામાં હરે.
જેણે હું સાથે છળ કીધું આમ, સર્વથા એ બ્રહ્માનું કામ;
શ્રીકૃષ્ણ પધારયા પાછા વળી, સ્થાનકથી ગઈ ગોપ મંડળી.
સચ્ચિદાનંદે કીધો વિચાર, હિરણ્યગર્ભે હરયા સર્વ કુમાર;
મમ પરીક્ષાને હરયા વચ્છ ગોપ, ન ઘટે મુજને કરવો કોપ.
માહારી માયા બળવંત ઘણી, કેમ તરે બુદ્ધિ બ્રહ્માતણી!
શિવ જાણે કિંવા જાણે નહીં, તો કોણ આસરો અજનો અહીં.
ગોપ વિના કેમ ઘેર પરવરૂં, મરે દુઝણી ગાય વિના વાછરૂં;
કેમ બ્રહ્માની હું પ્રાર્થના કરૂં, જે આપ વિધિ પાછાં વાછરૂં.
મમ નાભિકમળનું જંતુ એહ, કિંવા ગોપ હરી ગયો જેહ;
પુત્રવિના ગોપી સહુ આવટે, મુને એખલાં ઘેર જાવું નવ ઘટે.
અપૂર્ણ પરીક્ષા માહારી કરે, રાજસ ગુણનો ગર્વ ઊતરે;
દેખે ભાગ્ય વ્રજવાસીતણું, શે અભિમાન બ્રહ્માનું હણું.
સર્વ પિતામહ શ્રીવાસુદેવ, નવાં વચ્છ કીધાં તતખેવ;
પ્રગટયા ગોપ નવા તતકાળ, પુર્વે જેવાં હુતાં બાળ.
પુચ્છ નેત્ર નાસા ને કર્ણ, સકળ વચ્છનાં તેહેવા વર્ણ;
પુષ્ટ તહાં પુષ્ટ દુર્બળે દુર્બળ, કો શીત સ્વભાવ કોઇએક ચંચળ.
શ્યામ શ્વેત ને ગોરાંહરણાં, ભાં શબ્દ કરે મુખમાં તરણાં;
નાહાનાં મોહોટાં મીઠાં શિંગાળ, ભડકતાં ફટકે દેતાં ફાળ.
જેહેવાં હુતાં તેહેવાં કીધાં જદુરાય, વેણું સાંભાળી નમે પ્રભુને પાય;
તેમના તેમ કીધા ગોવાળ, તેહેવી વાણી પરમરસાળ.
તેહેવા સ્વભાવ તેહેવાં આચર્ણ, ગૌર શ્યામ કો ધઉંલે વર્ણ;
તેહેવાં વસ્ત્ર તેહેવા સણગાર, મુગટ ધાબળી ગુંજાહાર.
તેહનાં નામ લીધે બોલે તતકાળ, આપ આપણાં વચ્છ વાળે ગોવાળ;
ગોપનાં નામ પાઠે આવડે, સૃજનારો કેમ ભૂલો પડે.
કર્તુમ કર્તું સમરથ હરી, હેલામાં ગોપમંડળી કરી;
લેખે બ્રહ્માએ કીધું પ્રાક્રમ, પણ પરિબ્રહ્મ છતાએ કેમ.
જે નવા ગોપ કીધા શ્રીપતી, અઘાસુરનું મૃત્યુ તે જાણતા નથી;
દૈત્યપતન તે પૂઠે થયા, સંધ્યા સમે શ્રીગોકુળ ગયા.
શુકજી કહે શી રીતે ભણું, કૌતક શ્રીકરૂણામયતણું;
વાએ મધુઅર વેણુ રસાળ, આગળ વચ્છ પુઠે ગોવાળ.
કુસુમહાર નાનાવિધ ધરે, પડે મહાર દડા ઊપરે;
મધ્યે શ્રીકૃષ્ણ ફરતા સહુ, શિશુ વાળી પલવટ હાંકે પશુ.
વચ્છ ખરીની રેણુ ઊડે અતિઘણી, રેણુયુક્ત દેહ ત્રીકમતણી;
ગોપવધુ દરશણ કારણે, રહી ઊભી બારણે બારણે.
પ્રબળ ગતિ પરમેશ્વરતણી, પૃથક ગોપ ગયા ઘરભણી;
આપ આપણે ઘેર વાછરૂ ગયાં, જઈ બંધન ખીલે ઊભાં રહ્યાં.
હીસારવ શબ્દ સુરભી ભણે, દીગુણ હેત વછ ઉપર ગણે;
સ્રવે દુધ વણ દોહે ગાય, વહે પ્રવાહ ગૌશાળામ્હાંય.
તે નવાં વચ્છ ગૌ જાણે નહીં, અદભુત માયા શ્રીહરીની થઇ;
ગોપ સરવ મંદિરમાં ગયા, દીગુણ વલ્લભ માતાને થયા.
આપ આપણે સ્થાનક બેઠા જઈ, છે કૃત્રિમ પણ કો ભાલ્યા નહીં;
કુટુંબ માત્રના જાણે નામ, જેષ્ટિકા વસ્ત્ર મુકે નિત ઠામ.
તે સ્થાનક બેસી કરે ભોજન, જનુની પ્રીતે પીરસે અંન;
રસોઈ કરાવી ગયા વન જેહ, ગોપે માગ્યું અંન તેનું તેહ.
ન પડે ભ્રાંતિ પ્રીતિ થઇ ઘણી, અદભુત લીલા કેશવતણી;
વળી સાંજ પડે વળી વાહાણું વાય, કૃત્રિમ ગોપ નિત્યે વન જાય.
પણ સંકર્ષણ તે પ્રીછે નહીં, જે નવી સૃષ્ટિ અનોપમ થઈ;
ભૂલ્યો ભોયંગમ માયા ઘણી, યદ્યપિ નવકુળનો છે ધણી.
યદ્યપિ પ્રતિષ્ટી[1] પૂજે શ્રીપતી, પણ બળીભદ્ર પાર પામતો નથી;
અઘનું ચર્મ દીઠું હળધરે, તે ઉપરે નિત્યે ક્રીડા કરે.
જાણ્યું સદૈવએ દીસે ચર્મ, પણ ન પ્રીછ્યું હરિનું પ્રાક્રમ;
નવા ગોપ વનમાં કરે વિલાસ, વહી ગયા એમ દ્વાદશ માસ.
બ્રહ્માએ મનમાં કરયો વિચાર, જોઉં શું કરે નંદકુમાર;
પ્રગટ થાશે ઇશ્વરપણું, જે પ્રાક્રમ લોકમાં છે ઘણું.
આવ્યો અજ જોવા ઊદ્યમ, દીઠાં ગોપવચ્છ તેમનાં તેમ;
ગોપમંડળ તહાં દર્શ દીસે, સર્વ બાળકને પ્રભૂજી પ્રીસે.
વાછરડાં તેહેવાં તેટલાં ચરે, બ્રહ્માજી મન સંદેહ ધરે;
આ કીયાં ને કીયાં મેં હરયાં, કે બ્રહ્મ લોકથી હેઠાં ઉતરયાં.
એણે નવાં તો નથી કીધાં, હું લઈ ગયો તે તાણી લીધાં;
એહેવો સંદેહ મનમાં ધરી, બ્રહ્મલોક ગયા બ્રહ્મા ફરી.
જુએ તો વચ્છ મૂકયાં છે તહાંય, વળી વિધિ આવ્યો વૃંદાવન મહાંય;
વળી તેહેવાં દીઠાં વચ્છબાળ, પ્રભુએ બ્રહ્મા નાખ્યો માયાજાળ.

---

૧ 'યેદપીપ્રતિષ્ટીપુજેશ્રીપતી' (બા• પ્ર•)–પ્રતિષ્ટિત(?). બીજી પ્રતોમાં 'જદપતિસ્ટજાઈશ્રીપતી' 'જદપીત્રેતાજુગેશ્રીપતી.' (મૈ પ્રતમાં), 'નારૂપયજીશ્રીહરી' છે.

અજને આશ્ચર્ય અંતર વસ્યું, શ્રીકૃષ્ણે પ્રગટ્યાં બાળક પશુ;
ગાય ચરવા જતી વન વેગળી, તે દહાડે વચ્છને આવી મળી.
સામળીયે મેળ્યો સંકેત, દેખાડવા ગૌ વચ્છનું હેત;
દેખી વચ્છને મુરલી ધસી, શકે પ્રેમબાણ મૂકયું કસી.
એહેવું હેત પ્રસુતા નવ કરે, ચાટે હીસે વચ્છ પૂઠે ફરે;
એહવે આવ્યા વૃદ્ધગોવાળ, ધાઈ હૃદયા લીધાં નહાનાં બાળ.
થઈ દીનાનાથની મોહોટી દયા, સર્વ ચતુર્ભુજ ગોવાળા થયા;
તેણે પીતાંબર કીધાં પરિધાન, સકળ બાળ થયા શ્રીભગવાન.
સંકર્ષણને સંદેહ થયો, સઘ ભેદ ભૂધરનો લહ્યો;
શ્રીકૃષ્ણ જાણી જૂએ ફરી ફરી, ભૂલવ્યો ભ્રાત હરિયે માયા વિસ્તરી.

બ્રહ્માએ કૌતક દીઠું અપાર, ચતુર્ભુજ થયા ગોપકુમાર;
એકેકું બ્રહ્માંડ ગોપ પૂઠળે, એકેકો બ્રહ્મા તે પૂઠળે.
ગ્રહ્યાં શંખ ચક્ર ગદા સારંગ, દીસે ગોવાળા સર્વ શ્રીરંગ;
વિરંચી જોઇ વ્યાકુળ થયો, જસોદા પુત્રનો મહિમા લહ્યો.
એ પૂરણ બ્રહ્મ છે પરાત્પર, હું અજ્ઞાની પ્રાણી છૌં પામર;
એ સર્વેશ્વર પરમેશ્વર રામ, નહીં એ સાથે અટકયાનું કામ.
એ સચ્ચિદાનંદ કલ્યાણ શીવ, હું અપરાધી છૌં માયાજીવ;
પરીક્ષા કરતાં થયો અપરાધ, વિવાદ કર્મે થયો હું બાધ.
ક્રૂર દૃષ્ટિ માધવની થઇ, હવે નિશ્ચે માહારી પદવી ગઇ;
પ્રભુ કોણ પ્રકારે કરુણા કરે, જે ચડયો ક્રોધ બ્રહ્મનો ઉતરે.
મુને પરીક્ષાનો લાગો સ્વાદ, થયો પરમેશ્વર સાથે વાદ;
સમાધાન શી પેરે થાય, હું પડું જઈ પ્રભુજીને પાય.
બ્રહ્માનું હારદ પ્રભુએ લહ્યું, તહારે ગોપ રૂપ પોતાનું ગ્રહ્યું;
બ્રહ્માંડ બ્રહ્મા ચતુર્ભુજ બાળ, તે હરિયે રૂપ હરયું તતકાળ.
તવ ગોપવેષ ગોવંદજી થયા, પીરસવા પલવટ વાળી રહ્યા;
પછે હંસ થકી હેઠાં ઊતરયા, શ્રીકૃષ્ણ શર્ણે બ્રહ્મા સંચરયા.
સાંભળ પરિક્ષત ચતુર સુજાણ, બ્રહ્મા નિમેષતણું નિર્માણ;
ત્રીસમો ભાગ નિમેષનો રાય, તે વરસ એક આપણનું થાય.
પછે અષ્ટભુજે સંપુષ્ટ કરી, વિનયયુક્ત વાણી ઓચરી;
પ્રજાપતિ હરિને લાગો પાય, પૂર્ણ થયો ત્રયોદશમો અધ્યાય.

સકળ શાસ્ત્ર નિગમનું તત્વ, સર્વ શિરોમણિ શ્રીભાગવત;
તે મધ્યે ઉત્તમ દશમસ્કંદ, મેં કીધું પ્રાકૃત પદબંધ.
કથા પ્રસંગ એકુનવ પડે, આલ્યો જાઊં સુધે સેરડે;
આપાસા ભટ વાંચે સંસ્કૃત, આપાસા માહારૂં પ્રાકૃત.
આપાસા અધ્યા શ્લોક સંબંધ, આપાસા કડવાં ચોપાઇબંધ;
નથી કીધો વાદ વચંન પ્રકારા, જેમ શ્રોતાને આવે વિશ્વાસ.
રખે જાણો કીધું અભિમાન, વક્તા કવિતા શ્રીભગવાન;
રામચરણકમળમકરંદ, લેવા ઇચ્છે પ્રેમાનંદ.

(વલણ)

પ્રેમાનંદ ભજે સીતાપતિ, જેમ માયાથી મૂકાયરે;
સૂતપુરાણિક કહે કથા થયો, ત્રયોદશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૧૪ મો.

### (કડવું ૪૯ મું રાગ પરજીયો)

બ્રહ્મા સ્તવે પરબ્રહ્મ સ્વામી, મૂને લાગું માયા કર્મ સ્વામી. ધ્રુ.
ગોપ દેખે નવ સાંભળે, નવ દેખે સંકર્ષણ,
હિરણ્યગર્ભ આવી સ્તવે, નમો નારાયણને ચર્ણ સ્વામી—બ્ર૦
તૂં સ્થાણુ તૂં સહસ્રશીર્ષા, તૂં અવિગત અપરંપાર;
તાહારી સત્તાએ પરમેશ્વર, રહ્યો છે સર્વ સંસાર સ્વામી—બ્ર૦
તાહારાં નાભિકમળથી ઊપનોછૌં, પામર પ્રાણી હુંય;
અવતાર ઊદ્‌ભીજ જીવનો હું, તુજને જાણું શુંય સ્વામી—બ્ર૦
મુને કર્મ સોંપ્યું તેં સામળા, હું કર્તા કહેવા માત્ર;
હું પ્રજાને ભાંજું ઘડું રે જેમ, કુંભારનાં ઘટપાત્ર સ્વામી—બ્ર૦
સત્વ રજ તમો ગુણે કરી રે, તેં બાંધ્યું જગત જુગદીશ;
તમો માયા મુકી હું ભુલવ્યો તો, હું ઊપર શી રીસ સ્વામી—બ્ર૦
શ્રીકૃષ્ણ દેવને પરહરીરે, જે કો પૂજે બીજા દેવ;
અંતર આણી પૂજશે તેની, અફળ જાશે સેવ સ્વામી—બ્ર૦
જેમ કો ખાંડે કુસકા રે, પણ તાંદુલની પ્રાપ્તિ ન થાય;
અન્યભક્તિ તેહેવી જાણવી, તુજ વિના ગોકુલરાય સ્વામી—બ્ર૦
દેવ બ્રાહ્મણ ગૌપૂજવારે, જાણી અંતરજામી રામ;
હરિ વિના અન્ય ભાસે નહીં, તે તો પામે પરમધામ સ્વામી—બ્ર૦
આદિ મધ્ય અંત તૂં હરી રે, સંસાર બાંધ્યો એક સૂત્ર;
મેં સત્ય ચિદાનંદ ઓળખ્યો, થયો ગોપ નંદનો પુત્ર સ્વામી—બ્ર૦
ભ્રાંતિ પડી મન મહારે રે, આર્દ્ર ચર્મ આસંન;
ઉચ્છિષ્ટ અંન ગોવાળનું, કેમ બ્રહ્મ કરે ભોજંન સ્વામી—બ્ર૦
હું અજ્ઞાની અલ્પ જીવ છૌં રે, જેહેવાં જળચર મચ્છ ને કચ્છ;

તે અપરાધ ક્ષમા કરો સ્વામી, મેં હરચાં ગોપને વચ્છ સ્વામી—બ્ર૦

પ્રભુ તો હું જાઉં થાનકેરે, કૃપા દૃષ્ટે જુઓ એકવાર;
તે અપરાધ ક્ષમા કરો સ્વામી, જે કીધો મેં અહંકાર સ્વામી—બ્ર૦

આપણા સેવકતણીરે, તમો સદાય રાખોછો લાજ;
તે અપરાધ ક્ષમા કરો સ્વામી, મેં મનુષ્ય જાણ્યા મહારાજ સ્વામી—બ્ર૦

તું નિમેષમાં જગત ભાંજે ઘડેરે, સર્વ શક્તિમાન સમર્થ;
મેં વ્યાપકરૂપ ન ઓળખ્યો, પ્રભુ થઇ આવ્યો અનર્થ[1] સ્વામી—બ્ર૦

વૃંદાવન વૈકુંઠ જાણવુંરે, ગોકુળ તે પરમ ધામ;
કોટિ જગન તીરથ વાસો વસે, જહાં હીંડે કેશવરામ સ્વામી-બ્ર૦

## (વલણ)

રામકૃષ્ણ જહાં દેહ ધરે, તહાંજ વૈકુંઠ ઠામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા ભાઇ ભજો સીતારામરે.

---

## (કડવું ૫૦ મું—રાગ મારૂની ચોપઇ)

કરે સ્તવન ચતુરાનંન, કીજે કરૂણા કમળલોચંન;
હું છું માયામગ્ન અપરાધી, રાજસ ગુણે અવિદ્યા વાધી.
તૂંછે સત્ય અસત્ય સંસાર, દૃષ્ટિ પદાર્થ સર્વ વિકાર;
સત્વ રજ તમો ગુણ ત્રણ, તેથી અળગો અશરણશરણ.
તેં ત્રિગુણે જગત સાંકળીયું, વિશ્વ માયાપંકમાં કળીયું;
તૂં અક્ષર અભેદ અવિનાશ, તેજ કળા કોટી પ્રકાશ.
ઉત્પત્તિ સ્થિતિ લય નહીં તહારે, બ્રહ્માંડ કોટિ તહારે આધારે;
તું તે વિશ્વપિતામહ સ્વામી, સર્વ જીવનો અંતરજામી.
સ્થાવર જંગમમાં રહ્યો વ્યાપી, પંચમહાભૂતને સત્તા આપી;
તું તે સરજે પાળે સંધારે, એકલો અનેક રૂપ વિસ્તારે.
તું તે સૂક્ષ્મ મધ્યમ સ્થૂળ, તું તે સકળ સૃષ્ટિનું મૂળ;
તું ઘટમઠ દેહનો ધારી, સ્વરૂપ અરૂપ શૂન્યાકારી.
ઘટઘટ મધ્યે અગોપ્ય રહેછે, તું સમગ્ર વપુને વહેછે;
દેવ દાનવ માનવ પશુ, સઘળે બ્રહ્મ સ્વરૂપ વસ્યું.
કીડી કુંજર પર્વત રાઇ, સમાન રામ તું રહ્યો સમાઇ;
વિરાટ વામન બાળમુકુંદ, તું સર્વમય શ્રીગોવિંદ.

સર્વ સૃષ્ટિ સંધાર કરી, પ્રયાગવટપત્રે સૂઓછો હરી;
તહારા મુખમાં જગત સમાય, ભૂલ્યો માર્કંડેય જેવા રૂષિરાય.
ચારે વેદ તે તહારો શ્વાસ, તુંને નેતિ નેતિ કહે અવિનાશ;
નાભિકમળથી બ્રહ્મા થાય, તે નિરમે સૃષ્ટિ તહારી સત્તાય.
તહારી સત્તાએ હું લખું લેખ, તહારી સત્તાએ ધરા ધરે શેખ;
તહારી સત્તાએ સૃષ્ટિ ધરે ભોમ, તહારી સત્તાએ સૂર્જ તપે વ્યોમ.
તહારી સત્તાએ પવન ગતિમાન, તહારી સત્તાએ ઇંદ્ર રાજ ધાન;
તહારી સત્તાએ મેઘજળ વરસે, તહારાં દર્શણને શિવ તરસે.
સર્વ દેવનું દૈવત તુંય, પામર પ્રાણી સમજે શુંય;
તુને મુકી અન્યને ઉપાસે, તેહેના એહુ પદારથ જાશે.
મૂકી સાળ ને કુસકા ખાંડે, આચરે અન્યમાર્ગ તુજને છાંડે;
મૂકી ગંગજળ કૂપનું આણે, મૂકી ગજને મહીષ પલાણે.
મૂકી દેવ દૈતને ધાય, પાળે અજા પરહરી ગાય;
લંપટ સ્ત્રી ભજે અન્ય સ્વામી, તહારી ભક્તિવિના લાગે ખામી.
જે વેદ મારગ મૂકીછાંડે, અન્ય મારગ પાખંડ માંડે;
તુજને મૂકી પૂજાવે આપ, તેને કોટી હત્યા શિર પાપ.
અન્યદેવ પૂજવા વિષ્ણુ જાણી, સઘળે વ્યાપક સારંગપાણી;
સમદર્શી જે જન થાશે, તે મનસા વાચા વૈકુંઠ જાશે.
થાશે અન્ય મારગની મમતા, તે જન મરશે ભવમાં ભમતા;
જો રહ્યો મનમાં રાગ દ્વેશ, તો કિંવા ધરચો તાપસવેષ.
અહંકાર કામ ક્રોધ મત્સર, તે તસ્કર લૂંટે જીવનું ઘર;
પ્રાણી થયો માયાબંધ યુક્તિ, નથી કીધી જહાંલગી તહારી ભક્તિ.
તહાંલગી જીવને જમદરશંન, જહાંલગી નથી તાહારૂં ભજંન;
તહાંલગે આવાગમન જન્મ મર્ણ, જહાંલગે ન સેવ્યાં તમારાં ચર્ણ.
જે કો અન્યદેવને ધાય, તે વિમાને બેસી સ્વર્ગે જાય;
ક્ષીણપુણ્ય પડે મૃત્યુ લોક, ફરી ભોગવે તે હર્ષ શોક.
તહારે ચર્ણે જે મસ્તક નામે, તે ધ્રુવની પેરે પદવી પામે;
અચળ પદવી પામે પ્રાણી, એહેવું નિશ્ચે કહે વેદવાણી.
પ્રભુ તેં વચ્છ ગોપ ઉપજાવ્યાં, તમો વચ્છ થઈ સુરભીને ધાવ્યા;
કહેનો પુત્ર થયો કહેનો ભાઈ, ગોપ રૂપ થયા જદુરાઇ.

---

૧ 'પ્રભુ થઇ બુદ્ધિ વિરત' (ગુ૦ પ્ર૦).

લીજે મૂળગાં વચ્છ ને ગોપ, મુજ ઊપરથી ઉતારો કોપ;
એહેવું કહી પગે પડ્યા બ્રહ્માય, હરી આગળ ગોલાંટા ખાય.

શિરના કેશ નખાગ્ર લુહુએ, અષ્ટ નેત્ર ભરી અજ રૂએ;
બ્રહ્મા કર ગ્રહી બેઠો કીધો, હરીયેં હ્રદયા સાથે લીધો.

મસ્તક ઉપર ધરીયો હાથ, હસીને બોલ્યા ગોકુળનાથ;
મેઘગંભીર સુધા સમાન, મધુર વચન વદે ભગવાન.

દુસ્તર પ્રબળ છે મહારી માયા, મોહોટા જોગેશ્વર લેવાયા;
માયા શિવસનકાદિકને દમે, માયામાં લક્ષ્મી ભૂલાં ભમે.

મહારી માયા તરે માહારો દાસ, જે તજે વીષય વોલાસ;
બ્રહ્મા તુને લાગું રાજસ કર્મ, તમો ન જાણો ભક્તનો ધર્મ.
તું ઊપર નથી ક્રોધે ભરાયો, મેં માયા મૂકી તંને વાર્યો;
મહારા ભકત સાથે જો અડશો, તો બ્રહ્મ લોકથી હેઠાં પડશો.
એહેવું કહી વિધિને કીધો વિદાય, પ્રજાપતિ નમ્યો પ્રભુને પાય;

બ્રહ્મ લોક ગયા અષ્ટપાણી, મુક્યાં વચ્છ ગોપ વૃંદાવન આણી.
ચર્મ ઉપર ગોપ બેસાડ્યા, હરીયે પહેલાં નાં લય પમાડયાં;
નવાં વચ્છ કીધાં અંતર્ધાન, જુનાપેં વાળવા ગયા ભગવાન.

હરિ ફરી આવે ગોપ ઇચ્છે, પાસેથા બળીભદ્ર કાંઇ ન પ્રીછે;
હરણ કરી ગયા પ્રજાપતી, તે વચ્છ ગોપ જાણતા નથી.

દ્વાદશ માસ નિમેષ સમાન, મુળગી વાતનું રહ્યું છે જ્ઞાન;
જુએ વાટ આવે અવિનાશ, કરતળમાંહે અંનના ગ્રાસ.

અથાણાંની ચીરી અંગુળીમાં ભરાવી, અદભુત માયા કૃષ્ણે ઉપજાવી;

તે નથી થયાં કોહ્યાં ટહાડાં અંન, વચ્ચે વહી ગયો વરસ દીન.

કીધું કૌતક શ્રીવનમાળી, વાયદો પાળ્યો આવ્યા વચ્છ વાળી;
હસી ગોપ કહેછે વચંન, પધારો નાથ કીજે ભોજંન.

બળીભદ્ર ગોપ સહુ સાથે, તે અંન લીધું વૈકુંઠનાથે;
છે અંન વાસી ટહાડું કોહ્યું, જોયો પ્રેમ અંન નવ જોયું.

બ્રહ્મા જાણે હું જમવા જાઊં, ગોવાળા સરખો પાવન થાઉં;
અંન પડશે ભોમ મોઝાર, તેને વીણી કરીશ હું આહાર.

કમળાનાથે કૌતક કીધું, રજ માત્ર પડવા નવ દીધું;
બ્રહ્મા આકુળ વ્યાકુળ થાય, મનષા હરીપ્રસાદમાં જાય.

વિરંચીયે વિચારયું મન સાથ, નદીમાં મજ્જન બેઠો જદુનાથ;
શુદ્ધાચમન કરતાં પડશે અંન, તેહેનું હું જઈ કરૂં ભોજંન.
મચ્છ રૂપ બ્રહ્માએ લીધું, જાણ્યું મ્હારૂં કારજ સીધું;
બ્રહ્મા આવ્યો જાણી જદુનાથ, કમળે લે'આ અજૂઠા હાથ.
પણ પ્રસાદ બ્રહ્મા પામ્યો નહીં, એ ટિપ્પણ કથા વિસ્તારી કહી;

હરિપ્રસાદ મહિમા જાણે સંત, શું જાણે વિષયી પામરજંત.
સંધ્યા સમે ગોપ જદુરાય, તે પધારયા ગોકુળમહાંય;
ઘેર ઘેર વોળાવ્યા ગોવાળ, સાંભળ કથા પરિક્ષત ભૂપાળ.
ગોપ કહે સુણો નંદ મહારાજ, શ્રીકૃષ્ણે અજગર મારયો આજ;

મોહોટું પ્રાક્રમ પ્રભુએ કરયું, રમવા તેહેનું ચર્મ પાથરયું.
ઘેર ઘેર મહિમા કેશવતણો, કંસે જાણ્યું આજ અઘાસુર હણ્યો;

એહેવી માયા મોહનની થઈ, પણ અસુર કો પ્રીછયા નહીં.
પૌગંડ અવસ્થાનું પ્રાક્રમ રાય, જાણ્યું કીશોર અવસ્થા-મહાંય.

બ્રહ્મા નિમેષ વર્ષ વહી ગયું, સંદેહ નિવારણ કારણ કહ્યું;
એ બ્રહ્મસ્તુતિ જે કો સાંભળે, ચોરકર્મનું પાતિક ટળે;
ગંગાસ્નાન એક શ્લોકે વળે, બ્રહ્મહત્યાદિક પાતિક જળે.
એ શાસ્ત્રથી જોડી છે કથા, મે શુકવાણી જાણી જથા;
સાંભળો શ્રોતા પુણ્ય પવિત્ર, થયું પૂરણ સપ્રમું ચરિત્ર.
ભજો સીતાપતિ રઘુવીર, જેમ પામો ભવજળ તીર;
કહે પ્રેમાનંદ શ્રીરામ, જીહ્વાએ રમજો તહારૂં નામ.

(વલણ)

રામ હ્રદય રહેજો સદા, શુક કહે સાંભળ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, ચતુર્દશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૧૫ મો.

### (કડવું ૫૧ મુ—રાગ કેદારો*)

શુકજી કહે સુણ રાયરે, શ્રીકૃષ્ણતણો મહિમાયરે;
કાંઈ ગાય ચારવાની મનષા થઇરે, પૌગંઠ અવસ્થા ગઇરે.
કિશોર અવસ્થા થઈરે, કરૂણામયની લીલા કેમ જાય કહીરે.

(ઢાળ)

કહી ન જાય અદભુત લીલા, થાકાં મન બુદ્ધિ વાણી;

---

(બા૦ પ્ર૦)* શુ૦ પ્ર૦ માં 'દયાજ'.

નેતિ નેતિ નિગમ પોકારે, શું કહે પામર પ્રાણી.
જથાબુદ્ધિ તથા કહું કથા, વૃથા ધરૂં વકતા નામ;
કવિ વ્યાસ વકતા શુક સ્વામી, પરિક્ષતને પરમ ધામ.
માયામગ્ન મનુષ્ય અપરાધી, વિપ્ર પ્રેમાનંદ નામ;
શું પ્રાકૃતબંધ બાંધે ભાગવતનું, કરતા હરતા શ્રીરામ.
પરિક્ષતને કહે ગર્ભજોગી, શૌનિકને સૂતપુરાણી;
છે પાવન અધ્યાયે પંચદશમો, ચારે ગૌ ચક્રપાણી.
વાછરૂ લઘુ ગોપને સોંપ્યાં, ગોવિંદ ચરાવે ગાય;
આપ સમાણાં બાળક સંગે, નિત્યપ્રત્યે વૃંદાવન જાય.
નિત્યનિત્ય રંગ તરંગ ઘણેરા, રમત રમે રણછોડ;
પ્રબળ ભાગ્ય ગોપનાં દેખી, દેવને થાએ કોડ.
દ્રુમ વેલી ફૂલી વૃંદાવન, ફળી અષ્ટાદશ ભાર;
નાનાવિધ કુસુમ બહુ રંગી, ષટપદ કરે ગુંજાર.
રૂચિત શબ્દ વિહંગમ બોલે, ડોલે લતા વાયુવેળ;
પંડિત પંખી હરિજસ ભણતા, પોપટ બેઠા કેળ.
શ્રીફળી ફોફળી સરઘુ સીમળ, સાદડીયા સીસમ સાગ;
અગર તગર મળીયાગર બીલી, ચંદને ચડીયા નાગ.
આંબા આંબલી કોઠી કાચકી, કદમ વૃક્ષ શોભાળ;
પીપળા પીપળી આસોપાલવ, વટલટે હીંચે ગોવાળ.
મોગરા માલતીવેલ વાળો, કુશ વર ભાણના ભોથા;
આરોળી ચંપક ચંપેલી માંહિ, મધુકર ખાએ ગોથાં.
જાઇ જૂઇ કેતકી દાડેમી, નારંગી લવેંગી દ્રાક્ષ;
ખજુરી ખારેક ફણસી ફાળસી, પડે પીળી આંબા શાખ.
લીંબુંડી કેરાણી કંથારી, કમરખી જાંબુ બોર;
તાલ તમાલ સાલ ને સમડી, રાયણ રાતાં અંકોર.
ખંડોકળી પરવેલ વળી, પંકજ પોયણ અનંત;
નવાં અંકુર પાડલ નેઘકેસુ, વાસ વસે વસંત.
વૃંદાવનમાં તુળસીનાં વૃંદ, વિલસે વ્રજના બાળ;
ગુંજા માંજર નેવૈજ્યંતી, હીંચે પાગ પ્રમાણે માળ.
કપોત કોકીલા સુડા સારસ, ચક્રવાક ને મોર;
મરાળ મધુકર ને ટીટોડી બોલે, ચાતક ચારા ચકોર.
શશક જંબુક વરૂ વણિઅર, વ્યાઘ્ર કેસરી વ્યાળ;
મુખમાં તરણાં હીંડે હરણાં, ફટક દેતાં ફાળ.
ભાવન પાવન છે જમુનાતટ, બંસીબટ બીરાજે;
રાગ રસાળી ગાય ગોવાળા, વાજે વેણુ મોરલી ગાજે.
અંગે ઊગટ મોર મુગટ, કાને કુંડળ લટકે;
ધાબળીની પલવટ વાળી, ધાતાં પાલવ ફટકે.
ગાય ચરે ગોવાળા નાચે, મધ્યે રામકૃષ્ણ બે ઊભા,
ભાઈ શું વિખાણે વેદ બિચારા, વૃંદાવનની શોભા.
શુક વાણી ચોરી કીધી, આસરો મહારે શાનો;
ભટ પ્રેમાનંદ કહે હરિદાસો, થોડું ઘણું કરી માનો.
શ્રીકૃષ્ણ કહે અગ્રજને તમારો, મોહોટો મહિમા રામ;
આ વૃક્ષ તમને નીચાં થઈ થઇ, કરે છે દંડ પ્રણામ.
પક્ષી સ્તુતિ કરે છે તમારી, છો જાદવ રાજકુમાર;
અમને કો નમતું નથી અમો, જાતિતણા પીંડાર.
વડા વીરને શોભા આપે, હસતાં હાંકે ગાય;
તાલવનમાં ગયા ગોવાળા, સાંભળ પરિક્ષિત રાય.

( વલણ )

રાય પરિક્ષત તમો સાંભળો, ગોવિંદના ગુણગ્રામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, શ્રોતાજન સમરો સીતારામરે.

---

( કડવું પરમું—રાગ કેદારાની ચોપઇ દેશીફેર )

કહે ભૂપતિને શુક જોગી, સુણરાય હરીરસ ભોગી;
વૃંદાવનમાં તાડનું વંન, ગયા ગોપ હાંકી ગૌધંન.
તૃણ ચરે સુરભી રૂચી આણી, પીએ નિર્મળ જમુનાપાણી;
બેઠા શ્રીકૃષ્ણ દ્રુમની છાંય, ગોપ તળાંસે પ્રભૂના પાય.
ભકતવત્સલ અશરણશર્ણ, બળીભદ્રનાં ચાંપે હરિ ચર્ણ;
તે અંતરિક્ષથી દેવતા ભાળે, રામાવતારનું સાટું વાળે.
છે પરિપકવ તાડના ફળ, આવે રૂચિત ફળનો પરિમળ;
ઉત્કંઠા ગોવાળાને હવી, સરવે કહ્યું પ્રભુને વીનવી.
ઘણું ઉંચાં ફળ કેમ લીજે, કોણ પ્રકારે પ્રાશન કીજે;
ઘણો બળવંત વાયુ વાયે, તો ફળની પ્રાપ્તિ થાયે.
શ્રીકૃષ્ણ કહે સુણો ભાઈ, આપણે જાવું એ ફળ ખાઈ;
ધરો વાયુ દેવતાનું ધ્યાન, માગો મારૂત કને ફળનું દાન.
કરે કૌતક દીનદયાળ, સાંભળ પરિક્ષત ભૂપાળ;
એક કો કંસનો પ્રેરચો પાપી, દૈત્યને કંસે આજ્ઞા આપી.
ગર્ધવાસુર તેહેનું નામ, આવ્યો જીતવા ગોવિંદરામ;
તાડવનમાં આવી વસીયો, ગોપમંડળી ઉપર ધસીયો.
ધ્રુજે ધર્ણ બળે ચર્ણ મૂકે, ઉંચું મુખ કરી ગર્ધવ ભૂંકે;
ગોવિંદને ભૂર બીહાવે, હાંકી કહાડે ફરી ફરી આવે.

ઊંચું પુચ્છ કરી કરી ધાય, તાડવનની કરે રક્ષાય;
તેહેનાં વનમાં ન જાતું કોય, સહુને ગર્ધવનું ભય હોય.
નિરખે ગોવાળા હરી માટે, નાખે પાટુ પગ ઊફરાટે;
ભયમુકત થયા સહુ બાળ, ઊઠયા બળીભદ્ર શ્રીગોપાળ.
બીજા ગોપ ગોવિંદને વારે, રખે પાટુ પ્રભુને મારે;
પછે રામકૃષ્ણ બેહુ બળીયા, લેઈ લાકડી પૂઠે પળીયા.
અસુરે ઓળખ્યા નંદકુમાર, કંસનો શત્રુ એ નિરધાર;
એહેને કરૂં પાટુનો પ્રહાર, મથુરામાં થાય જેજેકાર.
મુદિત થાશે કંસનું ચિત્ત, મુને આપશે ઘણુંએક વિત્ત;
છે અભિલાખે ભરયો અધર્મી, મરવું હરિ હાથે મૂકયું નિર્મી.
કીધો શબ્દ વદન વિકાશી, નાઠા ગોપ રહ્યા અવિનાશી;
વપુ ધુમ્રસું ભસ્મે ભરીયું [1], કપટ આવે આંખમાં તરિયું.
દેહની વાસના દુર્ગંધ ઊઠે, અરડાયે ફરે હરિ પૂઠે;
જુએ કપટ દૃષ્ટિ કર્મ બળે, પૂઠે ફરતાં પ્રદક્ષણા વળે.
સૂક્ષ્મ મારગને સંત પ્રીછે, દર્શન નારાયણનું ઇચ્છે;
અસુર દ્વેશબુદ્ધિ ધરી આવ્યો, ક્રોધ અંતરમાં ઊપજાવ્યો.
દૃષ્ટિમાં રૂપ કૃષ્ણનું રાખી, જોડપાટુ પ્રભુપર નાખી;
મુખે ભુંકયો કરી ભુંકાર, ગોપવૃંદ કરે હાહાકાર.
કીધી લીલા અશરણશર્ણ, ગ્રહ્યાં હાથમાં ગર્ધવનાં ચર્ણ;
લટકામાં નાથે ઊંચલી લીધો, ગર્ધવ ગોળો ગોફણ કીધો.
મસ્તકપર ફેરવે જદુરાય, તેમ તેમ દૈત્ય વાધતો જાય;
કીધો લક્ષ્મી નાથે લટકો, તાડના થડ સાથે પટકયો.
આખું વન ગરજ્યું ગડગડાટ, પડયાં તાડફળ દડદડાટ;
થયું મસ્તક પતીતનું ભૂકો, માતાઊદરશયનથી ચૂકો.
ગયો સ્વર્ગ ચડીને વિમાન, આપ્યો અમરલોક ભગવાન;
ગોવાળે ફળ વીણીને લીધાં, પહોંતો સ્વાદ ને પ્રાશન કીધાં.
શ્રીકૃષ્ણનું કરે વરણંન, ફળ પામ્યા તમારે પુણ્ય;
સર્વે ગોપ વાસુદેવ મોરારી, ગયા ગોકુળ સુરભી ચારી.
વિરહે વ્યાકુળ વ્રજની નારી, સંજ્યાએ આવ્યા આનંદકારી;
નિવરત્યો દિવસતણો વિજોગ, થયો સંજ્યાએ દૃષ્ટિસંજોગ.
હરિ વિણ ચાર પ્રહર જુગચાર, વ્રજવપુ પ્રેમ ભરીછે અપાર;
ઘેર ઘેર ગોપે કહ્યો સમાચાર, શ્રીકૃષ્ણે આપ્યો ફળનો આ-
હાર.
મહાબળ કીધું ગોકુળનાથે, છુંકયો ગર્ધવ દ્રુમથડસાથે;
શુકદેવ કહે સુણ રાય, થયો પૂર્ણ પંદરમો અધ્યાય.

(વલણ)

અધ્યા પંદરમો પૂરણ થયો, ચરિત્ર અષ્ટમું લીલા ધામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, શ્રોતાજન સમરો સીતારામરે.

---

## અધ્યાય ૧૬ મો.

### (કડવું ૫૩ મું—રાગ સામેરી)

કહે શુકજી સાંભળ રાયરે, કહું નાગદમણ મહિમાયરે;
કહે શૌનકને સૂતપુરાણીરે, કાળીનાગ નાથ્યો ચક્રપાણીરે*.
કીધું કૌતુક ગોપી નાથેરે, ગયા વનમાં ગોવાળા સાથેરે;
તે દહાડે ઘેર રહ્યા છે રામરે, કરવું છે સર્પ સંબંધી કામરે.
પૂઠે ગોપ આગળ ગાયરે, વાદે મહુવર વેણુ વાયરે;
ગોપ પ્રત્યે પ્રભુ કહેવા લાગારે, આપણ આજ વનમાં જઇયે
આઘા રે.
એમ કહી દૂર ગયા ભગવાનરે, થયા વનમાં જંત્ર મધ્યાન્હરે;
થયા તૃષિત ગોવાળા ગાયરે, વિષજળ ભણી સુરભી ધાયરે.
ગોપ ગૌને જાતી વાળેરે, જવાદો કહ્યું શ્રીગોપાળેરે;
પીવાદો સુખે ગૌને પાણીરે, તવ ગોવાળા વદે છે વાણીરે.
કહે છે ગોવિંદને ગોવાળા રે, એ જળમાં છે વિખની જવાળારે;
તમો નથી જાણતા વનમાળી રે, ઈંહાં વાસ વસે સર્પ કાળીરે.
કાલિંદીનો દ્રહ [1] વિખે ભરિયો રે, પીતાં પાણી કો ન ઉગરીયોરે;
પડે છે પક્ષી ગગને જાતાં રે, મન કેમ માને ગૌ પાતાં રે.
સુણી ગોપ સખાની વાણીરે, ભરાયા ક્રોધે સારંગ પાણીરે;
કાળીને કાડવાની દૃષ્ટ કીધી રે, પીયો જળ સહુને આજ્ઞા દીધીરે.
સર્વે કહ્યું કૃષ્ણનું કીધું રે, પ્રાણી માત્રે તે જળ પીધું રે;
ગાય ગોપને ચડીયું ઝેર રે, સહુ ધર્ણી ઢળ્યું આવી લેહેર રે.
નાથે અમૃત દૃષ્ટિયે જોયું રે, જોતાંમાં હળાહળ વિખ ખોયુંરે;
ઉઠી ગાય ગોપ થયા બેઠા રે, સહુકો જળમાં નહાવા પેઠારે.
છાંટે છોળ જળમાં ઝીલે રે, સર્પ ગરલ સ્પર્ષે થયા દીલેરે;[રે.
સર્વને મૃત્યુ તણા ભય ભાગારે, જમુનાની રેતીમાં રમવા લાગા
જેહેને સામળીયો છે સહાયરે, તેહેને સર્પ થકી સું થાયરે;
જે કાળીની ફૂંકે ફાટે પહાડ રે, કોશલગે ન મળે એક ઝાડરે.
કાળું જળ નીલી સેવાળ રે, કાળીનાગ મૂકે વિખ જ્વાળ રે;
મનષા સર્પ કહાડવાની કીધી રે, ગોવિંદ ગેડી કરમાં લીધીરે.

---

1 'વપુર્ધૂમ્રસુભસ્મભરિયું' (બા૦ પ્ર૦).

*બા૦ પ્ર૦ માં દરેક બીજી, ચોથી, છઠી વગેરે લીટીની છેવટે 'રે' નથી. 1 સંસ્કૃત "હ્રદ." દહેરો, ધરો, ડોહ, દ્રોહ, દ્રહ.

કટિ પીતાંબર પલવટ વાળીરે, ગેડી દડો રમે વનમાળીરે;
કહે સહુ ગોપને ગોકુળ શયરે, રખે ભાઈ દડો જમુનામાં જાયરે.
જેહનીવતી દડો એહમાં જાશેરે, નાખનારો લેવા ધાશેરે;
એહવો પરઠ કીધો મહારાજેરે, કાળી નાગને નાથવા કાજેરે.
મારે હાક સખાને તેડીરે, પડે પ્રહાર દડાપર ગેડીરે;
ધાય ગોવાળા મદમાતારે, ભર્યા શ્વાસ ગુલાંટા ખાતારે.
હાથના કડાં ઊંચાં ચહડાવેરે, મારે દોટ પાધરી ફાવેરે;
એક હારે એક લઈ જાયરે, વાળવા ભીલુ[1] પૂઠે ધાયરે.
ભાગ સામળીયાનો આવ્યોરે, દડો ગેડીમહિ ભરાવ્યોરે;
મારી દોડ આંકડે ચડીયોરે, દડો જળમધ્યે જઇ પડીયોરે.
હસ્યા ગોપ દઈ દઈ તાળીરે, થયા ઓશીયાળા વનમાળીરે;
વચન પોતાનું પ્રતિપાળેરે, ચઢ્યા નાથ કદમની ડાળેરે.
બાંધી કેડ કાછડો વાળીરે, ધ્રુજે કદમવૃક્ષની ડાળીરે;
વાળ્યો અંબોડો દીનાનાથેરે, માગી વીદાય ગોવાળા સાથેરે.
ભાઈ હું જમુનામાં ઝંપાવુંરે, દડો સર્વથા શોધી લાવુંરે;
રખે કો રોતા ગોકુળ જાતારે, સદ્ય મરશે માહારી માતારે.
ધરજો ધીરજ ઘટિકા ચારરે, હવડાં આવું છું નીરધારરે;
ફરી મેળવશો વિશ્વાધારરે, ન મળ્યા તો છેલો નમસ્કારરે.
ગોવાળા સહુ પાગે લાગેરે, પટ પાથરીને માન માગેરે;
દડા માટે કોણ ઝંપાવેરે, કહ્યું ગોપનું મનમાં ના આવેરે.

(વલણ)

ના આવે મનમાં નાથને, પડવાને તત્પર થયારે;
કદમદ્રુમની ડાળીએ, પરમાત્મા ઊભા રહ્યારે.

---

## (કડવું ૫૪ મું—દેશી છંદની*)

ગુરૂ ચર્ણ પંકજનું ધ્યાન રાખું,
કાળીનાગ શ્રીકૃષ્ણનું જુદ્ધ ભાખું;
ગુરૂ ગણપતિ સરસ્વતી શીષ નામું,
શુકવદનવાણીનો પ્રસાદ પામું.

હૃદે ઊપની માહરે અભિલાષા,
બાંધું નાગદમણ ગુજરાતી ભાષા;
કાલીદમન તે નાગદમણ કહાવ્યું,
દડા કારણે દેવે જળમાં ઝંપાવ્યું.

શુ છે કાર્જ મહારાજ દડાનું તહારે,
મુકો છોકરવાદી ગોવાળા વારે;
તું વિના નંદરાય કેમ દેહ ધરશે,
સુણી વાત જસોમતી સદ્ય મરશે.

કહ્યું ગોપનું સામળો કેમ માને,
ગ્રહી મૂખમાં ગેડલી નાથ કહાને;
કછી કાછ અંબોડલો શીષ વાળી,
ઉંચા હાથ કરી દેછે નાથ તાળી.

જોડી પાગ રાખ્યાછે વૈકુંઠ નાથે,
બાંધી મહુઅર વાંસળી કટિ સાથે;
કીધો નાદ ઉન્માદ મહા ક્રોધ આણી,
કુદ્યા કહાન કોડામણા ચક્રપાણી.

બળ ચર્ણના ભારથી શેષ ચાંપ્યો,
ચળ્યો ચંદ્ર નક્ષત્ર ને ભાનુ કાંપ્યો;
ડોલ્યો મેરૂ કૈલાસ મહાદેવ બળીયો,
મરજાદા મૂકી નિધિ ખળભળીયો.

ત્રઇલોકનો ભાર બળ બહાર આવ્યું,[1]
જળ જંમના મધ્ય વહાલે ઝંપાવ્યુ;
નવ નાગનું કૂળ કૃષ્ણે બીહાવ્યું,
તળ સાતનું જળ બાહેર આવ્યું.

સાચે પડ્યો વારતા કેમ કરિયે ભાઈ,
ઢળ્યા ગોપ ધરણે સહુ લેહેર ખાઈ;
રૂએ બાળકાં લોચને નીર રેડે,
બેસી કાંઠડે કૃષ્ણને બાહાર તેડે.

સખા સર્વને સામળે દુઃખ દીધું,
જસોદાસુતે જળવિષે શું રે કીધું;
બેઠા બારણે સર્પને વંનમાળી,
મુખે બોલતા કહાં ગયા સર્પકાળી.

મુકે મૂખપર હાથ ને નેત્ર ચોળે,
દેખી નાગણી નાર મળી સર્વ ટોળે;
ઝમક ઝાંઝરી ઘૂઘરી પાયે કાંબી,
છુટા કેશ કો નારની વેણી લાંબી.

મુખચંદ્ર ગજેંદ્રની ચાલચાલે,

---

1 "ભીરૂ" (બા॰ પ્ર॰)
* ભુજંગીની ચાલ.

1 સંવત ૧૮૮૯ની મુ॰ પ્ર॰ માં છે. "ત્રૈલોકનો ભાર બળે જળ બહાર આવ્યું" (બા॰ પ્ર॰).

ગૌર ઉદરપર હેમનો હાર હાલે;
ખળકાવતી ચૂડલો ચપળ જોતી,
નથ ઢળકતી નિર્મળ નાકે મોતી.

પ્હેરયાં ચીર ચરણાં મણી માથે ઝળકે,
દેતી હાથ મ્હોડે હીંડે હલકેહલકે;
પૂછે નાથને નાગણી શીષ નામી,
ત્હારૂં રૂપ જોઇ અમો પ્રીત પામી.

ધન્ય માવડી તાહરી પુત્ર જાયો,
સુખી તાતનો બાળ છે લાડવાયો;
કોણ ગામ કોણ નામ છે ન્યાત ત્હારી,
કર ગેડલી મહુવર વેણુ ધારી.

રાતી આંખની રેખ છે સુભટ શૂરા,
બોલો બાળુવા લાડ લક્ષણ પૂરા;
ત્હારાં નાકનું મોતી અધર લાગે,
ત્હારૂં મૂખ જોતાં ભુખ તર્ષ ભાગે.

આપું આસન બેસો બાળક ન્હાના,[1]
જાગે નાગ કાળી બોલો છાના છાના;
અહીં આવતાં કહાન કહો કાં ન બ્હીના,
મોટું આશ્ચર્ય પામી જે શે ન ભીના.

કો કહે રાખીએ એહને આંહાંજ વાસે,
કો કહે માત એની બાઈ મરી જાશે;
કો કહે બ્રહ્માએ બાળક નથી ઘડિયો,
ધન્ય માત પીતા જેને પેટ પડિયો.

ભૃગુલાંછન શ્રીવત્સ રૂડું લાગે,
જૂએ નાર તળુવાં દિસે પદ્મ પાગે;
કલ્લી સાંકળી ઘૂઘરી પાય વાજે,
છબી અંગની જોઈ અનંગ લાજે.

ઝીણી ધાબળી કેડમું બાંધી તાણી,
ગ્રહી ગેડલી હાથમાં ક્રોધ આણી;
બાપ ભૂલો પડ્યો કે અજ્ઞાન આવ્યું,
કાળી નાગના દ્રહ વિષે કાં ઝંપાવ્યું.

સુણી નારની વાણી શ્રીકૃષ્ણ ભાખે,
પડે જળ વિષે કોણ પ્રાક્રમ પાખે;
શું ન[2] ઓળખો સુંદરી નંદ નામ,
વસું જમુના તીરે ગોકુળ ગામ.

જસોદા માત મહારી છે નંદ તાત,
મ્હારી બેલ બળિભદ્ર છે જ્યેષ્ઠ ભ્રાત;
શ્રીકૃષ્ણ ગોપેશ છે નામ મ્હારૂં,
આહીરની જાતિ અમો ધેનુ ચારૂં.

પીજે ભાવતાં દૂધ નવનીત છાસ,
કરૂં દાણક્રીડા રમૂં રંગરાસ;
અમૂલક દડો પડ્યો નીર મહાંય,
કહાં છે ચોર કાળી કહે કૃષ્ણરાય.

કોણે ઠામ આપ્યો વસ્યો સર્પકાળી,
વૃંદાવનની વેલ જ્વાળે પ્રજાળી;
નદી જળ નિર્મળ વિખવંત કીધું,
ખગ મૃગ માનૂષને દુઃખ દીધૂં.

જસોદાપયપાનનુ બળ દેખાડું,
કાળીનાગને દ્રહથકી બહાર કહાડું;
સુણી વચન હસી દીયે નાર તાળી,
કહે છે કેડનો લાંક છતે તું કાળી.

કહીંયે સાંભળ્યો છે કાળીનાગ કાને,
ભોળા સામળા આંહાં તું આવ્યો છે શાને;
નહીં ભ્રાત સંગાત સુભટ સાથે,
નથી લોહ રક્ષા ગ્રહી ગેડી હાથે.

અમો માન માગું તહારાં કુશળ માટે,
કાળીનાગની ફૂંકથી ગગન ફાટે;
એવું જાણી ફરો તમો નાથ ભોળા,
અમો માન માગું પાથરીને ખોળા.

(વલણ)

ખોળા પાથરે સર્વ નાગણી, ફરી ફરી લાગે પાયરે;
મરડી મરડી સામળો, સર્પ ભોવનમાં જાય રે.

---

## (કડવું ૫૫ મું—રાગ મારૂ)

**(નાગણી વચન):—**

મ્હોટે મા બોલોરે, સર્પ સાંભળશે રે;
બાઈ અડકાવો બાર, બાળક છળશેરે.
લાડકા છો લાડકવાયા, ઊન્મત્ત મલ્લ જોવાન;
દૂધમલ્લ કોનુ કહ્યુ ન માને, કાં સુતો જગાડે કાળ—મ્હો૦

૧ 'બેઃ આસન આપે' (બા૦ પ્ર૦). ૨ 'ન' બા૦ પ્ર૦માં નથી.

કાળીનાગથી કંસ કાંપે, કાંપે જમકિંકર;
તું શતફેણાને કેમ કરી જીતે, ઘેલા નંદકુંવર—મ્હો૦
મૂળ પોતાનું વિચારીયે રે, તું ઉદ થયો આજકાલ;
કંસને ઘેર ગોરસ લઈ જાતાં, નંદને પડી છે ટાલ—મ્હો૦
એ વચન સંભારે સર્પણી [૧] મૂકાવું આ ઠામ;
એહેવું કહી મંદિરમાં પેઠા, પ્રેમાનંદ પ્રભુરામ—મ્હો૦

### ( રાગ મારૂ દેશીફેર—પદ )

હો બાઈ બાળક ઘેલો દીસે છે, કહ્યું ના માને;
આફણીએ ન્હાસશે દેખીને, વારોછો શાને—હો બાઈ૦
લટપટી લેશે ફેણામાં, કુશળે કેમ ફરશે;
માઠા સમાચાર જાણી એહનાં, માત પિતા મરશે—હો બા૦
સંગ કીધો જડ ગોવાળાનો, ટહાડી રાબ શીરાવે;
પીંડારો વન પશુવાં ચારે, બુદ્ધિ કહોની લાવે—હો બા૦
બીહાવ્યો ન બીહે બાળકડો, વહડવાનો રસીયો;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, મંદિરમાં ધસીયો—હો બાઈ૦

### ( રાગ વેરાડી )

**શુક વચનઃ—**

નાગ સનમુખ સામળીયા તત્પર થયા, એવે ગોવાળા શ્રીગોકુળ ગયા;
ત્રાહે ત્રાહે કરી જીવ્હા ડસે, તે મસ્તક ધૂણે ને કર ઘસે.
શોક સંયુક્ત શ્વાસે ભરયા, શું બેઠા નંદ બાળક ઉચરયા;
વરત્યું વિપરિત વિસ્મય વાત, કૃષ્ણે કીધો જમુનામાં ઝંપાપાત.
વારતાં ચડયો વૃક્ષની ડાળ, પુત્ર તમારો ગયો પાતાળ;
દારૂણ વાત શ્રવણે સાંભળી, પડયા નંદજી મૂરછા વળી.
જેમ કહુવાડે કાપી કદળી, તેમ જસોમતી ધરણે ઢળી;
ટોળે મળ્યાં ગોપીનાં વૃંદ, પછાડે અંગ કરે આક્રંદ.
રૂએ દંપતી વેદના ઘણી, ધાયા નંદજી જમુનાભણી;
શક્ર સર્વસ લૂટી લીધૂં નથી, એહેવે રૂપે ધાયાં જસોમતી.
જેમ વચ્છ વિના વીહીલી ગાવડી, શ્રીકૃષ્ણ વિના તેહેવી માવડી;
ત્રાહે પુત્ર ત્રાહે પુત્ર કહેતી જાય, પડે ધર્ણી વળી બેઠી થાય.
દ્રઢ ઉપકંઠ આવ્યું સહુ કોય, ઝંપાવાનું સ્થળ ફરી ફરી જોય;
દેખાડે ગોપ અંગુળીયે કરી, આ ડાળ ચડી ઝંપાવ્યું શ્રીહરી;
ઝંપાપાત કરવા જસોદા ધાઈ, અંબા બળીભદ્રે રાખી સાહી.
ઉપનંદે નંદ ગ્રહ્યા બળ કરી, રૂએ જસોદા ગુણ ઓચરી.

---

### ( કડવું ૫૬ મું—રાગ વેરાડી )

**( જસોદા વચન ):—**

માહારૂં માણકડું રીસાવ્યું રે સામળીયા,
તાહારાં મનમાં એ શું આવ્યું રે સામળીયા;
હું અપરાધણ માતાને મૂકી, શા માટે ઝંપાવ્યું રે સામળીયા—મા૦
કાલિંદીનું કાળું પાણી, માંહે વસે કાળો કાળી;
હવે આશ્યા તે શી મળવાની, કેમ આવે વનમાળી રે સામળીયા.—મા૦
સંતાન રૂપીયું મ્હોટું ધંન તે, કરમે લીધૂં લૂટી;
મેં નવ જાણ્યું જતન કરીને, રતન પડ્યું કેમ છૂટી રે સામળીયા.—મા૦
પુત્ર પામી હું છેલે આશ્રમે, ઉછેરયો પ્રતિપાળી;
નીપનો રસ ઢળી ગયો હું, વીજોગ આગે બાળી રે સામળીયા.—મા૦
નાકે મોતી પાએ ઘૂઘરી, મોર મુગટ શિર ધરી;
ફરી રૂપ હું કહાંથી દેખૂં, હરિ આવે ગૌ ચારી રે સામળીયા.—મા૦
કાને કુંડળ મૂખમાં મોરલી, સાંજે ગોકુળ આવો;
ભૂખ્યો છું કહી પેટ દેખાડો, મા કહી મૂને બોલાવો રે સામળીયા.—મા૦
પીત પીછોડી કાછ કછે, મુજ કને નેતરૂં માગે;
હૂં ઘરડી માને થાકી જાણી, કોણ વલોવવા લાગે રે સામળીયા.—મા૦
તૂં પ્રાણેશ્વર તું ગોપેશ્વર, ગોપી દેહ કેમ ધરશે;
બાળ સખાની કોણ વલે આ, ગાયો હીસી હીસી મરશે રે સામળીયા.—મા૦
ઉંડા જળમાં વાસો કીધો, પાણીમાં કેમ ગમશે;
મોર પોપટ પૂતળી ત્હારે, રમકડે કોણ રમશે રે સામળીયા.—મા૦

---

૧ (બા૦ પ્ર૦). બે હ૦ પ્રતોમાં 'સાંભળી સર્પણીનાં' અને બીજીઓમાં 'સંભાળો સર્પણી જો' એવું છે.

કાંઈ નૂ ગયો ને હું જીવું છું, ઓછાં સગપણ માટે;
સાચું વહાલ તો ત્યાંહાં જાણીએ, સાંભળતાં હૈડું ફાટે રે સામળીયા.—મા૦

કાષ્ટપેં પાષાણ કઠીણ છે, તેપેં કઠીણ છે લોહડું;
વજ્ર તુલ્ય છે કાળજ મ્હારૂં, લોકને શું દેખાડું મોહડું રે સામળીયા—મા૦

તેં મેક્ષાંતર દશાનું કીધું, મનમાં દુખ કાંઇ આવ્યું;
ઊખળનું બંધન આજ સાંભર્યું, તે માટે ઝંપાવ્યું રે સામળીયા.—મા૦

નંદ જસોદા ગાય ગોવાળા, વ્યાકુળ વ્રજની નારી;
ચાર ઘડી પૂઠે સર્વે પડજો, હળધર રાખે વારી રે સામળીયા.—મા૦

---

## ( કડવું ૫૭ મું—રાગ સામેરી )

શુકજી કહે સુણ ભૂપતિ, જાણી વ્રજવાસીનું દુખ;
ગોપ ગોપીને ધીરજ આપવા, હરિયે લીધી મોરલી મૂખ.
નિજ ભક્તને આનંદ પમાડવા, જગાડવા સર્પકાળી;
ઘોર નાદે મહુવર વાઇ, પીંડાર પીઠા ટાળી.
ચૌદલોક તે શબ્દ પહોંતો, ધાઈ વ્રજની નારી;
બાઇ વધામણી વધામણી, કુશળ છે દેવ મોરારી.
પાતાળ માંહિ વેણુ વાજે, છે કહાનને કલ્યાણ;
નંદ જસોદા થયાં બેઠાં, ઠામ આવ્યા પ્રાણ.
ગીત ગાય વૃજ સુંદરી, સુણી નાદ સુરભી હીસે;
જળમાં જુએ ગોવાળીયા, કાંઇ કરતાં કૃષ્ણજી દીસે.
વાંસળીયે વૃજ લોકને, અમૃત પાયું વનમાળી;
તે ઘોર શબ્દને સાંભળી, ભડકી ઉઠયો નાગકાળી.
રૂએ નાગેણ નેહે ભરી, બાળકનૂં શું થાશે;
કેમ જીવશે એની માવડી, સુણી વાત જીવડો જાશે.
કહે ભોયંગને ભામની કરો, કૃપા ભોળા ભરતાર;
દયા આણો દીન જાણી, છે રંક નંદકુમાર.
ક્રૂર રૂપે કૃષ્ણ જોયા, શત ફણા ફુંફુવાવી;
ગોવિંદજી બ્હીતા નથી, વિશેષ વેણુ ઘુઘુવાવી.
ગેડી લીધી એક હાથમાં, ઝુઝકારચો કર્ફુ કુમાર;
પાછા ખસી આઘા ધસી, કીધો ફણા ઉપર પ્રહાર.
જેષ્ટિકા વાગી ઘણી, ખંડણા પામ્યો માણી;
ધસ્યો કાળી કાળ સરખો, છે રીસ અંતર ઘણી.
ચંદ્રને જેમ રાહુ લેપે, સૂરજને જેમ મેહ;
તેમ કાળી નાગની ફણા મધ્યે, સામળીયાનો દેહ.
જેમ મહાજળમાં રત્ન પડીયું, બાવળમાં ચંદન છોડ;
તેમ કાળીનાગના ગુંછળાંમાં, વીરાજે રણછોડ.
લક્ષ્મીનાથ લીધા લટપટી, કરી ફણાનો ફૂતકાર;
વિષજવાળથી જળ ઊકળ્યું, વરસે હળાહળ અંગાર.
છટકી છબીલોજી નીસરયા, થયા ચતુરભુજ શ્રીનાથ;
ફરી છંદે મોરલી વજાડે, ફેરવે ગેડી હાથ.
કાળીનાગ કૃષ્ણ કુડે ચડયા, ફરે ફણાધર રાય;
હુંકાર ભાખે ઝડપ નાખે, હરિ નહાના મ્હોટા થાય.
સૂએ ગરલધારા ફૂતકારા, કરે ઝગારા મણિ શીષ;
ઝગે નયણ તારા ઉભય સારા[1], કરે હોકારા જગદીસ.
જીભ કહાડે ચંચ[2] ફાડે, દેખાડે વિખદંત;
અધર કરડે આંખ તરડે, મરડે અંગ અનંત.
હાંકે છંછેડી નિકટ તેડી, કરે ગેડી પ્રહાર;
પછે રીસ કીધી દાટ દીધી, લિધિ બાથ નંદકુમાર.
વંનમાળી નાગકાળી, લે સંભાળી ઘાય;
પાતાળ ગાજે ઢીક વાજે[3], વિરાજે વૈકુંઠરાય.
અડવડે હેઠા પડે ને, ગડગડે[4] જેમ મેહ;
પાછી પહાંની નવ કરે, સમાન જોદ્ધા બેય.
ચાર ઘટિકા જુદ્ધ હતું, પછે કોપીયા જદુરાઈ;
પદ પ્રહાર કીધો પૃષ્ઠમાં, પડયો નાગ મૂર્છના ખાઈ.
ગેડીવડે શત નાક ફાડયાં, પ્રાક્રમ કીધું પ્રૌઢ;
નાગ નાથ્યો દોરડે, ઉપર પ્રભુ થયા આરૂઢ.
અમર કમળ પાતાળના, લીધાં લક્ષ્મીનાથ;
દડો લેઈ નાગ હાંકયો, પૂઠે નાગણીનો સાથ.
સર્પણી સહુ વલવલે, મુકો અમારો સ્વામીન;
અમો ભિક્ષુકી દાતાર તું, પ્રભુ આપ હેવાતંન.
કહ્યું ન માને કૃષ્ણજી, પૂઠે સ્તવે નાગણ નાર;
જેજેકાર ગોપી કરે, પ્રભુ નીસરયા જળથી બહાર.
નીજ કંઠના હાર ત્રોડી, મુકતાફળે વધાવે;

---

૧ "ધારા" (સારાં—ધારા) બા૦ પ્ર૦. "ઝગે નયણાં ઉભય તારા" (મુ૦ પ્ર૦). ૨ "ચંદ્ર" (બા૦ પ્ર૦). ૩ "પાતાળગાજે ઢીગ ગાજે" (બા૦ પ્ર૦). ૪ "ગડબડે" (બા૦ પ્ર૦).

વેગળા રહી સહુકો સ્તવે, પણ પાસે કો નવ આવે.

મૂકો અમારા નાથને, નાગણી સહુકો જાચે;
કાળીનાગની ફણા ઊપર, કૃષ્ણ થેઇ થેઇ નાચે.

ગોવાળા સહુ વેણુ વગાડે, ગીત ગાય ગોવાળી;
દેવતા જે જે કરે ને, નાચે વજાડે તાળી.

અંતરિક્ષે નાચે અપ્સરા, ગાય ગાંધર્વ ગીત;
સપ્ત ઋષીશ્વર સ્તુતિ કરે, નાચ્યો નાગ કીધું નૃત્ય.

વિખધર ઘણું ક્રોધે ચડીયો, વીંટાયો કૃષ્ણને દેહ;
સર્પમાં શોભે સામળો જેમ, ચંદ્ર ઢાંકયો મેહ.

ચૂડ ભરી નખશિખ લગે, કરે ગોપ હાહાકાર;
શ્રીકૃષ્ણે પુચ્છ કરમાં ગ્રહી, ચાંપી ફણા પદભાર.

શરીર પુષ્ટ કીધું ઘણું, તડતડયું નાગનું તંન;
જીભ કહાડી પડયો કાળી, સર્પણી કરે સ્તવંન.

નાગણીયે નિજ બાળક મૂકયાં, કૃષ્ણજીને શર્ણે;
રંક સામૂં જુઓ સ્વામી, નાગણી લાગે ચર્ણે.

ઘણું ઉત્તમ તમો કીધું, ઉતારયો અરિનો દર્પ;
જદ્યપી સ્વામી અમારો પણ, સાધ નોહોતો સર્પ.

અહંકાર એહેનો ઉતરયો, પૂરણ પામ્યો પ્રહાર;
દયા કરો અમ દીનને, કૃપાળ નંદકુમાર.

ગોપ ગોપી સ્તુતી કરે, સ્તવે જસોદાનંદ;
સર્વની સ્તુતિ સાંભળી, ઊતરયા શ્રીગોવિંદ.

નયણ ઢાળી પડયો કાળી, શત મુખે વેહ જળધાર;
શ્રીકૃષ્ણ કંઠે આરોપ્યો, નાગણીયે કમળનો હાર.

કૃષ્ણ કૃપાએ સર્પ ઊઠયો, કરે સ્તવન દંડપ્રણામ;
પ્રભુ કહે એ સ્થાનક મૂકી, કર તું બીજે ઠામ.

સર્પ કહે સ્વામી કહાં વસું, ગરૂડ મુજને ખાય;
શ્રીકૃષ્ણ કહે તું અમર થયો, ફણાપર રમ્યા મારા પાય.

આ દ્રહનું જળ નિરવિખ કરી, જા રમણદ્વીપને મહાંય;
ગરૂડ તુજને નહીં દમે, કીધી કૃપા કેશવરાય.

પરિવાર સાથે પરવરયો, મણીદ્વીપ ગયો ફણાધર;
થયું નિરવિખ જળ જમુના તણું, મળ્યો વૈદ નંદકુંવર.

રાય પરિક્ષત પૂછતો, એક સંદેહ છે સ્વામીન;
કાળીનાગની જ્વાળથી, બહુ વૃક્ષ થયા દહંન.

કદમનો વૃક્ષ કેમ રહ્યો, તે વદો વ્યાસ કુમાર;

(શુકવચન):—

અમૃત પાન કરી ગરૂડ, અવની આવીયો એકવાર.
સ્વભાવ છે પંખીતણો, લુહુએ ચંચ કરી કાંઇ ભક્ષ;
અમૃત ભરી ચંચ કદમે ઘસી, માટે અમર થયો એ વૃક્ષ.
પરિક્ષત રાય પ્રસન થયા, સંદેહ પામ્યો શાંત;
સુધાસ્પર્શે દ્રુમ રહ્યો, એ પ્રીછયું મેં વૃત્તાંત.
નાગદમણ જે સાંભળે, કો વૃદ્ધ જોબન બાળ;
તેહેને સર્પ ભય ઉપજે નહીં, કૃપા કરે શ્રીગોપાળ.
એ નવમું ચરિત્ર પૂરણ હવું, ઉત્તમ નાગદમણ;
પરિક્ષત આનંદ પામીયા, મુદિત અંતઃકર્ણ.

(વલણ)

મોદ પામ્યો મહિપતિ સુણી, નાગદમણ મહિમાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો ષોડશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૧૭ મો.

### (કડવું પહેલું—રાગ દેશાખની ચોપઇ)

શુકજીને પૂછે ભૂપતી, સંદેહ એક નિવારો જતી;
ગરૂડ સર્પને વેર કેમ થયું, એ દ્રહમાં કુટુંબ કેમ આવી રહ્યું.
શુકજીયે વાણી ઓચરી, એ પૂર્વકથા કહું વિસ્તરી;
મૂળકથા સાંભળીયે નૃપ, વિનતાનો ગરૂડ કદ્રુનો સર્પ.
દાસત્વનું દુખ પંખી મન ધરે, ગરૂડ નાગનું ભક્ષણ કરે;
રમણ દ્વીપમાં નવકુળ વસે, અચીંતો ગરૂડ આવી ગ્રસે.
શત સહસ્રને ઝડપી જાય, નાગ લોકનો ક્ષય બહુ થાય;
પછે સર્પ માત્રે કીધો વિચાર, નવ કુળનો થાશે સંધાર.
ગરૂડ જાચ્યો કરી વિવેક, તુંને નિત્યે સર્પ આપવો એક;
વારા કીધા નવકુળ મહાંય, તે ગરૂડભણી આફણીએ જાય.
કાળીનો વારો આવ્યો એકવાર, સર્પે મનમાં કરયો વિચાર;
શત ફણાનો ગર્વ મન ધરયો, કુટુંબ લઇ કાળી પરવરયો.
માહારૂં કોઇ મરે તો મહિમા કશો, તવ ગરૂડ પક્ષી પૂઠે ધસ્યો;
કુટુંબ સાથ સર્વ આગળ કરયો, કાળી વઢવા પાછો ફરયો.
ઘોર જુદ્ધ મારગમાં થાય, વઢતો કુટુંબ લેતો જાય;
ગરૂડ ઊપર રેશ ફરે, પણ કાળી સહુની રક્ષા કરે.
ચંચ પ્રહાર કરે પંખી ઘણાં, નાખે દાઢ ફટકારે ફણા;
ક્રોધ રૂપ થયો ખગ જંન, એહેવે આવ્યું વૃંદાવંન.
જઇ દ્રહમાં બેઠો કાળી નાગ, મરે ગરૂડ જો મૂકે પાગ;

શ્રાપભય અંતરમાં ધરયો, પછે ગરૂડ હારી પાછો ફરયો.
શુકને પૂછે પરિક્ષત રાય, પક્ષીને શાપ કેનો દ્રહ મહાંય;
છે ત્રૈલોકમાં ગરૂડની ગતી, એ દ્રહમાં કાં પેશાતું નથી.
શુક કહે સાંભળીયે રાય, બ્રહ્મશાપનો કહું મહિમાય;
એ દ્રહ ઉપકંઠ તપનો ઠામ, રહેતો ઋષિ શૌભરી નામ.
જળમાં મચ્છ હુતા અનેક, તેહેમાં શ્રેષ્ઠ હુતો મચ્છ એક;
મીન નિર્મળ જળમાં રમે, તે ઋષીશ્વરનાં મનમાં ગમે.
થઈ મચ્છ સંઘાથે માયા ઘણી, ગરૂડ આવ્યો તે દ્રહ ભણી;
ચંચપ્રહાર તે જળમાં કીધો, મોહોટો મચ્છ મૂખમાં લીધો.
શૌભરીયે દીઠું પ્રત્યક્ષ, કીધો મચ્છ ગરૂડે ભક્ષ;
મરણ થયું વૃદ્ધ મચ્છતણું, પરિવાર તેહેનો રોયો ઘણું.
વળી તે મચ્છનું માડ્યું ભોજન, ક્રોધ રૂપ થયા ઋષિજન;
શૌભરી કહે પક્ષી દુર્મતી, માહારી તુંને મર્યાદા નથી.
જળચરની તું હિંસા કરે, પરમાંસથી દુર્ભર ભરે;
ફરી આ દ્રહમાં મુકીશ જો ચર્ણ, તો ગરૂડ નિશ્ચ પામીશ મર્ણ.
પરિક્ષતને કહે શુક જતી, માટે ગરૂડ તહાં અવાતું નથી;
તે શાપ જોગનો જાણી લાગ, માટે આવી પેઠો કાળીનાગ.
એ કથાપ્રસંગ શાપનો કહ્યો, પ્રસંન પરિક્ષત રાજા થયો;

( પરિક્ષત વચન ):—

સ્વામી કુટુંબ કાળીનું નીસરયું, પછે શ્રીકૃષ્ણે તહાં શું કરયું.
શુક કહે સાંભળ રાજાન, પ્રૌઢ કર્મ કીધું ભગવાન;
સર્પ વળાવી ગોકુળરાય, માતપિતાને નમીયા પાય.
ભેટયાં જસોદા આરત ઘણી, મળ્યા રામ ભેટયાં રોહિણી;
દીધાં ગોપ માત્રને આલિંગંન, ગોપીને કીધું આસ્વાસંન.
ફેરવ્યો ગૌને વાંસે હાથ, નંદ ઉછંગ લીધા શ્રીનાથ;
કેટલાએક સંકલ્પ કીધાં દાન, બળિભદ્રે ઓળખ્યા ભગવાન.
શરિર જૂએ માતા જસોમતી, સર્પનો ડંશ તો દીસતો નથી;
રખે વિખ ચડયું હોય સામળવાન, જૂએ તળુઆં તપાસી ચાંપે કાન.
અદભુત માયા પ્રભુજીતણી, શુકજી કહે કેમ શકું ભણી;
તહાં મળી બેઠા ગોપીગોવાળ, તે સ્થાનક થયો સાયંકાળ.
ગોપને કહે નંદ મહારાજ, આંહાં વિશ્રામ કરો સહુ આજ;
તવ નંદરાયનું માન્યું કહ્યું, સહુ કો જમુનાતટમાં રહ્યું.
નિશાએ સુખ પામ્યા આહીર, છે શીતળ વેળું શીતળ નીર;
રાયને શીતળ વાય સમીર, બેઠા ગોપવૃંદમાં શ્યામશરીર.
કૃષ્ણગોષ્ટ વલ્લભ સહુને ગમે, કોઇએક સૂતા કોઇ જાગે તે સમે;
શુકજી કહે સાંભળ ભૂનાથ, તહાં અગ્નિ આવ્યો અકસ્માત.
છે દારૂણ દાવાનળની જ્વાળ, નાઠી ધેન નાઠા ગોવાળ;
ન્હાસે ગોપી કટિ લીધાં બાળ, ભડકતાં વચ્છ દેતાં ફાળ.
તાપે જમના જળ ઉકળે, મચ્છ કચ્છ દાઝ્યાં ઉછળે;
વનવેલ ગાજે ગડગડાટ, તાપે દ્રુમ ફાટે ચડચડાટ.
અગ્નિજ્વાળા ગોપને કુપી, વૈશ્વાનર સરખી વેળુ તપી;
વૃંદાવન પાવક પરજળ્યો, ગોવાળા પૂઠે વીટી વળ્યો.
ગોપજ્ઞાતી સર્વે વ્યાકુળ થઈ, પ્રજા હરિશરણાગત ગઇ;
કરે વિનતી સરવે કરજોડ, રાખ્ય રાખ્ય સ્વામી રણછોડ.
ગોવિંદને ઘેરી ગોપી રહી, શીતળતા હરિચરણે થઇ;
બાળક પ્રભુને સ્કંધે ચહડે, સુરભી પ્રભુને પાયે પડે.
બહુ શાદ કરે વાછરૂ ફરે, નંદજી નયણે આંસુ ભરે;
ત્રાહે ત્રાહે જસોદાજી કરે, હળધર હરિની સ્તુતિ ઊચરે.
દેવલોક સહુ વ્યાકુળ થયો, તીવ્ર ધૂમ્ર આકાશે ગયો;
પછે નિજ ભક્તનું દુખ જાણી, શ્રીકૃષ્ણ કહે કરૂણા આણી.
તમો ગોપ માત્ર મીચો લોચંન, આફણીએ સમશે હુતાશંન;
નયણે કર દીધા સર્વે કોય, અંગુળી ચાળે હેરી જોય.
સહુ ગોપ ગોપી મન સંદેહ ધરે, કેમ સમાધાન સામળીયો કરે;
પછે પ્રભુએ આકર્ષણ કીધો, દાવાનળ મૂખમાંહે લીધો.
તે આકર્ષિ આણ્યો ઢુંકડો, પીધો અગ્નિ જેમ પય ઘુંટડો;
પળ માત્ર વીલંબ ન થયો, ન જાણીયે પાવક કહાં ગયો.
ગોપ થયા સર્વે કંપાયમાન, દાવાનળ કેમ કીધો પાન;
ફરી માયા પ્રભુએ વિસ્તરી, આશ્ચર્ય ગોપ ગયા વીસરી.
ક્ષણમાં બ્રહ્માંડ ભાંજે ઘડે, તેહેને શું શીખવવું પડે;
કર્તુમકર્તું સમરથ હરી, અદભુત લીલા સહજે કરી.
ગોવાળા સહુ સુખીયા થયા, પ્રાતઃકાળે શ્રીગોકુળ ગયા;
પાવકભક્ષણ પ્રાક્રમ કહ્યું, દશમું ચરિત્ર પૂરણ થયું.

( વલણ )

દશમું ચરિત્ર પૂરણ થયું, સાંભળ પરિક્ષત રાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, સત્તરમો અધ્યાય રે.

---

## અધ્યાય ૧૮ મો.

### ( કડવું ૫૯ મું—રાગ સારંગ )

શુકજી કહે સાંભળીયે રાજા, ભગવંત ગુણ મહિમાયજી;
બીજે દીવસે ગોપ પધારયા, શ્રીગોકુળને મહાંયજી.

ઘણુંએક દાન શ્રીનંદે કીધું, વિઘ્ન નિવરત્યું જાણીજી;
જગદીશના શીષ ઉપર જસોદા, નાખે ઉતારી પાણીજી.

મોહોટાં વિઘ્ન નિવરત્યાં હરિને, સર્પ પાવકજવાળજી;
મહીયારી સહુ મંગળ ગાય, કુશળ કહાન ગોવાળજી.

એકવાર શ્રીવૃંદાવનમાં, ગોવિંદ ચારે ગાયજી;
દાધું વનનવ પલ્લવ કીધું, ત્રિવિધ વાયે વાયજી.

સદા વસંત વસે વૃંદાવન, આરકત કુસુમ પલાશજી;
વજાડે વેણુ ગોપસંગ લીધા, ગૌ ચારે અવિનાશજી.

ભાંડીરવંન ગયા ગોપીવર, છે વડનાં મોહોટાં વૃક્ષજી;
નીચી ડાળે બાળક હીંચે, ઝૂલે પંકજ ચક્ષજી.

કંસનો મોકલ્યો અસુર આવ્યો છે પ્રલંબ એહેવું નામજી;
અંતરજામીયે તત્ક્ષણ જાણ્યું, કૂડું એહેનો કામજી.

નવી રમત આરંભી કૃષ્ણે, અસુર આવ્યો જાણીજી;
ઉડણપીપળી રમે પુરૂષોત્તમ, દ્વેશ અસુરપર આણીજી.

બબે ગોપના ભીલુ કીધા, હારે તે વાહન થાયજી;
પચ્ચીસ ધનુષનાં પદ્યાં કીધાં, તહાંલગી ઉંચલી જાયજી.

ગોપ રૂપ થઈ પ્રલંબ આવ્યો, પ્રભુએ દૃષ્ટમાં લીધોજી;
મહિમા વધારવા બળિભદ્રજીનો, પ્રલંબ ભીલુ કીધોજી.

રામ આદે ગોપ ન જાણે, જાણે જુગદાધારજી;
રમત રમતાં પ્રલંબ હારયો, ઊપર બેઠા રોહિણીકુમારજી.
અગ્રજને લઈ અસુર ચાલ્યો, અવધિથકી આઘેરોજી;
ગોપ કહે ભલો મળ્યો અજ્ઞાની, અધિકો ફેરેછે ફેરોજી.
સંકર્ષણ અંતરગત રીઝયા, કરે ગોપ સનમુખ હાસ્યજી;
એહેવે અકસ્માત પ્રલંબ વાધ્યો, રામને લઈ આકાશજી.
હાહાકાર કરે ગોવાળા, આવરિયું અંધકારજી;
માથે પુચ્છ ને સુરભી ન્હાસે, શ્રીકૃષ્ણે કીધો હુંકારજી.
પ્રલંબ વૃદ્ધિ પામ્યો ત્રણ જોજન, હળધરનું કીધું હર્ણજી;
પીળા કેશ ને લીલાં લોચન, વપુનું છે ઘોર વર્ણજી.
લોહતણા તે દંત કડકડાવે, લાંબા હુસ્ત બેહુ નાખેજી;
એક લીધો લઉદણી બીજાને, હરિ સાહામું જોઈ ભાખેજી.
અંત્રિક્ષ અમરનાં વૃંદ જુએછે, દીસે રામ શોભાયમાનજી;
જેમ ઈંદ્ર વિરાજે મેઘ અભ્રમાં, ઉદયાચળ પર ભાણજી.
મોહોટાં વૃક્ષપર હંસ જથારથ, વટપત્રે બાળમુકુંદજી;
તેમ વિરાજે પ્રલંબ ઊપર, જયેષ્ઠ વસુદેવનંદજી.
મહુઅર વાઈ ગર્જના સાથે, સમર્થ શ્રીભગવાનજી;
ધરાધર કાં ધૈર્ય મૂકો છો, સામળીએ કીધી સાનજી.
નિજ સ્વરૂપ સમસ્યું હળધરે, ક્રોધે મુષ્ટિ વાળીજી;
ઊંચો કર કાધો બળિભદ્રે, ક્રૂર દૃષ્ટે ભાળીજી.
પ્રહાર કીધો પ્રલંબ સ્કંધે, મહાબળે બળદેવજી;
પડ્યો પ્રલંબ એક ગડદે, પ્રાણ ગયા તતખેવજી.
જેજેકાર થયો વૃંદાવન, ભેટયા બન્યો ભાયજી;
ધન્ય ધન્ય કહે ગોવાળા, જાણ્યો રામ મહિમાયજી.
પ્રલંબ દેહ લગાડી દીધો, કીધું જુદ્ધ વૃંદાવંનજી;
ભૂમિભાર ઊતારચો અચ્યુત, દીપાવ્યો રોહિણી તંનજી.
પુષ્પવૃષ્ટિ કીધી સહુ દેવે, વિખાણ્યા કેશવ રામજી;
અસુર મારી સુરભી ચારી, ગયા ગોકુળ ગામજી.
ઘેર ઘેર વાત કરે ગોવાળા, વીખાણી વીખાણજી;
બળિભદ્રે આજ પ્રલંબ મારયો, મુષ્ટિયે લીધો પ્રાણજી.

### ( વલણ )

પ્રાણ લીધો એક મુષ્ટિયે, હળધરનો મહિમાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, અષ્ટાદશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૧૯ મો.

### (કડવું ૬૦ મું—રાગ સારંગની ચોપાઇ)

શુક કહે સુણ પરિક્ષત રાય, શ્રીકૃષ્ણ ચરાવે વનમાં ગાય;
નિત પ્રત્યે લીલા નવનવી કરે, દ્વાદશ વનમાં પ્રભુજી ફરે.
મધ્યાન્હ વેળા વનમાં થઇ, ગાયો ચરતી વેગળે ગઈ;
ક્ષેત્ર હતું એક સરોડાં તણું, ખરૂ જાળ તે વનમાં ઘણું.
તે વનમાં ગયાં ગૌ ધંન, લાગો દાવાનળ હુતાશંન;
ગોપ સાથ સહુ છે વેગળો, ગૌ પૂઠે પાવક વીટી વળ્યો.
અનળ પ્રબળ વાયૂ છે ઘણો, થયો તીવ્ર તાપ દાવાનળતણો;
તપિત તન સુરભીનાં થયાં, પ્રસ્વેદનાં જળ બિંદુ વહ્યાં.
ત્રાસે ગાય નાસે અરીપરી, ન શકે અગ્નિ આગળ નીસરી;
ભાં શબ્દ સુરભી બાખે, એકક પર જઇ કોટ નાખે.
ધાઈ ધાઈ સહુ ટોળે થાય, કહાડી જીભ પડે ભૂમિ[illegible];
શ્રીકૃષ્ણ ધ્યાન સુરભી સહુ ધરે, ઉકળી અકળાઇ આંસુ ભરે.

આકાશ સર્વ ધૂમે આવરયું, આચ્છાદ્યો ભાનુ અંધારૂં કરયું;
ફાટે વાંસ વૃક્ષ ચડચડે, બળે પાંખ પંખી તરફડે.

અચક શશક મૃગ પામે ત્રાસ, ફાટે ફણા સર્પ મૂકે શ્વાસ;
કીટ પતંગ દહ્યા કંઈ કોટ, ઊઠે ધૂમ્રના ગોટે ગોટ.

તે જ્વાળા જઈ પહોંતી આકાશ, બળભદ્રે વિનવ્યા અવિનાશ;
સ્વામી કાંઈએક અરિષ્ટ થયું, મહા દુર્વનમાં ગોધન ગયું.

ધૂમ્રાવરણ વ્યાપ્યું વન વિષે, ભાઈ સુરભી પીડા પામે રખે;
એહેવું સાંભળી ઊઠ્યા દયાળ, ધાયા રામકૃષ્ણ સહિત ગોવાળ.

સહુ સરોડાનાં વનમાં ગયા, દેખી દાવાનળ વિસ્મે થયા;
વન્હીયે ઘેરી દીઠી ગાય, તહાં કૃષ્ણ ગોપ પછાડે કાય.

શ્રીકૃષ્ણસ્તુતિ કરે ગોવાળ, પ્રભુ પશુની લીજે સંભાળ;
આપણું જીવિત્વ તે ગોધન, તેહેને દહેછે હુતાશંન.

ગાય વિના ઘેર કેમ જઈયે, માત પિતાને જઇ શું કહિયે;
વલવલીને વાછરૂ મરે, માત વિના દેહ કઈ પેર ધરે.

જો દગ્ધ વૃંદ સુરભીનું થયું, તો ગોપવર્ગનું જીવન ગયું;
એહેવું કહી રોયા ગોવાળ, તવ દયા કીધી દીનદયાળ.

પછે વેણુ વજાડી વૈકુંઠરાય, સાન કરી સહુ તેડી ગાય;
હરિ જોવા હેત સહુને આવ્યું, અગ્નિ જ્વાળ માંહે ઝંપાવ્યું.

દહનભય સુરભી વીસરી, હરિ મળવા પાવકમાં નીસરી;
એક રોમ તેહેનું નવ દહ્યું, ગોવૃંદ ગોવિંદ પાસે ગયું.

તે વ્યાકુળ થઈ હીસારવ કરે, પ્રસ્વેદ જળની ધારા ઝરે;
તે પાછી પડવા હરખિ હીંડી, ભાં શબ્દ કરે પાવકે પીડી.

ફેરવે હાથ હરિ પાસે તેઠી, પરિતાપતણી વેદના ફેડી;
ગ્રહી કંઠ ગો હૃદયે ભીડી હરણી ડોલી ખાંડી મીંડી.

ઝાબરી કાળી ને કલોડી, વાંસળી નાદે સહુકો દોડી;
કૃષ્ણચરણે ગો આવી સકળ, ગો પૂઠે ધાયો દાવાનળ.

વૃક્ષતણી લતા પરજળે, આગળ ગો પાવક પૂઠળે;
હાહાકાર કરે ગોવાળ, નહાસો રામકૃષ્ણ એ આવી જ્વાળ.

ગાય ગોપની પીડા ઘણી જાણી, પછે પરમેશ્વર બોલ્યા વાણી;
તમો સખા સહુ મીંચો લોચંન, નિવારણ થાશે હુતાશંન.

નેત્ર ઊપર લીધા ગોપે હાથ, જૂએ હેરી શું કરેછે નાથ;
ક્રોધરૂપ કીધું જદુરાય, પાવક લીધો બેહુ કર મહાંય.

મુખમાં મૂક્યો હુતાશંન, પયની પેરે કીધો પ્રાશંન;
જેમ સમુદ્રમાં પડે વીજળી, તેમ અગ્નિ જ્વાળ ગોવિંદે ગળી.

જેમ અગસ્તે પીધો સાગર, તેમ પાવક પીધો નંદકુંવર.
વારતા સ્વપન સરખી થઈ, શું દાવાનળ અહીં હુતો નહીં.

કૃપાદૃષ્ટે જોયું કમળચક્ષ, થયાં નવપલ્લવ વનનાં વૃક્ષ;
પછે અમર સ્તુતિ કરે અંતરિક્ષ, પાવક પીધો જોતાં પ્રત્યક્ષ.

પછે ગોવાળે ઉઘાડ્યાં નેત્ર, દીઠું ભાંડીર વનનું ક્ષેત્ર;
ગોવાળા વિચારે મનમહાંય, આપણ કેમ ફરી આવ્યા અહાંય.

ગોવાળે જાણ્યું તતખેવ, નંદપુત્ર તે દેવાધિ દેવ;
અવિગતિ દીસે અકળ, એણે જોતાં પીધો દાવાનળ.

એ સાક્ષાત નાથ નરહરી, એહેને કેમ માનીયે માનવ કરી;
સર્વથા એ વૈકુંઠ રાય, ગોવાળા સહુ લાગા પાય.

શ્રીહરિયે માયા વિસ્તરી, ગોપ જ્ઞાન ગયા વીસરી;
સખા ભાવ ગોવાળે ધરયો, બ્રહ્મભાવ મનથી નીસરયો.

અદભુત લીલા હરિયે કરી, સંધ્યાએ ગોકુળ આવ્યા ફરી;
વિરહે વ્યાકુળ વ્રજસુંદરી, એક દિવસ જાણે ચોહો જુગ કરી.

તે આતુર થઈ ઊભી બારણે, પ્રભુદરશણ કરવા કારણે;
ઘેર ઘેર વારતા ગોપે કરી, આજ મરણથી સુરભી ઊગરી.

મહત્કર્મ કીધું ભગવાન, દારૂણ દાવાનળ કીધો પાન;
શુકજી કહે સાંભળીયે રાય, એ વન્હીભક્ષ કહ્યો મહિમાય.

એ દશમ લીલા પરમ પવિત્ર, કહેવાયું દ્વાદશમું ચરિત્ર;
એ અધ્યા ભણે વા સાંભળે, ત્રિવિધિ તાપ તેહેના સદ્ય ટળે.

(વલણ)

ટળે તાપ શ્રોતા તણા એ, કથાનો મહિમાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, ઓગણીસમો અધ્યાયરે.

---

## અધ્યાય ૨૦ મો.

### (કડવું ૬૧ મું—રાગ મલ્હાર)

ગોવિંદ ચરિત્ર કહે ગર્ગ જોગી, સાંભળીયે ભૂપાળજી;
અદભુત લીલા વૃંદાવનની, વરણવું વર્ષાકાળજી.
શ્રીગોકુળમાં ગાજી ગાજી, વરસે છે વરસાદજી;
તેહેવામાં ગોધન ચરાવે, રામ કૃષ્ણ બે ભ્રાતજી.
ગાજે ઘન વીજળી બહુ ચમકે, થાય અંધારૂં ઘોરજી;
હંસ ચાતક બોલે બપૈયા, નાચે કળા કરી મોરજી.
અમત સ્વરે [illegible] બોલે, ભ્રમર કરે ગુંજારજી;

અભ્રઘટાને દેખી ન્હાસે, વચ્છ કરે હીંસારજી.
આદિત ઊડગણ ઈંદુ આચ્છાધા, વાદળી ગઇ સર્વ વ્યાપીજી;
અનંત જંતુ ઉદયા અવનીમાં, સૃષ્ટિ વિધિયે થાપીજી.
કીટ પતંગ પ્રાણી પંચવરણાં, મંડુક કરે મુખ શોહોરજી;
નીલાં તૃણ થયાં અવનીમાં, ઉદયાં દ્રુમઅંકુરજી.
નવિન પત્ર કુસુમ નાનાવિધિ, નદીયે આવ્યાં પૂરજી;
નદી તટ ઉભા ગોવાળા તે, વાય વેણુ મધૂરજી.
કાદવે મારગ પૂરાણા, વેપારીયે મૂકયા વેપારજી;
આશ્રમ કીધા સન્યાસીયે, એક સ્થળ રહેવું માસ ચારજી.
નાનાં વ્રત કરે સહુ નારી, તાપસ બેઠા માળેજી;
શ્રવણ કીર્તન પૂજન પ્રતિમા વર્ણાશ્રમ ધર્મ પાળેજી.
દૂગણાં દૂધ કરેછે સુરભી, ચરે નીલાં તૃણજી;
કર જેષ્ટિકા વાળે લંગોટી, વન જાય અશરણશર્ણજી.
ઝડી કરી વરસે મેહેવલીયો, નયણે સૂરજ ન સૂજેજી;
વૃક્ષતળે ઊભા અવિનાશી, ટહાડે થરથર ધ્રુજેજી.
ઊપર જળ તળે જળ વહેછે, નથી બેસવાનો ઠામજી;
પલાશપત્રના ટોપ કરી ધરે, મસ્તક કેશવ રામજી.
સાંજ સમે આવે શ્રીગોકુળ, પૂર ભરયાં વહે નાળાંજી;
કો તરે તુમડાં કટિયે બાંધી, ગો પુચ્છ વળગે ગોવાળાજી.
સામળીયાને સામાં આવે, તારા લેઇ નંદરાયજી;
સંસારતારણ બ્હીએ નદીમાં, જોઇને મૂકે પાયજી.
કોટી કૌતક કરે કમળાવર, સુણ પરિક્ષત રાજંનજી;
એતો વર્ષાકાળની કહી લીલા, કહું શીતકાળ વરણુંનજી.
હાં હું વર્ણવું શોભા શરદકાળની, આવ્યો આશ્વિન માસજી;
તિમિર નિવરત્યું અભ્રઘટાનું, થયું નિર્મળ આકાશજી.
પ્રગટ ઉડગણ ઈંદૂ ભાસે, મહાજ્યોતિ કરે માર્તંડજી;
રવીકીરણે પંક સૂકવ્યા, નિર્મળ કીધા નવખંડજી.
નિર્મળ જળ થયાં સર્વ સરિતાના, પોયણ પંકજ ઊઘડીયાંજી;
ઉત્પત્તિ થઈ મુકતાફળની, સ્વાતિબિંદૂ બહુ પડિયાંજી.
પશુ પંખીણી થઇ સગર્ભા, નવિન જીવ અવતરિયાજી;
નીજ નાથથી પતિવ્રતાએ, ગર્ભ ઉદરે ધરીયાજી.
પર્ણકુટી તજી ઉઠીને ચાલ્યા, તીર્થ કરવા સન્યાસીજી;
આગીયા ઊઘડ્યા કાદવ સૂકયો, ઘર લીપે પુરવાસીજી.
નૌકા મૂકી સમુદ્રમાંહે, વેપાર કરે વેપારીજી;
વિવાહકર્મ કરે વર્ણ ચ્યારે, ગીત ગાય શુભ નારીજી.
જગ્ન હોમ થાયે વેદાધ્યન, દાન આપે દાતારજી;
ભક્ત મુકાએ માયાથી જેમ, અભ્રથી મુકાયો સૂરજી.
વૈષ્ણવે મહોચ્છવ કીધો, શૃંગારયાં દેવસ્થળજી;
નવાં અંન આવ્યાં નાનાવિધ, નવાં કુસુમ ને ફળજી.
વેપારીયે ગ્રામાંતર કીધાં, પરવરીયા પરદેશજી;
એ શીતકાળનું છે વરણન, લીલા શ્રી હૃષીકેશજી.
શરદ સમે વૃંદાવન માંહે, વિઠ્ઠલ વેણુ વજાડેજી;
સ્નેહ ઉપજાવે વ્રજ વનિતાને, કામાગ્નીયે દઝાડેજી.

(વલણ)

જગાડે કામ શ્યામ સુંદર, શુક કહે સાંભળ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, વીસમો અધ્યાયરે.

---

## અધ્યાય ૨૧ મો.

### (કડવું દશમું—રાગ ગોડીની દેશી સજનીનીચાલ)

શુક કહે સાંભળીયે રાજા, વાયે વેણુ સુંદરશ્યામજી;
વ્યાકુળ થઈ છે વ્રજની નારી, પીડે પાપી કામ—વેણુ વાજેછે
મળવાને તરસે મંન, દેહડી દાઝે છે;
વહુવારૂને મરજાદ, મનડુ લાજે છે.
નંદનંદનની વાંસળડીરે, વિરહ તણો ભંડારજી;
મન હીસે છે હરિ મળવાને, પણ પીડે લોકાચાર—વે૦મ૦
આશ્વિન માસ કુસુમ બહુ ફૂલ્યાં, ગોવિંદ ચારે ગાયજી;
મોહન ચરણે મન જઇ બેઠું, દેહ રહ્યો ઘર મહાંય—વે૦મ૦
અમૃતપેં અદકેરો મીઠો, વાંસળડીનો નાદજી;
દેવકન્યા કાંઇએ ન પીછે, ગોપી જાણે સ્વાદ—વે૦મ૦
કો જળ ભરવા મસે ગઈ જમુનાજી, પાણી ઢીધું રેડીજી[1];
વૃંદાવન ઊભી જઇ[2] અબળા, તુટી ઘરની બેડી—વે૦મ૦
કો એક નિસરી વાછરૂ પાવા, કો ગઈ પટકૂળ ધોવાજી;
કોઇયે મસ કીધું નહાવાનું, ઇચ્છે હરિપદ જોવા—વે૦મ૦
સકળ સ્ત્રી ટોળે મળી કહે, કેમ કરી જઇયે ભાઇજી;
છે ગોવાળા સામળીયા સાથે, કહેના પુત્ર કહેના ભાઈ—વે૦
ધિક્ પુત્ર ને ધિક્ સહોદર, ધિક્ પડો સગાં પિત્રાઈજી;
એ સગાં સરવે શઠ જાણવાં, હરિ દરશનનાં અંતરાઈ—વે૦

૧ "ઘરનું પાણી દીધું રેડીજી" એક ગુ૦ પ્રતમાં.
૨ (વર્ધ વનાની પ્રત). 'ઉભજાઈ' (બા૦ પ્ર૦). કોઈમાં 'ઊભા-લી,' કોઈમાં 'હું જાઉં.'

પ્રેમ જોઈને વ્રજ વનિતાનો, શુક કહે સાંભળ ભૂપજી;
પ્રેમાનંદ પ્રભુ રામને મળવા, લે ગોપી પુરૂષનાં રૂપ—વેળમ૦

## ( કડવું ૬૩ મું—રાગ ગોડી દેશીફેર )

કાલિંદીને કાંઠડેરે, ઉભી રહી વ્રજનાર;
વિજોગ દમે દીનાનાથનોરે, નેત્રે ભરતી વાર.
બાઈ નિકટ વાજે વાંસળીરે, હરિ સાથે વ્રાત કુમાર;
કેમ મળીયે જીવન કૃષ્ણનેરે, ધિક્ અબળાનો અવતાર.
ધન વૃંદાવનની વેલડીરે, ધન વૃંદાવનનાં તૃર્ણ;
અમો તૃણ થઈ નવ અવતરીરે, ઉપર ચાલત હરિનાં ચર્ણ.
શાને કહેત બ્રહ્મા તુનેરે, જો જનમ વાંસનો દેત;
અમો થાત વિઠલની વાંસળીરે, તો અધરતણો રસ લેત.
ગોપી ગુંજા શે ન અવતરીરે, હરિ કંઠે થાતી હાર;
વિધિ અમને આપ્યો નહીંરે, પશુ પંખીનો અવતાર.
ધન મૃગ વૃંદાવનતણારે, જે સાંભળે મોરલીનાદ;
કસ્તુરી થઇ વેણુરસતણીરે, કો રસીયો જાણે સ્વાદ.
અમો કાં નવ સરજી પંખીણીરે, કરતી છબીલાને છાંય;
અમો કાં નવ નિરમી જેષ્ટિકારે, રહેતી હરિતણાં કર મહાંય.
સ્વર્ગતણું સુખ ભોગવેરે, ધન્ય વૃંદાવનનાં ઝાડ;
જો થાત અમો વનવેલડીરે, તો માનત બ્રહ્માનો પાડ.
અજ અમને શે નવ આપીયોરે, દડાતણો અવતાર;
અમો મહાસુખ કરીને માનતીરે, પ્રભુ કરત ગેડીનો પ્રહાર.
નંદ ગૃહે દાસી નવ અવતરીરે, તું ભૂલ્યો બ્રહ્માદેવ;
કૃતારથ થાતી અમોરે, તો કરતી હરિની સેવ.
છે આતુર અભિલાષે ભરીરે, વિરહે પૂરણ વ્રજનાર;
ભક્તિ જાણી તહાં આવીયારે, ભક્તવત્સળ દેવમોરાર.
કંદર્પ રૂપ દેખાડીયુંરે, સહુ ગોપી લાગી પાય;
કોણ ઇચ્છા રાખો મન વિષેરે, પૂછે વૈકુંઠરાય.
લજ્જા સંજુકત બોલી સુંદરીરે, અમો પ્રગટ કેમ કહેવાય;
સુખ વાંચ્છું છીં કમળાતણુંરે, તે કૃપા કરો કૃષ્ણરાય.
હરિ કહે સુણો સુંદરીરે, આચરો કાત્યાયની વ્રત;
છે મહિમા મહોટો વ્રતનોરે, મનવાંછિત પામશો તર્ત.
અંતર્ધાન થયા એહેવું કહીરે, સહુ ગોપી આવી ઘેર;
કાત્યાયની વ્રત આરંભિયુંરે, સાધે પ્રભુ પામ્યાની પેર.
હરિચરણે ચિત્તબુદ્ધિ રહીરે, વ્રત કરે વ્રજનાર;
શુકજી કહે રાય સાંભળોરે, ગઇ ગોપી કર્મને પાર.

### ( વલણ )

અકર્મ બળ્યાં સકર્મથી, વશ કીધા વૈકુંઠરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, એકવીશમો અધ્યાયરે.

## અધ્યાય ૨૨ મો.

### ( કડવું ૬૪ મું—રાગ મારૂની ચોપાઇ )

સામળીયે શિક્ષાપણું લીધું, વ્રજસુંદરીએ વ્રત કીધું;
જઈ જમના કરે પ્રાતસ્નાન, આપે વિપ્રને ઉત્તમ દાન.
કરે ભોમે શયન દેહ દમતી, અલવણ ભોજન નિત્યે જમતી;
ઘૃત દીપક અહરનિશ રાખે, કૃષ્ણ કૃષ્ણ ફરી ફરી ભાખે.
કરે અબોટ પટ પરિધાન, પળમાત્ર મુકે નહીં ધ્યાન;
ક્રોધ પ્રમાદ તૃકુયા વરજ, ગોપવધુ પાળે બ્રહ્મચરજ.
પૂજે અશ્વત્થ તુળસી ગાય, પૂજે વૃદ્ધ વિપ્ર ઋષિરાય;
સર્વત્ર રાખે કૃષ્ણનો ભાવ, હરિચરણે બુદ્ધિ દૃઢાવ.
પૂરણ વ્રત થયું એક માસે, ભક્તિ જાણી શ્રીઅવિનાશે;
ગોપી ટોળે મળીને વિમાસે, મનવાંચ્છિત ફળ કેમ થાશે.
ચાલો વૃંદાવનમાં જઇયે, અભિલાખ પ્રભુને કહીયે;
એકત્ર થઇ વ્રજનારી, ગઈ નહાવા સર્વ સહુવારી.
ઇચ્છે મેળાપ પ્રભુનો થાવા, હરિ આવશે સુરભી પાવા;
કાલિંદીનો દ્રહ કાળીવાળો, છે કદંબ વૃક્ષ શોભાળો.
તહાં ગોપવધુ કરે સ્નાન, નહાતાં થયા જંત્રમધ્યાન્હ;
મન માધવ ચરણે મગન, નારી નાહે જળમાં નગ્ન.
થઈ નિર્લજ નાથને નેહ, નથી સૂત્રતંતુ એક દેહ;
બોલે વિવિધ વ્યંગ રસવાણી, ગ્રહી તરંગ ઊછાળેપાણી.
એકેકને વળગે તરતી, મચ્છની પેરે જળમાં ફરતી;
જુએ વાટ વિઠલની નારી, એહવે આવ્યા દેવમોરારી.
ઊભા રહી જોઈ સહુ શ્યામા, પરબ્રહ્મ અતિ સુખ પામ્યા;
નિર્લજ નગ્ન નયને નથી નરખી, તહાં લગી નહીં થાય મુજ સરખી.
એહેનું હું તું અંતર ટાળું, પછે કમળાભાવે ભાળું;
નથી દેખતી કોઈ ગોવાળી, વસ્ત્ર હરિયાં શ્રીવનમાળી.
બાંધ્યો ગાંડડો શ્રીગોપાળે, ચઢીબેઠા કદમની ડાળે;
સીનાં ચેહેન જૂએ મહારાજ, વિચારયું જે મુકાવું લાજ.
પછે ખંખારયા આનંદકારી, તવ ઝબકી ઉઠી વ્રજનારી;

કોઈ એક પુરૂષતણો ખંખારો, માંહીમાં નાર કરે સાણસારો.

(વલણ)

સમસ્યા માંહીમાં કરે, અંગુળી મુખમાંહે ધરીરે;
બાઈ પુરુષ કો આવ્યો સહી, વસ્ત્ર પેહેરો સર્વ સુંદરીરે.

---

(કડવું ૬૫ મું—રાગ મારૂની દેશી ફેર).

લાજી વ્રજની નાર, ચિંતા મન ધરે;
પુરૂષ દખશે દેહ, બાહેર કેમ નીસરે.
વિસ્મે થઈ કરે વાત, નિર્લજ છેક થયાં;
કેમ નગ્ન જાશું ઘેર, પટકુળ તે સર્વે ગયાં.
નથી આવી વાયુની વેળ, વસ્ત્ર ઉડ્યાં જાણીયે;
એ નોહે મનુષનું કામ, કર્મ દેવનું ગણીયે.
ઘસે હાથ ધૂણે શીષ, વ્રજજન બાપડાં;
છે મહોટો લોભી ચોર, ન મૂક્યાં બે કાપડાં.
આવ્યા હશે સો પંચાસ, બાંધી ગયા ગાંસડી;*
કેમ ઉગરે ચરાણાં ચીર, ન મૂકી નાડાછડી.
કેમ જઇયે બાઈ ઘેર, હરયાં વસ્ત્ર વેરીયે;
કો આણી આપે વનફૂળ, પાનડાં પહેરીયે.
હવડાં થયા મધ્યાન, નિશા છે વેગળી;
પ્રગટશે શશ ચંદ્ર, નિશા થશે નિર્મળી.
કોણ દુષ્ટ[1] કીધું કર્મ, ન જાએ કપટ કળ્યું.
વસ્ત્ર જતે ગઈ લાજ, કાત્યાયની વ્રત્ત ફળ્યું.
મૃગનયની ચોદીશ જોય, કરૂણા કીજીયે;
જેણે લીધાં હોય પટકૂળ, દરશણ દીજીએ.
અમો અબળાનો અવતાર, લાજે જાઉં મરી;
પુરૂષને નહ ખોડ, હીંડે કોપીન ધરી.
અબળાના અવેવ, રાખ્યા ગુપ્ત ભલા;
નારી નરકના કુંડ, પુરૂષ હોય નિર્મળા.
અમો લાગું તાહારે પાય, અબળા આતુર હવી;
કેમ નિસરીયે અમો બહાર, દખે ગગને રવી.
એક કહે જાણ્યો ચોર, વિચારી સત્ય ભણું;
નવનીત ચિત્તનો ચોર, એ કર્મ તેહતણું.
દીનાનાથ દીયો દરશણ, વીનવે સુંદરી;
કદમ વૃક્ષની ડાળ, પ્રગટ થયાછે હરી.
દખી મદનગોપાળ, સંતાતી નાર ખસે;
તાળી દેઇ વ્રજનાર, મૂખે કર દેઇ હસે.
એકેક પૂઠે સંતાય, વદન ગુપ્ત કરે;
કો ઢાંકતી કૂચફળ, ચોટલો ઉપર ધરે.
કો અંગુળી ધરે મુખ મહાંય, પટ પ્રાણુમી માગે;
કો વેગળેથી વ્રજનાર, હરિને પાએ લાગે.
કો વાંકી દષ્ટે જોય, સામાં અધર ડસે;
કો કરડે પોતાની જીભ, સાંમૂ જોઈ હસે.
કો પડી ગઈ જળમાંહિ, ઢાંકે તન વેળુવડે;
કો ન્હડવા તત્પર થાય, ઉંચી ભ્રમર ચડે.
મુખ મરડી કરે વાત, જોબનદર્પભરી;
મૂને ગમે નહીં એહ, વિરૂદ્ધ વાત ખરી.
બાળા મુગ્ધા શ્યામ, ગોરી સ્તવન કરે;
પટ આપો પ્રાણનાથ, હરિ તવ ઓચરે.
તમો દુભ્યા દેવ, તે માટે વસ્ત્ર ગયાં;
મૂને જડયાં દશ પાંચ, દેવને લેતાં રહ્યાં.
ઓળખી લો પટકૂળ, નીસરો બહાર સખે;
મહારી શી પ્રતિબાધ, હુંથકી લાજો રખે.

(વલણ)

રખે સખી લજ્જા કરો, હું બાળકની લજ્જા કશી રે;
વાયક સાંભળી શ્યામના, શ્યામા તાળી દેઈ હસી રે.

---

(કડવું ૬૬ મું—રાગ પરજીયો.)

કર અંગુળી મુખમાં ધરીરે, વસ્ત્ર માગે વ્રજનાર;
અમો પુરૂષની દૃષ્ટિ આગળે, કેમ નગ્ન નીસરૂં બહાર વાહાલા.
છૌં અબળાનો અવતાર વાહાલા;
છે કઠિણ લોકાચાર વાહાલા,
* નહી નગ્ન ન્હાઊં બીજીવાર વાહાલા.
સ્વભાવ છે સ્ત્રી સર્વતણો રે, નગ્ન સર્વથા નહાય;
એહેવું જાણી અમો પેઠી જળમાં, એ થઇ આવ્યો અન્યાય વાહાલા. છૌં૦
અમો બાળક કરી કેમ માનીયે રે, દીસો કોટિક કામ;
અમો તમને ઓળખુંછૌં, મિથ્યા બાળક નામ વાહાલા છૌં૦
વસ્ત્ર હરે કોણ દેવતા રે, ન પડે કોનો હાથ;

* "દૂલે" (બા० પ્ર०)

[1] એ લીટી બા० પ્ર० માં નથી.

[illegible] મોરના, છો લક્ષણવંતા નાથ વાહાલા. છીં૦
[illegible] બીજા કો આવશેરે, જન્મની જાશે લાજ; [ છીં૦
[illegible] હાઠ ન જાણું, એ મોટમ નોહે મહારાજ વાહાલા૦
કુમડાળે દયાળજી રે, વસ્ત્ર લીધાં કર મહાંય; [ લા૦ છીં૦
પહોંચી ન શકે ગોપીકારે, એક વેહેંતનું છેટું થાય વાહા-
ચીર ચોળીને ચરણીયારે, ધાબળી ઓઢ ઘાટ;
નીલાંબર પટોળી પીતાંબર, શોભે પાંચ પટાના પાટ વા-
હાલા. છીં૦
દેખાડે પણ નાખે નહીં રે, અકળાઈ વ્રજનાર; [ છીં૦
કૃષ્ણ કહે લજ્જા પરહરો, અબળા નીસરો બહાર વાહાલા.
ડાળથકી ઘડે આવીયારે, વિભ પ્રભુ વૈકુંઠનાથ;
ગોપિકા બાહેર નીસરી, ગુમાંગે દેઇ હાથ વાહાલા—છીં૦

---

## ( કડવું ૬૭ મું—રાગ રામગ્રી )

કુમથડે આવ્યા દેવ મોરારીજી, વસ્ત્ર લો ઓળખી નીસરો નારીજી;
ગોપી વિચારે વિપત બહુ પાડીજી, કેમ નીસરીયે દેહ ઊઘાડીજી.

### ( ઢાળ )

ઉઘાડો દેહ આપણો બાઈ, દેખે નંદકુમાર;
કાં ન આવો કૃષ્ણ કહે, શે લાગે આવડી વાર. [ લોપ;
માહારી લજ્જા તમો કાં ધરો છો, કીધી કુળ મરજાદા
હવડાં વજાડીશ વાંસળી, ધાઈ આવશે સઘળા ગોપ.
આવો કે જાઊં છું ગોકુળે, કહીશ ઘેર ઘેર સમાચાર;
તેડી લાવું પરિવારને આંહાં, માતપિતા તમ ભરતાર.
તમને સૂરજની લજ્જા નહીં તો, હું બાળકની શી લાજ;
તમો સતી છો તે જાણું છું, લજ્જાએ ન થાએ કાજ.
ભય પામી સહુ ભામની, રખે તેડી આવે કુટુંબ;
એ જે કહે તે માનીયે, તેડતાં ન કરે વિલંબ.
બાઈ નિર્લજ થઇને નીસરો, મુકો પતિવ્રતાનાં પોણ;
પ્રાણનાથની બાધા નહી, એ વાત જાણે કોણ.
ધીરજ ધારી ગોપનારી, નીસરી નગ્ન સમસ્ત;
નીચી થઇ પ્રભુ પાસે આવી, લજ્જા થાનક દીધા હસ્ત.
સર્વાંગ દેહ દીઠો નહી, વિચાર્યું વિશ્વાધાર;
કુલ્યા દેવ કૃપા કરે કરો, સૂરજને નમસ્કાર.
કાત્યાયની વ્રત આચર્યું પણ, અંતે ચુકી નાર;
નગ્ન દેહ દીઠા વરૂણે, જે વસે નીરમોઝાર.
વિચારે સર્વ વ્રજવધૂ, એ કરાવે પ્રણામ;
અભિલાષ નગ્ન જોયાતણો, લે ફોગટ સૂરજનું નામ.
આ શરીર છે શ્રીકૃષ્ણનાં, રહે અંતરમાં અવિનાશ;
વ્રત કીધું એહેને પામવા, એમ આવ્યો મન વિશ્વાસ.
અમો વરૂણને ઓળખું નહી, છે દેવ નંદકુમાર;
સ્ત્રિયે સૂરજને મસે કરી કીધો, કૃષ્ણને નમસ્કાર.
એ ભેદ જાણે ભક્ત હરિના, સાંભળ પરિક્ષિત ભૂપ;
પરિબ્રહ્મે નારી નગ્ન જોઈ, કીધી બ્રહ્મસ્વરૂપ.
મુખ સાંમુ જોઈ હસી હસી, વસ્ત્ર આપ્યાં શ્રીભગવાન;
ગોવિંદ વીટયા ગોપીયે, કીધાં પટપરિધાન;
શ્રીકૃષ્ણને કહે સુંદરી, તમો નગ્ન નિરખ્યાં અંગ;
હવાં વાર શી છે શામળા, પ્રભુ આપ તાહારો સંગ.
વ્રત તમારૂં પુર્ણ થયું હું, રીઝ્યો અપરમપાર;
કર્મરહિત અબળા થઈ, ફરી નહીં પામો અવતાર.
લક્ષ્મીનું સુખ પામશો, શરદ સમે બહુ પેર;
તેડીશ વનમાં વેણુ વાઈ તમો, આજ જાઓ ઘેર.
ગોપિકાએ વિચાર્યું જે, ગ્રહીયે હરિના હાથ;
શ્રીકૃષ્ણને નગ્ન કીજીયે તો, રહે છાની આપણી વાત.
વસ્ત્ર કહાડવા ગોપી ધસી, અદર્શ હવા મોરાર;
વિસ્મે થઇ ગોકુળ ગઈ, સૂખ પામી સહુકો નાર.
ગોપવૃંદમાં ગોવિંદ ગયા, છે શોભિત વૃંદાવંન;
રામ પ્રત્યે કૃષ્ણ કહેછે, વૃક્ષનું વરણંન.
વિરંચીની સૃષ્ટિમાં ધન, વૃક્ષનો અવતાર;
વૃક્ષની પેરે મનુષ્યે કાંઈ, કરવો પર ઉપકાર.
ટહાડ તાવડ વર્ષા વેઠે, પ્રજાને ફળ કરે અરપણ;
જીવતાં છાયા પત્ર આપે, મુએ આપે સરપણ.
જે પુરૂષમાં એહેવાં લક્ષણ, તેહેને વૈકુંઠ ઠામ;
ગોષ્ટ કરતા ગોકુળે ગયા, સાંજે કેશવરામ.

### ( વલણ )

રામ કૃષ્ણ ગોકુળ આવીયા, કહ્યો વસ્ત્રહરણ મહિમાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, બાવીશમો અધ્યાય રે.

---

## અધ્યાય ૨૩ મો.

### (કડવું ૬૮ મું—રાગ દેશાખની ચોપાઇ)

શુકજી કહે સાંભળીયે રાય, ઋષિપત્નીનો કહું માહમાય;
એ વસ્ત્રહરણનું કારણ કહ્યું, ચરિત્ર તેરમું પૂરણ થયું.
છે અદ્ભુત લીલા વિશ્વાધાર, વૃંદાવન ગયા એકવાર;
દ્વાદશવનને અંતે ગયા, બીજી વાર સહુ ભૂખ્યા થયા.
શ્રમિત થયા હીંડીને ઘણું, પ્રબળ થયું જઠરાગ્નિતણું;
દ્રુમછાયાતળે બેઠા બાળ, શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યા ગોવાળ.
પાસેનાં અંન સહુ જમી રહ્યા, બીજીવાર ક્ષુધાતુર થયા;
શ્રીકૃષ્ણ કહે ભાઈ કહોછો સત, મુજને ક્ષુધા પીડેછે અત્યંત.
બળભદ્રજી પણ ભૂખ્યા ભાસે, ન મળે ગ્રાસ કહોને પાસે;
આ ધૂમ્ર જાતો દીસે છે ગગંન, ઋષીશ્વર કરતા દીસે છે જગંન.
સંભળાયછે વેદવાણીના સ્વર, એ સ્થાનક વસેછે ઋષીશ્વર.
આશ્રમ દીસેછે અતિ ઘણા, દશ પાંચ સખા જાઓ આપણા;
પર્ણકુટીદ્વારે ઊભા રેહેજો, રામ કૃષ્ણ ભૂખ્યા છે જઈ કહેજો;
માગ્યું અંન આપશે તતકાળ, દશ કહેતાં સહસ્ર ગયા ગોવાળ.
ક્ષુધાતુર અભિલાષે ભરયા, શીઘ્ર થઇ સર્વ કો પરવરયા;
કો કહે અંન વસ્ત્રમાં લીજીયે, હરિને સમરપી ભોજન કીજીયે.
કોણે વસ્ત્રતણી ઝોળી વાળી, કોણે કીધી મ્હોટી પત્રાવળી;
અંનઆસક્ત ગોવાળા થયા, તે જગ્નદ્વારે જઈ ઊભારહ્યા.
મંડપમાં બેઠા છે મુની, ઘોર શબ્દ થાય વેદની ધુની;
વિદ્યાબળે વાધ્યો છે ગર્વ, અભિમાન અશ્વે ચડયા છે સર્વ.
કરે હોમ સ્વાહા ભણી ભણી, ન જાણે વાત હરિ પામ્યાતણી;
અમો પંડિત અમો વેદીયા, પણ જ્ઞાને કો નથી ભેદીયા.
ક્રોધાગ્નિયે રહ્યા પરજળી, માનરૂપ બેઠી મંડળી;
તે કરે સોમવલ્લીનાં પાન, તેજસ્વી ઋષિ જાજ્વલમાન.
ભણે વેદ સૂત્ર ક્રમ જટા, લાગ્યો છે વાદ શબ્દની ઘટા;
તે સમુદ્ર પુરની પેરે ચહડે, સરખે સરખા ભણતાં વહડે.
જંઝોટા ઝછોટા કુશઆસંન, કો સાધે જોગ બાંધી પવંન;
કો ઊર્ધ્વબાહુ કરે ધૂમ્રપાન, કો વક્તા થઈ ચરચે બહુ જ્ઞાન.
કો ભેદ ખટચક્રના કથે, મગ્ન છે આપ આપણે મતે;
કથે ધર્મ ન્યાય ને પાતાંજળી, વ્યાકરણ વેદાંત કથેછે મળી.
મીમાંસા બ્રહ્મવિદ્યાના પ્રયોગ, આત્મધર્મે કથેઅષ્ટાંગજોગ;
તત્વમસિ ભણે ઉપનિષદ, પણ અધ્યયનનાં વાધ્યાછે મદ.
મદાંધ કાંઈ દેખતા નથી, ન પામ્યા પાર થાકયા જળમથી;[1]
જહાંલગી ન આવે આત્મજ્ઞાન, ન મળે તહાંલગી શ્રી ભગવાન.
લક્ષપતિ કોટિપતિ ધનવાન, તેપેં બ્રાહ્મણને ઘણું અભિમાન;
છત્રપતિપેં અધિકું ગણે, જે બ્રાહ્મણ બે અક્ષર ભણે.
તે વાદ મહિષની પેર વહડે, તેહેને હરિમારગ શોધ્યો નવ જડે;
આસ્થિક આચાર પાળે અનેક, પણ વેગળો વૈષ્ણવનો વિવેક.
છે અધ્યયન ગર્વે ઉન્મત્ત મતી, તે ગોવાળાભણી જોતા નથી;
કો કહે આહીરની પડી છાયા, કેમ દીજે હોમ ફરી નહાયા.
રહો વેગળા છો પશુપાળ, તવ માનભ્રષ્ટ થયા ગોવાળ;
ઉભા રહ્યા એક મુહૂર્ત માત્ર, અર્ભક ઓશિયાળા ધરે અંનપાત્ર.
અવતરયા કૃષ્ણ આહીરને પેટ, તો અમારી શીછે આભડછેટ;
આપણ સામું ન કરે અવલોકંન, તો કેમ માગ્યું આપેઅંન.
એક કહે આજ્ઞા આપી હરી, તો માગ્યા વિના કેમ જઇયે ફરી;
જદ્યપી હરિયે કહ્યું એ ખરું, પણ માગ્યાપેં ભાઈ મરવું ભલું.
ઘણું ધીટ થયા ધીરજ આણી, ઋષિપ્રત્યે ગોપ વદ્યા વાણી;
ઇચ્છા છે પરમેશ્વરતણી, અમો મોકલ્યા હરિયે તમભણી.
મમત્વ છે મુરલીધરતણું, જાણી પવિત્ર અંન તમારૂં ઘણું;
ભૂખ્યાછે બેહુ બાંધવ જંન, કાંઇ આપો તો લેઈ જઇયે અંન.
મુખ મરડયાં એહેવું સાંભળી, સહુ હસી બ્રાહ્મણની મંડળી;
આચાર્ય બોલ્યો કર્મશૂચી, ગોપને જગ્નઅંનની રૂચી.
તમો પશુપાળ રહો વન મહાંય, તમારે સ્પર્શે અંન અભડાય;
જે ગાય ચારે જેષ્ટિકા ગ્રહી, તે અમો કૃષ્ણને માનું નહીં.
પરમેશ્વર શું ચારે પશુ, અમો ભૂલું અધ્યયન કશું;
બોલ્યા બ્રાહ્મણ વચન કઠોર, ન ઓળખ્યા બ્રહ્મ નંદકિશોર.
હાકટયા બાળક પાછા વળ્યા, રામકૃષ્ણ પાસે જઈ નીકળ્યા;
સજળ નેત્ર છે કંપાયમાન, દેખી માનભંગ પૂછે ભગવાન.
સખા શે ઓશીયાળા થયા, કહોની પાસે અંન માગવા ગયા;
ગોપ કહે જાચ્યા ઋષિજંન, અમો છળ્યા તે તમારૂં પુણ્ય.

[1] "ન પામ્યા સાર કાંઈ દેખતા નથી" (બા૦ પ્ર૦).

તમારૂં નામ લીધું ફરીફરી, તે બોલ્યા તે કેમ કહીયે હરી;
અમારો ધર્મ નહીં કૃષ્ણરાય, મળુ ગોષ્ટ કરતાં નિંદા થાય.
જો સ્વામી કીજે શત અપવાસ, તો અંન ન માગીયે બ્રાહ્મણપાસ;
શ્રીકૃષ્ણ કહે કાં જાચ્યા ઋષી, મિત્ર મહારા થયા મહાદુખી.
ભાઈ ક્ષુધા તો ભાંજે આપણી, જો તમો જાઓ ઋષિપત્નીભણી;
સ્ત્રીજનનાં હોય કોમળ હ્રદે, કરૂણાભક્તિ મહારી નારીને હ્રદે.
નિત્યે વેણુ નાદ સુણે આપણો, અભિલાખછે મળવાનોઘણો;
તમો જઈ જાચો ઋષીની સુંદરી, આપશે પાત્ર અંનનાંભરી.
ગોપ કહે કેમ ઉત્તર દીજીયે, તહાં જાતાં અમો ઘણું બીહીયે;
ઋષીની સ્ત્રી કેમ રૂઠી હશે, બીજીવાર વળી ફેરો થશે.
પ્રેમ કીજે આજ્ઞાનો લોપ, ઋષીપત્ની પાસે ચાલ્યા ગોપ;
જગ્ન મંડપભણી નવ ગયા, આશ્રમદ્વાર જઈ ઊભા રહ્યા.
જવ દીઠી ગોપતણી મંડળી, પૂછવા બ્રાહ્મણી ટોળે મળી;
આશ્રમ આશ્રમથી નીસરી, ગ્વાળ પ્રત્યે અબળા ઊચરી.
તમો કીએ ઠામ વસો ગોવાળ, અને દીઠાછે કયકું દીનદયાળ;
જસોદાનંદન શ્યામળવાન, કાળીનાથન ગોકુળ કહાન.
અમો નિત્ય સાંભળું મોરલીગાન, શ્રીકૃષ્ણનું હ્રદયા રાખું ધ્યાન;
તમારી ટોળીમાં શું નથી હરી, કહે પ્રેમદા ભક્તિ રસ ભરી.
ગોપ કહે સાંભળીયે માત, છે નિકટ ઊભા બંન્યો ભ્રાત;
છે ગોકુળમાં અમારો વાસ, અમો છૌ શ્રીકૃષ્ણના દાસ.
એકવાર અમો આવી ફરી ગયા, ભરતાર તમારે ઉત્તર કહ્યા;
ભૂખ્યા છે બેહુ બાંધવ જંન, તમ પાસે લેવા મોકલ્યા અંન.

(વલણ)

અંન માગેછે શ્રીહરી, એહેવી વારતા ગોપે કહીરે;
ભૂખ્યા જાણી ભગવંતને, મૃત્યુતુલ્ય અબળા થઈરે.

---

(કડવું ૬૯ મુ—રાગ મેવાડો)

વારતા સાંભળી હો, જે ભૂખ્યા છે હરી;
હ્રદયા દાધી હો, ઋષીની સુંદરી.
ન્યાત કુટુંબની હો, લજ્જા પરહરી;
ઘરકૃત્ય મુકી હો, સહુ કો નીસરી.
અવળાં વસ્ત્ર પેહેરયાં હો, ભૂષણ વીસરી;
ખટરસ અંન હો, લીધાં ભાજન ભરી.

દૃષ્ટિ હરિ ચરણે હો, ન જૂએ પાછું ફરી;
નિધિભણી સરિતા હો, તેમ તે સાંચરી.

કુટુંબ મરજાદા હો, લજ્જા પરહરી;
પતિ પરિવાર હો, તેણીયે તુચ્છ કરી.

ચાલે જેમ પંખીણી હો, અથવા ખેચરી;
ભક્તિ અબળાની હો, થઈ સર્વ ઉફરી.

હરિને નામે હો, ભવસાગર તરી;
પતિ પુત્ર પિતા હો, લાગે જેહેવાં અરી.

જે હરિને મળતાં હો, થાયછે અંતરી;
બ્રાહ્મણ ધાયા હો, દંડ કરમાં ધરી.

જગ્ન રહ્યો અમથો હો, રહ્યા વેદ ભાખવા;
ઋષી સહુ ધાયા હો, નારીને રાખવા.

અજુગત આચરે હો, નારી થઈ પાપણી;
પ્રીત પિંઢારસું હો, મૂકી સેવા આપણી.

ઝાલો પછાડો હો, એહ સ્થાનક હણો;
સ્ત્રી હણ્યાનું હો, રખે પાતિક ગણો.
ઋષી સહુ થાકા હો, સ્ત્રીને પહોતા નહીં;
મનને વેગે હો, હરિ ચરણે ગઈ.
એક ઋષિપત્ની હો, નિજ નાથે ગ્રહી;
સહુ મળ્યા મારવા હો, એહ બુદ્ધિ કોણ થઈ.
નાથે ગ્રહ્યો ચોટલો હો, ભ્રાતે તે હાથ ગ્રહ્યા;
મુનેવર સઘળા હો, એકને રોકી રહ્યા.
મહાદુખ પામી હો, નેત્ર નદી વહી;
સહુ હરિ પામી હો, હું એખલી રહી.
કોણ કર્મ મહારૂં હો, નવ નીરખ્યા હરી;
સહુ સતવંતી હો, અસતી હું ખરી.
વિજોગદાધી હો, પ્રેમ પીડ ઘણો;
તેણીયે મૂકયો હો, દેહ સથ આપણો.
પહોતી હરિચરણે હો, ચતુર્ભુજ રૂપ થયું;
બ્રાહ્મણના હાથમાં હો, અમથું શબ રહ્યું.
સહુ સ્ત્રી પેહેલી હો, હરિકને તે ગઈ;
લક્ષ્મી સરખી હો, વિષ્ણુ કને તે રહી.
ભક્તિપ્રીતનું હો, કારણ મોહોટું છે;

હરિભજન વિના હો, બીજું સહુ ખોટું છે.

(વલણ)

ખોટું સરવ ભજન વિના, ભક્તિયે પામીયે પારરે;
ઋષિપત્ની હરિને મળી, તેહેનો કહું વિસ્તાર રે.

---

### (કડવું ૭૦ મું—રાગ વેરાડીની ચોપઇ)

શ્રીકૃષ્ણકને અબળા આવી, તે ચતુર વિધિનાં અંન લાવી;
કો સ્નેહ પકવ લાવી પાયસાન, નાનાવિધ ઉત્તમ પકવાન.
કોય પકવ ઉષ્ણ લાવી ખીચડી, મસ્તક લીધી બળતી તાંબડી;
તે નથી દાઝતી નેહે ભરી, કો લાવી પલ્હાળી બાજરી.
કો ભાતદાળ મોદિક પોળી, આણ્યાં મહી શર્કરા ઘોળી;
પૂરી પૂડા ઢોકળાં વડાં, કો લાવી કંદ મૂળ પાનડાં.
કો કોઠાં બીલાં લાવી ગરાડી[1], કો પત્ર શાખ લેઈ દાડી;
કો અકિંચન[2] અબળા બાપડી, તે લેઈ આવી પાપડ પાપડી.
દરિદ્રી ઘરમાં સ્વામી વઢકણો, તે લેઇ આવી જળનો કરવડો;
ઘરમાં અનાથ વ્યાપી સર્વત્ર, તે લેઇ આવી તુળસીનું પત્ર.
કો દુર્બળ ઉભી રહી હરીને પાસ, તે લેઈ આવીછે માગી છાસ;
સ્હોડમાંથી કેમ શકે કહાડી, તે લેઈ આવી રોટલી ટહાડી.
ઘૃત માખણ કો લાવી દહીં, તે સર્વે હરિ પાસે જઈ રહી;
રૂપાં સોનાં કનકથાળી, કો દુર્બળ લાવી પત્રાવળી.
કો ભૂષણ ભરી દીસે રૂડી, કોને હાથે બેત્રણ ચૂડી;
કોની આલે સૂરજની આભા ઘટી, કો દુર્બળ કાને કુંકાવટી.
કોને પટોળી ઓઢયાં પટકૂળ, કોને જીરણ કામળી વિનકૂળ;
દરિદ્ર ભાગ્ય સઘળે વ્યાપી રહ્યું, કર્મથકી કો નવ ઊગર્યું.
જો ઉજડ વનમાં બેસે જઈ, પણ ભાગ્ય રેખા મૂકે નહીં;
નિર્ભાગી સગ રાજાનો કરે, તે ઉદ્યમ કરતો ભૂખે મરે.
શુકજી કહે સાંભળ ભૂપતી, કો હરિને ઓછી અદકી નથી;
કૃપાનાથ કમળ લોચન, પ્રથમ લીધું દુર્બળનું અંન.
પકવાન ધાન ફળ વા પત્ર, હરિયે સકળ અંન કીધું એકત્ર;
ઓંઢ્યું અંન કામળ પાથરી, ગોપ માત્રને પીરસે હરી.
વિખાણી વિખાણી આરોગે ગ્રાસ, ઋષીપત્નીને કહે અ-
વિનાશ;
મ્હારો તાપ ક્ષુધાનો સમ્યો, જે જન્મ મધ્યે એહેવું નથી
જમ્યો.

કેમ વર્ણવું સ્વાદ વાણીયે, મનમાંનું મનમાં જાણીયે;
ક્ષુધાદુઃખ અમારૂં તમો હરયું, ઠરજો જેમ પેટ મહારૂં
ઠરયું.
નિજ ભરતારની સેવા કરો, જાઓ સતી સહુ પાછાં ફરો;
ગૃહકૃત્ય ધંધો અનુસરો, સ્વામીનું વચન મન ધરો.

(વલણ)

સેવા કરો નિજ નાથની, સકળ ધર્મ થાય ઉદેરે;
ભટ પ્રેમાનંદ કહે કથા પછી, ઋષીપત્ની તે શું વદેરે.

---

### (કડવું ૭૧ મું—રાગ ધનાસરી)

શ્રીકૃષ્ણ પ્રત્યે અબળા ઊચરે, વેદનું ભાખ્યું કોણ ખોટું કરે;
તાહારે ચરણે આવ્યું તે કેમ પાછું ફરે, અમને ફરતાં વે-
દને શું ઉગરે[1].

(ઢાળ)

વેદને શું ઊગરે જે, શરણ આવ્યું પાછું ફરે;
કૃષ્ણ મૂકી કુટુંબ સેવે તે, નાનાં દુખ દેહનાં ધરે.
પરિવારથી પરવારવા અમો, ઇચ્છા કરૂં છૌં ઘણી;
સદૈવ રાખો નિકટ સ્વામી, કરૂં સેવા તમતણી.
શ્રીકૃષ્ણ કહે બાઇ સાંભળો, તમો મુક્તિ પામવા જોગ થઈ;
તારો પોતાના ભરતારને, એકલાં તો શોભો નહીં.
તમથકી હું વેગળો નથી, સંસારનાં દુખ વામશો;
કૃપા કરી વરદાન આપ્યું, અંતે વૈકુંઠ પામશો.
ઘણું કહી વાળી સતી, હરિયે હરખ ઉપજાવીયા;
મુક્તિ દેખી પેલી નારની, બ્રાહ્મણ હરિ કને આવીયા.
પશ્ચાત્તાપ પામ્યા ઘણું, ઋષી સ્તવન કરે વેગળા રહી;
વૃષભનીપેર વહી વિદ્યા, કૃષ્ણ બ્રહ્મ જાણ્યા નહીં.
વિપ્રવંશે અવતરયા, સંસ્કાર અડતાળીશ;
હોમ કરી કરી હાથ થાક્યા, જાણ્યા નહીં જુગદીશ.
જાચક થઈ હરિયે અંન જાચ્યું, અમો જાણ્યા ગોવાળ;
અમો બુડયા સ્ત્રી તરી, તાહારી મોટી માયા જાળ.
અપરાધ ક્ષમા કરો સ્વામી, એહેવું કહી નીચા નમ્યા;
શ્રીકૃષ્ણ કહે તરશો જીવડે, આટલા દિવસ ભૂલા ભમ્યા.

---

[1] 'ગોરાડી' (બા૦ પ્ર૦). [2] 'અકંચન' (બા૦ પ્ર૦) ને એક ગુ૦ પ્ર૦, બીજી ગુ૦ પ્રતોમાં 'અકજ' છે.

[1] એક ગુ૦ પ્ર૦માં 'વેદનો શો અર્થ સરે' છે ને બીજીઓમાં 'વેદનું શું ઉગરે' છે.

( વલણ )

પાએ લાગી બ્રાહ્મણ વળ્યા કહ્યો, ઋષિપત્નીનો મહિમાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, તેવીસમો અધ્યાયરે.

---

## અધ્યાય ૨૪ મો.

### ( કડવું ૭૨ મું—રાગ અસાવરી )

શુક કહે સુણ ભૂપતી, અદ્ભુત લીલા અવિગતી;
કેમ કહેવાય માહારીવતી વિસ્તરી રે.*

( ઢાળ )

વિસ્તાર કરી જાણું નહીં, અદ્ભુત લીલા બ્રહ્મ;
જીવ વખાણે કેમ કરી જે, લાગું માયાકર્મ.
ભેદ ન પીછે ભારતી, વેદ નેતિ વિખાણે;
પરાત્પરની પ્રબળ લીલા, પામર નર શું જાણે.
એ ઋષિપત્નીની કથા, આદરે લીધાં અંન;
હવાં ચાર અધ્યા વરણવું જે, ધરયો ગોવરધંન.
મદ હરયો મઘવાતણો, નિવારી પાવસવૃષ્ટ;
સપ્ત દિવસ રીલ રાખ્યો, હર્યું વ્રજનું કષ્ટ.
ઉપનંદ ને વૃષભાન રાજા, સમગ્ર ગોપ પરિવાર;
નંદજીને ઘેર આવી, કીધો ઓચ્છવ વિચાર.
કાલે ઓચ્છવ કીજીયે પૂજીયે પાકશાસંન;
વૃદ્ધ ગોપને વીનવીને, બોલ્યા મધુસુદંન.
એ શો વિચાર તમો કરો, પરમેશ્વર એમ પૂછે;
ઉજાણી ઠરાવી કાલની, એ આનંદ કહોની શું છે.

( નંદ વચન )—

પ્રાણવલ્લભ સાંભળો, કહું ઓચ્છવનું વૃત્તાંત;
ઇંદ્ર મહોચ્છવ કીજીયે તો, વિઘ્ન પામે શાંત.
સદૈવ પૂજા કીજીયે, સંવત્સરે એક વાર;
ઇંદ્રપૂજાનું કવણ ફળ તે, પૂછે જુગદાધાર.
છે પ્રબળ મહિમા ઇંદ્રનો, એમ બોલીયા નંદરાય;
શક્રની આજ્ઞા વડે, મેઘની વૃષ્ટિ થાય.
મેઘથી તૃણ ઉપજે, સંતુષ્ટ થાયે ગાય;
દૂધ ઘ્રૃત ઘણું ઉપજે, ચાલે આપણો વહેવાર.
રાજાને જેમ રાજપદવી, આપણને ગૌધંન;
વ્રજવાસી સુખ ભોગવે તે, ઇંદ્રપૂજાનું પુણ્ય.

હાસ્ય કરીને કહે હરી, દૂષણ કેમ દઉં તાત;
મહારે મન રૂચતી નથી, જે તમે કહોછો વાત.
શું જગત જીવે ઇંદ્ર વડે, ન ઘટે વૃદ્ધને અજ્ઞાન;
અશ્વમેધને બળે પામ્યો, સ્વર્ગનું રાજધાન.
નિરમે છે બ્રહ્મા સૃષ્ટિને, પરમેશ્વર પ્રતિપાળે;
અષ્ટમાસની અવધિ કીધી, આવી મેઘ વરસે કાળે.
ચાર માસ રવિ ઘણું તપે, ચાર માસ શીત સમીર;
તેમ ચાર મહિના ચોમાસું, મેઘ વરસે નીર.
આપાપણું કારજ કરે, જે વિધિયે બાંધ્યું નિર્માણ;
મેઘ વરસે આજ્ઞા વિષ્ણુની, શું ઇંદ્રનું પ્રાધાન્ય.
અજુક્ત પૂજા પરહરો, કરો જે હોએ જુક્ત;
એ ભક્તિ છે વ્યભિચારની, એમ જોતા નથી જુક્ત.
સ્ત્રી નિજ પતિને પરહરી, કરે અન્ય નરનો સંગ;
તેહેને કેમ કહીયે પતિવ્રતા, છે યથા એહ પ્રસંગ.
વસીયે જેહેની તલેટી, વળી તૃણ ચરે ગૌધંન;
આપણો એહ દેવતા, સહુ પૂજો ગોવરધંન.
એક ઓચ્છવ ગોવરધનને, ઇંદ્રને શો રહેવા;
જો પ્રતાપ દેખો પર્વતનો, સદૈવ કરજો સેવા.
અમો બાળકની બુદ્ધિ સ્વલ્પ છે, તમો ડાહ્યા થાશો સર્વ;
ઘટે તો પૂજો ગિરી, છે કાલ મોહોટું પર્વ.
ગોપ વૃદ્ધ પ્રસંન હવા, વિશેક વારતા માની;
ગોવરધનને પૂજવો, ઇંદ્રને પૂજા શાની.
એ ભ્રષ્ટ મારગ પરહરો, નહીં ઊચિત પ્રશસ્ત;
સંપાદી વચન શ્રીકૃષ્ણનું, ઊઠયા ગોપ સમસ્ત.

( વલણ )

સમસ્ત ગોપે નિરધાર કીધો, ઊત્તમ વિચાર્યું શ્રીહરિરે;
બીજે દિવસ સહુ ગોપ ગોપી, પરવરયાં પૂજવા ગિરિરે.

---

### ( કડવું ૭૩ મું—રાગ નટ )

સમસ્ત વર્ગ ગોપનો ચાલ્યો, પૂજવા ગોવરધંન;
રંગ્યા શૃંગ અંગ ચીતરયાં, શૃંગારયાં ગૌધંન.
કનક ઝાંઝરી પાગ ધરીરે, ઠમક વાછરૂ ચાલે;
ગોપ સમસ્ત ચાલ્યા ઊજાણી, લાકડીયે શીકાં બે—સમ૦
શકટ રથ વીંસલાં જોડ્યાં વૃષભ પોઠી કીધા;
ઉન્મત્ત ગોપીયે અંન ભરી રે, મસ્તક ટોપલા કીધા.

* "વિસ્તાર એ વિસ્તરી" ( પ્રા૦ પ૦ )

બાળક લીધાં છે કટિલંકે, પટોળી પાએ રોળંતી;
વ્રજવધુ હીંડે મદમાતી, મોરલી નાદ ડોલંતી—સમ૦

વેણુનાદ કરે ગોવાળા, વળી ગીત બાળા ગાય;
આભરણ આભૂષણ નાનાવિધ, શોભા વરણી ન જાય.
ગોવરધંન નિકટ સહુ આવ્યું, તવ કરે જેજેકાર;
પ્રાણી માત્ર પૂજે પર્વતને, જેમ કહે નંદકુમાર—સમ૦

સ્વયંપાક કીધા સહુ ગોપે, પવિત્ર અંન રસોઇ;
બ્રાહ્મણ પાસે હોમ કરાવ્યા, પછે પૂજા વેળા હોઈ.
પર્વતની પ્રદક્ષિણા કીધી, નાહી ઊભા નંદરાય;
ગૃહસ્થ ઋષીને તેડી તેડી, આપી સવત્સી ગાય—સમ૦

અબોટીયાં પરિધાન કરીને, પર્વત પાસે આવે;
શાક પાક સ્વાદીક અંન ઉત્તમ, નૈવેદ ગિરિને લાવે.
ધૂપ દીપ આરતી અજવાળી, મૂકી નૈવેદની થાળી;
બીજું રૂપ ધરીને બેઠા, પર્વતમાં વનમાળી—સમ૦

ગોવર્ધન પૂજે ગોવાળા, ઉલટ આણી મંન;
શ્રીકૃષ્ણ કહે કરોની પરીક્ષા, ગીરી લેછે અંન.*
પર્વત દેવ સાધુને મૂકી, કો પૂજે ઈંદ્ર અહંકારી ?
ગિરિમાં પોતે ગોપમાં પોતે, કરે કૌતક દેવમોરારી—સ૦

પર્વતમાંથી અંન આરોગે, લાંબો કરી હરિ હાથ;
રૂપ દેખીને આશ્ચર્ય પામ્યા, ધન્ય ગોકુળનાથ.
ઘેર ઘેરથી નીસરી વ્રજનારી, સહુ દરશણને આવે;
કો અક્ષત કો પુષ્પ લેઇને, કો મુકતાફળે વધાવે—સમ૦

તાળી શંખ વાંસળી વાજે, ચંગ મૃદંગ બહુ ઢોલ;
ભરયા આનંદ નાચે છંદ, રસ વરસે અતોલ.
જય ગોવરધન જય ગોવરધન, ગોપ વદછે વાણી;
પાગે લાગી દીનત્વ ભાખે, નંદજીની રાણી.—જય૦

માતા માગે પર્વત પાસે, જોડી બંન્યો પાણ;
દેવ ગોવરધન હું પાગે લાગું, માહારા પુત્રને કરો કલ્યાણ;
સર્વ ગોપને કહે સામળીયો, પર્વતને પાગે લાગો;
ફરી આહાવો દેવ ન દેખો, જે જોઇયે તે માગો—જય૦

સકળ સમૃદ્ધિ આપે ગોવરધન, મનવાંચ્છિત ફળ થાય;
ખાળી સઘળી ઠાલી કીધી, મૂકે સર્વ મુખમ્હાંય;

એક રૂપે જમે પરમેશ્વર, એક રૂપે જમાડે;
નારાયણની અદ્‌ભુત લીલા, પ્રભુ સહુને સુખ પમાડે—જય૦
પ્રત્યક્ષ દેવ પર્વતને જાણ્યો, ગોપ સહુ ગુણ ગાય;
વ્રજવાસી સહુ સાયંકાળે, આવ્યાં ગોકુળમ્હાંય;
જય ગોવરધન જય ગોવરધન, ગોપ વદેછે વાણી;
પાગે લાગી દીનત્વ ભાખે, નંદજીની રાણી.

(વલણ)

ગોકુળમાં સહુ આવિયા, શુક કહે સાંભળ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, ચોવીશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૨૫ મો.

### (કડવું ૭૪મું—રાગ કેદારો)

ગોવરધનની પૂજા કરી, જુગમ રૂપ કીધાં હરી;
આવીયા સાંજે ફરી, ગોકુળ વિખેરે.

(ઢાળ)

ગોકુળમાં આવ્યા વ્રજવાસી, પર્વતને વખાણે;
ભાઈ ગોવરધનને ગર્વ નથી, સહુ ભોજન સાચું જાણે.
આટલા દિવસનું વૃથા ગયું, જે પૂજ્યો પાકશાસંન;
એકવાર ન સાંભરયું ભાઈઓ, જે હાથે લીધું અંન.
મઘવાને મદ રાજતણોછે, નથી ગોવરધનને ગર્વ;
વાર વાર પૂજો પર્વતને જેવારે આવે પર્વ.
નંદપુત્રની તીવ્ર બુદ્ધિ છે, ગોપ કરે વરણુંન;
એ કથા તો અહીંથી રહી, શું થયું સ્વર્ગસદંન.
ઈંદ્ર સભામાં નારદ આવ્યા, મઘવાએ માન દીધૂં;
આપી આસન માનુભાવને, પ્રેમે પૂજન કીધૂં.
કેમ કૃપા કીધી કરૂણામય, નારદ વળતું ભાખે;
સાવધાન રાજા તેહેનું કહીયે, જે દૃષ્ટ સઘળે રાખે.
મેં ઘણાં ઇંદ્રનાં રાજ જોયાં, બહુ કાળ થયા છે મુજને;
ઊન્મત્ત પ્રજાએ તું ઊવેખ્યો, શુદ્ધ નથી તે તુજને.
અંતરધાન થયા એહેવું કહી, નારદે કૌતક કીધું;
ઇંદ્રે જોયૂં મંન વિચારી, કોણે માહારૂં પૂજન લીધું.
ભૂગોળના અનુચર આવ્યા, તે બોલ્યા કરી પ્રણામ;
સ્વામી ગોકુળવાસીયે પર્વત પૂજ્યો, ગોવર્ધન છે નામ.
મહોચ્છવ તમારો લોપ્યો, નંદપુત્રતણે પ્રતિબોધ;
વાત સાંભળી સેવક મુખની, ચડયો ઇંદ્રને ક્રોધ.

---

* એ લીટી ને બીજી પાંચ, બા૦ પ્રતમાં તુક કડી ને પ્રાસ એ-માં ઘણીજ ઉલટસુલટ છે; વળી એક તુક છેજ નહીં. મુ૦ પ્રતોમાં યથાસ્થિત છે.

સકળ લોકમાં રંક ગોવાળાં, જે છવે પશુ ચારી;
આહીરાં હીનમારગ ચાલે, કોણ રાખે મર્યાદા મ્હારી.
નંદને ઘેર એક પુત્ર થયો તે, કહાવે છે અવતારી;
નવો મારગ તે બાળકે કીધો, વરરીત લોપી મહારી.
મદ ઘણો છે મહીયારાંને, પેનું અગણિત દૂઝે;
રૂડી પેર શિક્ષા દઉં ફરી, પર્વતને નવ પૂજે.
દ્વાદશ મેઘને આજ્ઞા આપી, જળ ગોકુળ ઉપર રેડો;
ગૌ ગોપ તાણો જમુનામાં, મૂળથી ગામ ઉખેડો.
વાયુ સર્વ સંઘાથે જાઓ, ઉડાડો પર્વત શૃંગ;
જો માહારા ક્રરનો ભંગજ કીધો, તો કરો ગોકુળનો ભંગ.
કાં નહીં સ્વામી કહી થયા તત્પર, પવન ને પરજંન;
અંધકાર થયો ગોકુળમાં, ઘન ગાજે ગગંન.
તિમિર આગળ કાંઈ ન સૂઝે, રવિજ્યોત અભ્ર બાંધી;
કોરણુ ઉડે થાય કડાકા, પ્રબળ વાયુની આંધી.
ભયજુક્ત નરનારી નાહાસે, ભવન આપણાં ભૂલે;
ગિરિશૃંગ શિલા બહુ વરસે, ઉડે વૃક્ષ સમૂળે.
અકાળ મેઘ કોપીને આવ્યો, કો નવ પીછે કારણ;
છાજલ[1] છાપરાં ઊડીગયાં, રહ્યાં ભોમ ધારણ.
ચમક ઝમક વીજળી ચમકે, ચમકે નહાનાં બાળ;
નંદમંદિર સરવ કો આવ્યું, રાખે દીનદયાળ.
વાછરૂ ત્રાસે સુરભી નાહાસે, આખાંગતા નાહાસે સાંડ;
કડકડાટ શબ્દ થાય આકાશે, શું ભાગશે બ્રહ્માંડ.

(વલણ)

શું બ્રહ્માંડ શકે ભાંજશે, હરિયે જાણ્યો ઇંદ્રનો ક્રોધરે;
મઘવાનો મદ ઊતારવા, સાંધ્યા જાદવ જોધરે.

---

( કડવું ૭૫ મું—રાગ મલ્હાર )

ગગન ઘટા ઘનઘોરતણી, ઘુમે પવને ઘેરચું ગામરે;
ગોપી ગોપ ગૌ દુખ પામીયાં, દેખી કોપ્યા ઘણું ઘનશ્યામરે.
અવળાં સવળાં દોડે આભલાં, વરસે મેહુલો મુસળધારરે;
જાણે જીવ્હા શું વાસુકીની, થાય વિદ્યુતતણા ચમકારરે.
વ્રજવધૂ થરથર ધ્રુજતી, ગોપ વાત કહે મંહોમહાંયરે;
કૃષ્ણ બાળકનું કહ્યું કરયું, કુશળ કહાંથી થાયરે.
ત્રિભુવનસ્વામી, શત્રુ થયો, તે નંદપુત્ર પસાયરે;
પર્વત આપણે પૂજ્યો તે, શું કરે ગોપીની સહાય રે.
જહાં જઇયે તહાં રાજ ઇંદ્રનું સ્વર્ગ મૃત્યુ પાતાળે આણ રે;
કહીં ઉગરયાનું સ્થળ છે નહીં, વ્રજ લોક ગયા નિર્વાણરે.
કો કેહે દાવાનળથી રાખ્યાં, સમાવી વિષની જ્વાળરે;
સહુ કૃષ્ણને શરણે આવીયું, રાખો રાખો દીનદયાળરે.
નંદ જસોદા ચિંતા કરે, રખે વિઘ્ન કૃષ્ણને થાયરે;
બાઈ સાત વર્ષનો બાળકો કેમ, કરે તમારી સહાયરે.
તમો વૃદ્ધ કહ્યું કાં માનીયું, જે પૂજ્યો ગોવરધંનરે;
જો. સુરપતિયે મેહ મોકલ્યા તો, શું કરે મહારો તંનરે.
માતા આંખ મીચે ભગવાનની, રખે વિજળીયે બ્હીએ બાળરે;
બારે મેઘ સાથે તુટી પડયા, જેમ પ્રલય કરે પશુપાળરે.
મઘવામદ ઉતારવા, ઉગારવા વ્રજનો સાથરે;
પર્વતનો જસ વધારવા, હરિયે લાંબો કીધો હાથરે.
જેમ વર્ષાકાળના તૃણને, ઊપાડે નહાનું બાળરે;
જેમ ઉન્મત્ત ગજ લે શુંડમાં, સકોમળ કમળનાળરે.
તેમ પર્વત લીધો ઊંચલી, લીલાએ લક્ષ્મીનાથરે;
શ્રમ કાંઈ પોહોંતો નથી, જેમ કો મુદ્રિકા ધરે હાથરે.
ગિરિ ગોકુળ ઉપર આણીયો, ધરયો કનિષ્ઠ અંગુળી અગ્રરે;
પર્વત તળે આવી રહ્યું, સહુ ગોકુળ ગામ સમગ્રરે.

(વલણ)

સમગ્ર વર્ગ શ્રીવ્રજતણો, આવી ઠરયો ગિરિતળેરે;
પ્રેમાનંદ પ્રભુરામની, અકળગતિ કો નવ કળેરે.

---

( કડવું ૭૬ મું—રાગ સારંગની ચોપાઇ )

જળથી ગોપવર્ગ ઉગરયો, શ્રીગોવિંદે ગોવરધન ધરયો;
એક ચરણે જેષ્ટિકા ધરી, રહ્યા એકે પાગે હરી.
નારાયણ ચતુર્ભુજ થયા, એક હસ્તે પર્વત તોળી રહ્યા;
એક હસ્તે કરે સમાધાન, બેહુ હસ્તે વેણુ વાએ ભગવાન.
ઊપર મહાજળની ઝકઝોળ, હેઠળ ગોપ કરે કલ્લોલ;
ગિરિશૃંગ ગરી ગરી પડે, માંહોમાંહે શિલા આથડે.
કાષ્ઠ કર્દમ કંટા ઘણ, અકળાએ મરણમાં નહીં મણા;
ગજશુંડાકારે જળધાર, વાદ વદી વરસે ઘન બાર.
ઉડે આંધીના ગોટે ગોટ, વરસે સરવડાં દોટે દોટ;
આઠમો દધી ગોકુળમાં હશે, સમુદ્ર સાતે ડાલા થશે.
કોપ્યા ઘન વરસી આમટા, અભ્ર ઊપર થાએ અભ્રની ઘટા;

---

[1] 'છાજનાં' એક મુ૦ પ્ર૦. 'છાન' બા૦ પ્ર૦.

દિશા કિરણ ન સૂઝે રવી, શું દીસ છપી ને જામની હવી.
રાત દિવસ દીસે સમાન, હારયા મેઘ વરસી નીદાન;
ગોપ સર્વને શાતા થઈ, પણ અંધારે કો દેખે નહી.

વપુતેજ પ્રગટયું ભગવાન, શું થયા ઉદય શશિયર ભાણ;
દીઠો ગિરિ હરિ કર ઉપરે, ગોપ સાથ સહુ સંદેહ ધરે.

પ્રાક્રમ દીઠું અજવાળું થયે, આપણ ઊગરયા ગોવર્ધન ગ્રહે;
કેમ રેહેશે ગિરિ અંગુળી વડે, રખે આપણ ઉપર પર્વત પડે.

હાથોહાથનું કામ મંહિમાં કેહેય, લાકડીના ટેકા ગોવાળા દેય;
માએ જાણ્યું રખે થાકે છૈયો, જસોદાએ ધરયો રવૈયો.

કો નાહાના બાળક પહોંચે નહીં, દે થોભણ ઊખળ ઊપર રહી;
કો વૃષભ ચડી દે ગિરિને હાથ, શ્યાં અભિમાન કરે સહુ સાથ.

નિમિત માત્ર છે કૃષ્ણનું નામ, છે પાંચેપાંચે હાથોહાથનુ કામ;
જેહેનાં મનમાં ગર્વ ઘણો આવે, તે ઊપર ગિરિ હરિ ઘણો નમાવે.

તે પડતો દેખી રોવું માડે, લાગે ભાર થોભણ મૂકી છાંડે;
ઊંચો કર કીધો જદુપતી, તે ગોવાળે પહોંચાતું નથી.

ગિરિ ધારી રાખ્યું ગોકુળ ગામ, તે માટે ધરિયું ગિરિધર નામ;
વહી ગયા એમ દહાડા સાત, વૃષ્ટિ કરી થાકા વરસાત.

પરિક્ષત રાજા પૂછે પ્રશ્ન, મોહોટું પ્રાક્રમ કીધું કૃષ્ણ;
શુક સ્વામી ટાળો સંદેહ, સપ્ત દિવસ વરસ્યા બહુ મેહ.

સમુદ્રનું તટ ઠાલું થયું, તે અગાધ જળ સ્વામી કહાં ગયું;
છે અનંત લીલા શ્રી ભગવાન, શુક કહે સાંભળ રાજાન.

વિચારયું અતરમાં હૃષીકેશ, એ જળથી તાણશે દેશેદેશ;
એ પૃથ્વીમાં પાણી રેલાશે, પૂરમાં પર્વત નગ્ર ઠેલાશે.

હું માટે ઇંદ્રે કીધી વૃષ્ટ, તો મહારી પ્રજા કેમ પામે કષ્ટ;
કહાં ગયું જળ ન જડે પરિશોધ, શ્રીકૃષ્ણે અત્યંત કીધો ક્રોધ.

ક્રોધાગ્નિયે તપ્યા નરહરી, તપ્તમાન થયો આખો ગિરી;
જેમ જળ છાંટયું ઊને તાવડે, તે માંહે બળે પણ બહાર ન પડે.

તે દગ્ધ સ્પર્શ માત્રમાં થાય, એક બિંદુ અળગું નવ જાય;
તેમ ગોવર્ધનમાં જળ પરજળ્યું, એકબુંદ બહાર નવ નીકળ્યું.

ક્રોધાગ્નિયે પરજાળ્યૂં તોય, પરિક્ષત સંદેહ નિવારણ હોય;
દારૂણ વૃષ્ટિ થઈ દિન સાત, થાકયા હારી વળ્યા વરસાત.

તે દાંતે તૃણ ગ્રહીને ગયા, સમાચાર વાસવને કહ્યા;
તમો સ્તવન કરો નારાયણતણું, શ્રીકૃષ્ણ દેવ કોપ્યા છે ઘણું.
ચિંતામગ્ન થયો સુરરાય, તે કહેવાશે આગલે અધ્યાય;
વિઘ્ન વ્રજવાસી કેરૂં ગયું, પ્રગટયો ભાનુ અજવાળું થયું.
ગોકુળ પ્રજા સર્વ ભૂખી રહી, પણ ક્ષુધાએ કો પીડયું નહીં;
પ્રજા વિશ્વંભરને ચરણે વસી, ભૂખ તરસ ભાઇ તેહેને કશી.
પછે સ્થાનક મૂકયો ગોવર્ધન, ગોપ દે મંહિમંહિ આલિંગન;
વધામણી ઘેરઘેર નવનવી, ગોકુળમાં થઇ દીપોત્સવી.

( વલણ )

દીપોત્સવી થઇ વ્રજવિષે, સાંભળ પરિક્ષત રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, પંચવિશમો અધ્યાય રે.

---

## અધ્યાય ૨૬ મો.

### ( કડવું ૭૭ મું—રાગ રામગ્રી ગીતમાં )

ગોવરધન હરિયે ધરયો, દુઃખ વ્રજનું વાર્યું;
પ્રાક્રમ દેખી કૃષ્ણનું, સહુ આશ્ચર્ય પામ્યું ગો૦
સાત વરસને બાળકે, નીવારયો વરસાત;
કર અંગુળીયે ગિરિધરી, રાખીયો દિન સાત ગો૦
એ બળ કહાંથી બાળને, અનુભવ હોય તે જાણે;
બીજું કો માને નહી, વિશ્વાસ ન આણે ગો૦
ગોપ સહુ મળી આવીયા, નંદજીને પાસ;
મોહોટું ભાગ્ય છે વ્રજપતિ, પુત્ર શ્રી અવિનાસ—ગો૦
મનુષ કરી કેમ માનીયે, એ છે અંતરજામી;
આપણે કરમે કરી, દેહ માનુષી પામી—ગો૦
પરિબ્રહ્મ તો નિઃકર્મ છે, જન્મ નોહે કર્મ પાખે;
ઇશ્વરને કર્મ નિજ ભક્તનાં, ભેદ ભારતી ભાખે—ગો૦
બ્રહ્મદશા એ બાળની, અમો જાણી અવિલોકી;
ખટ દિવસને બાળકે, પૂતના સદ્ય શોકી—ગો૦
માસ દિવસના નાથજી, આણ્યો શકટનો અંત;
વરસ દિવસના શ્રીહરીયે, હણ્યો તૃણાવંત—ગો૦
દધીનું ભાજન ભાંજિયું, તક ચોહોદિશ રેડી;
સવા વર્ષને સામળે, નાખ્યાં વૃક્ષ ઊખેડી—ગો૦
વચ્છાસુર પછાડીયો, કોઠીનાં થડ સાથે;
બગાસુર મરડી મારીયો, ચંચ ચીરી હાથે—ગો૦
અઘનો દેહ ઉતરડીયો, કીધું મહાબળ;

ધેનકાસુર પછાડીયા, પાડયાં તાડફળ—ગો૰૧૦
કાળીનાગમર્દન કરી, કહાડયો સહકુટુંબ;
બળભદ્ર પાસે મરાવીયો, પાપી પ્રલંબ—ગો૰૧૦
પણ આ પ્રાક્રમથી અવધિ[1] વળી, આખો પર્વત તોળ્યો;
નંદપુત્રની જોડનો, બીજો ન મળે ખોળ્યો—ગો૰૧૦
મહંત ભાગ્ય રાયતમતણું, પુત્ર સામળ જેહેવા;
કોણ સુકૃત પૂર્વે આચરયાં, સુતનાં સુખ લેવા—ગો૰૧૦
ગતજન્મની વારતા, જાણોછો નંદરાય;
કોણ પુણ્યે પુત્ર પામીયા, અમને સંદેહ થાય—ગો૰૧૦
નંદ કહે સહુ ગોપને, હૂ કાંઈ નથી લેહેતો;
સુકૃત પોતાનું જાણ્યા વિના, ભાજું મિથ્યા કહેતો—ગો૰૧૦
વ્રજલોકને પુણ્યે કરી, પામ્યો છૌં હું પુત્ર;
આશીરવાદ દો સહુ મળી, માહારૂં દીપે ઘરસૂત્ર—ગો૰૧૦
ગર્ગાચાર્ય કહી ગયા, પુત્ર મહાબળી થાશે;
પ્રાક્રમી થાશે અતિઘણો, તેહેવાં નામ ધરાશે—ગો૰૧૦
એહેનો ગર્ગે પાર લહ્યો નહીં, શું લહીયે પામર પ્રાણી;
હું કાંઈ લ્હેતો નથી, બોલ્યા નંદજી વાણી—ગો૰૧૦
સહુ ગોપે પૂજ્યા નંદજી, વરત્યો જયજયકાર;
શ્રીકૃષ્ણને પાગે સહુ કો પડે, તું છે વિશ્વાધાર—ગો૰૧૦

(વલણ)

આધાર વ્રજ પરિવારનો, નમે ગોપ સહુ પાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, છવીશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૨૭ મો.

### (કડવું ૭૮ મું—રાગ સામેરી)

શ્રી શુકજી કહે વિષ્ણુ મહિમાય, ભયજુક્ત થયો સુરરાય;
મેં બહુ દુભ્યા દીનદયાળ, માહારો આવ્યો ફીટણકાળ.

(ઢાળ)

આવ્યો ફીટણ કાળ માહારો, દયાળને દુભ્યા ઘણું;
કો રાખવા સમરથ નથી, ગયું આસન મુજતણું.
દુખ કહું ગુરૂદેવને જે, મૂને આવી દુર્મતી;
સાનકૂળ થાય શ્રીહરી તે, ઉપાય કહીયે બૃહસ્પતી.
ગુરૂ કહે ગર્વ ગયો તાહારો, ગોવિંદ જવ ગિરિ ધરયો;
મમત્વ મૂકી મેઘ વળીયા, અહંકાર તાહારો ઊતરયો.
પરિવાર પિંડારનો પીડવા તેં, પાવસ પ્રેરયો કેમ;
પ્રાભવ પામી પૂછવા આવ્યો, કાં પૂછયું નહીં પ્રથંમ.
ઋષિરાય મેં હ્રષીકેશ દુભ્યા, રમારમણ જાણ્યા નહીં;
બાહુનું બળ પ્રબળ દેખી, બાળબુદ્ધિ માહારી ગઈ.
સ્વામીજી તમો સાથે આવો, હું સામળાની સ્તુતિ કરૂં;
ક્રૂરદૃષ્ટિની સૌમદૃષ્ટિ થાય, અરિષ્ટથી હું ઊગરૂં.
બૃહસ્પતિ ને સુરપતિ સાથે, અને કામદુઘાય;
દેવાંગના ઇંદ્રાણી ઐરાવત, આવ્યા ગોકુળમહાંય.
અર્ધ નિશાએ અંત્રિક્ષ રહી, જય જય અમર ઓચરયા;
કો ન જાણે તેમ મંદિરમાંથી, કૃષ્ણ બાહેર નીસરયા.
ગુરૂદેવને આગળ કરી, ઊઠયો લાજતો સુરરાય;
પ્રદક્ષિણા કીધી પાણ જોડી, ઇંદ્ર પડિયો પાય.
સુરેશ કેશ મસ્તક તણા, સર્વેશ ચરણે લ્હોય;
નખ ચંદ્ર મુગુટમણી તણો, આભા એકત્ર હોય.
સહસ્રકમળે દ્વે કમળ સીંચ્યા, કરી અશ્રુપાત;
શ્રમરનું સુખ પાણે લીધું, કૃતારથ થયો સુરનાથ.
ઇંદ્ર ઊઠાડયો કર ગ્રહી, પુરુષોત્તમ બોલ્યા હસી;
અમો રંક ઉપર પાવસ પ્રેરયો, કોણ બુદ્ધિ તમને વસી.
મૃત્યુલોક સહુ પે દીન છે તેહેમાં, રંક જાતિ આહીર;
કીટ ઉપર કુઠાર મૂકયો, અમ ઊપર દારૂણ નીર.
કહાં સમુદ્ર કહાં સ્વલ્પ નદી, કહાં ગોપ કહાં શક્ર;
કહાં મનુષ કહાં દેવતા, શ્રી કૃષ્ણ બોલ્યા વક્ર.
વક્રોકત વાણી સાંભળી, તે સમયે ભાખે ભૂપતી;
તું પરબ્રહ્મ પરમાત્મા હું, અધમ પ્રાણી દુર્મતી.
અપરાધ અજ્ઞાને થયો હું, ભૂલો રાજમદે કરી;
પર્જન્ય દ્વાદશ મોકલ્યા તે, નિવારયા પર્વત ધરી.
નિજ ભક્તને પ્રતિપાળવા, ટાળવા ભૂનો ભાર;
પતીત કોટિ સંઘારવા, હરી તેં લીધો અવતાર.
મહોચ્છવ પ્રભુ ટાળતાં, મહામદ માહારો ગયો;
પરબ્રહ્મ દર્શન ભ્રાંત ભાગી, પતીત હું પાંજરા થયો.
વિમાન વામા વિષય સેવા, વિલાસ ભોગ નાના ભણું;
પશુપતિ પ્રજાપતિ પાર ન પામે, તો હું પામરનું શું ગણું.
તું સર્વાતીત સુરભી ચરાવાં, પ્રગટ પિંડારો થઈ.
તાહારી ભૂલવણીયે ભ્રાંતિ આવી, મુને દોષ દેવો નહીં.

---

[1] "લીટી" (બા॰ પ્ર॰)-સંસ્કૃત લેખા ને ગુજરાતી લીટી. ગુ॰ પ્રતોમા 'અવધિ' 'હદ' છે.

સર્વેશ્વરને સર્વજ્ય તું, કાં ધરો કોની તમા;
તાહારી માયા અપરાધ કરાવે, તું જ બાપ કરે ક્ષમા.
એવું કહી વળી પાગે લાગો, એક આણ્યું દિવ્ય આસંન;
ઉપર બેસાડ્યા શ્રીહરી, સુરપતિ કરે પૂજંન.
કામદુઘાએ સ્તનવિષેથી, પ્રગટી પયની ધાર;
તે પય પંચામૃત થયું, નવરાવ્યા નંદકુમાર.
સુરસરીનું જળ ભરયું શુંડે, અગ્રઘંટ તોળીયો;
એક કળસ ઐરાવતે આણી, હરિ ઉપર ઢોળીયો.
નિશાપતિ પટકૂળ લાવ્યો, ઉદધિ ભૂષણ લાવીયો;
નંદસુત સાંતરા કીધા, મુગુટ શિર શોભાવીયો.
બૃહસ્પતિયે અભિષેચન કીધું, નારદે કીધું ગાન;
અપ્સરા સરવે નૃત્ય કીધું, રીઝ્યા શ્રીભગવાન.
ઇંદ્ર મસ્તક કર ધરીને, વદ વિશ્વાધાર;
કલ્યાણ ઇચ્છો આપણું તો, કરશો મા અહંકાર.
મુજ સંઘાથે વાદ કરજે, હું નહીં પમાડું ખેદ;
માહારા ભક્તનો જેણે દ્વેશ કાંધો, તેહેનું ઘાતીશ[1] હું ઊછેદ.

(વલણ)

પાગે લાગી માન માગી, સ્વર્ગ ગયા સુરરાયરે;
સૂત પુરાણીક કહે કથા થયો, સત્ત વિંશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૨૮ મો.

### (કડવું ૭૯ મું—રાગ દેસાખની ચોપાઇ)

શુકજી કહે સાંભળીયે રાય, એ કહ્યો ઇંદ્ર જય મહિમાય;
સત્તાવીસમો થયો અધ્યાય, વાક્યસમુદ્ર તરયો કેમ જાય.
નંદને ઇચ્છા ઊપની એક વાર, કીધો અંતરમાંહિ વિચાર;
પૂછયું બ્રાહ્મણને કરી નમસ્કાર, કોણ વ્રતે પામું ભવપાર.
ઘરના વ્યએ આયુશ જાય વહ્યું, સુકૃત વિના વય વૃથા ગયું;
ઉત્તરવય તન જરણ થયું, આત્મસાધન કાંઇ નવ લહ્યું.
કેમ તરિયે દુસ્તર સંસાર, ન પામીયે પુનરપિ અવતાર;
આયુશ થોડું પુણ્ય અપાર, આપો ઉપદેશ કરો ઉપકાર.
પ્રશ્ન સુણી બોલ્યા માનુભાવ, હરિ ચરણે ચિત રાખો દ્રઢવ;
જો મુક્તિ પામવાનો છે ભાવ, છે એકાદશી વ્રત ભવનું નાવ.
આચરો અભયા એકાદશી, ક્ષાલણ થાશે કર્મ મળમસી[2];
જો માધવ ચરણે મનશા વસી, તો જન્મ મરણની ચિંતા કશી.
રૂકમાંગદે અભયા આચરી, તો જનુની જઠરે ન આવ્યો ફરી;
વેદોક્ત અમરીષરાયે કરી, તો શાપ લઈ અવતરયા શ્રીહરી.
વિખ્યાણે અભયાને વેદ સમ્રીત, જે કરે તે થાય સુક્રીત;
આચરતાં મુક્તિ પામીયે તર્ત, સર્વોપરિ છે અભયાવર્ત.
સર્વોત્તમ આવે માગસર માસ, સુદી દશમીથી કરાવો અભ્યાસ;
હવિષ્યાન્ન લેવા પંચગ્રાસ, એકાદશી કરવો અપવાસ.
નિશાએ કરવું જાગરણ, હરિકથાનું કરવું શ્રવણ;
દ્વાદશીમાં જમાડવા બ્રાહ્મણ, જથાશક્તિ દક્ષણા અર્પણ.
ભિન્નભિન્ન છે દંત ધાવન, પૃથક દેવનાં આવાહંન;
પૃથક પુષ્પ અર્ઘ નિવેદંન, કરાવે વિપ્ર કરો પૂજંન.
ચોવિસના ભિન્ન ભિન્ન છે દાન, સદૈવ વત્ત કીજે રાજાન;
દાદશ ત્રણ વર્ષ એક નિદાન, તો મુક્તિફળ આપે ભગવાન.
છે તાહારા ઘરમાં ત્રિભુવનપતી, શ્રીકૃષ્ણ બ્રહ્મ સાચો સર્વથી;
તાહારે વ્રતનું તાત્પર્ય નથી, તેં પાંમી મૂકયો છે અવિગતી.
પણ લો નીમ કરો વ્રત રાય, ધર્મ તે દીઠા પૂઠે થાય;
નંદ આનંદ પામ્યા મન મહાંય, વેદોક્ત માંડી અભયાય.
એકાદશી કરે બીજા ગોપ, પુજે ધેનુ અશ્વત્થ તુળસી રોપ;
શ્રીકૃષ્ણનાં મનમાં ચડીયો કોપ, શે પ્રત્યક્ષ માહારો કીધો લોપ.
અગિયાર માસ વ્રતને થયા, નિશાએ નંદજી નહાવા ગયા;
અર્ધનિશાનો ભેદ નવ લહ્યો, જાણ્યું સહવારો પ્રાતસકાળ થયો[1].
સ્વલ્પ દ્વાદશીનો ભેદ આણી, ઘણી રાત્ર નંદે નવ જાણી;
પેઠા મરજનને હાલ્યું પાણી, કહે વરૂણ સેવકસું[2] વાણી.
કોણ નહાયછે ઉલટ આણી, સુતાં જગાડ્યાં જળનાં પ્રાણી;
મરજાદા મહારી નવ આણી, અહીં લઇ આવો તેહેને તાંણી.
જળ પ્રયોગ કરાવે બ્રાહ્મણ, નંદ ઉભા કરે તર્પણ;
આવી સેવકે તાણ્યાં ચર્ણ, સદ્ય નંદનું કીધું હર્ણ.
વિપ્ર ગોપ કરે પોકારશોર, ન સુઝે જમુના કાળી ઘોર;
સેવક કહે સાહી આણ્યો ચોર, કોપ્યા વરૂણ વદે કઠોર.

---

૧ માત્ર એક શુ૦ પ્ર૦ માં 'ઘાલીશ' છે.
૨ "મળમસી" (બા૦ પ્ર૦). સંસ્કૃત "મલીમસ" અથવા મલ-મળ ને મસી—સાહી લખ્યાની.

૧ (સંવત ૧૯૦૫ની શુ૦ પ્ર૦). બા૦ પ્ર૦ માટે ત્યાંની પ્રત ને એક બીજીમાં "જાણ્યું સહવારી સાંચું અભયાએ" ને બીજી પ્રતોમાં "સાકુભયો". ૨ "કહે વરૂણ તેસું વાણી." (બા૦ પ્ર૦)

રૂડીપેર બાંધી ને તરાડો, એહેને કારાગૃહમાં બેસાડો;
રખે કહ્યા વિના બહાર કહાડો, ન નહાય ફરી વિપત પાડો.
નંદ જેવારે બંધન થયા, ગોપ સર્વ ગોકુળમાં ગયા;
સમાચાર જસોદાને કહ્યા, બૂડા નંદ પાણીમાં વહ્યા.
જાણી વાત જે બૂડા નંદ, ધાયાં ગોપગોપીના વૃંદ;
ધાઈ જસોદા કરતી આક્રંદ, હો પિતા કરી રોયા ગોવિંદ.
સહુ જમના તટ આવ્યા ગોવાળ, કો કહે પાણીમાં નાખો જાળ;
માથે હાથ દઇ બેઠા ગોપાળ, કેમ જીવીસ હું નહાનો બાળ.
પછે રોતા બોલ્યા સુંદરશ્યામ, તમે જસોમતીને રાખો રામ;
એ ઊન્મત્ત વરૂણનું છે કામ, પ્રાત થયા પૂઠે કરશું સંગ્રામ.
એમ કરતાં થયો પ્રાતઃકાળ, નંદ પ્રત્યે પુછે દિગપાળ;
કોણ જાતિ તાહારી બુદ્ધિબાળ, નંદ કહે હું છૌં ગોવાળ.
રંક આહીર વસું ગોકુળ ગામ, વ્રજપતિ નંદ છે મહારૂં નામ;
એક પુત્ર માહારે સુંદરશ્યામ, હું નહાવા આવ્યો અભયા કામ.
વચન સાંભળી ભડક્યો રાય, વરૂણ પડ્યો નંદજીને પાય;
સ્વામી મેં મોટો કીધો અન્યાય, છે પરમેશ્વર તાહારા ઘર મહાંય.
તું જગતપિતાનો પિતા મહારાજ, મેં મોહોટો કીધો અન્યા આજ;
કોપ્યા કૃષ્ણ ગયું મમરાજ, તમો નંદજી માહારી રાખો લાજ.
આપી આસન પૂજન કરે, હું દાસ દાસ વાણી ઓચરે;
કરજોડી પ્રદક્ષણા કરે, મુગટ ઊતારી ચરણે ધરે.
અરચ્યે કેસર કુંકુમ ચંદન, નૌતમ પેહેરાવ્યાં વસંન;
પાલખીયે બેઠા ગોપ સ્વામિંન, સ્ત્રી ભરતાર થયાં બેહુ વાહંન.
પૂજ્યા નંદ વદન શોભતું, ઓઢ્યું પીતાંબર અંગ ઓપતું;
મુગટ મોતીવૃંદ ઝૂમતું, બેઠા પાલખીયે ઝાલી ઝૂમતું.
અગર ધૂપ વાયુ વ્યંજન, પુઠે બંદી બોલે ધન ધંન;
કૌતક નંદ વિચારે મંન, આ સરવે દીકરાનાં પુણ્ય.
ચંપાવા કટિ બાંધી મોરાર, વારેછે સહુ વ્રજની નાર;
એહેવે હાલ્યું જમુના વાર, ગાજતે નંદજી નીસરયા બહાર.
નાના વિધ વાજે વાજિંત્ર, વિખાણે સહુ કૃષ્ણ ચરિત્ર;
વરૂણ કહે હું થયો પવિત્ર, આજ નંદરાય મેં કીધા મિત્ર.
દેવવૃંદ બાહેર નીકળ્યું, ગોપવૃંદ સહુ જોવા મળ્યું;
પીડા દુખ કોને નવ કળ્યું, સહુ કહે વ્રત નંદજીને ફળ્યું.
જસોદાને હિત હૈયે વ્યાપે, મોહ પામી પતિને પ્રતાપે;
કૃષ્ણ વધામણી સહુને આપે, આજ નવો જન્મ પામ્યો છે બાપે.
ભેટ્યા કૃષ્ણ મળ્યું સહુ કોય, નંદ સમે વીચારી જોય;
ભક્તિ વરૂણની અતિસેં હોય, નમ્યો વરૂણ કર જોડી દોય.
પંછે રામકૃષ્ણની પૂજા કરી, ભેટ પ્રભુને ચરણે ધરી;
કર જોડી વિનવીયા હરી, પછે જથારથ વાણી ઓચરી.
સ્વામી નંદ માહારો રાખ્યો ભાર, પણ અન્યા મેં કીધો અપાર;
અજ્ઞાને બંધન કીધા મહાર, ક્ષમા કરો તે વિશ્વાધાર.
હરિ કહે સાંભળ વરૂણ, શું કરૂ જો તું આવ્યો શર્ણ;
જે જન વંદે મહારાં ચર્ણ, તને કદા હોએ મર્ણ.
વળ્યો વરૂણ કરી નમસ્કાર, ધન સકળ ગોપપરિવાર.
વૈકુંઠનાથે લીધો અવતાર, એમ કહી વરૂણ ગયો નિજ દ્વાર.
પછે જમનાજીમાં મરજન કરી, આગળ ગોપ પાછળ સુંદરી;
સહુ ગોકુળમાં આવ્યું ફરી, દ્વાદશી સધાવી પિતાને હરી.
જે વરૂણે જાતીવેળા કહ્યું, તે ગોપ સર્વનાં મનમાં રહ્યું;
જ્ઞાન વરૂણવાણીથી લહ્યું, વૈકુંઠ જોવાને મન સહુનું થયું.

( વલણ )

થયું મન સર્વ ગોપનું, વૈકુંઠ જઇયે અશ્વમેવરે;
આરત જાણી ભકતની હરિયે, વૈકુંઠ કીધું તતક્ષેવરે.

---

## ( કડવું ૮૦ મું—રાગ વસંત )

માહારે વાહાલે વૈકુંઠ દેખાડ્યું, ગોપવૃંદ આનંદ પમાડ્યું.
અભિપ્રાય ગોપનો જાણી, કૃપાનાથે કરૂણા આણી;
નીજ દાસ જાણી સુખ દીધૂં, ગોકુળ વૈકુંઠ સરખું કીધૂં—મા૦
જીભ શું શકે શોભા વખાણી, લીલા વૈકુંઠની વ્રજ આણી;
ચતુર્ભુજ થયા અવિનાશી, આશ્ચર્ય પામ્યા વ્રજવાસી—મારે૦
ચતુર્ભુજ થયા સહુ ગોવાળા, ચતુર્ભુજ રૂપે થઈ બાળા;
ચતુર્ભુજ જસોદા નંદરાય, ચતુર્ભુજ થઇ ગોકુળની ગાય—મા૦
ચતુર્ભુજ પંખી ગગનનાં, ચતુર્ભુજ થયા વૃક્ષ વનનાં;
ચતુર્ભુજ જમુનાનાં જતુ, ચતુર્ભુજ થયા કામવસંતુ—મારે૦

શંખ ચક્ર ધરયાં સારંગ, ઘનશ્યામ થયા સહુ અંગ;
નીલપીત પેહેરયાં છે વસંન, સહુને બેસવા ગરૂડ વાહંન-મારે૦
ગોપી થઈ સહુ કમળા જેવી, ઉભી નીજ પ્રભુચરણ સેવી;
ગોપે જન્મ મરણ દુખ વાર્‍યું, સહુએ બ્રહ્માનંદ સુખ પા-
મ્યું—મારે૦

વાજે વાજિંત્ર અનહદ તાળ, સમસ્વર બોલે પરમ રસાળ;
નારદ તુંબર વેણું વાય, ઉપનિષદ નિગમ મુખ ગાય—મારે૦
દર્શનઅમૃત સેવક ચાખે, શિવ સનકાદિક જસ ભાખે;
વ્રજવાસીને મહાસુખ દીધૂં, કષ્ટાતીત ગોકુળીયું કીધૂં—મા૦
નહીં રોગ વિજોગ નહી શોક, બ્રહ્મરૂપ થયા વ્રજલોક;
નહીં કર્મ સંકલ્પ જંજાળ, નહીં જન્મ મરણ નહીં કાળ—મા૦
નહીં મોહ માયા વૃદ્ધિ હાની, નહીં લંપટ કો અભિમાની;
નહીં ઉદવેગ કષ્ટ નહીં ખેદ, જહાં નથી ચોરી છળભેદ—મારે૦
નહીં શ્રમ પંચમહાભૂત, નહી વ્યાધિ નહી જમદૂત;
સાકાર નિરાકાર ભાસે, રવિકોટિક તેજ પ્રકાશે—મારે૦
સાચું વૈકુંઠ ગોકુળ આણ્યું, ગોપે વૈકુંઠનું સુખ માણ્યું;
જેહેવું વેદ વૈકુંઠ ભાખ્યું, તેહેવું મુહૂર્ત ગોકુળમાં રાખ્યું—મા૦
વૈકુંઠ પાછું સંવરીયું, હુતું તેમજ ગોકુળ કરીયું;
પછે વૈષ્ણવી માયા વિસ્તારી, કૃષ્ણે ભૂલાવ્યાં નરનારી—મા૦

(વલણ)

નરનારી ફરી ભોળવ્યાં, પ્રભુ લીલા કહી નવ જાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, અઠાવિશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૨૯ મો.

### (કડવું ૮૧ મું—રાગ અસાવરી)

શિવસુત શારદાને શિર નામી, પ્રથમે સમરૂં સીતાસ્વામી;
શ્રીરઘુપતિને હ્રદયા રાખૂં, રાસક્રીડાની લીલા ભાખૂં.

(ઢાળ)

ભાખૂં લીલા રાસની, અવિનાશ ગોપીસું રમ્યા;
થઈ ક્રીડા બ્રહ્મનિશાતણી, જહાં બ્રહ્મા દિક ભૂલા ભમ્યા.
એ વાત છે અગમનિગમની, કાંઇએક ભાખે ભારતી;
સીતાપતિની ગહનગતિ શું, જાણે નર સ્વલ્પમતી.
પરમહંસ કહે છે પરિક્ષિતને, શૌનકને સૂતપુરાણી;
તે રાસલીલા વરણવું, જે વ્યાસજીયે વખાણી.
સીતાણું સુખ આપવાને, વ્રજવધૂ મનમાં ધરી;
શરદ દિશા દીઠી દીપતી, વૃંદાવન ગયા હરી.
વિકાશ પામી કમોદની, કુમલતા શોભે ઘણી;
ચકોર મોર નિશાએ બોલે, ચંદ્રમા ને ચાંદ્રણી.
અમી વરસે ઇંદુકિરણે, વનસ્પતી શોભે ઘણી;
પ્રેમાનંદ પ્રભુ રામજીની, ઇચ્છા થઈ ક્રીડાતણી.

---

### (કડવું ૮૨ મું—રાગ અસાવરી)

વિશ્વપિતામહે જોઈ રચણી, તે સમે સાંભરી[1] સહુ મૃગનયણી;
સ્થિર રહે ચંદ્રને આજ્ઞા દીધી, નિશા ખટમાસની નાયેકીધી.

(ઢાળ)

કીધી નિશા ખટમાસની, રાસ રમવા શ્રીહરી;
તાદર્શ દર્શન દેવ ન પાગે, વિઠ્ઠલે માયા વિસ્તરી.
કરે ઝગારા[2] ચંદ્ર તારા, પીછ મુગટના ઝળકતાં;
છે માણિક્ય જ્યોતિ નખતણી, શ્રવણે તે કુંડળ લળકતાં.
વૈજયંતી માળ દયાળ કંઠે, લોચન ભાળ વિશાળ;
પીતાંબર કટિ કાછ કછીયો, કોટિકામ મદનગોપાળ.
સ્ફટિક શિલાપર ચઢી કેશવ, ઊભા રહ્યા એક પાગે;
વેણુ ધરીયો અધર ઊપર, વજાડ્યો ખટરાગે[3].
રસાળ વાણી વેણુની, શકે કામબાણ મુકયાં કસી;
વિરહ વિશેષ રસ[4] ચોપડયાં, પેઠાં ગોપિકાને હ્રદે ધસી.
વ્યાકુળ થઈ વ્રજસુંદરી, સર્વ તનમન હંસ લીધા હરી;
પ્રેમાનંદ પ્રભુ રામચરણે, જે જેમ તે તેમ આવી મળી.

---

### (કડવું ૮૩ મું—રાગ ગોડી)

એ વેણુ વાજે છે—
બાઈ સામળિયો કરે સાન, એ વેણુ વાજે છે.

---

૧ 'સંભારયાં' (બા૦ પ્ર૦). ૨. 'ચળકારા' (ગુ૦ પ્ર૦)
૩ 'વેણુ ધરી અધર ઉપર વજાડયા ખટ રાગ' (બા૦ પ્ર૦).
૪ 'વીરહવિસેસરસ ચોપડયાં' એ પાઠ બા૦ પ્ર૦ તથા એક ગુ૦ પ્ર૦માં છે. એક ગુ૦ પ્ર૦માં 'વીરહ વીસેસરાસ રચ્યો પડ્યો પેઠો૦' ને બીજી ગુ૦ પ્રતોમાં 'વીરહ વીસેસ રાસ રચ્યો પેઠો૦' છે. વિરહ વિષે (એ), સરસ [રસમાં આવીને–સારી પેઠે] (બાણ) ચોપડેલાં એમ પણ લેવાય. 'વિરહીણીને વિપબાણ' એવું ૮૩માં કડવામાં પણ છે વિરહવિશેષરસ એટલે ગોપીઓને વ્રત કરાવી જે સુખને માટે તરસતી રાખેલી તે સુખ નિમિત્તનો જે વિશેષ વિરહ તે રૂપી રસે (ચોપડેલાં બાણ). વિરહ રૂપી વિશેષ—અધિક રસ અથવા અધિક વિરહ એમ પણ અર્થ લેવાય.

કામિનીયે ધરીયો કાન, એ વેણુ વાજે છે;
ભાગ્યાં કામ લાગ્યાં ધ્યાન, એ વેણુ વાજે છે.—ધ્રુવપદ.
વિઠ્ઠલજીની વાંસળીરે, વિરહિણીને વિષબાણરે;
શબ્દસ્વર શ્રવણમાં પેઠો[1], તલમલ કીધા પ્રાણ[2]—એ૦
જે જેમ તે તેમ ઊઠી અબળા, લોપી કુળ મરજાદરે;
ગોપવધૂને ઘેલૂં લાગું, ઘટ ઘૂમ્યો વાંસળીનાદ—એ૦
વિપરીત કામ કરે શકુ શ્યામા, કામદૂત પટ્યા કેડેરે;
ગૌ દોહીને દૂધની દહોણી, જળ ગોળીમાં રેડે—એ૦
કો વછને સાટે ગૌને છોડે, સાંડ ને સેલો વાળેરે;
કો બાળકને સુવાડી હેઠાં, ઊપર ઢોલિયો ઢાળે—એ૦
કો ઉધી દહોણી માંડે અબળા, ઊતાવળી ગૌ દોહેરે;
કોય દોષ દીયે દીપકને, અવળાં દર્પણ જોએ—એ૦
રસોઇમાંથી વેણુ સાંભળી, ભોજન કરે છે નાથરે;
તે અન્ન પીરસતી ઊઠી ચાલી, ચાટુવો રહયો છે હાથ—એ૦
ઉઘાડાં કપાટ ઊચ્ચાટ નથી, માહારૂં વણસશે ઘરસૂત્રરે;
કોયક ધાવતો નાખી ચાલી, પ્રાણપેં વહાલો પૂત્ર—એ૦
કોયક નહાતાં નાદ સાંભળ્યો, મન થયું હરિમાં મગ્નરે;
તે જળે નીગળતી ઊઠી ચાલી, વસ્ત્ર વહોણી નગ્ન—એ૦
કોયક નયણે કાજળ ભરતી, આંજ્યું એક લોચનરે;
કરજાળી કરમાંહે અમથી, તેમ ચાલી શ્રીજીવન—એ૦
અવળાં આભરણ ભૂષણ પેહેર્યાં, મનડું રહ્યું જગદીશરે;
ઓઢણી પેહેરી કટી સાથે, ચરણાં ઓઢયાં શીશ—એ૦
એક બાંહે પહેરી ચોળીની, માંહિ અવળો આણ્યો હાથરે;
એક સ્તન ઊઘાડો દીસે, જેમ દહેરાં વિના ઊમયાનાથ—એ૦
કો જળે કરીને સેંથો પૂરે, કો નયણે આંજે સિંદુરરે;
કો કહેને પડખે નહીં બાલા, પ્રેમ ઊદધીનું પૂર—એ૦
કરમુદ્રિકા પગ અંગુળીયે, વિછુવા કર અંગુળી માંહિરે;
ચરણનાં ઝાંઝર કાને પેહેર્યાં, કરકંકણ પેહેર્યાં પાએ—એ૦
કટિમેખળા કંઠે પેહેરી કટિ વીંટયા મોતી હારરે;
ગળૂબંધ પાવલીએ બાંધ્યો, પગ ઘૂઘરી કંઠ ઘમકાર—એ૦
ઓરૂણો બાજુબંધને સ્થાનક, પોંહોંચે બાંધ્યાં સીસફૂલરે;
આભૂષણ મારગમાં પડતાં, જેહેનાં મોઘાં મૂલ—એ૦
શ્યામા ગૌરી બીજી મુગ્ધા, ચતુર જાતિની નારરે;
પદ્મની ચિત્રણી હસ્તની હીંડે, મળવા દેવ મોરાર—એ૦
સૌ જાણે હું જાઉં છૌં પહેલી, ભેટશ એકલી સ્વાદરે;
કામે વ્યાકુળ કહ્યું ન માને, પૂઠે કરે સ્વામી સાદ—એ૦
એક સ્ત્રી ભરતારે જઈ ઝાલી, તેં તતક્ષણ પામી મર્ણ રે;
ચતુર્ભુજ થઈ સહુ પેહેલી, પહોતી હરિને શર્ણ—એ૦
જ્ઞાન અજ્ઞાને કામે ક્રોધે, કો ભજે નંદકુમાર રે;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, તારે ભવસંસાર—એ૦

---

## ( કડવું ૮૪ મું—રાગ સામેરી )

ગોપવધૂ સહુ ચાલી, ન રહે કંથ કુટુંબની ઝાલી;
નમસ્કાર નાથજીને કીધા, ગોપીયે ગોવિંદ વીંટી લીધા.

( ઢાળ )

વ્રજવધૂ વીંટી રહી, ચાંદરણી જેમ ચંદ્રને;
તેમ ગોપીકા ઊભી રહી, વીંટયા શ્રીગોપેંદ્રને.
શ્વાસ ભરાઈ ભામની, નાથને નિરખે નેહભરી;
દષ્ટે દષ્ટ મળી તેવારે, ધર્મ બોલ્યા શ્રીહરી.
નિઃકામ રૂપે વદે વિઠ્ઠલ, ગોપ વધૂ ઘેલાં થશો;
અબળા માણસ અર્ધનિશાએ, કહોજી કોણ સ્થાનક જશો.
કો પુરૂષ સાથે છે નહીં, સમુદાય દીસે સ્ત્રીતણો;
કોણ કારજ વન આવ્યા તણું, ભામની સાચૂં ભણો.
હસિત વદને કહે અબળા, મન તાહારે ચરણે વસ્યું;
અમો લક્ષ્મીનું સુખ ઇચ્છું, પ્રભૂ જાણીને પૂછવું કશું.
વિરહે વ્યાકુળ છૌં ઘણું, સંગ આપ શ્રી જગદીશરે;
પ્રેમાનંદ પ્રભુ રામજીયે, સુણી ધૂણ્યું શીશરે.

---

## ( કડવું ૮૫ મું—રાગ પંચમરામગ્રી )

ધરમ વચન બોલ્યા હરી, શ્યામા સાંભળોરે;
માનો માહારો પ્રતિબોધ, બાળા પાછી વળોરે.
એ વાતે લાજે માત તાત, લાજે કુળ આપણું રે;
પૂર્વજ નરકે જાય, જ્યારક અમો ભણુંરે.
જે સાથે ઘરસૂત્ર, પરણી માંડીયેરે;
પતિજાણો પરમેશ્વર, તેહેને કેમ છાંડીયેરે.
હોએ જોગી રોગી મૂર્ખ, વરવો વઢકણોરે;
કૃપણ દરિદ્રીભ્રષ્ટ, કષ્ટ દે ક્રોધી ઘણોરે.
કુબડો કાળો કૂર, બધીરબોબડોરે;

---

૧ 'પેઠા' (બા૦ પ્ર૦).
૨ સર્વ ગુજરાતી પ્રતોમાં 'રે' વધારે છે.

અપંગ અંધ ને મૂક, શઠ સૂમડો રે.

વ્યભિચારી લંપટ વૃદ્ધ, શક્તિ શુદ્ધ ગઈ રે;
એટલાં હોએ લાંછન, તોએ તે તજીયે નહીં રે.

જો પરહરિયે નિજનાથ, વિષ્ણુ કોપે ચડે રે;
ઊભય કુળના લોક, નિશ્ચે નરકે પડે રે.

વ્યભિચારથી વાધે વંશ, વર્ણસંકર કહીયે રે;
તેહેનું ન લાગે પિંડદાન, પ્રેતરૂપ રહીયે રે.

જો વિષ્ણુથકી વિમુખ, પાપી હોએ પતી રે.
તોએ સેવિયે નિજ ભરતાર, તેહેનો દોષ નથી રે.

મુને જાણોછો જુગદીશ, તો તમો પાછી વળો રે;
ઘેર બેઠાં ધરજો ધ્યાન, હું નથી વેગળો રે;

અમો શું જાણું વ્યભિચાર, અનુભવ છે નહીં રે;
બ્રહ્મચર્યજ કરવા ભંગ, તમો તત્પર થઈ રે.

પરધન લોભી કંસ, જાણે વારતા રે;
અમારા તમારા વૃદ્ધ, રહે ગૌ ચારતા રે.

પ્રેમાનંદ પ્રભુરામ, જ્ઞાનશિક્ષા કહી રે;
સાંભળીને વ્રજનાર, તે મૃત્યુતુલ્ય થઈ રે.

---

## ( કડવું ૮૬ મું—રાગ મારૂની ચાલ )

( શુકવચન ):—

ઉત્તર આપ્યો અવિનાશ, ધર્મની વાત કહી;
હતો ઉત્સાહ સહુ નાર, રૂપે ઝાંખી થઈ.

કરે મહિમાંહિ અવલોકન, કર્મની વાત કહે;
ઉંડા મૂકે નિશ્વાસ, નિલાટે હાથ દીએ.

કો મુખ ઉપર દે હાથ, વઢવા ધારતી;
કો નયણાં ચડાવી જોય, નથી દૃષ્ટ ચોરતી.

કો કરી હસ્તનાં ચિન્હ, હરિકને આવતી;
કો અધર ડંસીને જોય, હરિને બીહાવતી.

કો કરપર દઈ કપોળ, બેસે શિથળ થઈ.
કોઇ એક માગે મર્ણ, વિધિ કને ઉભાં રહી.

કો નિંદે કાત્યાયની વ્રત, સુકૃત વૃથા ગયું;
એણે જોયાં નગ્ન શરીર, આજ બ્રહ્મચર્ય થયું.

કો ઝટકે લાંબા કેશ, અંબોડો ફરી વાળે;
કો આંગુળી મુખમાંહિ, નયણે જળ ઢાળે.

કો નમીં કરે નમસ્કાર, હરિના ગુણ ભણતી;
કો અલબેલી કરે આળ, અંગુઠે ધરા ખણતી.

કોનાં કરમાયાં છે વદન, હિમથી કમળ જથા;
કામાગ્નિ દહેતો દેહ, પ્રગટી વિરહ વ્યથા.

સંપુષ્ટ કરી નીજ હાથ, વામા વચન વદે;
સ્પર્શ કરવા તુજ હાથ, ઇચ્છે અમારાં હ્રદે.

અમો મેહેલી પતિકુળલાજ, બાળક પરહરચાં;
અમો અમારાં શીષ, તહારે ચરણ ધરચાં.

અમો ન ગણ્યો લોકાચાર, નિરલજ થઈ ભજ્યૂં;
તાહારી દાસીને દેવા દૂખ, જમનું કોણ ગજ્યૂં.

અમો સોપ્યાં તુજને શરીર, એહથી ધર્મ કીયો;
તમો બ્રહ્માને દો દંડ, તો કંસથી કેમ બીહો.

તુને મળતાં થાશે અધર્મ, તો થાવા દ્યો સુખે;
શું અધિકું કરશે જમરાય, નાખશે નરકવિખે.

તહારૂં હ્રદયા પરમ વિશાળ, જે પર લક્ષ્મી રમે;
અમને દે આલિંગન, વિરહની જ્વાળા સમે.

શેં લગાડો છો વાર, અમો અપરાધી છીં;
આપ અધરામૃતનું પાન, દૂખની દાધી છીં.

તમારાં ચરણની પહાની નાથ, અમ હ્રદયે ધરો;
છે ઉન્મત કઠિણ કૂચ, મર્દી શીથળ કરો.

ઇછે અમારા હાથ, તાહારાં ચરણ પામવા;
તેં લીધો છે અવતાર, અમને સુખ આપવા.

તુને મુકી કરીયે અન્ય સેવ, તે વ્યભિચાર ખરો;
જસોદાએ પ્રસવ્યો બાળ, તહીંનો નાથ વરયો.

તાહારો વિરહવધારણ વેણુ, શાને વજાડીયો;
કાળજ મૂકી ઘાય, અમને જગાડીયો.

જે આવ્યું તાહારે શર્ણ, તે નિર્મુખ કેમ જાશે;
જો અમો વળું નીરાશ, નિગમ ખોટા થાશે.

જો પડશે અમારા પિંડ, તો નિર્મુખ નહીં જાઊં;
વઢી લેશું લક્ષ્મીનું સુખ, નિર્મળ તવ થાઊં.

રીઝયા શ્રી રણછોડ, વિનતિ હ્રદય ધરી;
પ્રેમાનંદ પ્રભુરામ, ગોપી કમળા કરી.

---

## ( કડવું ૮૭ મું—રાગ રામગ્રી )

વચન સ્નેહનાં સાંભળી નિદાનજી, કરૂણા કીધી શ્રીભગવાનજી
પ્રેમદા નીરખી પતિન સમાનજી, હસીને બોલ્યા કીધું માનજી

### (ઢાળ)

માન દીધું હાસ્ય કીધું, સીધું શ્યામાકાજ;
માન કીધી સંગે લીધી, ગયા જમુનાતટ મહારાજ.
વહે ખળહળ નીર નિર્મળ, ઝળહળ ચંદ્ર આકાશ;
શીતળ વેળુમાં ગોપી ટોળું, રમે શ્રી અવિનાશ.
સરજાદ છાંડી ક્રીડા માંડી, શ્રી સુંદર શ્યામ;
ચિન્હ ચાતુર્ય હાવભાવે, સ્ત્રીને ઉપજાવે કામ.
આલિંગન ચુંબન કોટિ કૌતક, કળા આસન અંગ;
રમણ ભ્રમણ નમણ દીનત્વ, રાચે જાચે સંગ.
ઉપજાવે મોદ વિનોદ વાતે, વક્ર વચન ઘાત;
ફૂલડી ફરે અંકે ધરે, કરે જઘે નખના પાત.
આસન સાધે વિરહ વાધે, મર્મ મારે હસ્ત;
સુરત સંગ્રામે એક શ્યામ, જીતી નારી સમસ્ત.
લે પરસ્પર અધર વિપરીત, શયનસૂખજ ધામ;
શિથળ શરીર છે વિશ્વલ વેણી, પોખ્યો પૂરણ કામ.
સમી વિરહજ્વાળા મુદિત બાળા, કાર્જસીધે આવ્યો ગર્વ;
ધન્ય ગોપીતણો જન્મ, આજ અમથી હેઠું સર્વ.
સર્વ સોહની મનમોહની, મોહ પમાડ્યા અવિનાશ;
કૃષ્ણ કુરંગ આવી પડ્યો, અમ નયણપ્રેમને પાશ.
અભિમાન આવ્યું નારને, સિદ્ધ જાણ્યું શ્રીભગવાન;
ગોપી સર્વ વિરમે થઈ, હરિ હવા અંતર્ધાન.

### (વલણ)

અંતર્ધાન હવા હરી, અબળા વ્યાકુળ થાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, ઓગણતીસમો અધ્યાયરે.

---

## અધ્યાય ૩૦ મો.

### ( કડવું ૮૮ મું—રાગ મારૂ )

ગોવિંદ વિના ગોપી થઇ ઘેલી,
શો અપરાધ થયોજી અમારો, કહાં ગયા મેહેલી.—ગો૦
હસ્તિ વિના હસ્તિની, રાજા વિન સાહેલી;
માથે ચડાવી દુઃખસાગરમાં, કાં દીધાં ઠેલી.—ગો૦
વેણુનાદ સાંભળી અમો, ચરણે આવી વહેલી;
જો અમને મુકનાર હતા, કાં પ્રીત કરી પહેલી.—ગોવિંદ૦
શરદ સમે આવ્યું ચોમાસું, લાગી આંસુની ઝેલી; [ગો૦
પ્રેમાનંદ પ્રભુ અમો તુજ વિના મરશું, એ વિનંતી છે છેલી—

### ( કડવું ૮૯ મું—રાગ વેરાડીની ચોપાઈ )

એકેકને પૂછે સુંદરી, બાઈ શામાટે રીસાવ્યા હરી;
કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કરી ઓચરે, તે સામળીયાને શોધતી ફરે.
વીહીલાં વદન નેત્રે વહે નીર, પૂઠળ જાય તણાતાં ચીર;
નીચી થઇ થઈ નિરખે પંથ, કેઈ વાટે ગયા કમળાકંથ.
ન દેખે પગલાં રૂએ સુંદરી, વડપીપળ પ્રત્યે બાળા ઊચરી;
ઉપકાર કરો જુઓ ખપ કરી, કઈ દિશા પધારયા શ્રીહરી.
આસોપાલવને પાલવ પાથરે, જોઈવનને અબળા ઊચરે;
વળી પંખીને પુછે કામની, ભાળ જુઓ સુંદરશ્યામની.
કો પૃથ્વીને પુછે પ્રેમદા, તુજ પર હીંડે સહુ સર્વદા;
ત્રણવાર તુંને કરૂણા કરી, એકવાર દંતને અગ્રે ધરી.
બીજીવાર ત્રિપદકીધી મહારાજ, ત્રીજીવાર દોહી સમૃદ્ધિકાજ;
સદૈવ કૃપા હરિ તુજને કરે, દેખાડ કૃષ્ણ હશે તુજ ઊપરે.
જોતી હીંડે વનમાં સખિ, પ્રભુવિના પળ બાઈ જાતું રખે;
શશિ કિરણ સુધા શીતળ, તે ગોપીને મન વસે અનળ.
વિરહતમ થયાં છે અંગ, ગોપી કદળીને દે આલિંગન;
સુધબુધ વિહોણી શ્યામા થઇ, તે દિશા મારગ પ્રીછે નહીં.
વક્ર ભોમ વિષે પરવરે, પગલાં કાંટા ઊપર ધરે;
ઢળી પડે વળી બેઠી થાય, પણ ગુણગ્રામ ગોવિંદના ગાય.
કો જુએ પર્વત ઊપર ચડી, પરિશોધ કરતાં થઇ બે ઘડી;
શ્રમિત થઈ બોલી એક સતી, વિલપે વિઠલ જડતો નથી.
એના ચરિત્રના વેશ કહાડી રમો, વિજોગ ટળે નિશા નિર્ગમો.
કો થઈ જસોદા કો થઈ નંદ, કો થઈ પૂતના બાળમુકુંદ.
કો શકટ થઈ બાંધે ઝોળી, કો પાષાણે લેઇ ભાંજે ગોળી;
કો ઊડાડે રેણુ તૃણાવત, કો ઊખળ થઈ બાંધે ભગવંત.
કોએક [1] થઇ બંધાવે રડે, કોએક વૃક્ષ થઇ ભાંગી પડે;
દોહોનારી કો મુરલી થાય, એક વચ્છ થઈ ધાવે ગાય.
કો માટી ખાય વિકાશે વદંન, કો વચ્છાસુર થઇ આવે વંન;
કો બકાસુર અઘરૂપે થાય, કો કદમ ચડી ઝંપાવા જાય.
કો કાળી થઈ ખુંદાવે શરીર, કદંબ જઈ બેસે ચોરી ચીર;
સકળ ચરિત્ર શ્યામના રમે, વિજોગદાધી નિશા નિર્ગમે.
રમત રમી ચાલી વનવિષે, શ્રીકૃષ્ણ ચરિત્ર ગાએ મુખે;
વિરહીણીને દમે વિજોગ, આતુર વાંચ્છે ફરી સંજોગ.
પગલાં દીઠાં શ્રીમોરારનાં, નહાનાં પગલાં પાસે નારનાં;

[1] કો એક, [ કૃષ્ણ ] થઈ.

દંપતી ચાલ્યાં છે સર્વથી, ઠગારો કોઈ એખલો નથી.
હરિપદ પદ્મતણું એંધાણ, આજે મારગે ગયા પુરૂષપુરાણ;
સાથે સ્ત્રી હીંડેછે ટુંકડે પાગે, બાઈ તે નારીનું મોહોટું ભાગ્યે.
લક્ષ્મીપેં તે વહાલી ઘણી, તે માટે આપણે અળખામણી;
શનૈઃશનૈઃ હીંડ્યાછે હરી, આગળ લીએ કોમળ સુંદરી.
ગોપી પગલાંની પૂજા કરે, કુસુમ લેઇ લેઇ ઊપર ધરે;
કો ચડાવે નિજ કંઠનો હાર, કો સ્તવન કરી કરે નમસ્કાર.
કો પદરેણુ ચડાવે શીશ, તે પૂજા માની લે જુગદીશ;
દીઠો દંપતી બેઠાનો ઠામ, બાઈ આ સ્થાનક પોખ્યોછે કામ.
સ્ત્રી બેસાડીછે પછેડી પાથરી, અબળા પુઠે બેઠાછે હરી;
માલતી પુષ્પ પડ્યાંછે ખરી, શ્રીકૃષ્ણે કેશ ગુંથ્યા પુષ્પે ભરી.
દીસે ઉછંગ પર લીધી નાર, કાંઈ દીનત્વ ભાખ્યું દેવમોરાર;
ભૂમિમાં દશ ખૂંતી આંગુળી, જાણ્યોછે સંગ હરિયે ટળવળી.
વેરાયાં મોતી તુટો છે હાર, બળાતકારે કીધો વિહાર;
અહીંથી ગમન આઘેરૂં કર્યું, વળી તે પગલું ગોપીએ ધર્યું.
ધંન તે સ્ત્રી હરીને વહાલી, જે સામળીયાની સાથે ચાલી;
આગળ સ્ત્રીનાં પગલાં દીઠાં નહીં, ગોપવધુસર્વ વિસ્મે થઈ.
ઘણું થાકી દીસે સુંદરી, શું સ્કંધે લેઈ ચાલ્યા શ્રીહરી;
તેહેનુંભાગ્ય વિચારી ગોપી રૂએ, વિજોગદાઘી પગલાં જુએ.
પ્રભુએ જાણ્યો તેહેનો અહંકાર, કપટે બોલ્યા નંદકુમાર;
હું થાકો છૌં કહે ગોપાળ, લગારેક વળગો વૃક્ષની ડાળ.
તે સ્ત્રી વળગી ડાળે ભરી બાથ, તળેથી નીસરી નાઠા નાથ;
અંતરધાન થયા શ્રીપતી, ટળવળતી તે મૂકી સતી.

નિરાધાર નારી ઘણું રડે, ભાંગે ચરણ જો હેઠી પડે;
શક્તિ નહીં વૃક્ષ ઊપર ચડે, અંતરિયાળ અબળા તરફડે.

ઘણું શિક્ષા પામી નંદકુમાર, નહીં ગર્વ કરૂં હું બીજીવાર;
જો કપટ વાત આહાવી કીધી, પ્રભુ સાથે હું શાને લીધી;

નહીં ગોપી ને નહીં ગોપાળ, કહાં મુને મૂકી અંતરિયાળ;
રૂદન કરે એખલી વનમાંહિ, સહુ ગોપી શોધતી આવી તહિં.

હરિવિના કેમ એખલાં થયાં, એ ઝાડે કેમ ઝુંમતાં રહયાં;
તમો અમ સાથે કાપટ કીધું, રૂડીપેરે સંગ સુખ લીધું.

ટોળે મળી સહુ વ્રજની નારી, પેલી વૃક્ષથી હેઠી ઊતારી;
પછે ગોપવધુ તેહેને પુછે, કહો સમાચાર કારણ શું છે.

તે સ્ત્રી કહે કરમે દેઇ હાથ, અભિમાન કરી મેં દુહ્વ્યા નાથ;
આણ્યો ગર્વ હું સ્કંધે ચઢી, તજી ગયા નાથ વિપત બહુ પડી.

સત્યે બાઈ કહો સર્વ સુંદરી, દુખ પામ્યાં અભિમાને કરી;
ભાંડીર વન જોયું બંસીબટ, ફરી આવ્યા સહુ જમના તટ.

### (વલણ)

જમુનાતટ મળીને બેઠી, ગોવિંદના ગુણ ગાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, ત્રીસમો અધ્યાયરે.

---

## અધ્યાય ૩૧ મો.

### (કડવું ૯૦ મું—રાગ રામગ્રી)

ગોપી સ્તવે ગોપાળને, દર્શણ દોજી દયાળ;
અમૃત દ્રષ્ટે આવી જુઓ, સમે વિરહની જવાળ—ગોપી૦
વિજોગ પાપી દમે ઘણું, આપોજી સંજોગ;
છે ઓખદ તાહારી આંખમાં, અમને વાધ્યો રોગ—ગોપી૦
મુખકમળ દેખાડીયે, લોચન રસ ભરિયાં;
એકવાર જોવાનું કોડ છે, પીછ મોરનાં ધરીયાં—ગોપી૦
માતાએ તમો જન્મીયા, વરસ્યા દૂધે મેહ;
તે દિવસથી તાહારાં ચર્ણને, અમો સોંપ્યા દેહ—ગોપી૦
વ્રત કીધું કાત્યાયની, તેં વપુ નગ્ન જોયાં;
નિર્લજ થઈ સંગ નહીં, બેહુવાનાં ખોયાં—ગોપી૦
કામકાળેનાગે ડંસી, વિરહવિખ ચડિયું;
આવજો ગોવિંદ ગારૂડી, ધ્યાન તાહરૂં ધરિયું—ગોપી૦
નહી ઘરનાં નહી તમતણાં, અમો અધવચ મારયાં;
દાવાનળ ઈંદ્ર કોપથી, અમો કાં ઉગારયાં—ગોપી૦
ઉચાં ચઢાવી નાખીયાં, પાસે તેડી વિછોયાં;
પ્રીત કરીને પરભવ્યાં, લાજ ટાળી વિગોયાં—ગોપી૦
ગોપીનાથ નામ શાને ધર્યું, જો કીધાં અનાથ;
જો વેહેતી નદીમાં મૂકીયે, તેહેનો ન ગ્રહીએ હાથ—ગોપી૦
જે મુખે સ્તુતિ બોલિયે, નિંદા કેમરે કીજે;
પંચામૃતે જમાડીયે, તેહેને કેમ વીખ દીજે—ગોપી૦
તમો વિશ્વને ઊગારવા, માનુષી દેહ ધારયો;
સહાય કરો સર્વ દાસને, તો અમોને કાં મારો—ગોપી૦
કોમળ હસ્ત તમારડા, તે કમળાકુચ જાણે;
અમ હૃદે કર તે ધરો, હૈયું ધીરજ આણે—ગોપી૦
રક્ત અધર રસે ભરયા, રસ વાંસળીવાયો;
તે અધર અધરે ધરી, અમને અમૃત પાઓ—ગોપી૦
સ્વાદ જુઓ દશન કરી, કશી લાજ ન આણો;

એમ સાથે ક્રીડા કરો, વેગળી રખે જાણો—ગોપી૦
નવનીતપેં કોમળ ઘણું, છે તમારાં ચર્ણ;
ખૂંચશે કઠિણ કાંકરી, કુશાગ્ર તીવ્ર તૃણ—ગોપી૦
બાવળ કંટક ગોખરૂ, ખૂંચશે પગતળીએ;
અમો પૂઠે નથી દોડતાં, હીંડજો હળુએ હળુએ—ગોપી૦
જે ચરણ વચ્છ પુઠે ફરયાં, ખૂંધ્યો કાળી નાગ;
તેમ ખુંદો અમારા હ્રદે, મૂકી કોમળ પાગ—ગોપી૦

## ( વલણ )

કોમળ પાગ પ્રાણનાથના, અમો સેવવા ઇચ્છુરે;
જગપતી જીવપતી તું હરી, બીજું કાંઇયે ન પ્રીછુરે.

---

## ( કડવું ૯૧ મું—રાગ બગ વેરાડી )

ગોવિંદના ગુણ ગાય ગોપી, કરે વિવિધ વિલાપ;
પરિતાપ પામી પરહરતાં, પૃથવી પછાડે આપ.
કો કહે નિર્દય નંદનો નંદન, કઠિણ મનનો પુર્ષ;
અપક્વ સ્નેહમાં દેહ સમરપ્યો, આપણ મોહોટી મૂર્ખ.
કો કહે પડો જમુનામાં, જીવીને શું કરીયે;
એક કહે હત્યા હરીને લાગે, જો ઝંપાવી મરીયે.
કો કહે હો કરૂણાસાગર, વેણુ વજાડી વાહાયાં;
સાચું જાણી મંદિર મૂક્યું, સહુપેં છીં અમો ડાયાં.
એક કહે હરી નાહાના હુતા, વચ્છ ચારવા જાતા;
એક કહાડો રઢ લેઇને બેઠા, નહી જાઉં હું માતા.
એકલો હું ભય પામું છીં, રામને મોકલે સાથ;
આજ એકલા શે નથી બીતા, તમો અર્ધનિશાએ નાથ.
તાહારી કથા કિલમિષને ટાળે, છે નામ મહિમા પર્મ;
દર્શન ગુણ ગાતાં દુખ વામું, મોઢ અમારાં કર્મ.
કહાં લગી અમો ધીરજ રાખું, જો છેક દીધો છેહ;
પછે આવી શું કરશો સ્વામી, પડશે અમારો દેહ.
કો કંઠે પાશ કરે કબરીનો, કો કંદબ ચડે ઝંપાવા;
કોએક શોધે વિખની મૂળી, પ્રાણ વિના દેહ થાવા.

## ( વલણ )

પ્રાણ તજવા તત્પર થઈ, તવ આવ્યા વૈકુંઠરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, એકત્રીશમો અધ્યાયરે.

---

# અધ્યાય ૩૨ મો.

## ( કડવું ૯૨ મું—રાગ મારૂની ચોપઇ )

ગોપીકા ઘણું વ્યાકુળ જાણી, પધારયા પ્રભુ સારંગપાણી;
અભ્ર ભેદી નીસરે ભાણ, તેમ પ્રગટયા શ્રીભગવાન.
મોર પીછ ચંદ્રિકા ચળકે, તાકી અલક શ્રવણસું લળકે;
ગાલપર શ્વેત કુંડળ ઢળકે, જોતાંમાં સતીનાં મન લળકે.
કોટિ કળા કંદર્પ લાવણ્ય, કોટિક ચંદ્રકળા ધરી તંન;
કોટિક ઇંદ્રકળા વિલાસી, કોટિ સુધા અધર અવિનાશી.
કોટિક તીર્થવાન પાવંન, કોટિ જોગેશ્વરનું સ્તવંન;
અંગો અંગ અનંગ નચાવ્યો, વિલાસ વેશ વપુ શોભાવ્યો.
પામી દર્શન હરખ ભરાઇ, ગોપી ધરણ ઢળી લહેર ખાઈ;
તે સુખ શું કવિ વીખાણે, ગોપીનું સુખ ગોપી જાણે.
કો મળવા સન્મુખ ધાઈ, મૂક્યું મસ્તક હરિપદ સાહી;
પૂઠે વીટી વળી વ્રજનારી, સર્વે સાહ્યા દેવ મોરારી.
રખે ફરી જાતા પ્રાણનાથ, ગ્રહ્યા ગોપીયે હરીના હાથ;
જમુનાજીની રેતી શીતળ, વહે શીતળ જળ નિરમળ.
ચંદ્ર કિરણે તેજ બહુ રચના, શું વર્ણવી શકે ચર્મરસના;
વેણુનું એક આસન કરીયું, વસ્ત્ર પીતાંબર પાથરીયું.
આપ આપણાં વસ્ત્ર પાથરતી, સામળાને સુખાસન કરતી;
ઊપર બેઠા દેવ મોરારી, કરે પૂજા વ્રજની નારી.
કો પખાળે પ્રભુના પાય, લે ચરણામૃત તૃપ્ત ન થાય;
નીજ પટપાવલ પદ લ્હોતી, પદ રેખા ફરી ફરી જોતી.
નાના કુસુમ હાર આરોપે, નૈવેદ કરે તન સોપે;
કો હરિના પાગ તળાસે, કો હસ્ત ફેરવે હરિને વાંસે.
કો વસ્ત્ર સાથે વસ્ત્ર સાંધે, કો પાગ સાથે પાગ બાંધે;
કો કાનમાં કહેવા કાંઈ આવે, કો મુખમાં અંગુળી ગલાવે.
કો કર ગ્રહી અંગુળી મરડે, કો સામી રહી દંત કરડે;
કો આવે લલિત થઈ પાસે, ચુંબન કરી હસ્તી નહાસે.
કો સ્વાદ લે હ્રદયા ભીડી, ખવરાવે કો પાનની બીડી;
લાવે ચંદન કુંકુમ કેસર, રંગરોળ કીધા પરમેશ્વર.
પ્રો આરોગે તાંબોળ માગી, કેહાને દર્શનની ટક લાગી;
જોઈ રૂપ રૂદયમાં રાખે, કો સ્કંધ ઉપર સ્કંધ નાખે.
કો અધર સુધારસ ચાખે, તે સુખ કવિજન શું ભાખે;
કો નાચે વાજિત્ર વજાડે, હાવ ભાવ કટાક્ષ દેખાડે.

કંદર્પદર્પે મદમાતી, વિલાસ રાસ ગીત ગાતી;
વિજોગ સંજોગે બંધ કીધો, હરિ તેં આચુરા આપી જસ લીધો.
પ્રાણદાન સમો નહીં ધર્મ, વૈદ પરમ જાણ્યો રોગ મર્મ;
ભગવાન શોભે સ્ત્રી ભેળા, શું વિખાણે કવી તે વેળા.
નિર્મળ ચંદ્ર ગગને પોભ્યો, દાક્ષાયણી સાથે ઘણું શોભ્યો;
સીંચ્યું વૃંદાવન શીતળ કિરણે, ઝાકળ અમૃત ઠરીયું ધરણે.
ગોપવધુ કહે મસ્તક નામી, અમો વિજોગ પીડા બહુ પામી;
અભિમાને સેવા ભક્તિ ચૂકી, ન ઘટે તમને જાવું મૂકી.
એક પુરૂષ ભજતાંને ભજે, એક પુરૂષ ભજતાંને તજે;
ભજતાં અણભજતાંને સમાન, તે પુરૂષ જોગી ભગવાન.
ભજતાંને ભજે જન જેહ, નહીં પાડ ઉછીનું તેહ;
ન સંભારે ભજતાંને પુર્ખ, તે કૃતઘ્ની પાપી મૂર્ખ.
ભજતો અણભજતો અજ્ઞાન, બેહુ પર રાખે દૃષ્ટિ સમાન;
તે પુરૂષ તે આતમારામ, તમોમાં તે ગુણ પૂરણ કામ.
અલ્પબુદ્ધિ અભક્તિ અમારી, ઘણી ઘણી કરી માનોછો મોરારી.
મોહોટા જોગેશ્વર નીજનામી, તે તાહારો પાર ન પામે સ્વામી.
લક્ષ્મી અહરનિશ ચરણ ઉપાસે, તેહવી ભક્તિ કોણ નારીથી થાશે;
ન જાણું સેવા જ્ઞાનપટ પહેરી, ત્રેવડી કમળપેં અધિકેરી.

( **કૃષ્ણવચન** ):—

ધન્ય ગોપવધુ પ્રેમે પૂરી, વાણી અમૃતપેં માધુરી;
મોહોટા જોગેશ્વર આત્મદર્શી, રહ્યા મમ દર્શનને તર્ષી.
સર્વોપરિ છે ભક્તિ તમારી, સર્વસ મૂકી શરણ પધારી;
મૂક્યાં પુત્ર પતિ કુળ લાજ, લોપ્યો કઠિણ કંસ મહારાજ.
માહારે ચરણે સમરપ્યું ચિત્ત, હું વલ્લભ માન્યો આર્તવીત;
તમને સમરપ્યો મમ દેહ, લ્યો માગી જોઇયે જેહ.

## (વલણ)

જે જોઇએ તે લીજીએ, બોલ્યા વૈકુંઠ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, બતરીશમો અધ્યાયરે.

---

# અધ્યાય ૩૩ મો.

## ( કડવું ૯૩મું—રાગ વસંત. )

શારદ નિશા બ્રહ્મનિશા કીધી, રાસ રચ્યો ભગવંત;
વિવિધ પુષ્પ વૃંદાવન ફૂલ્યું, પોખ્યા કામ વસંત—શારદ૦
ખટરૂત પ્રગટી એકે કાળે, ખટમાસની કીધી રયણી;
અનંત રૂપ ધરયાં પરમેશ્વર, રાસ રમે મૃગનયણી—શારદ૦
કાછ કછયો મચ્યો રસ ભારી, રચ્યો રાસઅખાડો;
પ્રેમ પરચો લચ્યો લક્ષ્મીવર, ગાએ પ્રસંગ ઉઘાડો—શારદ૦
સત્તાવીસે શોભ્યો ગગને પોભ્યો, તે લોભ્યો જોવા રાસ;
સોળસહસ્રવદને સોળે કળા હારયો, નભઇંદુનો ઊજાસ—શા૦
વિઠલજી વચ્ચે વેણુ વજાડે, ગોપી ગાએ ગીત;
કઠિણ કૂચ ખુંચે રસીયાને, કરપલ્લવ નવનીત—શારદ૦
બે બે ગોપી વચ્ચે ગોવિંદજી, બેલડીયે ફરતો;
મરકતમણિ કનક માણકામાં, તે તેમ શોભા ધરતો—શારદ૦
મોહ ઊદ વિનોદ વિઠલના, ગોપવધૂ સર્વ રીજે;
ઇચ્છા થઈ અજ ઇંદ્રાદિકને, રાસદર્શન જઇ કીજે—શારદ૦
શંકર નારદ પર્વત આવ્યા, ગાંધર્વ અમર કિંનર;
વેદ વૈખરી વરૂણ વાયૂ, વન્હી વિદ્યાધર—શારદ૦
સપ્તઋષી સપ્તસાહેર સરિતા, મોહ્યા પર્વત મોહ્યા નાગ;
ગોપીસ્વરે બ્રહ્માંડજ પૂરયૂં, તાનમાન ખટરાગ—શારદ૦
ચંગ મૃદંગ ઉપંગ વાંસળી, અમૃતકુંડળી ઢોલ;
સપ્તસ્વર વેણા વજાડે, ઉતારે ગીતના બોલ—શારદ૦
કટિમેખળા ઘુઘરી ઝાંઝર, વીછુવાના ઝમકાર;
નૃત્ય કરે ને ફરે ફૂદડી, શંગીત વિવિધ વિહાર—શારદ૦
ઈંદ્રાણી બ્રહ્માણી રૂદ્રાણી, દિવ્યચક્ષુ વડે જોય;
પ્રેમાનંદ પ્રભુરામની લીલા, પ્રગટ ન દેખે કોય—શારદ૦

---

## ( કડવું ૯૪ મું—દોહરા )

શ્રીગુરૂ ગણપતિ શારદા, સમરૂં શ્રીરઘુવીર;
વર્ણવું ક્રીડા રાસની, જે રચ્યો જમુના તીર.
હરિજન હશે તે જાણશે, પ્રેમભક્તિની પેર;
મૂરખ નિંદા બોલશે, જાવા જમને ઘેર.
નિંદ્ય કર્મ નાસ્તિક દેખશે, બ્રહ્મલીલા દેખશે સંત;
પ્રેમાનંદ પ્રભુરામજીનાં, ચરિત્ર અગમ અનંત.

## (છંદ ભુજંગ પ્રયાત—ચાલ ગુજરાતી)

અનંત ચરિત્ર પવિત્ર ભણીયે,
ભક્તિ જ્ઞાન વાધે અવિવેક હણીયે;
વ્રજનાર મોરાર રમે રાસ રંગે,

હરિ સામળો ગોપીકા ગૌર અંગે.

પ્રાણનાથ પીંડારણી રંગ રાચે,
પરિબ્રહ્મ ભોળો થેઈ થેઈ નાચે;
વાયે વાંસળી મોરલી અધર દેઈ,
ચાંપે નાર સકુમારને અંક લેઇ.

ખૂંચે રાખડી ગોફણી બાળા ઢીલે,
સ્નેહ શ્યામ સાગરમાં નાર ઝીલે;
થેઈકાર ઝંમકાર ધંમકાર બોલે,
મળે માન સંગીતનું વેદ ડોલે.

વાજે કિંકણી ઘુઘરી વેણુ વીણા,
રસ ઓઘ આહીરણી કંઠ ઝીણા;
ગાયે નાર સંગીત શ્રીવનમાળી,
નચાવે નાર પુઠે દેઇ દેઇ તાળી.

ગુણવંત ગોપાંગના ઘણુ વહાલી,
તેહને પાસ રાખી ગળે બાંહે ઘાલી;
હરિ હાથીયો ઉન્મત્ત મદ ઝરતો,
શું કમલિનીમાં નથી નાગ ફરતો.

કરે રંભનચુંબન કંઠ ઝૂમે,
નથી તૃપ્તિ કંદર્પદર્પ ઘૂમે;
હસી કામ વિકારના નેત્ર ઘોળે,
છુટો સાંડ સાંકળથી ધેનુ ડોલે.

ગ્રહી બાંહે ગોપીતણા સ્કંધ મોડે,
થઈ આકળો કંચુકીબંધ છોડે;
કહીં રંક કહીં વક્ર કહીં બાળ ઘેલો,
અલભ્ય દુઃસાધ્ય ગોપીને સેહેલો.

સુએ સામળો પત્રની સેજ સાજી,
રમે એખલો નાથ છે નાર ઝાજી;
ઉન્માદ સંવાદ બહુ સ્વાદ પોખે,
દખીતો વ્યભિચાર નવ કર્મ દોખે.

કુચ ફળ ભૂજ બળ શિથિલ કરતો,
સ્રી સંગ અભંગ નથી મદ ઝરતો;
ચોરે નેણ વચેણ વળી દીન ભાખે,
માગે માન અધરામૃત પ્રેમ ચાખે.

ગ્રહે નાડાછડી કાંસકી કરમાંહે,
ગુંપે કેશ ગોપીનાં ગોવિંદરાએ;
ભક્તાધીન થઈ દીન ત્હાં સંગ માગે,
કરે માન ગોપી હરી પાગે લાગે.
મનાવે મોરારી સકુમાર નારી,
કરે અદભુત રંગ નટવેશ ધારી;
થઈ ઊભો અલબેલડો અંગ મોડે,
નહાસે હાથ તાળી દેઇ નાર દોડે.
દ્રુમ પુંજના કુંજમાં ગુપ્ત થાએ,
રમે રાસ વિલાસ વૈકુંઠ રાએ;
સાહેલડી બેલડી હીંડે વળગી,
જહાં કૃષ્ણ તહાં નાર ન થાય અળગી.

(વલણ)

અળગી ન થાયે અદઘડી, તે પડી પ્રેમને પાશરે;
પ્રેમાનંદ પ્રભુ રામજી, રચ્યો મંડળરાસરે.

---

## (કડવું ૯૫ મું—છંદ નગસ્વરૂપિણી-ત્રિતાલો)

આનંદકંદ નંદનંદ છંદ રાગ રાગણી,
વેણુ વાય ગીત ગાય સરાય સહુ સોહાગણી;
રૂપ સરસ સોળ વરસ રમે અંક લેઇ લેઈ,
ગોપાળ લાલ શરદકાળ રમે રાસ થેઇ થેઈ.
સ્વરૂપ શ્યામ કોટિકામ વામ દક્ષિણ સુંદરી,
ગોપીસાથમધ્ય નાથ હાથ બે સ્કંધે ધરી;
કંદર્પદર્પ તર્પતર્પમાંહે બાંહે [1] દેઈ દેઈ,
ગોપાળલાલ શરદ કાળ રમે રાસ થેઈ થેઈ.
ઝમકતાલ બ્રીજબાળ રસાળ ગીત ભાખતી,
ભ્રમણ રમણ નેહ નમણ રૂપ હ્રદે રાખતી;
અધર ડસે ચીર ખસે હસે તાળી દઈ દેઇ,
ગોપાળલાલ શરદ કાળ રમે રાસ થેઈ થેઈ.
ચિત્ત ચોરટી કો ગોરટી કો સામળી સોહામણી,

---

૧ (બા૰ પ્ર૰). બીજી પ્રતોમાં 'કંદર્પતર્પમાંહે,' 'કંદર્પ દર્પનર્પતર્પમાહે બાંહે.' 'કંદર્પ નર્પ માંહે બાંહે,' 'કંદર્પદર્પતર્પમાહ બાણે.' 'કંદર્પ દર્પ સોહેશ્યામ બાંહે અંગે.' એ પ્રમાણે છે. એ બધી જોતાં બા૰ પ્ર૰ શુદ્ધ છે પણ 'તર્પતર્પ માંહે' એનો અર્થ અવિચ્છિન્ન બેસતો નથી, તૃપ્તનું તર્પન પણ પછી 'પ' એ શું? વળી [ તર્પત રૂપ માંહે ] એમ હોય? કંદર્પના દર્પને તૃપ્તિ પમાડે-પમાડવા એવો ભાવાર્થ તો સ્પષ્ટજ છે,

કો સોહિની મનમોહિની કટાક્ષ કોકી કામની;
આલિંગન રંભનચુંબન રમણ લીલા કવી કહે કેઈ કેઈ[1],
ગોપાળલાલ શરદકાળ રમે રાસ થેઇ થેઇ.

---

## ( કડવું ૯૬ મું—રાગ કેદારો )

હરિ રાસ વિરાજે છે—ધ્રુ૦
હરિ રાસ વિરાજે છે, વાજે મોરલી વેણ;
સંગીત નૃત્ય કરે મૃગનયણી, નચાવે અંબુજનેણ—રાસ૦
ગોપી સાથે સર્વ રમે ને, ગાયે મદનગોપાળ;
મોહ્યું સ્વર્ગ ને મોહ્યું મહીસ્થળ, કાંઈ મોહ્યાં સપ્ત પાતાળ—રા૦
ઇંદ્ર ચંદ્ર મોહ્યા રૂદ્ર બ્રહ્મા, મોહ્યા વરૂણ કુબેર;
સુરવર ઋષિવર સાગર મોહ્યા, કાંઇ ડોલ્યા પર્વત મેર—રા૦
મોહ્યા જક્ષ કિન્નર વિદ્યાધર, મોહ્યા અમર ગાંધર્વ;
વારાંગના મોહી રંભાદિક, ગયા ગાનરૂપના[2] ગર્વ—રાસ૦
ખગ મૃગ મીન મોહી દ્રુમવેલી, મોહ્યો મહીધર ધીર;
સ્થિર સમિર સ્થિર શશિમંડળ, સ્થિર થયું જમુના નીર—રા૦
નાના વાદ સંવાદ ગીતના[3], સોહે શબ્દ ઓંકાર;
ઉપનિષદ વાંસળીમાં વાજે, નાચે નંદકુમાર—રાસ૦
બ્રહ્મનિશા શ્રીબ્રહ્મે કીધી, બ્રહ્મવિદ્યા બ્રહ્મ ગાય;
બ્રહ્માદિક ભૂલા ભૂલવણી, તે જોવા વ્યાકુળ થાય—રાસ૦
રસ જામ્યો બહુ રાસ મંડળનો, ગોપી કરે હરિપદ સેવ;
નાદ સાંભળી નાચ્યા નારદ, નાચ્યા શ્રીમહાદેવ—રાસ૦
નાચ્યા વેદ વૈખરી ગણપતી, ડોલે દેવાંગના મનમોહ;
સુરવર્ગ શ્રવણે સુખ પામ્યા, ન પામે નેત્ર સુખ કોય—રા૦
સનકાદિક નારદ શ્રીશંકર, એ પરમ હંસ હરિદાસ;
પ્રેમાનંદ પ્રભુએ દેખાડ્યો, પ્રગટ ભક્તને રાસ—રાસ૦

---

## ( કડવું ૯૭ મું—રાગ સોરઠ )

રમે નારાયણ નટ રૂપેરે, રમે નારાયણ નટ રૂપેરે;
કોટિ બ્રહ્માંડ ધરે પરમેશ્વર, એક એક રોમકૂપેરે—રમે૦
ચોરાસીહજાર સહસ્ર કરપદ લોચન, શ્રવણ ચોરાસીહજારરે;
મસ્તક બત્રીસ સહસ્ર નાસિકા, સોળ સહસ્ર નિશાભરધારરે—ર૦
બત્રીસ સહસ્ર કળશ રશ ભરયા, સોળ સહસ્ર અલંકારરે;
વિહંગમી સોળ સહસ્ર બોલે, નિધ્રિ સંખ્યા સ્વર રસાળરે—ર૦
સોળસહસ્રમુખી થઈ ગંગા, વિષ્ણુપાદોદકી થાવારે;
પ્રેમાનંદ પ્રભુ રામની લીલા, શેષ સમર્થ નહી ગાવારે—રમે૦

---

## ( કડવું ૯૮ મું—રાગ કેદારાના છંદની આલ )

પરબ્રહ્મ નિઃકર્મ તે પર્મ ક્રીડા કરે,
રાસ વિલાસ વ્યભિચાર ભાસે;
ભક્તવિશ્રામ શ્રીરામ કરૂણાનિધિ,
નામ લેતાં કોટિ કર્મ ન્હાસે—પર૦
જક્તપ્રતિપાળ કૃપાળ કરૂણાનિધિ,
અગમ નિગમ નેતિ નેતિ ગાયે;
ગુણાતીત ગોપી સંગ રંગ ક્રીડા કરે,
ભરે ભુજ બાથ લે અંકમાંહે—પર૦
નાચે નચાવે હસીને હસાવે,
બાળીને[1] તાળી દે વંનમાળી;
પાગે લાગી પ્રભુસંગ માગે પણ,
માન કરી ના કહે ચિત્રશાળી—પર૦
સાહેલડી બેલડી ઘેલડી વર્ગસું,
ઢાળે દર્પ કંદર્પનો શ્યામ સાથી;
એકે અનેક નિર્બળ નાર કરી,
કમોદનીમાંહે શું છુટો હાથી—પર૦
દંતઘાત નખપાત શોણિત જંઘા ઝરે,
અર્ધચંદ્ર ગાલે[2] એંધાણ કીધું;
મુકાવીયાં માન ભગવાન ભોગી ઘણું,
અધરપીયૂષ અત્યંત પીધું—પર૦
સેહેજમાં સેહેજ વિપરીત ક્રીડા કરે,
સંગ અભંગ ન સૂર છંડે;
હઠાવી હસ્તિની ચિત્રિણી પદ્મિની,
કામી કુમારકાવ્રત ખંડે—
સંપૂર્ણ સંભોગ રસઓઘ સંજોગથી,

---

૧ એ લીટી બા૦ પ્ર૦ની છે. એ અતિ લાંબી છે. એમાં 'રંભન' ન હોય તો ઠીક વંચાય પણ તે પ્રતમાં આલિંગન રંભન ચુંબન. રમણલીલા. એમ ટાંપ મુકી છે; વળી એક બીજી પ્રતમાં પણ રંભન શબ્દ છે; બીજી બધી પ્રતોમાં રંભન શબ્દ છેજ નહી. એક બા૦ પ્ર૦ સિવાયે બીજી બધી પ્રતોમાં એ લીટી મનસ્વી રીતે જુદી જુદી લખેલી છે. જેમકે એકમાં આમ છે: "આલિંગન ચુંબન રમણલીલા બાલકી॥ કવી કેહે કેતી કહું કૃષ્ણ લીલા બાળકી"

૨ "ગાનરૂના ગર્વ" (એક ગુ૦ પ્ર૦). એક ગુ૦ માં "ગ્નાન" ને બા૦ તથા બીજી ત્રણ ગુ૦ માં "ગગન રૂપના ગર્વ" છે.[ ગુણ રૂપ] પણ હોય.

૩ (બા૦ પ્ર૦). 'નાના નાદ શબ્દ સંગીતના' (ગુ૦ પ્રતો). [ નાના વાદ્યવાદ્ય સંગીતનાં ] એમ પણ હોય.

૧ "વાહાલીને" (બે ગુ૦ પ્રતમાં)

૨ (ત્રણ ગુ૦ પ્રતો). એકમાં "ઓળખી", એકમાં 'આળક' ને બા૦ પ્ર૦ માં 'આલે' છે.

નિરોગ નારી થઇ વૈદ મળીયો;
જથા નાર મોરાર તો રૂપ નાનાં ધરે,
અવિગતિ નાથ કયમ જાય કળીયો—પર૦
પોષીયો કામ સંગ્રામ સુરત રમી,
નિગમી નિશા ખટમાસફેરી;
રાસ આયાસમાં શ્વાસ શ્યામા ભરી,
ફરે ફૂંદડી કેશ લાંબા વખેરી—પર૦
ચંગ મૃદંગ ઉપંગ વેણા વાંસળી,
ખંજરી ઘૂઘરી ઘમક પાયે;
ભેરી નફેરી સરણાઇ સારંગાણી,
વાજે ઢોલકીખોલકી ગીત ગાયે—પર૦
તાળ રસાળ કંકણ કટિમેખળા,
વાદ્ય ઘમકાર બહુ નાદ બોલે;
ઝૂમકે ઝૂમણાં જાળી બહુ ભાતની,
અલક લટે જેમ સર્પ ડોલે—પર૦
પડે હાર શૃંગાર શ્યામાતણા નાચતાં,
વીણી વીણી વીઠલો પાસ રાખે;
નાચતાં પટકૂલ ખસી પડે નારનાં,
પૂઠેથી જગદીશ શીષ ઢાંકે—પર૦

(વલણ)

ઢાંકે શીષ વ્રજનારનાં, રમાડ્યો કામ કમળાવરેરે;
પ્રેમાનંદપ્રભુ રામ લીલા, પરિક્ષત મન સંદેહ ધરેરે.

---

(કડવું ૯૯ મું—રાગ ધનાસરી)

બેહુ કર જોડી રાય વાણી વદે, સ્વામી મુજને સંધે થયો ઉદ;
ધર્મ સ્થાપવા રૂપ બ્રહ્મે ધર્યું, પૂર્ણાનંદે નિંદ્ય કર્મ કેમ કર્યું.

(ઢાળ)

કેમ કર્યું કર્મ કૃષ્ણજીએ, અવતરયા અધરમ ટાળવા;
તો પરસ્ત્રી સાથે કેમ રમ્યા, જો દેહ ધરયો ધર્મ પાળવા.
પ્રશ્ન સુણી શ્રીશુક કહે, જે ભિન્ન એહનો ભેદ;
જ્ઞાની દેખે બ્રહ્મલીલા અજ્ઞાની પામે ખેદ.
પરિક્ષત રાય ન ભુલીયે, એ ભુલવણી કર્મ ભ્રષ્ટને;
સમજીને તેં પ્રશ્ન પૂછયો, પ્રીછવવા સર્વ સૃષ્ટને.
ગુણાતીતને ગુણ ભેદ નહીં, જે વેદ બ્રહ્મ વખાણીયો;
જેહેવું ઇચ્છ્યું ગોપીયે, પામી ભોગ સાચું જાણીયો.
એ કામે જગત નચાવીયું, કૃષ્ણે નચાવીયો કામ;
માટે રમાડયો મર્કટવત, છે કૃષ્ણ આત્મારામ.
ધનતન અધિક આતુરા, વિદ્યા બળે થાઉં છત્રપતી;
જે ભાવે ભજે તે તેહેવું પામે, પણ હરિ વશ થાતો નથી.
ગોપીયે ભજ્યો કામ ભાવે, તો વિલાસ પામી સુંદરી;
સંભોગ સુખ નહીં નાથને, નિર્લેપ અળગા શ્રીહરી.
હુતાશન છે સર્વ ભક્ષી, દહે માંસ મળ મૂત્ર ચર્મ;
જવાજ્વલતા મૂકે નહીં, તેમ કૃષ્ણને નહીં કર્મ.
અહંકાર મોટાને નથી, શિવે વિષ કંઠે ધર્યું;
શુભ અશુભ પ્રભુને નથી, દૃષ્ટાંત શુકજીયે ઊચર્યું.
સર્પગ્રહણ અગ્નિભક્ષણ, કુસુમવત ધરયો ગિરી;
પરિતાપ ભાર લાગ્યો નહીં, કર્મરહિત સેવી સુંદરી.
ભક્તે જોવી બ્રહ્મલીલા, તે ભવ સિંધુ સેહેજે તરે;
કૃષ્ણે કીધું તે અમો કરૂં, વ્યભિચારી નરકે સાંચરે.
મનસાએ ચિંતવીયે નહીં, જે નિંદ્ય કર્મ નાથે કર્યું;
વૃથા જન્મ ગયો તેહેનો, જોબન જતુનીનું હર્યું.
ગોપી છે વેદની ઋચા, શ્રીકૃષ્ણ વેદસ્વરૂપ;
વૃંદાવન વૈકુંઠ જાણવું, રખે ભેદ આણો ભૂપ.
ખટરાગ તે ખટશાસ્ત્ર છે, વેણુશબ્દ તે ઓંકાર;
ચંદ્રાવળી તે બ્રહ્મવિદ્યા, રાધા ભક્તિનો અવતાર.
પરિક્ષત રાય પ્રસંન થયો, સંદેહ ટળ્યો સ્વામીન;
ગર્ભજોગી કહે ભૂપતી, એ રાસનું વરણંન.
ગોકુળમાંહે ગોપસુતા, નિજાંગના કંઠે ગ્રહી;
અકૃત્રિમકૃત્રીમ કૃષ્ણ છે, સોળ સહસ્ર બીજી થઇ.
નિશા જે ખટમાસની, તે ગોપીને મન બે ઘડી;
ઘેર વળાવી ઘણું દોહેલે, તે પરવરી પાગે પડી.
આપ આપણે મંદિર સર્વ આવી, કૃત્રિમ સ્ત્રી તતક્ષણ ટળી;
પ્રેમાનંદ પ્રભુ રામની લીલા, કોને નવ જાયે કળી.
આખ્યાન રાસ ક્રીડાતણું, ભણે અથવા સાંભળે;
કોટિ પાતક પરજળે, આવાગમન ફેરો ટળે.

(વલણ)

ટળે ફેરો ગર્ભવાસનો, શુક કહે સાંભળ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, તેંત્રીસમો અધ્યાયરે.

---

## અધ્યાય ૩૪ મો.

(કડવું ૧૦૦ મું—રાગ દેશાખની ચોપઇ)

રાસચરિત્ર પરિપૂરણથયું, જથાબુદ્ધિ પ્રાકૃતે કહ્યું;
શુકજી કહે સાંભળ રાજાન, અદ્ભુત લીલા શ્રીભગવાન.
ગોપી સહુ કૃતારથ થઈ, તે કથા પંચ અધ્યાયે કહી;
નંદે વીચાર્યું એકવાર, તેડયો સર્વ ગોપપરિવાર.
ગોપ સર્વ તત્પર થઇયે, દેવી અંબાની જાત્રા જઇયે;
રાયના પ્રતિબોધ સાંભળ્યા, વ્રજવાસી જાત્રાને પળ્યા.
સકટંબ ગોપતણો પરિવાર, નંદજસોદા જુગદાધાર;

સંગાતે ગયા રોહિણી રામ, પછે રીસે ભરાયા શુંદરશ્યામ.
માહારાં ચરણકમળ પરહરે, એ અંબાની કેમ પૂજા કરે;
દેઉં શિક્ષા જેમ આવે જ્ઞાન, એમ વિચારી ચાલ્યા ભગવાન.
આવ્યું અંબિકા દેવસ્થળ, આનંદ પામ્યા ગોપસકળ;
છે સરસ્વતીનું પાવન તીર, ઉતરયાં તટમાં સર્વ આહીર.
પ્રથમ કીધો તીરથ અપવાસ, કહે નંદ હું અંબાનો દાસ;
વૃદ્ધશ્રાદ્ધ કીધાં તર્પણ, વિપ્રને દાન કીધાં અર્પણ.
સવચ્છી ધેનુ દાન સુવર્ણ, આપે નંદ પખાળી ચર્ણ;
સ્ત્રીપુત્રસાથે નંદરાય, પધારયા દેવસ્થળમ્હાંય.
સ્તોત્ર પાઠ નાના ઊચરી, ષોડશ પ્રકારે પૂજા કરી;
ધૂપ દીપ ને ઘંટાનાદ, નૈવેદ કરી વહેંચ્યા પરસાદ.
શ્રીકૃષ્ણને કહેછે નંદરાય, પુત્ર પડો દેવીને પાય;
જો અંબાજી મૂકે શિર પાણ, તો સદા તુજને હોય કલ્યાણ.
તત્પર થયા પ્રભુ પૂજવા, અંબાજી લાગાં ધ્રૂજવા;
પછે સમશ્યા કરી દેવી નમે, હું દાસીને કેમ પૂજો તમે.
પાછા ફરયા સમજી શ્રીહરી, તવ રીસ નંદ પિતાએ કરી;
એ વ્યાપી વિશ્વવિષે એકલી, ન દીઠી બુદ્ધ પુત્રની ભલી.
કહ્યું ન કરે સુત ઉછંકળ, પુત્ર શું જાણે પૂજાનું ફળ;
જગદંબા મા પરમેશ્વરી, એની સત્તાએ સૃષ્ટિ બ્રહ્માએ કરી.
પિતાને કહે જગજીવંન, ન કરૂં અન્ય દેવ પૂજંન;
ઇષ્ટ દેવ છે ગોવરધંન, જે વડે સુખીયાં આપણ ગૌધંન.
સદૈવ પૂજા કીજીએ તેતણી, તમારી ભક્તિ છે વ્યભિચારણી;
એહેવું કહી હસ્યા શ્રીહરી, વારતા નંદે ચિતમાં ધરી.
પૂજા કરતાં થયો સાયંકાળ, સરસ્વતીતટ સુતા ગોવાળ;
સમય અર્ધનિશાનો હોય, નિદ્રાવશ થયું સર્વ કોય.
શુકજી કહે સાંભળીયે ભૂપ, એક અજગર આવ્યો દારૂણ રૂપ;
તે પેઠો ગોપમંડળી મ્હાંય, આવ્યો જહાં સુતા નંદરાય.
નંદનો પાગ મુખ મહાંએ ગળ્યો, લેઇ નંદને અજગર પળ્યો;
જંઘાલગી ગ્રસ્યો વામ પાય, આક્રંદ કરે રૂએ નંદરાય.
છે કૃષ્ણ પુત્ર તાહારો આધાર, તું વિના કોણ કરે મમ વાહાર;
મુકાવ્યો વરૂણથકી એક વાર, વળી આજ વિપત્ત પડી અપાર.
તુંને પરમેશ્વર કહે સહુ કોય, કૃપા કરી મુજ સામું જોય;
વિવિધ વિલાપ કરે ઘણું રોય, જાગ્યા ગોપ વર્ગ સહુ કોય.
હાહાકાર પડે બુંબાણ, કોણે રામકૃષ્ણને કીધું જાણ;
ત્રાહે ત્રાહે કરે ગોપી માત્ર, રૂએ જસોદા પછાડે ગાત્ર.
અજગરે ગ્રાસ્યા નંદરાય, એ લેઈ પ્રાણનાથને જાય;
ક્યાં છે પ્રાણદાતા કહાવે, કાળમુખથી પ્રભુને મુકાવે.
ઉન્મત્ત ગોપ ધાયા દરબડી, પાષાણ ગેડી ગ્રહી લાકડી;
પડે અજગર ઉપર પ્રહાર, મુખમાં નંદ કરે પોકાર.

નાસે અજગર નિરભે થઈ, પડે પ્રહાર પણ મૂકે નહીં;
ઘોર વનમાં અજગર ગયો, શ્રમિત ગોપ સાથ સહુ થયો.
ગોપાંગના રોતી એમ કહે, આપણને તીરથ વ્રત ન સહે;
જો પૂરવે કીધું અભયા વ્રત, તે વ્રતનું ફળ પામ્યા તર્ત.
આણીવાર તો આંકજ વળ્યો, એ સર્પ રાયજીને લઈ પળ્યો;
બાઇ ગોવરધનની કીજે સેવ, નંદ ઉપાસે બીજા દેવ.
ન જીવે નંદ આશા ટળી, બેઠું ઘર અંબાજી ફળી;
ધાયા રામકૃષ્ણ બેહુ ભ્રાત, બળભદ્રે બહુ કીધી ઘાત.
તોએ નંદને મૂકયા નહીં, પદપ્રહાર કૃષ્ણે કીધો જઈ;
ચરણસ્પર્શ કીધો જેટલે, અજગર રૂપ તજ્યું તેટલે.
કૃપા કમળાવરની હવી, દિવ્ય દેહ પામ્યો ગાંધ્રવી;
દિવ્યપટ કીધાં પરિધાન, વપુવર્ણ વિદ્યુતસમાન.
કુંડળ બાજુબંધ કંઠે હાર, ધરી ગદા એક હસ્ત મોઝાર;
વામ સ્કંધે શુભ વેણા ધરી, એહેવી દેહ પ્રગટ જવ કરી.
ગોવાળા સહુ વિસ્મે થાય, ગાંધર્વ નમ્યો નંદજીને પાય;
નિર્વિઘ્ન નંદ થયા તતખેવ, છે ઘરમાં વિશ્વંભર દેવ.
પ્રભુને ચાર પ્રદક્ષિણા કરી, હું દાસ દાસ વાણી ઊચરી;
હું પતિ કૃતારથ કીધો, મૂળદેહ તાંહાં મુજને દીધો.
સ્પર્શ ચરણરેણુનો થયો, કર્મ ભોગ સર્વ માહારો ગયો;
ગાંધર્વે એવી વિનતી કરી, કૃપા કરી પુછે શ્રીહરી.
સંદેહ પામ્યા છે ગોપ સર્વ, તું વૃત્તાંત તાહારૂં કહે ગાંધર્વ;
કોણ કારણ ગ્રાસ્યા નંદરાય, કાં સર્પરૂપ થયો વનમ્હાંય.
(ગાંધર્વ વચન):—
સ્વામી અંતરજામી હરી, ઘટ ઘટ બ્રહ્મ રહ્યો વિસ્તરી;
લોક નિમિત્ત પૂછે સર્વથા, શું અજાણી માહારી છે કથા.
ગોપનો સંદેહ પામે શાંત; વૃત્તાંત પૂછ્યો કમળાકાંત;
વસતો હું અમરાવતી ગામ, ગાંધર્વ સુદર્શન માહારૂં નામ.
સુરકન્યા પામી મોહ સર્વ, મુને રૂપગુણનો વાધ્યો ગર્વ;
માહારાં રૂપથકી મોહતો શક્ર, એક બ્રાહ્મણ હુતો અષ્ટાવક્ર.
અષ્ટ ઠામ વાંકો કૂબડો, તે તાપસ માહારી દૃષ્ટે પડ્યો;
સરસ્વતીમાં કરતો નિત ધ્યાન, હું ગયો તહાં કરવા સ્નાન.
વક્ર જોઈ મુને આવ્યું હાસ્ય, હું ગયો બ્રાહ્મણને પાસ;
વક્રોક્તિ હું બોલ્યો જઈ, રત્નગર્ભા તુજ માતા સહી.
તે સ્ત્રીનું પુણ્ય હશે અપાર, જે તમ સરખો પામી ભરતાર;
શરીરનું ઋષિ કરજો જતન, તમો પૃથવીમાં દીસોછો રતંન.
જોબનમદ વાંકા હીંડો છો શુંય, આ લટકો દેખીને મોહ્યો હુંય;
જો દેખશે રૂપ તમારૂં જતી, કો સતીનાં સત રેહેવાં નથી.
વક્ર બોલ જવ મેં ઉચરયા, તવ ક્રોધ કરી બોલ્યા અંગિરા;
અષ્ટાવક્રજી ક્રોધે વદે, પાપી તું ભરચો રૂપને મદે.

જો વક્રોક્તિયે બોલ્યો વ્યંગ, તો ઠામ ઠામ થાઓ વાંકું અંગ;
તું વક્ર થઈ ચાલે નિરધાર, પામજે અજગરનો અવતાર.
(પછી મેં (ગાંધર્વે) કહ્યું):—
સ્વામી મેં કીધો અપરાધ, ઋષિ! વચને મેં દુભ્યા સાધ;
માનુભાવ મુને મયા કરો, શાપ અનુગ્રહ સ્વામી કરો.
પ્રાણીપત કીધી રોયો ઘણું, કૃપાળ મન છે ઋષિજી તણું;
(ત્યારે ઋષિ બોલ્યા):— [વાળ.
"અંબિકા નિકટ થઇ રહેજે વ્યાળ, આવશે જાત્રાએ નંદ ગો-
નંદનો મુખમાં ગ્રહેજે ચર્ણ, મુકાવા ધાશે અશરણશર્ણ;
શ્રીકૃષ્ણ ચરણરેણુ અડશે, અજગર દેહ તાહારો પડશે.
સદ્ય મુકાશે માહારો શાપ,"
"પછે ધર્યું મેં અહીનું આપ;
અયુત વર્ષ ગયાં મુને વહી, આજ તમારી કરૂણા થઇ."
કર્મકથા કહી નમીયો પાય, શ્રી કૃષ્ણે તેહેને આપી વીદાય;
કર્મ પ્રસંગ મહિમા સાંભળ્યો, ગોપ સર્વનો સંશે ટળ્યો.
પછે નંદ જાણ્યું રૂડી પેર, છે સકળ દેવતો મહારે ઘેર;
પછે ભોજન કીધાં પ્રાતઃ કાળ, વળ્યા તીરથ કરી ગોવાળ.
નંદ જસોદા પામ્યાં સૂખ, શ્રીકૃષ્ણ નામથી જાયે દૂખ;
ગોકુળ આવ્યો વ્રજપરિવાર, પુરૂષોત્તમ જાણ્યો નંદકુમાર.
જે કો કથા પ્રીતે સાંભળે, બ્રહ્મશાપ પાતિક પરજળે;
પૂજા દરશણ અંબાનું વળે, ભે અજગર સર્પનો ટળે.
(શુકવચન):—
સાંભળ પરિક્ષત પુણ્ય પવિત્ર, પૂરણ થયું અંબિકા ચરિત્ર;
એકવાર વૃંદાવન મહાંય, શ્રી રામ કૃષ્ણ ચરાવે ગાય.
જવ વેળા સાયંકાળની થઈ, ગોપી જળ ભરવા મીષે ગઇ;
સહુ ગોપ ગોપી ટોળે થયાં, જળ ક્રીડા કરવા રાત્રે રહ્યાં.
ગોપી સરિતા શ્યામ સમુદ્ર, સોળ કળાએ પ્રગટયો ચંદ્ર;
તે કિરણે અમૃત ધારા ઝરે, ગોપ ગોપી સહુ ક્રીડા કરે.
કુમોદની મોદ પામી ઘણું, પ્રકાશ્યું તેજ ચંદ્ર આપણું;
આવે લેહેર ઊછાળે નીર, ત્રિવિધ મંદ વાયે સમીર.
ગોપી ગોવાળા કેવળ રામ, કરે ક્રીડા [illegible] કામ;
એકજ આવ્યો તેણે ઠામ, શંખચૂડ છે તેહેનું નામ.
કુબેરનો મંત્રી બળવાન, દીઠી ગોપિકા રૂપનિધાન;
વળી દ્રષ્ટ ન ઓળખ્યા હરી, પેઠો જળમાં ઘેરી સુંદરી.
ઉંડળમાં ઘાલી બહુ નાર, જક્ષ ચાલ્યો ગગન મુઝાર;
આક્રંદ વિલાપ કરે સુંદરી, તમ વિણ કોણ મુકાવે હરી.
તે ઘણીવાર કીધી સંભાળ, સમાવી વિખ અગ્નીની જવાળ;
મેઘને નિવારયા પર્વત ધરી, બે વાર નંદને કરૂણા કરી.
દુખ દેખી ગોપી જનતણું, રામકૃષ્ણ બે કોપ્યા ઘણું;
ધાયા ધરણીધર પૂઠળે, એક વૃક્ષ ઉપાડી લીધો બળે.
વૃક્ષનું નામ કહીએ દેવદાર, કરમાં લઇ કીધો હોંકાર;
દયાળને દેખી સુંદરી, તવ શાતા અંતરમાં ધરી.
જક્ષે દીઠા દેવ મોરાર, અધવચ મૂકી દીધી નાર;
હળધર મૂકયા ગોપી પાસ, જક્ષ પૂઠે ધાયા અવિનાશ.
હરિયે જવ હોંકારો કરયો, શંખચૂડ તવ પાછો ફરયો;
એક ગદા વડે માંડયો સંગ્રામ, વૃક્ષે વઢતા સુંદરશ્યામ.
તહાં ઘોર જુદ્ધ થયું અંત્રક્ષ, હરિયે મારી પાડયો જક્ષ;
ઉત્તમગતિ થઇ તેહતણી, તેને મસ્તક એક હૂતો મણી.
છે શંખચૂડ તે માટે નામ, તે મણિ લીધો સુંદરશ્યામ;
બળીભદ્રને તે આપ્યો જઈ, ગોપાંગના સર્વ સુખાણી થઇ.
સકળ શાસ્ત્ર નિગમનું તત્વ, સર્વ શિરોમણિ શ્રી ભાગવત;
તેમાં સાર છે દશમસ્કંધ, જોડું હું પ્રાકૃત પદબંધ.
આપાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આ પાસા માહારૂં પ્રાકૃત;
કથાપ્રસંગ એકૂ નવ પડે, ચાલ્યો જાઉં સૂધે સેરડે.
કો કહેશે કીધો અહંકાર, છે માહારાં મનનો જુવો વિચાર;
નથી વિખાણ્યો મેં પોતાને, વિશ્વાસ આવે જેમ શ્રોતાને.
રામચરણકમળમકરંદ, લેવા ઇચ્છે પ્રેમાનંદ;
શુક કહે સાંભળીયે ધીશ, પૂરણ થયા અધ્યા ચોતરીશ.

(વલણ)

ચોતરીશમો અધ્યા પૂરણ થયો, લીલા સુંદરશ્યામરે;
રખે પ્રેમાનંદ વીસરે, અધક્ષણ સીતારામરે.

---

## અધ્યાય ૩૫ મો.

### (કડવું ૧૦૧ મું—રાગ સામેરી)

અકળ લીલા નાથની, કવી કેમ વખાણે;
શુક કહે સુખ ગોપીતણું, ગોપીકા મન જાણે,
અજ ઇશ આદિત ઇંદુ, અને વળી ઇંદ્રાદિક;
તે વ્રજલીલા પ્રીછે નહીં, છે વૈકુંઠપેં અધીક.
એક વાર વૃંદાવન વિખે, વળી વાયો વેણુ રસાળ;
મોહ પામી વ્રજસુંદરી, વળી મોહ્યાં ગૌ ગોવાળ.
જળક્રીડા માંડી સામળે, ગોપ રામ ને ગોવાળી;
ચોળીને નવરાવે ધેનુવચ્છને, વંનમાં વનમાળી.
દ્રુમ વેલી ફૂલી ઘણું, વાસ વસ્યો વસંત;
છે કમળવરણી કામની છે, ભ્રમર શ્રીભગવંત.
ચકોર મોર ચાતક બોલે, હરે શબ્દે ચિત્ત;
વિઠ્ઠલ વજાડે વાંસળી, ગોપિકા ગાએ ગીત.
કટિમેખળા કંકણ ઘુઘરી, ઝાંઝર રમઝમ થાય;
ગાય બાળી પાડે તાળી, નાચે નરહરીરાય.

બળીભદ્ર ગાએ પૂઠળે, ઊછળે જોબન બાળ;
મૃદંગ વાજે ચંગ ગાજે[1], સંગીત સઘળી તાળ.
તે સ્વરે આકાશ પૂરયું, પાતાળ પૂરયાં સાત;
સહસ્ર ફણાએ શેષ ડોલ્યો, મોહ્યા કર્દુ જાત.
નર અમર મૂની મોહ્યા, હવી રવી ને ચંદ્ર;
અષ્ટ શૈલ શિખર ડોલ્યાં, મોહ્યા સપ્ત સમુદ્ર.
કાર્જ રહ્યું ધર્મરાજનું, વિસ્મે થયા ચિત્રગુપ્ત;
વિમાન બેસી દેવ આવ્યા, આવીયા ઋષિ સપ્ત.
અષ્ટવસુ ને વિશ્વેદેવા, વળી અશ્વિનિકુમાર;
આવ્યા વિદ્યાધર જક્ષ કિંનર, મોહ પામ્યા મેઘ બાર.
ઘૃતાંચી મેનકા રંભા, તિલોત્તમા ઉર્વશી;
ગાન સાંભળી ગોપીકાનું, જોવા વૃંદાવન ધસી.
નારાયણનું નાટ્ય દેખી, ગગને નાચ્યા દેવ;
સાવિત્રિસું બ્રહ્મા ચાહારે, પરહરિ અહમેવ.
સરસ્વતી ને નિગમ નાચ્યાં, કરે સંગિત ગાન;
ઉમયા સંગાથે નૃત્ય માંડ્યું, સદાશિવ ભગવાન.
ડાકડમરૂ ઝાંઝઝમરૂ[2], શંખ શિંગી ફૂંકે;
સંગાથે શિવ શક્તિ નાચે, તાન માન ન ચૂકે.
પિશાચ પ્રેતનેં ભૂત ભૈરવ, શાકિણી સિંહારી;
સ્કંધ વેણા વાદ નાચે, શોભે શ્રીત્રિપુરારી.
રસઓઘ જમુનાતટ વિષે, અભિલાખ સુરને થાય;
અમો ગોપીકા નિરમી નહીં, ભૂલ્યા બ્રહ્મારાય.
નારદ પર્વત વેણુ વાએ, સુરનર થયા એકસૂત્ર;
તેતરીશ કોટી દેવ કહે, જય જય જસોદાપુત્ર.
ન જન્મ આવ્યો વૃક્ષનો વા, વૃંદાવનનાં તૃણ;
તો અમો પાવન થાત જો, ઊપર ફરત ગોપીનાં ચર્ણ.

(વલણ)

ચરણ અડે ગોપીતણાં ધન, વૃંદાવનનાં તૃણરે;
અખંડ વ્રજ ક્રીડા કરે, નાથ અશરણ શર્ણરે.

---

### (કડવું ૧૦૨ જું—રાગ ગોડી)

ગોપીનાથ આવ્યા ઘેર ગૌ ચારી, વાજે વાંસળી મોરલી નાદ;
દેવ અહમેવ મુકી ગયા, ચાખ્યા ગોપીગાનના સ્વાદ—ગોપી૦
છે ગોપ સખા સહુ પૂઠળે, આગળ કીધી સહુ ગાય;
મધ્ય મોરલીધર પરવરે, સંગે વિરાજે હળધર રાય—ગોપી૦
વનમાળા પહેરી વનમાળીયે, વૈજયંતી પાગ પ્રમાણ;
ગુંજાહાર ટોડર તુળસીનાં, કેમ કરી શકે તે વખાણ—ગોપી૦
ચળકે મુગટ મોર ચંદ્રનો, ઢળકે કુંડળ કાન;
વિદ્યતવત પટકુળ પેહેરીયું, વપુ શોભે શ્યામળવાન—ગોપી૦
લીલાંબર પલવટ વાળી, ધરો અધરે કનકની વેણ;
જેમ ઉમયાનાથ વિભૂત ધરે, તેમ અડકી છે ગૌપદરેણુ—ગો૦
નાહાનાં વચ્છ ચાલે મુખ આગળે, હરિ હાંકે વાંસે મુકી હાથ;
થાકાં જાણી વચ્છને લીયે, સ્કંધે વૈકુંઠનાથ—ગોપી૦
બોલે શબ્દ સહસ્રેક વેણુના, ઉડે રેણુના ઓઘ આકાશ;
ઉભી ગોપી ગામને ગોંદરે, નિરખે આવતા શ્રીઅવિનાશ—ગો૦
નિમેષ રહી તે દર્શન કરે, નખશિખ ફરી ફરીને જોય;
સ્વરૂપ સ્વાદ લે સુંદરી પણ, નયણાં તૃપ્ત ન હોય—ગોપી૦
પરિબ્રહ્મ ઉભા રહીને આપે, સંભાળી ગોપને ગાય;
કરે માત જસોદા આરતી, ગોપવધુ મંગળ ગાય—ગોપી૦
નિતપ્રત્યે લીલા નવનવી, ધન ગોપી ગોકુળગામ;
અવિગતિ ગોકુળમાં રમે, પ્રેમાનંદ પ્રભુરામ—ગોપી૦

---

## અધ્યાય ૩૯ મો.

### (કડવું ૧૦૩ જું—રાગ સારંગ)

એ નાટારંભ શ્રીહરિનો કહ્યો, પાંતરિશમો અધ્યાય પૂરણ થયો;
વિખ્યાત વાત જાણી હરિતણી, થઈ કંસરાયને ચિંતા ઘણી.
એક દૈત્ય તેડ્યો પ્રાક્રમ પૂર, છે નામ તેહેનું વૃષભાસૂર;
નિકટ તેડી કહેછે કંસરાય, તમો પધારો ગોકુળમહાંય.
છે રામકૃષ્ણ બળિયા બે વીર, તે ઉછ્રંકળ થયાછે આહીર;
સુભટ જેટલા મેં મોકલ્યા, તે કુશળે પાછા નવ વળ્યા.
તું સર્વેપેં શૂરધીર છે ઘણું, જઈ પ્રગટ કરો પ્રાક્રમ આપણું;
ગર્વ કરી તે તત્પર થયો, વૃષભાસુર તે ગોકુળ ગયો.
વૃષ પુષ્ટ થયો ગર્જરાજ, તે કરવા આવ્યો કંસનું કાજ;
જમુનાતટ જમસરખો જોધ, કીધો જળઘાટ વિરોધ.
સબળ સાંઢ ઘૂમે આરડે, ઉછળે ફરે ને આડો પડે;
તે ઓખાંગે ઉન્મત્ત ત્રાડે, શૃંગ વડે ત્રોડી ભેખડ પાડે.
વૃક્ષલતા પશુ પંખીને હણે, પાગની ખુરીયે પૃથિવી ખણે;
વજ્રવત છે ચારે ચર્ણ, ક્રોધે લોચન થયાં લોહીવર્ણ.
ઉડાડે રેણુ ભરાવી શૃંગ, શું આવ્યા ઐરાવત માતંગ;
સ્થૂળ સ્કંધ ઊભું કીધું, સ્કંધે ગગન વ્યાપી લીધું.
તે મુખે ફીણ ફીસોટા ઝરે, બળદ જમુનાતટમાં ફરે;
ઝાટકે પુછ ઉડાડે વાર, જળ ભરતી નાઠી વ્રજનાર.
નાઠા ગોવાળા નાઠી ગાય, નાસી પેઠું સહુ ગોકુળ મહાંય;
આવ્યો વૃષભ ગોકુળ ને કંપિ, થરથર વ્રજવાસી કંપે.
પડે ધુંધ વરત્યું ઉત્પાત, તે રામકૃષ્ણભણી આવી વાત;
સમાચાર સાંભળી તત્પર થયા પરમેશ્વર વૃષભ સામા ગયા.

---

૧ "મૃદંગ બાજે જંત્ર વાજે" (ભા૦ ૫૦)
૨ "ડાક ડંબર ઝાંઝ ઝંમર" (ભા૦ ૫૦)

કછી કાછ ગોડી કર ધરી, તેડ્યો સાંડ સમરથ શ્રીહરી;
ગયા કૃષ્ણ વારતા સાંભળી, નંદ જસોદાને મૂર્છા વળી.
હાહાકાર કરે સહુ કોય, ભય પામી વ્રજવનિતા રોય;
અમરગણ જોતા આકાશ, વૃષભને સાદ કરે અવિનાશ.
ધસ્યો વૃષભાસુર દીધી હડી[1], તીવ્ર શૃંગ પ્રભુ સામાં કરી;
ફેરવી પુછ મસ્તક આણી, ધસ્યો સન્મુખ સારંગપાણી.
ઉડે રેણુ પદપ્રહારે કરી, સુરજ તેજ લીધું આવરી;
ધ્રૂજે ચરણ ન સૂઝે સૂર, હરિસાથે વાધ્યો દાનવ ક્રૂર.
નીચાં નમી કરવા ગયો ઘાત, બેહુ શૃંગ સ્હાયાં જદુનાથ;
ઊંધે મસ્તક રાખ્યો કર ધરી, તે ન શકે આઘો પાછો ફરી.
દૈત્યે બળ કીધું અત્યંત, લીલાએ શૃંગ ગ્રહ્યાં ભગવંત;
મહાબળ કીધું નંદકુમાર, તે પાછો ઠેસ્યો[2] ધનુષ અઢાર.
ધન્ય ધન્ય દેવતા ઓચરે, પ્રભુ પાખે કોણ પ્રાક્રમ કરે;
વૃષભ મરડી પાડ્યો ધર્ણી, તેહના સ્કંધ ઊપર દીધો ચર્ણી.
દારૂણ બળ કીધું મહાબળી, આડો નાખીને કોટ આમળી;
કહાડી જીભ બરાડી પાડી, મુખમાંથી શૃંગ લીધાં કહાડી.
મૃત્યુ પામ્યો વૃષભાસુર તતખેવ, પુષ્પવૃષ્ટિ કીધી સુરદેવ;
તે ગયો સ્વર્ગ બેસી વિમાન, મળ્યા માત પિતાને શ્રીભગવાન.
વ્રજવાસી સુખ પામ્યા ઘણું, દેખી પ્રાક્રમ પ્રભુજીતણું;
આવ્યા જોવા નારદ ઋષિરાય, દીઠો વૃષભાસુર ભૂ મહાંય.
પ્રસંન પરમહંસ ઋષિ થયા, તે જોઈ નારદ મથુરા ગયા;
હરખ્યો કંસ દીધું બહુ માન, આપી આસન પૂજ્યા ભગવાન.
કૃતાંજળી કરી પૂછે રાય, કેમ સેવકને કીધી કરૂણાય;
એકાદશ વર્ષે આવ્યા ફરી, તમો દીધી શિક્ષા મેં આચરી.
નારદ કહે સાંભળ ભૂપતી, મેં કહ્યું તોહે તું ચેત્યો નથી;
આકાશવાણી વૃથા ન જાય, તુંને વિષમવેળા આવી રાય.
તે નંદપુત્રનું દીઠું તેજ, તહાં ઊછરેછે તાહારા ભાણેજ;
સુખે દુહવાયો[1] સુરનો સાથ, હવે ચોરી શી કહુ તુજને વાત.
મિથ્યા નંદનું વસ્યુ ઘરસૂત્ર, છે રામકૃષ્ણ દેવકીના પુત્ર;
તે ગુપ્ત થઇ ગોકુળ સેવે, ચોરી મુક્યા છે રાય વસુદેવે.
વચન સાંભળી લાગી જવાળ, કહાડી ખેડું[2] ઊઠ્યો ભુપાળ;
તે રીસે રાતડો ઘૂમે ઘણું, મસ્તક છેદવા વસુદેવતણું.
મમ શત્રુ મુક્યા પરઘેર, માહારે બેહેન બનેવી સાથે વેર;
નારદ કહે સાંભળ ભૂપાળ, કનિષ્ઠ પુત્ર છે તાહારો કાળ.
સુગમ હણવું એ દંપતીતણું, છે બાળક જીતરા દોહેલે ઘણું;
દંપતી રાખ્યાં કરી સમાધાન, સકળ વાત સમરથ ભગવાન.
કંસને નારદ કહેછે વળી, કૃષ્ણ ચરિત્ર તુને ન શકે કળી;
બક બકી અઘવત્સાસૂર, ગર્ધવ પ્રલંબ સરખા ક્રૂર.
સકળ જોધ શ્રીકૃષ્ણે હણ્યા, તો તમે ગોપપુત્ર કેમ ગણ્યા;
આવ્યો કાળ કાંઈ થા સાવધાન, નારદજી થયા અંતર્ધાન.
કંસાસુરને ચડીયો કાળ, વસુદેવે મુકયાં કેમ બાળ;
એ છળ કરી છાના ઉછર્યા, એ ભાણેજ શત્રુ હોય માહારા ખરા.
ઉપની વ્યાધિ પમાડું શાંત, પછે કંસાસુર બેઠો એકાંત;
શલ કુશલ મુષ્ટિક ચાણુર, તેડ્યા કૂટ કેશી વ્યોમાસૂર.
કીધો વિચાર એકાંત બેશી, છે વાહાલો મિત્ર કંસને કેશી;
હે સખા આપણે શું કરવું, ગોપથકી નથી ઊગરવું.
જણાવ્યું નારદે કીધું ભલ, રામકૃષ્ણ મોહોટા છે મલ;
તે વસુદેવે મુક્યા ગોકુળે, તે દુધમલ ગાજે નિજ બળે.
આપણે સુભટ જે જે મોકલ્યા, તે કુશળે પાછા નવ ફર્યા;
તમ વિના કારજ નહીં થાય, જાઓ વ્યોમ કેશી ગોકુળમહાંય.
કંસે આજ્ઞા એહેવી કહી, બે અસુર બોલ્યા ઉભા થઈ;
કેશી કહે સાંભળ મહારાજ, કોણ માત્ર એ કરવું કાજ.
જઈ કરૂં નંદને અપુત્રવાન, ચાલ્યો પાપ કરી અભિમાન;
પછે પંચ મલ્લને આજ્ઞા થઈ, કરો તત્પર મલ્લઅખાડો જઈ.
કંસાસુર મનમાં કરે વિચાર, અહાં તેડાવું નંદકુમાર;
વ્યોમ કેશીથી અર્થ નવ સરે, કૃષ્ણ આગળ કેશી નવ ઊગરે.
કાંઇ કપટ કરી તેડાવું અહાં, પછે વળતા બાળક જાશે કહાં;
છે સાધુ અક્રૂર હરિનો દાસ, સાધુનો ગોપને છે વિશ્વાશ.
એકાંત વિચાર્યું કંસાસૂર, પછે તેડાવ્યા વલ્લભ અક્રૂર;
દીધું માન ગળે ઘાલી હાથ, કહે મનની વાત મથુરાનાથ.
તમો અક્રૂરજી માનો સર્વથી, માહારૂં તું વિના કોઇયે નથી;
કો ઉછંકળ બેરડા અજ્ઞાન, માહારે કર્મે મળ્યા એહેવા પરધાન.
શત્રુ સરખો ઉગ્રસેન તાત, કોણ આગળ કહું દુખની વાત;
તમો સમદર્શી છો વૈષ્ણવ રાય, માટે કહું છૌં અંતરનો અભિપ્રાય.
તમો નંદપુત્રનું દીઠું તેજ, છે બેહુ એ માહારા ભાણેજ;
આકાશવાણી તમને સાંભરે, તે રામકૃષ્ણ શત્રુ છાના ઉછરે.
ઘણા સુભટ કીધા સંઘાર, મુને સાલેછે વસુદેવકુમાર;
રચો તમ સાથે સખું અંતર, કીજે જગન કીધાનું મેષાંતર.
કીજે ધનુરજાગતણું મંડાણ, પુજાવું માહારાં ધનુષબાણ;
પ્રતિપદાએ પ્રારંભ થાય, ચતુર્દશીયે જગન સંતોખાય[1].

---

૧ "સરી" (બા૦ પ્ર૦)

૨ "ધસ્યો" "ધસાવ્યો" (ગુ૦ પ્રતો).

૧ (બા૦ પ્ર૦ તથા એક ગુ૦ પ્રત). બીજીએમાં "દુભવ્યો," "દુભવાયો," "દુભાયો" છે. ૨ ત્રણ પ્રતમાં "ખેડું," એકમાં "ખડ્ગ," ને બેમાં "ખાંડુ" છે. ખડ્ગ એડાં કહેવાયછે.

૧ બા૦ પ્ર૦ માં "સોંતાય" ને બીજી પ્રતોમાં 'પૂરણ' થાયછે.

તેડાવીયે લોક ગામ ગામના, પ્રજા માનેછે માહારી આમન્યા;
તેડાવીયે ગોકુળના ગોવાળ, માંહિ મળતા આવે બેહુ બાળ.
પછે હું મનનું માન્યું કરૂં, હું તમ આગળ સાચું ઓચરૂં;
માટે ભક્તરાજ તમો વેહેલા થાઓ, તેડવા નંદને ગોકુળ જાઓ.
સહુ ગોપને કાલે અહાં લાવજો, બેહુ બાળકને તેડી આવજો.
મંગાવજો ગોરસ ઘી ઘણાં, છે સેવક આહીર આપણા.
આપણે રામકૃષ્ણ સાથે કામ, ઉગ્રસેનનો ફેડીશ ઠામ;
જાદવમાત્રનો કરશું ઘાણ, પછે આપણને કલ્યાણ.
એકવાર બાળક દ્રષ્ટે પડે, કરૂં કારજ હું હસ્તી વડે;
મલ્લઅખાડે રાખું મલ્લ પંચ, છે મહારાં મનનો એહેવો પરપંચ.
પછે આપણને ચિંતા નથી, હું રાજા તમો થાજો જુથપતી;
સર્વથા કામ થાયે તમ વડે, જાઓ અક્રૂર ગોકુળ ગામડે.
અક્રૂર કહે હસતું મુખ કરી, તીવ્રબુદ્ધિ રાય તમારી ખરી;
ઘણું પ્રસંન થયું મમ હ્રદે, અદભુત છળ તેં કીધું ઉદે.
રાય હવે કામ સીધ્યું આપણું, મનોરથ માહારા પ્રીતા ઘણું;
રૂડું કરશે અશરણાશર્ણ, ઉછંકળ પાપી પામશે મર્ણ.
બાળકને તેડી લાવું કાલ, છે અક્રૂરને દર્શનનું વહાલ;
જો મથુરામાં આવે જગદીશ, તો હરિ ભાંજે પાપીનું શીષ,
જાઊં ગોકુળ કહી બેઠા થયા, અક્રૂર પોતાને મંદિર ગયા;
કંસાસુર પ્રસંન થયો અત્યંત, અક્રૂરને વહાલા શ્રીભગવંત.

( વલણ )

ભગવંત વહાલા ભક્તને, સાંભળ પરિક્ષતરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, છત્રીશમો અધ્યાયરે.

---

## અદયાય ૩૭ મો.

### ( કડવુ ૧૦૪ થું—રાગ કહાલેરો )

કાલિંદીતટે કેશી આવ્યો, ક્રૂર કપટી કંસનો મિત્ર;
રૂપ ધર્યું કાળા ઘોડાનું, પ્રગટી માયા અસુરચરિત્ર—કા૦
મુખશબ્દ ભયાનક ભાસે, મેઘની પેરે હણહણતો;
વામ દક્ષણ ફરતો[1] ચાલે, અવની પાગ વડે ખણતો—કા૦
ઝાટકે[2] પુચ્છ કોટે કેશવાળી, મુકે દોટ જમુના તીર;
ફીણ[3] ફીસોટા મુખથી ઝરે, ધૂણે શીષ ધ્રુજાવે શરીર—કા૦
ઉન્માદ કરે મદદર્પે ભરયો, ઉડાડે રેણુ પછાડે ચર્ણ;
સર્પ ફણાવત શ્રવણ ઊભા, લોચન દીસે લોહી વર્ણ—કા૦
શું ગોકુળ ગગન એકત્ર કરશે, અમર સહુ કંપે અંતરિક્ષ;
ગોપવર્ગને ચિંતા શાની, જો માથે પરમેશ્વરનું પક્ષ—કા૦
મોહોટો વર એને અહિશ્વરનો, આયુષ રોમાવળીમાં વસે;
દેવ સર્વ વિચારે અંતરિક્ષ, ભાઇઓ ગોકુળમાં શું થાશે—કા૦
છે ક્રૂર કેશી સખો કંસનો, કેશ વડે કરશે સંગ્રામ;
કેશાવળીની વજ્ર ધારા છે, તે માટે ધર્યું કેશી નામ—કા૦
ઉતરે ભાર જો મરે કેશી, શું ગજું છે પછે કંસજતણું;
છે ઉછંકળ અસુર વર્ગમાં, અધર્મી છે કેશી ઘણું—કા૦
શૌનકને કહે સૂત પુરાણીક પરિક્ષતને શુક સ્વામી;
ગોપવધૂ જળ ભરતી નાઠી, નાઠી સુરભી ભય પામી—કા૦
વેણુ લાકડી મુગટ ધાબળી, પડે ધર્ણે નાસે પિંડાર;
ગોકુળ ગોંદરે ધૂમે ઘોડો, નાસો નાસો પડે પુકાર—કા૦
પુચ્છપ્રહારે દ્રુમ બહુ છેદ્યાં, રોકી વાટ રહ્યો ઝાંપે;
વૃષભાન ઉપનંદ જસોદા, ભય પામ્યાં થરથર કાંપે—કા૦
પૂઠળ વાટ કરી સહુ નાસો, પછવાડે છીંડાં પાડો;
નંદ કહે ગોપી ગૌધંનને, ગોપમાત્ર બાહેર કહાડો—કા૦
કહે જસોદા નંદરાયને, આજ આવ્યો દોહેલો દાહાડો;
સમૃદ્ધિ સરવે લૂટી લેવાદો, એક સામળીયાને સંતાડો—કા૦
માતપિતાને કહે પરમેશ્વર, તમો ક્ષણુંએક ધરજો ધીર;
સંકર્ષણને સાથે તેડી, જુદ્ધને ચાલ્યા શ્યામશરીર—કા૦

( વલણ )

જુદ્ધ કરવા જદુનાથજી, આવ્યા કેશીને પાસરે;
બળભદ્રને પૂઠળ કરી, આગળ થયા અવિનાશરે.

---

### ( કડવું ૧૦૫ મું—રાગ મારૂની ચોપઇ )

હરીયે હોંકારયો હય જદા, હણહણી એ આવ્યો તદા,
આવ્યો નિકટ વિકટ સુભટ, ફરતો કરતો કૂડ કપટ.
વળી નીચો ઊંચો લાંબો થાય, મુખ વિકાશી ગ્રસવા ધાય;
આગલો પાગ ઊંચો ઊલાળે, પાટુ મારવા પાછો વળે.
કૃષ્ણ ઉપર નાખે કેશવાળી, પણ સામળીયો લે સંભાળી;
હસ્તમાં ગેડી હોકારા કરે, કૃષ્ણ કેશી બેહુ કૂદે[1] ફરે.
સાચવે ઘાત શૂરા સંગ્રામ, ઘણું ધૂમે ઘોડા ઘનશ્યામ;
તહાં જુએ ગોપ ગોપીનાં વૃંદ, જસોદા નંદ કરે આક્રંદ.
કહાં અશ્વ કહાં પુત્ર કોમળ, કહાં સમુદ્ર કહાં કૂપનું જળ;
કહાં નદી ને કહાં ખાબડું, કહાં વ્યાઘ્ર શશક બાપડું.
કેશી કમળાવર વાદે વહડે, પદપ્રહારે પડછંદા પડે;
ફેરવે નાથ કરમાં ગેડી, કરે પ્રહાર પાસે તેડી.
તે પાડી ચીસ ને પાછો હઠે, ફેરવી પુચ્છ હેઠું આછટે[2];

---

[1] "ફરતો" (બા૦ પ્ર૦), [2] "ઝાંટકે" (બા૦ પ્ર૦). [3] "ફીણ ફીસોટા મુખથી વરસે" (બા૦ પ્ર૦).

[1] 'પૂંઠે' ગુ૦ પ્રતો. [2] 'આછડે' બા૦ પ્ર૦ ને એક ગુ૦પ્ર૦; બે ગુ૦માં 'આસટે' છે ને બે ગુ૦માં ' આછો ' છે.

ખુર રેણુએ ગગન આવર્યું, પછે ક્રોધ કરી વપુ વેખર્યું.
કેશવાળી ધારા વજ્રતણી, છે રોમાવળી ભાલા અણી;
ફેરવે પુચ્છ ખડગની ધાર, મદ પ્રસ્વેદ છૂટે અપાર.
નારાયણ લઘુલાઘવી કરે, ઘોડા પાગ વચ્ચે પેસી નીસરે;
પછે ઘોડે ઘેરચા શ્રીરણછોડ, પ્રભુપર પાટુ નાખી જોડ.
લક્ષ્મીવરે સાચવ્યો લાગ, ગ્રહ્યા હસ્તમાં બેહુ પગ;
તે ડંસ્યો બળ કરી અત્યંત, જઈ પડ્યો શત ધનુષપર્યંત.
આસ્ફોટન સ્કંધ કીધું શ્રીહરી, તવ દાનવ આવ્યો પાછો ફરી;
વદન વિકાશી મુકી દોટ, તે ગ્રહેવા ઇચ્છે હરિની કોટ.
પ્રપંચ કીધો ગોકુળનાથ, તેહેનાં મુખમાં આપ્યો ડાબો હાથ;
દૈતે જાણ્યું ભલો જોગ મળ્યો, સ્કંધ લગી હસ્ત હરિનો ગળ્યો.
તે ફાળજ ફાડી આઘો ગયો, વળી જાડો સ્તંભ પ્રમાણે થયો.
ક્રોધાગ્નિ પ્રગટ્યો શ્રીકૃષ્ણ, ધમ્યું લોહ તેમ કર કીધો ઉષ્ણ[1];
તપે હસ્ત લોહું ધગધગે, ઉદર મુકી આવ્યો ગુદ લગે.
અંતર ત્વચા બળે ચડચડે, ક્રોધાગ્નિ અતર ધડધડે.
જેમ શરવેધ્યો હોલો ફડફડે, નવે દ્વાર વેધ્યાં કર વડે;
શ્વાસોશ્વાસ જવ થતો રહ્યો, મર્ણ તુલ્ય તવ કેશી થયો.
ફાટ્યાં નેત્ર નમાવ્યા કાન, ઢળી[2] કોટ ટળી સુધ સાન;
વહે ફીણ જીભ્હા નીકળી, શ્રીકૃષ્ણે હસ્ત વધાર્યો વળી.
જેમ વેહેર્યું કાષ્ટ થાએ બે ભાગ, તેમ કેશી ફાટો ચડચડાગ;
પાડી ચીસ નીસર્યા પ્રાણ, તવ દેવતણાં વાગાં નીશાણ.
તે પરમગતિ પામ્યો પાપિષ્ટ, કરે દેવ કુસુમની વૃષ્ટિ;
ગોપ કરે સહુ જેજેકાર, છે નંદપુત્ર કારણ અવતાર.
ઉતાર્યો ભાર થયું સર્વ સુખી, એહેવે પધાર્યા નારદઋષી;
નમ્યા ચર્ણ પ્રદક્ષણા કરી, નાચ્યા નારદ વીણા ધરી.
ઋષીને હરિયે દીધાં માન, તવ બોલ્યા નારદ ભગવાન;
છો બ્રહ્મરૂપ પૂરણ અવતાર, ભલો ઉતાર્યો ભૂતળભાર.
ઘણાં કાર્જ કીધાં ને કરશો, કાલે તમો મથુરા પરવરશો;
હણશો હસ્તિને પરમ દહાડે, છે મલ્લ મારવા મલ્લઅખાડે.
કંસાસુરને કરી નિપાત, છોડવશો બાંધ્યાં માત ને તાત;
પછે ઊગ્રસેનને આપી રાજ, ભણી આવશો અવંતિ મહારાજ[1].
જરાસંધ જીતવો છે હરિ, જવન મારવો પ્રપંચે કરી;
શિશુપાળમુખ થાશે શ્યામવર્ણ, રૂખમણીનું પ્રભુ કરશો હર્ણ.
નિધન નરકાસુરને કરી, વરસો સોળ સહસ્ર સુંદરી;
અસુરમાત્ર કરશો સંઘાર, ઊતારશો ભૂતળનો ભાર.
અક્રૂર તેડવા આવશે આજ, ખોટી મો થાશો મહારાજ;
હસી શામળીયે કીધી સાન, શ્રીનારદ પામ્યા અંતરધાન.
શુકજી કહે સાંભળીયે રાય, તે ગઈ વાર્તા મથુરા મ્હાંય;
કેશીનો સમાચાર સાંભળી, તવ કંસાસુરને મૂરછા વળી.
અંતરગત પામ્યો પરિતાપ, કેશી કેશી કહી કીધો વિલાપ;
શુંડવિના ભાઇ જેહેવો ગજ, થાય પાંખવિના પંખી અકજ.
પ્રત્યંચાવિના જેહેવું ચાપ, મણિ દંત વિના જેહેવો સાપ;
દ્રવ્યવિના જેહેવો દાતાર, વ્યર્થ બેહુ જેમ ખાંડી ધાર,
હોય પ્રદય પુતળી પાખે નેત્ર, વાડ ધણી વિના જેહેવું ક્ષેત્ર;
હોય વિદ્યાવિના જેહેવી રસના, આજ તેમ થયો હું કેશીવિના.
ઉતાવળા મોકલ્યા અક્રૂર, તાહાર પેહેલાં ગયોછે વ્યોમાસૂર;
નિપાતન કેશીને કરી, ધેનુ ચરાવા ચાલ્યા હરી.
જળક્રીડા માંડી મહારાજ, સંગ બળિભદ્ર ગોપનો સાજ;
બીલૂ પરઠી જળમાં જઈ નહાય, હારે તે ઊંચલી લઈ ત્રટ જાય.
વ્યોમાસુર આવ્યો ગોપ થઈ, ગોવાળા કો સમજ્યા નહીં;
તે ઘણા ગોપને ચોરી જાય, જઈ સંતાડે તે ગુફા મ્હાંય.
જવ અર્ધ ગોવાળા ઓછા થયા, શ્રીકૃષ્ણ કેહે સખા કહાં ગયા;
દીઠો દાનવ ને મૂકી દોટ, જઈ વ્યોમાસુરની ઝાલી કોટ.
મરડી આમળી નાખ્યો ધર્ણ, પદપ્રહારે પમાડ્યો મર્ણ;
એમ વધ વ્યોમાસુરનો થયો, તે દેવ થઈને સ્વર્ગે ગયો.
સમાચાર તે કંસે સાંભળ્યો, વ્યોમાસુર કેશી પાસે પળ્યો;
શ્રીકૃષ્ણ પધાર્યા ગોકુળ મ્હાંય, તે દહાડે છેલ્લી ચારી ગાય.
માયા ઉતારી વૈકુંઠરાય, શ્રીવૃંદાવનથી થયા વિદાય;
ગૌ ગોપથી ઉતાર્યું મંન, અતિદુખ પામ્યા જગજીવંન[1].
ગોવર્ધનને કરી પ્રણામ, ગોકુળ આવ્યા શ્રીભગવાન;
સંભાળી સહુને આપી ગાય, નરહરીનાં નેત્ર ભરાય.

(વલણ)

ભરચાં નેત્ર નારાયણે, સાંભળ પરિક્ષતરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, સાડત્રીશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૩૮ મો.

### (કડવું ૧૦૬ ઠું—રાગ રામગ્રી)

શુકજી ભાખે સાંભળ ભૂપતી, પરમેશ્વરને માયા મોહ નથી;
મન ઊતાર્યું ગોકુળમાંથી, જીવશે ગોવાળા હરિનામથી.

---

૧ "ધમ્યો લોહ કર કીધો ઉષ્ણ" (બા૰ પ્ર૰)

૨ "ઢળશી" (બા૰ પ્ર૰)

૧ સઘળી શુ૰ પ્રતો, 'અવંતિમાંજ' (બા૰ પ્ર૰).

૧ અહીંથી તે અધ્યાયની સમાપ્તિ સૂધી બા૰ ને એક શુ૰ પ્રત એ બેનો પાઠ બીજી સઘળી શુ૰ પ્રતોથી જુદો છે. એ બીજીઓ-ધીમાં 'ગૌ ગોપ૰ એ લીટી નથી પણ તેને બદલે 'ગોવર્ધનને૰' એ છે પછી 'સંભાળી૰' એ છે (નેત્રને ઠેકાણે નયણછે) ને પછી 'પ્રભુ માતપિતાને લાગા પાય. મથુરા જવા હરી તતપર થાય' એ છે. વલણમાં 'મથુરા જાશે નારાયણ' છે. પ્રસંગાનુકૂળ રસ ભરચો પાઠ તો બા૰ પ્ર૰નો છે.

(ઢાળ)

નામ નારાયણ વડે, જીવશે બ્રીજ પરિવાર;
સુખ દેવા યદુવંશને, શ્રીકૃષ્ણે કીધો વિચાર.
પ્રાત:કાળ સંધ્યા કરી, ધરી હરીનું ધ્યાન;
માળા મુદ્રા તિલક તુળસી, દિવ્યાંબર પરિધાન.
પુષ્પચંદન સુગંધ શ્રીફળ, ભરી પૂજાનાં પાત્ર;
અક્રૂરે સામગ્રી કીધી, અર્ચવા શ્રીહરિગાત્ર.
મથુરાપુરી એક કોશ મૂકી, થયો પશ્ચાત્તાપ;
કંસે કારજ ઘોર સોપ્યું, કોણ માહારૂં પાપ.
કઠણ મલ્લ છે મલ્લઅખાડે, સુકુમાર કેશવરામ;
બાળક પીડા પામશે, થશે વદન માહારૂં શ્યામ.
થયો ગોઝારો ત્રૈલોકમાં, હું કંસાસુરનો દૂત;
વિશ્વ કહેશે વાહી તેડયા, અક્રૂરે નંદસુત.
અતિઘણું આયુષ ધિક્ છે, હું કહાં રહ્યો આરોગ્ય;
પરાધીન કંસને વરતું, એ જીવવું અજોગ્ય.
મથુરા આવશે કૃષ્ણજી, શું થાશે ગોકુળમ્હાંય;
કેમ જીવશે જસોદા, જેમ વચ્છ વોહોણી ગાય.
એક કંસ રૂડું માનશે, માઠું માનશે સંસાર;
મુને કાળ સરખો દેખશે, સહુ ગોપનો પરિવાર.
હું ગણાયો અસુર મળતો, ભક્ત નહીં કહે કોય;
અપજસ થયો ઉત્તરવયે, મુને મૃત્યુ શે ન હોય.
એક બુધ્ધ વિચારી સાધુએ, ઉભય પદારથ થાય;
શીખામણ દઊં શ્રીકૃષ્ણને, જે ટળી રેહે બલાય.
નસાડી મૂકું વનવિષે, મુને શું કરશે ભૂપાળ;
કહીશ કહ્યું નવ માનિયું, બાળક છે રગિયા ગોવાળ.
નિજ મને નિરધાર કીધો, આવ્યો જમુનાતટ રથ;
ગોકુળ દીઠું દૂરથી, તવ ઊપના મનોરથ.

(વલણ)

મનોરથ અક્રૂરને થયા, મળવા સુંદરશ્યામરે;
છે અક્રૂરને વાહાલા ઘણું, પ્રેમાનંદ પ્રભુરામરે.

---

(કડવું ૧૦૭ મું—રાગ પંચમરામગ્રી)

અક્રૂર બેઠા રથ, મનોરથ બહુ કરેરે;
અંતરમાં અભિલાખ, નાનાવિધ ધરેરે.
હું જોઇશ ગોકુળગામ, સર્વ સોહામણુંરે;
સ્વર્ગ લોક કોણ માત્ર, શોભે વ્રજ ઘણુંરે.
જમુનાજીનો ઘાટ, વાટ વંનતણીરે;
જળ ભરતી જોઇશ નાર, ગોપી સોહામણીરે.
બાબળીઆળી ધંન, ચૂડો કહોણી લગેરે;
તે દામોદરની દાસ, હું જઈ પડું પગેરે.
વૃંદાવનનાં ઝાડ, ફાલ્યાં ફૂલ્યાં ફળ્યાંરે;
તેનું પામીશ હું દરશંન, ભારે વાંકાં વળ્યાંરે,
તુળસીકયારા કોટિ, માંજર ડોલતીરે;
સાંભળીશ શબ્દ રસાળ, મહુઅર બોલતીરે.
દેખીશ ધાતી ધેન, ધોળી દુધે ભરીરે;
માકડા હરણી ગોરી, કાળી કાબરીરે.
ખાંડી મીડી ગીણી, ડોલી કુંડળીરે;
આજ દેખીશ હું દરશંન, ગાયની મંડળીરે.
નાહાનાં મોટાં વચ્છ, સાંડ સોહામણારે;
લટકાળા ગોવાળ, સખા કૃષ્ણતણારે.
મુને સુકન સારા થાય, માન દેશે હરીરે;
મળી સામી નાર, વારિઘટે ભરીરે.
ઉતરયો દક્ષણ પાસ, કાળો મૃગલોરે;
ચાસ સારસ શુક, શબ્દ કરે ભલોરે.
ચકોર મોર ને હંસ, બોલે કોકીલારે;
ફરકે જમણી આંખ, સુકંન થાયે ભલારે.
સુકનનું એ ફળ, સામળીયો મળેરે;
હુંને હરજી થઇયે એક, કંસાસુર બળેરે.
ગતજન્મનું પુણ્ય, પ્રબળ માહારૂં હશેરે;
પ્રભુનું પામીશ દરશંન, લોચન ધન્ય થશેરે.
આવો અક્રૂર રાય, કહેશે કૃષ્ણ મુખેરે;
હું તે વેળાનું રૂપ, રાખીશ હૃદે વિખેરે.
હરિ દહોતા હોશે ગાય, દોહોણી કરે ધરીરે;
દેખીશ રેડતા દૂધ, પાત્ર ભરી ભરીરે.
બ્રહ્મા સરખા નંદ, સાવિત્રી જસોમતીરે;
રખે કરે માહારી લાજ, હું છોં જાદવપતીરે.
ઘોડાની ઘુઘરમાળ, ઘંટા ઘમકશેરે;
કહેશે આવ્યું કોણ, ભત્રીજા ચમકશેરે.
ઓળખશે તતકાળ, સામાં આવશેરે;
કાકાજી કહીને કૃષ્ણ, મુને બોલાવશેરે.
હું લાગીશ પ્રભુને પાય, હરિ ઉઠાડશે હાથેરે;
ગળામાં ઘાલી બહાંય, ચાંપશે હૃદયાસાથેરે.
લક્ષ્મીને રમ્યાનું સ્થાન, વહાલાજીનું છે હૃદેરે;
ગોપીનો વિશ્રામ,, ચરચ્યું મૃગમદેરે.
કૌસ્તુભમણિ વનમાળ, તુળસી મંજર ગુંજારે;
તે અડશે માહારે અંગ, ભેટશે ભરી ભુજારે.
વામ દક્ષણ વીર, વળગી બેલડીરે;
દેખાડશે દીનદયાળ, ગોકુળની સેરડીરે.

તેડી જાશે મંદિર મહાંય, પ્રીતે આદર કરીરે;
બેસાડશે દિવ્યાસન, પૂછશે વાત હરિરે.
એહવો અંતરનો અભિલાષ, મનોરથ બહુ થયારે;
થાતે સાયંકાળ, અક્રૂર ગોકુળ ગયારે.

(વલણ)

ગયા સંજ્યા સમે ગોકુળે, આવ્યા નંદને આંગણેરે;
મેળાપ કાકા કૃષ્ણનો તે, કથા શ્રીશુકજી ભણેરે.

---

(કડવું ૧૦૮મું—રાગ ધનાસરી)

રથજ આવ્યો નંદજીને બારણે, અક્રૂર પધારયા કાંઇએક કારણે;
ભત્રીજાને દેખી કાકાજી હસ્યા, મુકી ગૌ દોહોવી મળવા હરિ ધસ્યા.

(ઢાળ)

ધસ્યા શ્રીકૃષ્ણ હેત સાથે, સંકર્ષણ પૂઠે ગયા;
અક્રૂર પ્રીતે પાય લાગા, નાથજીયે કર ગ્રહ્યા.
પરસ્પરે સ્તવંન કીધાં, ભત્રીજા વામ દક્ષણ રહ્યા;
વળગી હાથે આદર સાથે, મંદિરમાં તેડી ગયા.
આપી બેટયા નંદજી, આનંદી માત જસોમતી;
અર્ઘ જાણ્યાવિના પ્રીત કીધી, જમદૂતવત જાણતાં નથી.
નામે છે જળ જસોમતી, નંદ પખાળે પાય;
બળીભદ્રજીયે ધૂપ કીધો, વિઠલ ઢોળે વાય.
ચંદન કુમકુમ કેસર માળા, આરતી કરી સ્તવન કર્યું;
અક્રૂરચરણે નંદરાયે, પ્રેમે મસ્તક ધર્યું.
ઘૃત પકવાન પય શર્કરા, ભોજનનો પ્રકાર;
મુખવાસ આપી સેજ બેસાડયા, દીઠી સ્વાગત ભ્રાતકુમાર.
અક્રૂરને પૂછે કૃષ્ણજી કહો, સમાચાર મથુરાતણા;
અમો સાંભળ્યું જે કંસરાયે, જાદવ સહુ પીડયા ઘણા.
ઉગ્રસેનજી શું કરે છે, પદવી પુત્ર તળે ગઈ;
જીવે છે વસુદેવ દેવકી જે, કારાગૃહે નાખ્યાં લઈ.
અક્રૂર વળતું બોલીયા, તમો સાંભળો ગોકુળપતી;
કંસનું બળ તહાં લગે, મહાપુરૂષતહાં આવ્યા નથી.
વસુદેવ દેવકી છૂટશે, દુખ જાશે જાદવતણાં;
માત તાતે સંભાળ લીધી નહીં, તહાં લગે બાળક દયામણાં.
રાજ કંસાસુર તણે, સુખ પરજાને કશું;
પરાધીન પરજા થઈ જેમ, ખાટકીને ઘેર પશૂ.
કાકાના વાયક સાંભળીને, ક્રોધ્યા કેશવરાય;
સંકલ્પ કીધો કુશળ માટે, અયુત આપશું ગાય.

(વલણ)

ગાય આપશું વિપ્રને, જ્યારે મળશે માત પિતાપરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, આડત્રીસમો અધ્યાયરે.

---

## અધ્યાય ૩૯ મો.

(કડવું ૧૦૯ મું—રાગ મેવાડો)

(નંદવચન):—

કહો અક્રૂરજી કેમ પધારયા, અમ સરખું કાંઈ કાજજી;
અમ ગોપને મંદિર આવ્યા, તમ સરખા મહારાજજી.
નંદજીનાં વચન સુણીને, બોલ્યા શ્રી અક્રૂરજી;
મથુરામાંહે જાગ કરે છે, કઠિણ કંસાસૂરજી.
તમને હું તેડવા મોકલ્યો છૌં, એ આમંત્રણની રીતજી;
શ્રીકૃષ્ણને મળવાની ઇચ્છા, કંસાસુરને પ્રીતજી.
સકળ ગોપ રામકૃષ્ણ સંઘાથે, તમને નીમંત્રણજી;
નોતરૂં સાંભળી નંદજીનું, હરખ્યું અંતસકર્ણજી.
કપટ ન જાણ્યું કંસાસુરનું, આનંદ્યા નંદરાયજી;
ગોપ સરવે તતપર થાઓ, સાદ પાડયો પૂર મહાંયજી.
દૂધ ઘૃત લીયો મહી માખણ, ભૂપને ભેટ કરવાજી;
રામકૃષ્ણને જાતા જાણી, ગોપી લાગી દુખ ધરવાજી.
આગળથી વ્રજવધુએ જાણ્યું, છે કાંઇ કપટની વાતજી;
ફરી નહીં આવે મથુરાથી, જો જાશે પ્રાણનાથજી.
એકેકને ઘેર જાએ ગોપી કરે, વાત મુકી નિશ્વાસજી;
મધુપુર જાશે મોહનજી તો, મળવાની શી આશાજી.
ચાર જુગ નિશા થઈ ભારે, ન મળી નેત્રનિમેષજી;
અણવિચાર્યું નંદ કરે છે, છે કંસને હરિપર દ્વેશજી.
કોએક સ્રીને નિદ્રા આવી, તેહેને ઘોર સ્વપનજી;
હરિવિજોગનું આગમ થાએ, ફરકે જમણું લોચનજી.
નંદરાયને નિદ્રા આવી, પહોડયાં જસોદા માતજી;
શ્રીકૃષ્ણે એકાંત પૂછી, અક્રૂરજીને વાતજી.
ઘણું દુ:ખ મુને છે કાકાજી, કંસે હણ્યા ખટ ભ્રાતજી;
અદ્યાપિ કારાગૃહ વેઠે[1] છે, અમારાં માતતાતજી.
કાકાજી તમો ભલે પધારયા, અમને દીધું માનજી;
કાલે કંસાસુરને મારૂં, એમ બોલ્યા ભગવાનજી.
વાત કરતાં વહાણું વાયું, સજ થયા ગોવાળજી;
ગોપવધૂને અક્રૂર ભાસે, જાણે કૃતાંત[2] કાળજી.

(વલણ)

કાળ દેખે કામની, અક્રૂર નોહે પણ ક્રૂર ખરોરે;
જો જાવા દેશો કૃષ્ણને તો, મળવાની આશ્યા પરહરોરે.

---

૧ 'પંડમાં' (બા॰ પ્ર॰) ૨ 'કેવળ' (સુ॰ પ્ર॰).

## ( કડવું ૧૧૦ મું—રાગ વેરાડી ચોપઇ )

વ્રજબાળાને જવાળા વિખતણી, શ્યામ રામજાએ મથુરાભણી;
વ્હીલાં વદન એકત્ર સુંદરી, શિર ડોલે બોલે જાશે હરી.
મથુરાની નારી કામણભરી, તે મોહશે જોશે કટાક્ષજ કરી;
હાવ ભાવ આદર ચાતુરી, અનેક વચન બોલે માધુરી.
નહીં દૂષણ ભૂષણસોળે ભરી, ગજગામની ભામની સરવેપરી;
મૃગનયણી રયણી રમી જાણે, તે જતીને રતીમાં ઘેર આણે.
આપણો સ્વામી કામી નંદકુમાર, વહાલાને વહાલોછે વ્યભિચાર;
તજે ગોળ જે શર્કરા ચાખે, પામે રત્ન તો કાચને શિદ રાખે.
શિદ સેવે ગુંદી જે પામે દ્રાખ, મથુરાદાસી આપણ સરખી લાખ;
તે ક્ષત્રાણી રાણી ગુણભંડાર, આપણ આહીર દુર્બળ અવતાર.
તે પેહેરે પટોળી ચીર નિર્મળાં, આપણે પેહેરીયે જાડાં કામળાં.
તેહેને મુક્તાફળમાળા મોહોટી, બાઇ આપણી કોટે ચણોઠી.
તેહેને સેસફૂલ સેંથો રાખડી, આપણે માથે મહીની ગોળી રહડી;
તે જાણે ઉગટ કરી મુખ માંજે, આપણ ન જાણીએ લોચન આંજે.
તેહેને સમભૂમિનાં મંદિર ખરાં, આપણને વસવા નીચાંછાપરાં
તે પંચામૃત જમાડે સુંદરી, આપણે પાઇયે છાસ વાટકો ભરી.
ચોર કરી આપણ વહડીયાં, કહાં નગ્રનાયિકા કહાં ગામડીયાં;
કહાં કનક ને કહાં કથીર, કહાં ઉત્તમ ક્ષત્રી કહાં આહીર.
બાઈ જ્ઞાન નંદરાયનું ગયું, પાપી અક્રૂરનું માન્યું કહ્યું;
થઈ મૂર્ખ જસોદા માવડી, કાળજ પુત્રને મૂકે કહાડી.
ગોપી આકુળ વ્યાકુળ હોય, તે શરદમુખ સંભારી રોય;
બાઈ કોણ વાંસળડી વજાડશે, કોણ રાસક્રીડા રમાડશે.
દાણ લેવા ઘાટ કોણ રોકશે, વ્યંગવચન કોણ કહી ટોકશે;
જેણે ચંદન ચરચી દઝાડ્યાં, પ્રભુએ ઉંચા ચહડાવી પછાડ્યાં.
બાઇ રંકને કેમ છાજે માણી, અભાગિયાંને અનાથ ધણી;
માનસુકન બાઇ થાયછે ઘણા, હરિ તરછોડે એહેમાં નહીં મણા.
પછે બ્રહ્માને સહુ દેછે ખોડ, કાં સંજોગ મળ્યો રણછોડ;
સંયોગ કરી કાં કરો વિયોગ, કેમ સેહેશું વિયોગલક્ષણ રોગ.
એ રોગને ઓખદ કાંહીં નહીં મળે, એ ગુમ માર અંતર પરજળે;
ધન્વંતરી જો વાહારે ધાય, પણ દીર્ઘ રોગ દૂર નવ થાય.
હારી જાયે અશ્વિનિકુમાર, ન ભેદે ઓખદનો ઉપચાર;
તો વ્યાધિ અમારો તતક્ષણ ટળે, જો ફરી મોરલીધર મળે.
બ્રહ્મા તુજકને માગૂં એહ, તું રખે આપતો માનુષી દેહ;
જો આપે માનુષા અવતાર, તો ન કરીશ કોસું મિત્રાચાર.
જો મેળે શુભ મિત્ર સંયોગ, તો નો પાડીશ વળતો વિયોગ;
જો વિયોગ દહે અંતઃકરણ, તો ઉતાવળું તું આપે મરણ.
ધન્ય મૃત્યુ જીવવું ધિક્કાર, જો મેહેલી જાયે પ્રાણાધાર;
હે બ્રહ્મા એક તેં કૂડું કર્યું, જે અક્રૂર નામ પાપીનું ધર્યું.
ઉદવસ્ત કરેછે ગોકુળ ગામ, એ દુષ્ટનું ઘટે ક્રૂર નામ;
અમારે નેલાટે તેં લખ્યા અક્ષર, સદા ગોપી રમશે કમળાવર.
તે અક્ષર ભુંસેછે અક્રૂર, ધાઓ વાહારે વેહેલા થાય અસૂર;
રાતા ટળી થાયે અક્ષર શ્યામ, તો અચળ વિધિ નહીં તાહારૂં નામ.
ઠગરૂપ બ્રહ્મા અમો ઓળખ્યા, મથુરાની સ્ત્રીને અક્ષર લખ્યા;
સુક્રીત અમારાં સરવે ગયાં, અમો જેહેવાં હતાં તેહેવાં રહ્યાં.
ઘણા યાદવ મુઆ મથુરા મહાંય, તો અક્રૂર પાપી જીવ્યો કાંય;
શકટ હવડાં જોતરાશે, બાઈ રથે બેસી જીવન જાશે.
માંહો માંહે વાત કરે સુંદરી, શ્રીકૃષ્ણ વિના જીવશું કેમ કરી;
હોય દીપક વોહોણું જેહેવું ગેહ, બાઇ પ્રાણ પાખે જેહેવો દેહ.
થાય જળ વિના જેહેવી વેલડી, રાણી વિના જેમ સાહેલડી;
મણિધર વિના જેહેવી કાંચળી, બાઈ જથા નેત્ર ગઈ પૂતળી.
વિનય રહિત જેહેવી રસના, તેહેવાં આપણ વિઠ્ઠલ વિના;
ચાંદ્રાણી ચંદ્ર વિના જેમ થાય, ગોવિંદ વિના તેમ થાશે ગાય.
સૂર્ય વિના જેમ હોય ગગંન, શ્રીકૃષ્ણ વિના તેમ વૃંદાવંન;
ભરથાર વિના નારીનાં રતંન, ગોપાળ વિના તેમ ગોવરધંન.
મૃગ વિના જેહેવી મૃગલી, વહાલા વિના તેહેવી વાંસળી;
જેમ છત્ર વિના જેષ્ટિકા પટી, હરિ વિના તેહેવી લાકડી.
રાજા વિના છત્ર શૂનું જથા, મોરપીછમુગટ તેહેવો સર્વથા;
જેમ ધનહીન વેપારી થાય, તેહેવે રૂપે થાશે નંદરાય.
જેમ જળવિના નિરસ [1] વાવડી, તેહેવી થાશે જસોદા માવડી;
એહેવા વિચાર કરે કામની, રોઈ રોઈ ખોઈ આખી જામની.
શુકજી કહે સાંભળ ભૂપાળ, સાવધાન થયા સહુ ગોવાળ;
દૂધ દધી ઘૃત ને નવનીત, લીધી ભેટ મળવાની રીત.
ઉન્મત્ત સાંઢ શકટ જોતરચા, ગોપ તતપર થઈ પરવરચા;
પછે રામ કૃષ્ણ કીધા સાંતરા, નંદરાય અતિ હરખે ભરચા.
શ્રીકૃષ્ણને શિક્ષા દેછે નંદ, કહેવા ડાહ્યા થાઓછો ગોવિંદ;
ઘણું દોહેલું છે રાજદ્વાર, તું ધૈર્ય રાખજે પ્રાણઆધાર.
પ્રથમ પ્રણામ જઈ કીજીયે, જીકાર કરી ઉત્તર દીજીયે;
કીજીયે વાત બોલતાં નવ બીજીએ, કાંઈ આપે તે શિર નામી લીજીએ.

---

૧ (બા॰ પ્ર॰). ગુ॰ પ્રતોમાં 'વ્યર્થ,' 'વૃથા,' 'વૃક્ષ' છે.

સભામાં અરૂંપરૂં નવ જોઈયે, માહારા દામોદર ડાહ્યા હોઇયે;
પ્રથમ મુહૂર્ત કરાવું આજ, સંતોખવો છે કંસ મહારાજ.
જસોમતી કરાવે શૃંગાર, માહારો પુત્ર જોઈ આવશે રાજદ્વાર;
પંચગવ્ય રક્ષા બહુ કરી, સુત સાંજે વહેલા આવજો ફરી.
જો વાસો રેહેશો મથુરા મહાંય, તો તું વિના માહારી રાત નજાય;
નહી તો નંદ તમો વાસો રહેજો, પણ કૃષ્ણને ઘેર મોકલી દેજો.
દધીપ્રાશન કીધું ભોજન, છેડે ખાવું કાંઇ કીધું બંધન.
બીજા ગોપને કહે જસોદા માવડી, કૃષ્ણને સૂનો મો મુકશો અધઘડી ૧.

હળધરને સોંપી આપ્યા હરી, મરીજાઉં હું મિઠડાં કરી;
વ્રજવાસીને હરિ મૂકી હીંડે, પરિબ્રહ્મને માયા કેમ પીડે.
પરિત્યાગ ગોકુળનો કરે, ગોપવધૂ સહુ આંસુ ભરે;
કપાળે કુમકુમ ચાંદલા કરી, શુભ અક્ષત તેઉપર ધરી.
કુશળદક્ષણા આપી ૨ ઘણી, મહાવ પધારે મથુરા ભણી;
જેમ માત પિતા બાળકને હણે, તેથી વજ્ર મન કીધું ઘણે.
ઉછેરયાં વૃક્ષને છેદે માળી, વિજોગ ખડગે છેદી વ્રજબાળી;
જેમ જેમ હરિ બહાર પગલાં ભરે, તેમ તેમ ગાય હીંસારા કરે.
જેમ જેમ સૂરજ અસ્તાચળ જાય, તેમ તેમ અંધકાર બહુ થાય;
જેમ જેમ ચાલે જુગદાધાર, તેમતેમ ગોકુળ થાય સુનકાર.
ફેરવ્યો ગાયને વાંસે હાથ, વાછરૂંને ચાંપ્યાં હ્રદયા સાથ;
માયા ઉતારી સુરભીતણી, માત જસોદા દીસે દયામણી.
જનુનીને ભેટયા ભુજ ભરી, પ્રભુને આંસુ પડયાં નીસરી;
જસોમતીનું હેત સાંભર્યું, વ્યાપી માયા બ્રહ્મપણું વીસર્યું;
શત કલ્પ સેવા કરવા રહીયે, પણ માને ઓશિંકળ નવ થઇયે;
મેં ઘણે ઠામ લીધા અવતાર, પણ માતનું સુખ લીધું આવાર.
શત સહસ્ર સગપણ છે સરવથી, પણ જનુનીનું હેત કહીંએ નથી.
હું વિના ગોપી જીવશે કેમ કરી, મુને મળી પતિલજ્જા પરહરી.

વસુદેવ દેવકી કોણ અક્રૂર, વ્યાપી માયા નયણે વહે જળપૂર;
ફરી આપ સંભારયું ૩ હરી, કીધું હાસ્ય માયા પરહરી.
કહોની ગાય ગોપી જસોમતી, નિર્લેપ બ્રહ્મને માયા નથી;
હસતાં અંબાને પાગે પડી, અક્રૂરને રથ જઈ બેઠા ચહડી.
શું જાણે જસોદા ઘેલી થઇ, જુએ જાતો જીવન ઉભી રહી;
એક ઘડી નથી કીધા વેગળા, તમો સહુવારા આવજો સામળા.

રસોઇ કરી હું જોઊં વાટ, કરશો વિલંબ થાશે ઉચ્ચાટ;
પછે હા કહી રથ હાંકયો હરી, દીધી આશ સાએ જાણી ખરી.

૧ "એક" (બા૦ પ્ર૦). ૨ "અપાવી" (ગુ૦ પ્ર૦). ૩ "સંભાર્યું" (બા૦ તથા બે ગુ૦ પ્ર૦).

ગોપીકાને કીધી કરની સાન, ઉતાવળો રથ ખેડયો ભગવાન;
ગોપીકાએ કપટ જાણ્યું તતકાળ, છેહ દીધો છળ કીધું ગોપાળ.
બાઈપ્રાણ જાય તહાં લજ્જા કશી, નિર્લજ થઈ સહુ પૂંઠે ધસી;
ગુપ્ત સ્નેહને પ્રગટજ કરયો, ફરી વળી રથ હાથે ધરયો.

(વલણ)

ધરયો રથ જઈ ગોપીયે, શ્યામા સહુ વીટી ૧ વળીરે;
સમસ્યા કરે સામળો પણ, તિલ ન થાય વેગળીરે.

## (કડવું ૧૧૧ મું—રાગ મેવાડો)

નહીં જાવા દીજેરે, જીવન નહીં જાવા દીજે—
નહીં દીજે જાવા નાથજીરે, તમને નંદરાયની છે આણ;
પાછા વળશો ૨ હાર માનીરે, તમને જોડી કહું છૌં પાણ—નહીં૦
કપટ દીસેરે, કહાના કાંઈ કપટ દીસે—
કપટ ભાસે અમનેરે, પડી પેટડીયાંમાં ફાળ;
ગોપી દેહ સામળીયોરે, આત્મા લેઇ ચાલ્યો અક્રૂરકાળ—ન૦
સુકન માઠારે, થાય અમને સુકન માઠા—
સુકન માઠેરા થાય તે દેખીએરે, આંખો ગગને સૂર;
દવ લાગો વૃંદાવનનેરે, જમુના શોણિતપૂર—નહીં૦
ગોકુળ સૂનુંરે, સામળિયા ગોકુળ સૂનું—
ગોકુળ સૂનું સામળારે, સૂની તમારી ગાય;
અમો નિરભાગી આહીરડાંરે, અક્રૂર લૂટી જાય—નહીં૦
કો વાહારે ચડજોરે, કો વાહારે ચડજો—
કો વાહારે ચડજો રાંકની રે, અમો અબળા છૌં બળહીન;
કૃષ્ણ વિના શું જીવવું રે, અમો દૈવે કીધાં દીન—નહીં૦
અમો સાથે આવું રે, પ્રભુ અમો સાથે આવું—
સાથે આવું સામળારે, નથી કુટુંબનો અરથ;
સેરડામાં સુતી સુંદરીરે, હાંકો હ્રદયા ઉપર રથ—નહીં૦
સ્નેહ સંભારોરે, સામળીયા સ્નેહ સંભારો—
સ્નેહ સંભારો શ્યામજીરે, શરદસમેની રાત;
પાછા વળો કે પ્રગટ કરૂં રે, કો વૃદ્ધ સાંભળશે વાત—નહીં૦
બાંધી મૂકીરે, રાખીયે બાંધી મૂકી—
બાંધી મૂકી રાખીયેરે, ઊઘાડે અનરથ;
અમો નિર્લજ થઇને બોલશુંરે, નથી વારવા કો સમરથ-નહીં૦
અમો દાસી તાહારીરે, દામોદર દાસી તાહારી—
દાસી છૌં અમો તાહારીરે, તું સ્વામી દીનદયાળ;
પ્રાણનાથ પોતાનો પરહરેરે, કોણ બીજું લે સંભાળ—નહીં૦
શો વાંક અમારોરે, વાહાલા શો વાંક અમારો—

૧ 'ટોળે મળી' (બા૦ પ્ર૦). ૨ 'વળશો' (બા૦ ને એક ગુ૦ પ્ર૦); બીજીઓમાં 'વળજો' છે.

શો વાંક અમારો વીઠલારે, જે મૂકોછો મહારાજ;
જો તુચ્છકારી તરછોડશોરે, તો જીવ્યાનું શું કાજ—નહીં૦
અમો આગમ જાણ્યું રે, વાહાલા અમો આગમ જાણ્યું—
આગમ સૂજે સામળારે, મનને નિશ્ચે થાય;
હવે મળવું દોહેલુ રે, નહીં આવો ગોકુળ મહાંય—નહીં૦
છૂટી વેણીરે, કોની છૂટી વેણી—
છુટા કેશ ઉઘાડાં મસ્તકરે, પટકુળ ભોમ ભરાય[1];
મુખમાં મુકે દશ આંગળીરે, અબળા આડી થાય—નહીં૦
આંસુ ભરતીરે, શ્યામા આંસુ ભરતી—
આંસુ ભરતી ભામની રે, પટ પાથરી માગે માન;
રખે ધીરો પાપી કંસનેરે, કાંઈ કહ્યું માનો કહાન—નહીં૦
લજ્જા મૂકીરે, ગોપીયે લજ્જા મૂકી—
લજ્જા મૂકી ગોપીયેરે, બાઈ પ્રગટ કહો ભરતાર;
સ્ત્રી થઇને પાલવ ઝાલોરે, શું કરશે સંસાર—નહીં૦
મનનું કારણ રે, ગોપીનાં મનનું કારણ—
મનનું કારણ ઓળખ્યુંરે, સાથે વહડકો વ્રજનાર;
ભાર પોતાનો રાખવારે, રથથી ઊતરયા મોરાર—નહીં૦
અળગી તેડીરે, ગોપી સહુ અળગી તેડી—
અળગી તેડી સુંદરીરે, કરની કીધી સાન;
દશને[2] રસના ડસીરે, શિર ધુણે ભગવાન—નહીં૦
(કૃષ્ણવચન)—
ઘેર પધારોરે, ગોપી ઘેર પધારો—ધ્રુ૦
ઘેલાં ન થઇયે રે, એમ ઘેલાં નવ થઇયે—
ન થઇએ ઘેલાં સુંદરીરે, છે કઠિણ લોકાચાર;
બ્રહ્મચારી મુને સહુ જાણેછે રે, કાં ભાંજો છે તમો ભાર—ઘેર૦
ઘણી પ્રીત તમારી રે, બાળા ઘણી પ્રીત તમારી—
તમારી પ્રીતને દોરડેરે, હું બાંધ્યો છૌં નિરધાર;
આ વચન મહારૂં માનજોરે, હું ફરી મળીશ એકવાર—ઘેર૦
ભરમે ભૂલીરે, ગોપીકા ભરમે ભૂલી—
ભરમે ભૂલી ભામનીરે, ન પ્રીછી બોલ્યાનો અર્થ;
છળ કરી છબીલો ચાલ્યો રે, પછે હાંકી મૂક્યો રથ—ઘેર૦

---

## (કડવું ૧૧૨ મું—રાગ ધનાસરી મેવાડો.)

વાહી વ્રજનારી હો, રથ હાંકયો હરી;
છેક છેહ દીધો હો, નવ જોયું ફરી.
મોહન પધારયા હો, શ્રી મથુરાભણી;
આશ્યાએ બાંધી હો, નારી વ્રજતણી.
જમુના કરાડા હો, ગોપી ફરી જૂએ;
રથ જાય વેગળે હો, તેમ તેમ ઘણું રૂએ.
ધ્વજા રથની હો, દીસે ફટકતી;
વિજોગે વેધી હો, અબળા લટકતી.
રથરેણુ ઉડે હો, નાથ ગયા વેગળે;
નીરખે નાથને હો, નિમેષ ના મળે[1].
કાજળ ધોવાયા હો, રોઈ રાતી આંખડી;
છેતરી છબીલે હો, વ્રજવધૂ રાંકડી.
કો ધાય પૂઠળે હો, કો દ્રુમપર ચડે;
લેતી વારણા હો[2], કાંઇએક દૃષ્ટે પડે.
કોએક બેઠી હો, કર મસ્તકે ધરી;
કો સુકન જોતી હો, ફરી આવશે હરી.
હેઠાં ઉતરીને હો, વાત છાની કરી;
તે પગલાં પેખે હો, અબળા મોહ ભરી.
તે ચરણની રેણું હો, ગોપી વંદન કરે;
દષ્ટ મથુરા ભણી હો, પાછી નવ ફરે.
ઘણું દોહેલે હો, ગોપી ઘેર ગઈ;
વ્રજની વેદના હો, કેમ જાએ કહી.
સાંભળ રાજા હો, શુકજી ઓચરે;
મારગમાં જાતાં હો, અક્રૂર ચિંતા કરે.
ધિક બુદ્ધિ મહારી હો, કોણ કર્મ આચરૂં;
બાળક બેહુ ભોળા હો, કેમ લેઈ સાંચરૂં.
કપટી રાજા હો, કંસ કૂડે ભરયો;
બાળકનું શું ગજું હો, સંદેહ મન ધરયો.

(વલણ)

સંદેહ અક્રૂરને થયો, એ રામકૃષ્ણનું શું ગજુંરે;
પાછા વાળું બાળને, નરજાદા કંસની તજુંરે.

---

## (કડવું ૧૧૩ મું—રાગ ધનાસરી)

અક્રૂરને ચિંતા થઇ મનમાં, બાળકની શી પેરજી;
કેમ કુશળ હોએ પોપટને, પડ્યા પારધીઘેરજી.
શ્યામવર્ણ મુખ મહારૂં થાશે, જો કંસ કરશે ઘાતજી;
બાળક બેહુને વળાવું પાછા, કહું કપટની વાતજી.
વિચારતાં આવ્યું જમુનાતટ, ઉતરવાને ઘાટજી;
અક્રૂર ચાલ્યા મજ્જન કરવા, અંતરમાં ઉચાટજી.
પ્રાતઃસ્નાન કરો બેહુ બાંધવ, ઉત્તર દે કૃષ્ણદેવજી;
આહીરને ઘેર અમો ઉછરયા, નથી નહાવાની ટેવજી.

---

ડાબો સ્તંભ: ૧ 'રોળાય' (ગુ૦ પ્ર૦). ૨ 'સાને' બાજુ ગુ૦ પ્ર૦.

જમણો સ્તંભ: ૧ (ગુ૦ પ્ર૦) બા૦ પ્ર૦ માં "નિમેષ નવેગળે"
૨. (બા૦ તથા એક ગુ૦ પ્ર૦ માં). બીજી ગુ૦ પ્રતોમાં "લો-હાતી નયણાં હો".

તમો સ્નાન કરો કાકાજી, નહાયા નહીં જગદીશજી;
કેવળ બાળક કૃષ્ણજી જાણ્યા, કાકે ધુણ્યું શીશજી.
અક્રૂરજી પેઠા યમુનામાં, શ્રીકૃષ્ણે કૌતક કીધુંજી;
ઉદક માંહે કાકાજીને, હરિયે દરશણ દીધુંજી.
રામકૃષ્ણ બે જળમાં દીઠા, અક્રૂર વિસ્મે થાયજી;
હવડાં રથ ઉપર બે હુતા, કેમ આવ્યા જળમ્હાંયજી.
અક્રૂરે જોયું બહાર નીસરી, દીઠા રથ ઉપર બે ભાઈજી;
બીજી વાર જોયું જળ મધ્યે, સૂતા છે શેષશાઈજી.

(વલણ)

શેષરૂપ અનુપ દીઠું, અક્રૂર વિસ્મે થાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, ઓગણ ચાળીશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૪૦ મો.

### ( કડવું ૧૧૪ મું—રાગ દેશાખની ચોપઇ )

શુક કહે સાંભળ પરિક્ષત ભૂપ, અક્રૂરે દીઠું બ્રહ્મ સ્વરૂપ;
જળ માંહે દીઠા જુગતાત, શેષશાયી સુતા સાક્ષાત.
અષ્ટ મહાસિદ્ધિ ઊભી છે દ્વાર, ચરણ તળાસે કમળાનાર;
શેષરૂપ છે રોહિણીતંન, તેહને પૃષ્ટે કીધું લંબાસંન.
બ્રહ્માજી ઉભા છે એક પાસ, એક પાસે બેઠા પતિકૈલાસ;
વેદ સ્તવે છે બંદી સમાન, ઋષિનારદ કરે સંગીત ગાન.
નવનિધિ દાસી સેવા કરે, પ્રભુ કોટિ ઈંદુની આભા ધરે;
ભક્તિ મુક્તિ બેહુ ઊભી દાસ, એહેવા અક્રૂરે દીઠા અવિનાશ.
હરખે આંસુ લોચનથી ખરે, અક્રૂર સ્તવન કેશવનું કરે;
નમો જગતપિતા નમો નારાયણ, નમો આદિરૂપ નમો પારાયણ.
નમો નરકનિવારણ વિશ્વાધાર, નમો સાકાર નમો શૂન્યાકાર;
નમો માયાતીત ગુણાતીત રામ, નમો શાતા શાંતિ વિશ્વ વિશ્રામ.
નમો પ્રપંચપર પરમાવધિ, સંસારરોગ નામ ઔષધિ;
અવિગતિ મહાગતિ ગહનગતિ, સર્વેશ્વર પરમેશ્વર પ્રાણપતિ.
છે આદ અંતે મધ્યે સમાન, નહીં નામ ઠામ ગામ ભગવાન;
અકળ મહાબળ નિર્મળ નામ, સર્વ ઘટવ્યાપક પૂરણ કામ.
નિઃકર્મ બ્રહ્મ સદોદિત ધામ, છો ભક્તવત્સલ પૂરણ રામ;
તહારી સત્તાએ ઉભો સંસાર, મોહોટા યોગેશ્વર નવ પામેપાર.
તું વિરાટ વામનરૂપ અરૂપ, તું સચ્ચિદાનંદ છે ચિદ્રુપ;
થાકી સરસ્વતી થાકા વેદ, હું પામર કેમ કરી પામું ભેદ.
શાસ્ત્ર પુરાણે કાંઇએક કહ્યું, કો માનુભાવથી લોકે લહ્યું;
તું સહસ્રશીર્ષા રૂપ અકળ, વિકાશ્યું તાહારૂં નાભિકમળ.
તે કમળથી બ્રહ્મા ઊપનો, તે બ્રહ્મા અંશ બ્રહ્મરૂપનો;
બ્રહ્માએ તપ કીધું અત્યંત, તમો આજ્ઞા આપી શ્રી ભગવંત.
સકળ સૃષ્ટિ બ્રહ્માએ કરી, માંહિ સત્તા તેજ તમારૂં ધરી;
ચૌદ લોક ત્રણ બ્રહ્માંડ, સપ્ત દ્વીપ કીધા નવ ખંડ.
સાગર સરિતા શૈલ ને સર્પ, ચતુવર્ણ પ્રજા મંત્રી નર્પ;
અંબર અવનિ અમર દાનવ, પતંગ પશુ પક્ષી માનવ.
શશક મશક કીટ જળચર, સઘળે તું વ્યાપ્યો પરમેશ્વર;
નામ બ્રહ્માનું પણ કરતા તૂંય, વિરંચિ બાપડો સમજે શૂંય.
બ્રહ્માંડ ત્રણ કો કહે એકવીસ, કો કોટિ બ્રહ્માંડ કહે છે જુગદીશ;
તાહારે રોમ અગ્રે[1] બ્રહ્માંડ અનંત, એકેક બ્રહ્માંડે વસે બહુ જંત.
જેમ ઊંબરનાં[2] વૃક્ષને ફળ બહુ, તે ફળનાં જંતુનો પાર ન લહુ;
એકેક ફળમાં નવ નવ ખંડ, તે ફળને જીવ જાણે બ્રહ્માંડ.
ખંડ ખંડના જીવ ઓળખતા નથી, પ્રભુ તાહારી મોહોટી ગહન ગતી;
ધુલરના જીવ કરે છે વિચાર, છે આ બ્રહ્માંડ એહેમાં સંસાર.
અંતરસંખ્ય ઉપર જો ચડે, બીજા ખંડમાં જીવ તે ભૂલો પડે;
તે ફળમાં સ્વર્ગ મૃત્યુ પાતાળ, ઉત્પત્તિ સ્થિતિ લય તેહેમાં કાળ.
તે ભૂલા ભ્રમે ધુલરમાં પડ્યા, તે બ્રહ્મને શું જાણે જીવડા;
ભાગે ધુલર બાહેર નીસરે, પછે આ બ્રહ્માંડ અવલોકન કરે.
દેખે સૂર ચંદ્ર પૃથ્વિ આકાશ, ફળ બ્રહ્માંડ જવ પામ્યું નાશ;
પૃથ્વિ ધુલરનો પ્રાણી હૂંય, અક્રૂર કહે સ્વામી સમજું શૂંય.
અનંત ધુલર ફળ અનંત, અકેકા ફળમાં કોટી જંત; [તાણી.
તેમ પૃથિવિમાં હું પામર પ્રાણી, માયાબંધે હું બાંધ્યો છૌં
શંખાસુર મહા ઉન્મત્ત થયો, તે વેદ ચારને ચોરી ગયો;
મુકાવવા વેદ લીધો અવતાર, તે મચ્છરૂપ તુંને નમસ્કાર.
સમુદ્રનું કરવા મથંન, કમઠ[3] રૂપ લીધું ભગવંત;
ચૌદ રત્ન તેં કહાડયાં બહાર, તે કચ્છપરૂપ તુંને નમસ્કાર.
હિરાણ્યક્ષે જવ અવની હરી, કીધી વાહાર વરાહ દેહ ધરી;
હણ્યો અસુર કરી ગદા પ્રહાર, તે શૂકરરૂપ તુંને નમસ્કાર.
પ્રલ્હાદ બાંધ્યા સ્તંભસું તાણી, કીધો કાષ્ટવાસ કરૂણા આણી;
હિરણ્યકશ્યપ ચીરયો જગદાધાર, તે નૃસિંહરૂપ તુંને નમસ્કાર.
અશ્વમેધ કીધા બળિભૂપ, બાપ થયો તું બાળક રૂપ;
વિશ્વરૂપ ધરી વ્યાપ્યો સંસાર, તે વામનરૂપ તુંને નમસ્કાર.
બ્રહ્માને આપવા ઉપદેશ, ધર્મ પાળવા ટાળવા કલેશ;
પ્રતિબોધ્યા સનકાદિક ચાર, તે હંસરૂપ તુંને નમસ્કાર.
વેણુવપુથકી અવતરયા, તમો સુરભીરૂપે દોહી ધરા;

---

૧ (બા૦ પ્ર૦.) ગુ૦ પ્રતોમાં 'કૂપે' છે. ૨ 'ધુલરનાં' (ગુ૦ પ્રતો). ૩ ગુ૦ પ્રતોમાં 'કૂર્મ' છે.

બાંધી નીતિ શીખવ્યો સંસાર, તે પૃથુરૂપ તુંને નમસ્કાર.
અત્રિવંશ ઉદયા અવિનાશ, અષ્ટાંગ યોગ પોખ્યો અવિનાશ;
પૂજાવી પાદુકા ધર્મવિસ્તાર, તે દત્તાત્રેય તુંને નમસ્કાર.
કર્દમગૃહે ઉદયા ભગવાન, માતાને આપ્યું નિજજ્ઞાન;
દેવહૂતી કીધી બ્રહ્માકાર, તે કપિલરૂપ તુંને નમસ્કાર.
અસુરકુળને કરવા ક્લેશ, નિજ ભક્તને દેવા ઉપદેશ;
વીણામાં ગાયા વેદ ચાર, તે નારદરૂપ તુંને નમસ્કાર.
ક્ષમા શાંતિ અહિંસા નેમ, સમદર્શી સહુ પ્રાણી પ્રેમ;
ષટચક્રભેદ કીધો વિસ્તાર, તે ઋષભદેવ તુંને નમસ્કાર.
ગજરાજ જવ ગ્રાહે ગ્રહ્યો, માતંગ મૃત્યુતુલ્ય તવ થયો;
તેહેની વાહારે ધાયા વિશ્વાધાર, તે હયગ્રીવ[1] રૂપ તુંને નમસ્કાર.
શેષનાગને દેવા જ્ઞાન, બ્રહ્મચર્ય ધર્મ પાળ્યો ભગવાન;
સાધ્યો યોગ પ્રણવ ઓંકાર, તે સનકરૂપ તુંને નમસ્કાર.
થયા ઉન્મત્ત ક્ષત્રીતંન, તેં હણ્યો રાજા સહસ્રાર્જુન;
નક્ષત્રી કીધી એકવીસ વાર, તે પરશુરામ તુંને નમસ્કાર.
વૈદ્યેશ્વર દેવતા વદે, ચૌદ રત્નમાં રૂપ કીધું ઉદે;
ઉપકાર કારણ ઔષધઉપચાર, તે ધન્વંતરીરૂપ તુંને નમસ્કાર.
તેં અસુર સૈન્ય સકળ વાહ્યું, અમૃત દેવને પ્રીતે પાયું;
તેં નારી થઈ મોહ્યો સંસાર, તે મોહિનીરૂપ તુંને નમસ્કાર.
કૌશલ્યાગર્ભરત્ન રઘુવીર, શલ્યા તારી બાંધ્યું સાયરનીર;
રાવણકુળ કીધો સંઘાર, તે રામચંદ્ર તુંને નમસ્કાર.
તેં ધર્મ નિત્ય કીધું નિર્માણ, કવ્યાં શાસ્ત્ર અઢાર પુરાણ;
પરાશરનંદન પરમ ઉદાર, તે વ્યાસરૂપ તુંને નમસ્કાર.
તાપસરૂપ ધર્યું જુગદીશ, તપ કીધું વર્ષ સહસ્ત્ર છત્રીશ;
ઉર્વશીને આપ્યો અવતાર, તે નારાયણ તુંને નમસ્કાર.
તું હળધર તું અર્જુન રૂપ, ગોપવેષ તું બ્રહ્મસ્વરૂપ;
બુદ્ધ કલ્કી અગ્રે[2] અવતાર, શ્રીકૃષ્ણ બ્રહ્મ તુંને નમસ્કાર.
હું અપરાધી કૃતારથ થયો, પાપઓઘ તુજ દર્શને દહ્યો;
જસોદાનંદન જગદાધાર, જય ગોકુળનાથ તુંને નમસ્કાર.
તું પરમેશ્વર સરવેશ્વર હરી, ચરાચર વિશ્વ રહ્યો વિસ્તરી;
દુષ્ટ હણવા તું લે છે અવતાર, વસુદેવપુત્ર તુંને નમસ્કાર.
હરખઆંસુ અક્રૂરને ઝરે, હું દાસ દાસ વાણી ઓચરે;
તેં હણવા કંસ ધર્યો અવતાર, જય ગોકુળનાથ તુંને નમસ્કાર.
એહેવી સ્તુતિ અક્રૂરની સુણી, કૃપા કરી કહે ત્રિભુવન ધણી;
સાધુ ભકત કાંઈ માંગ વરદાન, અક્રૂર કહે ચરણે રાખો ભગવાન.
સદૈવ સેવા કરૂં તુજતણી, કરો કલ્યાણ કંસને હણી;
સફળ હશે માગ્યું વરદાન, શેષશાયીરૂપ થયું અંતર્ધાન.
તે ઇંદ્રજાળની પેરે થયું, સ્વપન સરખું આવી ગયું;
અક્રૂર નીસરયા જળથી બહાર, રથપર દીઠા દેવ મોરાર.
શત જનમનું પાતિક બળે, અક્રૂરસ્તુતિ કરે સાંભળે;
શુકજી કહે સાંભળીયે રાય, પૂર્ણ થયો ચાળીસમો અધ્યાય.
વકતા કવિતા શ્રીગોવિંદ, નિમિત માત્ર છે પ્રેમાનંદ;
છે કાલાવાલા હરિગુણગ્રામ, શ્રોતાજન કહો સીતારામ.

(વલણ)*

સીતાપતિ રામ કહો પ્રાણી, જન્મ સાર્થક થાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, ચાલીશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૪૧ મો.

### (કડવું ૧૧૫ મું—રાગ રામગ્રી)

અક્રૂરજીને પ્રભુજી પૂછેજી, ઘણીવાર લાગી કાકા શું છેજી.

(ઢાળ)

શું છે કાકા કૃષ્ણ પૂછે, કાં નહાતાં લાગી વાર;
શૂરજ તો ઊંચા રહ્યા, કહાને જળમાં કીધો નમસ્કાર.
નીરમાં નીચા થઇ, કોણ સાથે કીધી વાત;
અહાં બેઠા અમો સર્વ દીઠું, કહો કારણ તાત.
શું દર્શણ પામ્યા વરૂણનું, કે દીઠું જમુના રૂપ;
તમો આવડું કહાને નમ્યા, કહો જાદવભૂપ.
અક્રૂર વળતું બોલીયા, વચ્યો છબીલા છેક;
રથ ઉપર તે જળવિખે છે, દર્શન બને એક.
ધૈર્ય આવ્યું ભ્રાંતિ ભાંગી, નિવરત્યું અજ્ઞાન;
મન મહારૂં નિરભે થયું, એ કિંવા કંસ રાજાન.
(કૃષ્ણવચન):—
સંકલ્પ વિકલ્પ પરહરો, નિરભે થાઓ તાત;
કોણ કહોને મારશે, દેવની વિપરિત વાત.
કાંઈ પ્રાંત:કાળે દેખશો, થશે જે થાનાર;
અક્રૂર રથ બેસાડીયા, ચાલ્યા જુગદાધાર.
જેમ દીપક આવે ઘરવિષે, ગગનમાં શશિ ભાણ;
તેમ મથુરામાં આવીયા, ગૌર સામળવાન.
જગત તારણ ઉતરયા, નાવે તે જમુના તીર;
ઉગ્રસેનની વાડીવિખે, ઊતરયા સહુ આહીર.
દિવસ ઘટિકા ખટ રહ્યો, અક્રૂરને કહે નંદ;
કંસને કાલે મેળવશું, બાળક રામગોવિંદ.
આ વાડીમાંહે નિશા રેહેશું, અક્રૂર કહે ભલું રાય;
કાકા આવ્યા કૃષ્ણ પાસે, છે મનોરથ મનમ્હાંય.

---

૧ 'હેગ્રીવ' (બા૦ પ્ર૦), એકમાં 'હયગ્રીવ,' બીજીઓમાં 'ગ્રીવ' ને એકમાં 'સૂક્ષ્મ' છે. પણ [હરિ] જોઇએ.

૨ (બા૦ પ્ર૦ માં) 'આગન્યા'. – [આગલ્યા ?]

* એક યુ૦ પ્ર૦ માં છે, બીજી કોઇ પ્રતમાં નથી.

અક્રૂરજી વિનતી કરે, અભિલાખ પહોંચે પૂર્ણ;
હું દાસ ગૃહે કૃપા કરો, પ્રભુ પધારો પ્રાઘુર્ણ.
કૃષ્ણ કહે નથી કંસ મારયો, નથી થયાં માબાપ મુકત;
કાર્જ થયાં વિના પ્રોહોણા જમું, એ દેખાતું છે અયુકત.
અમો કંસને ઘેર આવીયા, નથી મળ્યા મથુરારાય;
આજ્ઞા વિના પ્રોહોણા જમુ તો, મામાજી દૂભાય.
અક્રૂરજીને વચન આપ્યું, નેહે નંદકુમાર;
કો સમે હું પ્રોહોણો આવીશ, આણુંનંદ્યો એકવાર.
સમાચાર જઈ કહો કંસને. આવ્યા નંદકુમાર;
ભૂપ તમને ભેટવાનો, કીધો કાલ વિચાર.
જાજો કારાગૃહ ભણી, કાંઈ કરજો કરતી સાન;
જણાવજો માબાપને જે, આવ્યા રામ ભગવાન.
થઈ અવધ વરસ અગીયારની, તે જાણે છે વસુદેવ;
સમશ્યા કરજો તાતને, તે સમજશે તતખેવ.
એમ કહી અક્રૂર વળાવ્યા, તે ગયા રાજદ્વાર;
પાસે બેસાડી કંસ પૂછે, કહોજી સમાચાર.
કાંઈ થયું ઇચ્છયું આપણું, આવ્યા કેશવરામ;
અક્રૂર કહે હા ભૂપતી, તે સિદ્ધ પામ્યું કામ.
વાડીમાંહે ઉતરયો, સર્વ ગોપનો પરિવાર;
ભલી ભાતે મળવા આવશે, કાલે નંદના કુમાર.
મેં જેમ મન ચિંતવ્યું, તે થયુ ને થાશે;
અક્રૂરજી કહે કંસને, સહુ કાલે દુખ જાશે.
કંસરાય રીઝયા ઘણું, તે સબળ કીધો સંચ;
અક્રૂરજીને આપીયાં, પેહેરવાનાં વસ્ત્ર પંચ.
ઉજ્વળ અશ્વ પલાણ સાથે, અર્પણ કીધો રાય;
અક્રૂરને કરૂણા કરી, સર્વે લોક વિસ્મે થાય.
* અક્રૂર નિજ મંદર ગયા, આનંદ્યો કંસાસૂર;
દર્શન કરવા શ્રીકૃષ્ણનું સહુ પ્રજા થઇ આતૂર.
ઘેરઘેર ચાલી વારતા, બાઈ જેહની કરતાં વાત;
જસોદાજીવન ભકતમોહન, આવિયા બેહુભ્રાત.
લજ્જા મૂકે કુળવધૂ, નિરખવા દેવ મોરાર;
વૃદ્ધનું વાર્યું નવ કરે, પરવરે વાડી મોઝાર.
નિજ પ્રજાની પ્રીત જાણી, કહે નંદને રણછોડ;
આજ્ઞા આપો પિતાજી, છે ચહુટું જોવાનું કોડ.
છે કહેવાં મંદિર નગ્રનાં, છજાં ઝરૂખા પોળ;
સેરી ફળીયાં નીરખીયે, જે હાટવાટની ઓળ.
નંદ કહે ગોવિંદને, તમો સાંભળો બળદેવ;
મોકલતાં મન માને નહીં, છે ઉછંકળની ટેવ.

* એ અને પછીની ત્રણ લીટી બા૦ પ્ર૦ માં નથી.

ઉન્માદ ગોકુળમાં ભલો, જે કો નહીં પુછનાર;
મથુરાનો મારગ ભિન્ન છે, જહાં કંસનો અધિકાર.
* શ્રીકૃષ્ણ કહે પિતાજી સુણો, નગ્ર જોવાનું કામ;
પરગામને અમો ઓળખું, નહીં લીજીયેકોનું નામ.
તવ આજ્ઞા નંદની હવી, તતપર થયા બે ભાય;
સાથે અચુત ગોવાળીયા, પ્રભુ ગયા મથુરાહ્માંય.

(વલણ)

મથુરાવિષે માધવ ગયા, વાજે વાંસળી બહુ છંદરે;
પ્રેમાનંદ પ્રભુ નિરખવા થયો, લોકને આનંદરે.

---

(કડવું ૧૧૬ મું—રાગ વસંત)

હાંરે મથુરા નગરીનું ચહુટું, જુએ જુગદાધાર;
વેણ રસાળા ગાય ગોવાળા, મધ્યે નંદકુમાર—મથુ૦
અચુત સખા સઘાતે ચાલે, કો બાળ યોવન કિશોર;
પૂર પોળે પેઠા પીંડારા, વાજે મુરલી ઘનઘોર—મથુ૦
બાળક સહુ લટકતાં ચાલે, ઓઢી લોબરી લટકે;
કાળી કાંબળ ધાબળ ધોળી, ચુંદડી રંગ ચટકે—મથુ૦
કેસર રસ બોળ્યાં મોળિયાં, ખોસ્યાં અશોક આંબાપાંન;
ગુંજા પ્રવાળાં તુળસી ટોડર, હૃદે હીંચે પરમનિધાન—મથુ૦
કાછ કછ્યાછે પંચવર્ણાં, કણદોરે ઘુઘરમાળ;
લટકાવે લાકડી કંદુક ગેડી, ચાલે ચમકતા ગોવાળ—મથુ૦
ઉડગણમાં જેમ ઇંદુ વિરાજે, તેહેવી મંડળી શોભી;
મથુરાની પોળે પેસતાં, મળ્યો મામાનો ધોબી—મથુ૦
પરિયટ હાંકે પોઠિયો, આવ્યો પટકુળ પખાળી;
ગોપને સાન કીધી સામળીયે, લાવો વૃષભને વાળી—મથુ૦
ઉન્મત્ત ગોપ ગયા કહેતામાં, ખાળ્યો ધોબી પાડે ચીસ;
નમ્રવાણીયે રજક પ્રત્યે, બોલ્યા શ્રીજુગદીશ—મથુ૦
પરિયટને યાચે પરમેશ્વર, પૂરો ઇચ્છા અમારી;
એ વસ્ત્ર ચારઘડી અમો પેહેરૂં, પાછા આપશું ઉતારી—મથુ૦
સુખી લોક છે નગ્ર નિવાસી, અમો રંક કહે રણછોડ;
સાંતરા થઈચાલુ ચહુટાંમાં, તું પૂરવ માહારાં કોડ—મથુ૦
અધમ બુદ્ધિ ઊન્મત્ત અજ્ઞાની, ઓળખ્યા નહીં અવિનાશ;
માધવ માગે ધોબી ના કેહે, અમર હસે આકાશ—મથુ૦

(રજકવચન):—

"તમો પીંડારા પશુઆં ચારો, શું સમજો રાજધાની;
જેમ રવિ રથે બેસવા ઇછે, આગીયો અજ્ઞાની—મથુ૦
શ્રવણે સાંભળ્યો કંસરાજા, તેહેના એ પટકુળ;
આજ ગોવાળાનો કાળ આવ્યો, હું થાઇશ અનુકૂળ"—મથુ૦

* એ ને પછીની એક લીટી બા૦ પ્ર૦ માં નથી.

કૃષ્ણનો કર તરછોડી નાખ્યો, ક્રોધ્યા શ્રીજુગદીશ;
વામ ભુજે લપડાક મારી, પડ્યું પરિયટનું શીષ—મથુ૦
ઢળ્યો ધોબી ધર્ણવિષેરે, કીધી કૃપા શ્રીભગવાન;
રજક ચતુર્ભુજ થઈ ચાલ્યો, બેસી દિવ્ય વિમાન—મથુ૦
ભાવ કુભાવે પ્રીતે દ્વેષે, ભક્તિ દરશાણુ થાય;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતી, સેવ્યો નિર્ફળ ના જાય—મથુ૦
રામકૃષ્ણે પટકુળ પહેરયાં, વેહેંચી આપ્યાં સર્વ ગોવાળ;
સોઈ સુલક્ષણને મંદિર, ગયા દીનદયાળ—મથુ૦
સુઈકારને કહે લક્ષ્મીવર, આવ હરિજન ઓરો;
મોહોટી કભાય કરો બેસતી. ઘટે તાંહાં દો દોરો મથુ૦
થયો સજ ગજ કાતર લેઇ, અંગુઠી સોય લીધી;
ઉભાં ઉભાં રામકૃષ્ણની, બેસતી કભાય કીધી મથુ૦
પ્રદક્ષણા કરિ પાગ પડીયો, સોઇ રોઇ માન માગ્યે;
આ પદાંબુજ પામ્યાનું ફળ, ભવભ્રમણ ભાગે મથુરા૦
સાયુજ્ય મુક્તિ તેહેને આપી, જન્મના ભયથી ટળીયો;
આગળ જાતાં વનમાળીને, માળી એક મળીયો—મથુરા૦
કુસુમ હાર માગ્યા મહારાજે, લેઈ જાતો કસને ઘેર;
માળીયે વિચાર્યું નહીં આપું તો, થાશે ધોબીની પેરે મથુ૦
વનમાળીને માળી હાથે, આરોપે વનમાળ;
તે માનીલે લાખની પૂજા, પ્રીત મદનગોપાળ મથુરા૦
ચાંપાં ચોસર ને વૈજયંતી, પૂજ્યા ગોપ પુરૂષપુરાણ;
માળી કહે પુષ્પ પ્રભુને પહોતાં, કંસને પાષાણ—મથુરા૦
સાન્નિધ્ય મુક્તિ આપી માળીને, સુદામો લાગો પાય;
દયાળ ગોવાળા સાથે આવ્યા, ચોક ચહુટામહાંય—મથુરા૦
મથુરા થઈ વૈકુંઠ સરખી, વૈકુંઠનાથને આવે;
અટારીયે ચડી નિરખે બાળી, વનમાળીને વધાવે—મથુરા૦
કનક કુસુમ મુકતાફળ ફૂટાં, માણેક ચુની હીરા;
વધાવી આશિસ દે અબળા, કુશળ રહો બેહુવીરા—મથુરા૦
મૃગમદ ચંદન મળીયાગર, પૂજે નારી હૃદયા વાહાલ;
સુગંધ સોંધાં[1] કુંકુમ કેસર, ઉડાડે અબીલ ગુલાલ—મથુરા૦
કદલી સ્તંભ આંબાના ટોડર તોરણ, પૂરે સાથીયા દ્વાર;
વીસારી ભય કંસાસુરનો, હરિગુણ ગાય સહુ નાર—મથુરા૦
વાજીત્ર વાજે શ્રીફળ ભાંજે, વૈષ્ણવ વેહેંચે પ્રસાદ;
ધામ કામ મુકી સહુ ધાએ, સાંભળી વેણુના નાદ—મથુરા૦
જેહેને શક્તિ નહીં ચાલવાની, છે દર્શનનો અનુરાગ;
કૃષ્ણ કૃપાએ અપંગ ચાલ્યા, પાંગળાને આવ્યા પાગ—મથુરા૦
શ્રવણે બધીર થયા સાંભળતા, મૂક થયા વાચાળ;
જન્મઅંધને હરિકૃપાએ, લોચન લાલ વિશાળ—મથુરા૦
બાળકને બળ થયું હીંડવાનું, આવ્યાં વૃદ્ધને જોબંન
રોગી પુરૂષ નિરોગી થયા, નિર્ધનને આવ્યું ધન—મથુરા૦
અજ્ઞાનીને જ્ઞાન આવ્યું, પતિત થયા નિઃપાપ;
કો વંધ્યા સ્ત્રીને ગર્ભ રહ્યો, હરિદર્શનનો પ્રતાપ—મથુરા૦
રોગ દોષ શોક ભય ચિંતા, ધર્મ આળસ અજ્ઞાન;
અન્યાય સર્વ મથુરાથી નાઠા, જવ આવ્યા શ્રીભગવાન—મ૦
વિવેક ધર્મ ને કરૂણા ભક્તિ, પ્રીત ને આચાર;
તપ જપ સત્યક્ષમા ઉદ્યમ, સાથે લાવ્યા નંદકુમાર—મથુરા૦

(વલણ)

કુંવર શ્રીનંદરાયનો, એ સીતાપતિ રઘુરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, એકતાળીશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૪૨ મો.

### (કડવું ૧૧૭ મું—રાગ મારૂની દેશી.)

કહે પરિક્ષતને શુક જોગીરે, સુણ ભૂપતિ હરિરસભોગીરે;
કહું લીલા લક્ષ્મીવરનીરે, લીધી વાટ કંસનાં ઘરનીરે.
રાજદ્વારનો મારગ લીધોરે, નગ્રલોક કૃતારથ કીધોરે;
પ્રભુપાગ પ્રજા સહુ લાગેરે, દુખ દરિદ્ર દર્શને ભાગેરે.
અકૃત કર્તા સમર્થરે, પૂરે લાભ કામ મોક્ષ અર્થરે;
અકળક ભોળા અવિનાશીરે, દીઠી કંસતણી એક દાસીરે.
તેહેની સાથે સાહેલી ચારરે, કીધાં કામ કરે વહે ભારરે;
કુબુંજ[1] વાંકી ઠામે ઠામરે, તેહેનું કુબજા દાસી નામરે.
છે વક્ર વપુ ઘણું વૃદ્ધરે, તેહેને ધર્મ વિષ્ણુપર શ્રદ્ધારે;
ઇચ્છે ઇશ્વર મળે કાંઇ કરતેરે. પરાધીન કંસને વરતેરે.
રસાળ ચંદન ઘસી જાણેરે, તેહેની પૂજા અમર વિખાણેરે;
તેહેનું અર્ચન દેવને દુર્લભરે, છે કંસને ચંદન વલ્લભરે.
જાયછે થાળ પૂજાની પૂરીરે, કેસર મળીયાગર કસ્તુરીરે;
અત્તર અર્ક અગરજા તેલરે, સુગંધ સોંધાની રંગરેલરે.
કનક કંચોળાં પૂજાભરીયાંરે, પૂજવા કંસને તતપર કરીયાંરે;
જેહવે જાયછે અંતરજામીરે, મળી કુબ્જા પ્રભુને સામીરે.
ઘણું વૃદ્ધ વપુ થયું જીર્ણરે, સમેમાન થયાં વર્ષ પૂર્ણરે;
કર લાકડી ન શકે હીંડીરે, પળી પાંપણ ભમર થઈ બીડીરે.
મસ્તક શ્યામ કેશ નહીં એકરે, બેવડ વળી ચાલે છેકરે;
રાંટા ચરણ છે લુલા હસ્તરે, રૂધિર માંસ વિના ત્વચા અસ્તરે.
સામળીયે સમશ્યા કીધીરે, ગોવાળે કુબ્જા વીટી લીધીરે;
કરે કૌતક લાકડી ઝાલેરે, ગોવાળા ખોડા થઈ થઇ ચાલેરે.
હસે બાળક દેઇ દેઇ તાળીરે, બ્રહ્માએ નીરમીને લીધી વાળીરે;
મોહોટા લાભ દર્શન થયું આંહાંયુરે, એ રત્નગોકુળમાંકાંહાંથુ રે;

1 બા૦ પ્ર૦ માં 'સોંધા' છે. બીજી પ્રતોમાં 'સુધાં.' 'ગંધ' છે.

1 કુબુંજ?. એ પ્રતમાં 'કરબુજ' ને બીજીઓમાં 'કરઅબુજ,' 'કનદરૂજ,' 'કુરબુદ્ધિ' છે.

આવી કુબ્જા કેશવ પાસેરે, હસી પુછ્યું શ્રીઅવિનાશેરે.
કહો સુંદરી રૂપ રસાળરે, શે ભરી છે કનકની થાળરે.
કોણ નામ કહો કહાં જાશોરે, કાંઈ કૃપાળ અમને થાશોરે;
કહે કુબ્જા મસ્તક નામીરે, હું દાસી તમારી સ્વામીરે.
મહારો જન્મ થયો સહુ આળેરે, કીધી દાસી કંસ ભૂપાળેરે;
ગમે કંસને ચંદન મહારૂંરે, આજ કરૂં પૂજન તમારૂંરે.
દયો પૂજા મોહન હું માગુંરે, આજ માહારૂં ચંદન લેખિલાગુંરે.
જદપી કંસને અર્થે ઘસીયુંરે, ચિત્ત તમારે ચરણે વસીયુંરે.
સાંભળી રીઝયા શ્રીવનમાળીરે, ચોટામાં બેઠા આસન વાળીરે.
કરૂણા કીધી વૈકુંઠનાથેરે, ચર્ચે કુબ્જા વાંકે હાથેરે.
દેવતા દાસીભાગ્ય વખાણેરે, પ્રભુને પૂજે અવસર આણેરે;
પુરની પ્રજા આશ્ચર્ય પામેરે, કીધી કૃતારથ શ્રીભગવાનેરે.
કીધી અર્ચા ચર્ચ્યું ચંદનરે, પાસેથી પૂજ્યા રોહિણીનંદનરે;
અન્ય ગોપના પૂજન કરીયરે, હરખઆંસુ દાસીયે ભરીયરે.
હું તો પરમ કૃતારથ કીધીરે, કમળાકાંત પૂજા લીધીરે;
દાસીની પ્રીત બહુ જાણીરે, કુબ્જા કને ગયા સારંગપાણીરે.
દામોદર દાસીને તુઠારે, ચાંપ્યો પદ અંગુઠેઅંગુઠારે;
હસી ગ્રહી હડબચી હાથેરે, ચીબુક ચાંપી આકરષી નાથેરે.
છુટી ત્રુટી સહુ નસાજાળરે, વારૂ વૈદ્ય મળ્યો નંદલાલરે;
આવ્યું યૌવન નાઠી જરારે. રૂપ જોઇ ન્હાસે અપછરારે.
જાણે કમળા શું ઇંદ્રાણીરે, હોઈ જગદંબા દુર્ગા રાણીરે;
શૃંગાર સોળ સોળવર્ષેરે. તેહેનું હરિ વરવા મન તર્ષેરે.
ચંચળ ચપળ ચતુરા નારીરે, સેહેજે સામળીયે સાણગારીરે;
હાવભાવ પ્રભુસું કરતીરે, રસિયાળાં લોચન કીકી ફરતીરે.
નેહે નમતી રમતી ચાલેરે, પ્રભુનું રૂપ નયણાંમાં ઘાલેરે;
જોવા રૂપ પ્રજા સહુ દોડીરે, જોઇયે લક્ષ્મી તુલ્ય થઈ ખોડીરે.
દેહ મરડી ઘરડી ટાળીરે, વારૂ વૈદ્ય મળ્યો વનમાળીરે;
હૂતા બગલાવત શિરના કેશરે, થયો ચોટલો ફણિધર શેષરે.
હૂતાં લોચન છાયા વળીયરે, થયાં અણીયાળાં કર્ણસું મ-
ળીયરે;
દંત વિના વદન ગયું મળીરે, થયા દશન દાડેમની કળીરે.
હૂતી ભ્રમર પૂણી સરખીરે, થઈ ધનુષબાણ આકરષીરે;*
વાંસે વરસોળી બંધ્યો બરફોરે, થઈ કણેર[1] કામ કરે મચકોરે.
નિત્ય લાકડી ગ્રહીને ચાલેરે, આજ પુષ્પક દુક ઉછાળેરે;
સુકું હૃદયા કદરૂપ[2] અંગરે, સ્તન થયા લઘુગિરિશૃંગરે.
ચાલતી કેડે કર દેઈરે, આજ હીંડે થંનગ થેઇરે;
આપણ ડોશી કહેતાં સહુ રે, આજ દીસે પદમની વહુરે.
હુતાં ચરણ કાષ્ટનાં ખોડરે, થયા પાદ કદળી છોડરે;
દરિદ્રી દાસીનો અવતારરે, પનોતીએ પેહેરયા સોળશૃંગારરે.
અકર્તુંકર્તું સમર્થ શ્યામરે, અહેનાં ચરણ સંતવિશ્રામરે;
પ્રભુની સ્તુતિ કરે વર્ણ ચારરે, હસતાં ચાલ્યા નંદકુમારરે.
ફરી વળી કુબ્જા કરી લટકોરે, ગ્રહ્યો પરમેશ્વરનો પટકોરે;
ધનાર હોએ તે દઈશ થાવારે, નહીં દેઉં જીવનજી જાવારે.
આપ્યાં રૂપ જોબન શૃંગારરે, તું વિના કહોને કરૂં ભરથારરે;
સામળો કરે લોચન સાણસારરે, લોકમાં જાય આપણો ભારરે.
બોલી કુબ્જા કરી નમસ્કારરે, અમો દાસીને શો લોકાચારરે;
ઘેર પધારો પાગે લાગુંરે, હરિ હું કમળાનું સુખ માગુંરે.
શ્રીકૃષ્ણ કહે સાંભળ નારીરે, આવીશ હું મામાજીને મારીરે;
સર્વથા આવીશ હું વાણ તેડ્યોરે, આપી વચન મુકાવ્યો
છેડોરે.

ગઇ કુબ્જા ઝુંપડી પાસરે, થયા સમભૂમીના અવાસરે;
દાસ દાસી સમૃદ્ધિ બહુ પેરરે, માણી માણેક મોતી ઝવેરરે,
કનકકોઠી ભરયા ભંડારરે, કહ્યો[1] લક્ષ્મીનો ભરતારરે.

( વલણ )

રીઝયો ભરતાર રમાતણો, કુબ્જા સમૃદ્ધિ પામી ઘણીરે;
હવે કહું કથા શ્રીકૃષ્ણની જે, પધારયા કંસભોવન ભણીરે.

---

( કડવું ૧૧૮મું રાગ સામેરી )

વીદાય કુબ્જાને દીધી, સંગે ગોપ મંડળી લીધી;
મામાને ચેતાવવા માટે, પ્રભુ ચાલ્યા મોસાળની વાટે.

( ઢાળ )

વાટ લીધી કંસઘરની, મધ્યચોક વિષે ગયા;
એક ધનુષ પૂજાએ કંસનુ, દેહેરા આગળ જઈ રહ્યા.
ત્રણ તાડ પ્રમાણે ઊંચો મેડો, તે ઉપર ધનુષ ધર્યું;
પૂજા કરાવે પ્રજા પાસે, કઠિણ પોણ કંસે કર્યું.
શિવ બ્રહ્મા દિગપાળ દશ, વિષ્ણુ વેદ ને સરસ્વતી;
દેવતાનો લોપ કીધો, કંસ કહે દૈવત નથી.
હું પરમેશ્વર પ્રજાપતિ, સહુ પૂજો માહારૂં ચાપ;
મનવાંછિત ફળ પામશો, મમ ધનુષધ્યાનપ્રતાપ.
પરવશ પ્રજા તે ચાપ પૂજે, પરમેશ્વરને પરહરી;
ઉપહાર સમરપે શરાસનને, ધ્યાન રઘુપતિનું ધરી.
પ્રગટ સ્તુતિ કરે કંસની, અભિલાખ બીજો મન ધરે;

---

* એ લીટી બા૦ પ્ર૦ માં નથી.

૧ 'કનેર' બા૦ પ્ર૦ માં અને એકમાં 'કણિયર' છે.

૨ 'કદપ' બા૦ પ્ર૦ 'કન્દ્રપ' 'કન્દૃપ' બીજી પ્રતોમાં.

૧ (બા૦ ને એક મુ૦ પ્ર૦). બીજી પ્રતોમાં 'રીઝ્યો,' 'મળ્યો,' 'ફળ્યો' 'મળ્યો લક્ષ્મીનો ભરતાર' છે. [ઢળીયો]. 'અરબક ઢળીયોરે સામળીયો મુષ્ટિ તાંદુળ માટે' ( સુદામાચરિત્ર ).

છાનું માગે પૂજા કરી, કંસરાય વેહેલો મરે.
અખંડ દીપક ઘૃતતણા, મહરમહરે થાય આરતી;
નૃત્ય તાંવડ ઘંટા બોલે, દેખી કોપ્યા કમળાપતી.
આમ પૂજાએ આપ અસુરતણું, ઉચ્છેદ ધર્મતણો થયો;
હવે મારૂં દુષ્ટને, એક નિશાનો અંતર રહ્યો.
અધર્મ ઉથાપી ધર્મ થાપું, કીધો શબ્દ ઘન શું ગડગડયા;
દીનાનાથે દોટ મૂકી, ધનુષને મેડે ચડયા.
કંસના મુકયા સહસ્ર સેવક, થયા હરિને સનમૂખ;
અપવિત્ર ગોપ અળગા રહો, અભડાવશો શુદ્ધ ધનૂખ.
તે અસુરને અળગા કરીને, પેઠા અશરણાશર્ણ;
ધનુષ લીધું ઊંચકી, કીધું તાણી કટકા ત્રણ.
પાતાળ સ્વર્ગે શબ્દ પહોંતો, ભડકયો કંસ વિસ્મે વાત;
આનંદ પામી યાદવી, થયા આસુરી ગર્ભપાત.
પછાડયા સેવક પાંચસો, અને પાંચશેં ન્હાસીગયા;
સમાચાર મામાને હવો જે, પ્રગટ ભાણેજ થયા.
અધર્મ ટાળ્યો ધનુષ ભાંજી, નિરખે દેવ ગગને રહ્યા;
પ્રભુ પંચ કારજ કરી, ફરી વાડીમાં ગયા.
રંક રૂપે રહ્યા ઊભા, જાણે બોલતાં આવડે નહીં;
નંદજી આનંદ પામ્યા, હૃદયા ચાંપ્યા કર ગ્રહી.
કાંઈ કડાકો થયો નગ્રમાં, મેં મનમાં ચિંતા ધરી;
વારૂ કીધું પુત્ર માહારા, જે સહવારા આવ્યા ફરી.
ગોવિંદ કહે છે નંદને, નિર્ગળ સાધુ રૂપે થઇ;
અમો તમારૂં વચન માન્યું, ઉન્માદ કાંઇ કીધો નહીં.
ધનુષ ભાંજ્યું ધોબી લૂટયો, નંદ કાંઇ જાણતા નથી;
તે નિશા વાડીમાં સુતા, ગોપ સહિત કમળાપતી.
સોઈ માળી રજક દાસી, ધનુષ ત્રણ કટકા થયું;
સમાચાર પહોતો કંસને, તે દુઃખે હૃદયા દહ્યું.
ચિંતા કરતાં શયન કીધું, સ્વપ્ન પામ્યો ભૂપતી;
જાગી ઊઠયો અચાનકે, વિચાર્યું કુશળ નથી.

( સ્વપ્નવર્ણન )

રાય સ્વપ્ન પામ્યો ઘોર રે, ઊઠયો અચાનક કરી સ્હોર;
કો કાળપુરૂષે મુને બાંધીયોરે, હું પરમેશ્વરનો ચોર—રાયસ્વપ્ન૦
યમુના દીઠી રૂધિરવર્ણી રે, ઉત્પાત થાશે કાંઇ;
મસ્તક વોહોણાં પ્રેતનેરે, ધાઇ કંસે દીધું સાંઇ—રાય સ્વ૦
ચંદ્રમા પૃથિવી પડયોરે, સૂર્ય રાહુએ ગ્રસ્યો;
ધ્વજા સાથે છત્ર ભાંગ્યું રે, મુગટ માથાંનો ખસ્યો—રાયવ૦
સ્નાન કીધું તેલધારે રે, રકત ચંદન ચર્ચ્યું ભાળ;
શ્યામ પટ પરિધાન કીધાં રે, કંઠે કરેણની માળ—રાયવ૦
ભોજન કીધું ખીરનું રે, છે શ્યામ લોહની થાળ;
નિજનારી દીઠી રંડા રૂપેરે, લાગી ચોદિશ અગ્નિજવાળ—રાવ૦
ઉષ્ટ્ર ગર્દભ માકડારે, મહીષી બાર બાંધી ઘણી;
મહીષ ઊપર ચડયો રાજારે, ગયો દક્ષિણ દિશા ભણી—રાવ૦
મસ્તક વોહોણી છાયા દીઠીરે, કાયા કાળસર્પે ડશી;
રાણી સાહેલી નગ્ન નાચેરે, કંસ વિખાણે હસી હસી—રાવ૦
ઉલૂક વાયસ ગીદ પંખીરે, સીંચાણા સમડી ઘણી;
કંસ જાણે ચંચુપ્રહારેરે, ટુંપે કાયા મુજતણી—રાયવ૦

સ્વપ્ન વિચારી નિશ્વાસ મૂકેરે, થયો દુઃખે પ્રાતઃકાળ;
પંચ મલ્લ તેડયા મલ્લ અખાડેરે, શલ દુશલ[1] વિકરાળ.
ચાણૂર મુષ્ટિક કૂટ નામેરે, તત્પર મલ્લ કંસે કરયા;
વસુદેવ દેવકી તેડાવીયારે, જે જુએ વહડતા દીકરા.
સાંકળ લોહની હાથે પાગેરે, ડગમગતાં હીંડે એ પડયં;
જુદ્ધ જોવા મલ્લઅખાડેરે, આણી બેસાડયાં બાપડાં.
છે દંપતીને વિપત્ત ઘણીરે, મોહોટું સાલ થયું ઊરે;
મૂછઉપર હાથ મૂકીરે, કંસાસુર વાણી વદે.
વસુદેવ તાહારૂં કપટ જાણ્યુંરે, પુત્ર મૂકયા ગોકુળ જઇ;
દેખાડી કન્યા પારકીરે, મુને નારદે વારતા કહી.
રામકૃષ્ણ હવડાં આવશેરે, કરાવું મલ્લસું સંગ્રામ;
જો હણાવું તમ દેખતાંરે, તો કંસાસુર માહારૂં નામ.
વસુદેવ નીચું જોઇ રહ્યારે, દેવકી આંસુ ભરે;
રામકૃષ્ણને તેડી લાવોરે, સેવકસું રાય ઓચરે.
રખે ન્હાસી જાતા ગોકુળરે, ધાઓ જેષ્ટિકાદાર;
માતંગ રાખો મારગમાંરે, શીખવ્યો કુંતાર.
સાંકડી વાટે કુંજર રાખ્યોરે, ક્રૂર કુવલયાપીડ;
મથુરામાં હાક વાગીરે, થઈ મલ્લઅખાડે ભીડ.
પ્રજા સહુ જોવા મળીરે, બેઠો કંસ પાપી મેડે;
રામકૃષ્ણને સેવક કહેરે, ઉઠો રાય તમને તેડે.

( વલણ )

તેડે છે રાય શીઘ્ર ચાલો, થયા તત્પર બન્યો ભાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, બેતાળીશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૪૩ મો.

### ( કડવું ૧૧૯ મું—રાગ રામગ્રી )

પ્રભુએ જાચ્યા પિતા નંદજી, દ્વે કર જોડી કહે ગોવિંદજી;
આજ્ઞા તમારી હોય તત્પર થઇયેજી, રાજદ્વારે કહો તો જઇયેજી.

( ઢાળ )

રાજદ્વારે જઇયે તાતજી, આવ્યા છે રાયના દાસ;

1 સંસ્કૃતમાં "તોશલ" છે.

અમો આવટતું નહીં આચરૂં, તમો રાખજો વિશ્વાસ.
નંદજી કહે કંસસાથે, વિચારી કરજો વાત;
પૂઠળથી અમો આવું છીં, વૃદ્ધ ગોપનો સાથ.
સમાન વયના ગોપ સાથે, પધારયા બેહુ ભ્રાત;
જોડ જોઇ રામકૃષ્ણની, કરે પ્રજા આંસુપાત.
સાજ કીધા ગજ મલ્લ રાયે, છે કંસ કેવળ કાળ;
મળવું જાણી જાયછે, નથી વિઘ્ન લેહેતા બાળ.
કો સમજાવી કહે કૃષ્ણને, જે વળે પાછા વીર;
એક કહે કાલે ધનુષ ભાંજ્યુ, નહીં હારે હરજી ધીર.
એક કહે નંદપુત્રને, રાખજો શ્રીજુગદીશ;
જે વિઘ્ન હોય શ્રીકૃષ્ણને, તે પડજો અમારે શીષ.
એક કહે કેમ જીવશે, એહેની જસોદા માત;
કપટ કંસાસુરતણું, નથી જાણતો એહેનો તાત.
પ્રીત વચન પ્રજાતણાં, તે સાંભળે શ્રીરંગ;
રાજદ્વારના મારગ મધ્યે, દીઠો એક માતંગ.
છે ભદ્રજાતિકતણો હસ્તી, શું ચડ્યું ઘનવાદળ;
પર્વતપ્રાયે પિંડ મોહોટો, છે અયુત ગજનું બળ.
જેમ ધાતુ સમ ગિરિ ઝરે, તેમ ઝરે મદધાર;
ઉન્મત્ત ઉજ્વળ દંત બે, શિવશૂળને આકાર.
કનકપાટી દશન મઢ્યા, જડ્યા હીરા અમૂલ;
શ્રવણ ફટકે શુંડ લટકે, ચટકે પાખર ઝૂલ.
મગ્ન માતંગ મદ્યપાને, ખીજવ્યો ઘૂમે ઘોર;
પગ પછાડે ચીસ પાડે, કરે લોક શોહોરા શોહોર.
રક્ત લોચન રૂધિરવર્ણાં, ઘણું વક્ર દૃષ્ટે જોય;
સંકીર્ણ મારગ રહ્યો રોકી, જઇ[1] શકે નહી કોય.
સાજ દેખી ગોપ ચમકયા[2], છે કુંજર શૈલ સમાન;
ન કીધું વાર્યું કોયનું, આગળ થયા ભગવાન.
ત્રાહે ત્રાહે પ્રજા કરે, નંદપુત્ર કેવળ બાળ;
ગગને નીરખે દેવતા, ગયા ગજકને તતકાળ.
અગ્રજ પૂછે પ્રભુ અર્થે, સમગ્ર સુરનર જોય;
માતંગમુખ માધવ મલ્યા, ન જાણીયે શું હોય.
ઓઢ્યાં પટકુળ માતુલતણાં, પરિધાન કીધાં પર્મ;
ગરૂડ સાથે વઢે પોપટ, લોક કહે કોણ ધર્મ.
અપરાધ કંસાસુર કરે, કેમ જીતે મગરને મચ્છ;
કહાં કુંજર કહાં કૃષ્ણજી, કહાં મહીષ નાહાનું અજ.
કહાં મુકતાફળ કહાં રાઇયા, કહાં ગજ પંકજતંત;
પ્રજા કહે શ્રીકૃષ્ણને, રાખજો શ્રીભગવંત.

૧ 'ઓંજી' બા૦ પ્ર૦ માં અને બીજીઓમાં 'લાજી.'; આ-લાજી' છે. ૨ "ખમકયા" (બા૦ પ્ર૦).

કોમળ વાણી મુખકમળની, વદે વિશ્વાધાર;
અમો ગોપ બાળક બીહીજીયે, ગજ પરો કર કુંતાર.
મળવા જાવું ભૂપાળને, અતિકાળ અમને થાય;
બીજી વાટે હાંક હસ્તી, માગે માન માધવરાય.
ગર્વે હસી અધર ડંસી, કહે કૃષ્ણને કુંતાર;
એ કુંજર રાજા કંસનો, છે કોણ ફેરવનાર.
અમો નામ તમારૂં સાંભળ્યું, દૂધમલ્લ દામોદર;
તો સતીમાત જસોમતી, જો જીતે મમ કુંજર.
પર્વત ધર્યો તે નાગ નાથ્યો, પાછળે પછાડયો પ્રલંબ;
બે વીર રણના ધીર છો, કાં કરો જુદ્ધનો વિલંબ.
બળદેવ કહે શ્રીકૃષ્ણને, જઇ વઢવું ભગવંત;
જઈ મરડું કંઠ કુંતારનો, ખાણી કહાડું કુંજરદંત.
લક્ષ્મીનાથ કહે હાથ જોડી, ભાઇ તમને પહોંચે શ્રમ;
હું ઊભાં તમો જુદ્ધ કરો તે, કનિષ્ઠનો નહીં ધર્મ.

(વલણ)

ધર્મ એ જે હું વઢવું, અંબોડો વાળ્યો શીષરે;
વાગો મૂકી કાછ કછીયો, ધસ્યા શ્રીજુગદીશરે.

---

## (કડવું ૧૨૦ મું—રાગ સામેરી)

અંબોડો વાળી કાછ કછીયો, ગેડી લીધી હાથ;
નિજ સ્કંધ આસ્ફોટણ કરી, ગાજ્યા ગોકુળનાથ.
ગોવાળા વજાડે વાંસળી, જે સામળીયાના સાથી;
શ્રીહરી સન્મુખ થયા, કુંતારે હાંકયો હાથી.
શુંડાદંડ[1] ઊંચો કરીને, મુખે પાડે રીડ[2];
જેમ ઘુમે ચોમાસે વાદળું, ભરી સાગર નીર.
કે અંધારો પર્વત ઉતપત્યો, ગડગડયો લંકાકોટ;
કે ઘોર મંડળ રાહુનું, વા[3] મુકી ઐરાવત દોટ.
બહુ રેણુ ઊપર ઉલટે, આવર્યું અંધકાર;
પરમેશ્વરના દેહ ઉપર, નાખ્યો શુંડાપ્રહાર.
લક્ષ્મીકાંત લટી ગયા, ચૂક્યો ગજઘાય;
કુંજર ઘૂમે ઘૂમણી, વામ દક્ષિણ હરિ જાય.
વનમાળીને શુંડ વાગી, છટકી નીસરે બહાર;
ઊંચલી લે દંત ઊપરે, ખસી જાય મોરાર.
પૂઠળે જઈ પૂછ મરડે, મારે ગેડી ભડાક;
ખભો થાબડે આગળ જઇ, હસ્તી ચહડાવ્યો ચાક.
મદ ઝરે મોતી ખરે, કરે કુંજર શ્રંમ;
ભડકાવ્યો માતંગ ભૂધરે, ભૂલવણીના ભ્રંમ.

૧ 'દન્ત' (સઘળી પ્રતોમાં). ૨ 'રીર' બા૦ પ્ર૦ માં ને બીજી બધીમાં 'ચીસ' છે. ૩ ચાર મુ૦ પ્ર૦ માં 'આવ્યો' છે.

ચહુટાંનાં ઘરોનું ચોડ વાળ્યું, દૈત્યનો વાળ્યો ડાટ;
હસ્તીને લેઈ હરી નાહાસે, છે અસુર ઘરની વાટ.
કલ્યાણ જાદવ લોકને, વળે દાનવનો ઘાણ;
મંદિર મૂકી દૈત્ય નાહાસે, પડે બહુ બુંબાણ.
લઘુલાઘવી માધવ કરે, ફરે ચક્રાકાર;
કુંતારે ગજ પેરિયો, કરી અંકુશ પ્રહાર.
ગજે લીધા પ્રભુ પગવચ્ચે, છટકી ગયા નાથ;
કુંજર પૂઠે કૃષ્ણ આવ્યા, ગ્રહ્યું પૃછડું બે હાથ.
પ્રબળ બળ કીધું હરી, અંત્રિક્ષ જુએ સુરસાથ;
પુચ્છ ગ્રહીને પાછો તાણ્યો, હસ્યા વિશ્વનાથ.
હવું નથી ને હોતું નથી, બળ કીધું શ્રીભગવંત;
પચીસ ધનુષ પર્યંત તાણ્યો, આણવા ગજનો અંત.
કુસુમવૃષ્ટિ સુરનર કરે, ધન્ય ધન્ય નંદકુમાર;
કુંતાર લજ્જા પામિયો, કીધો અંકુશ પ્રહાર.
ઝુંઝકારી ગજ ફેરવ્યો, તે ધસ્યો પાડી ચાંસ;
નૈષ્ઠિકા નાખી કરથકી, નાઠા શ્રીજગદીશ.
ચરિત્ર સચ્ચિદાનંદતણાં, શુકદેવ કહે શું કહીયે;
પશુથી પરમેશ્વર નાહાસે, વિચારી વિસ્મે થઇયે.
ત્રાહે ત્રાહે પ્રજા કેહે[1], હજો કૃષ્ણને કલ્યાણ;
કૌતક કીધું નાહાસતાં, પડયા ઢળી પુરૂષપુરાણ.
હાહાકાર હવો તદા, આપદા પામ્યા ગોપ;
પડતામાં માતંગ પેરિયો, કુંતારને થઇ ચોપ.
લટપટી ગોવિંદ લીધા, ખીજ્યો ગાજે ગજેંદ્ર;
ભગવંત ઉપર દંત દીધા, રાહુ ગ્રાસે જેમ ચંદ્ર.
સૂક્ષ્મ શરીર કીધું હરી[2], ઉડી નાઠા મોરાર;
પાતાળમાંહે દંત પેઠા, થયા પૃથ્વી પાર.
કૂપ થયા બે દંતસ્થાનક, શુંડે વાવ ખાણાઇ;
શ્રમિત થયો દંત કહાડતાં, તવ કૃષ્ણ આવ્યા ધાઈ.
પદપ્રહાર કીધો કુંભસ્થળમાં, ગજે પાડી ચીસ;
કુંતારને એક ઠોઠ મારી, ગયું ઊડી શીષ.
દોટ મૂકી કોટ ઝાલી, ગજ બથાવ્યો શ્રીરંગ;
માધવે મહાબળ કરી, મરડી પાડયો માતંગ;
વજ્રનો છેદ્યો પડે પર્વત, તેમ પડયો બળવંત;
ઘૂંટણ દેઈ મસ્તકે કહાડયા, સમૂળા બેહુ દંત.
કુવલયાપીડ મરણ પામ્યો, ઉદ્ધાર આપ્યો ભગવાન;
ચતુર્ભુજ થઈ સ્વર્ગે ચાલ્યો, બેસી દિવ્ય વિમાન.
પ્રજા સહુ આનંદ પામી, આવ્યો દેવને વિશ્વાસ;
પરીક્ષા થઈ કૃષ્ણની, આ કંસ કીધો નાશ[1].
ભેટયા જઈ બળભદ્રને, પરવરયા બે બળવંત;
મલ્લઅખાડે વીર આવ્યા, સ્કંધે ધરી ગજદંત;
ઘેસુભરયા ઘનશ્યામજી, ઝરે જુદ્ધશ્રમજળ;
કેશવરામ બે આગળે, પૂઠે ગોપ સકળ.
વાજે મહુવર વાંસળી, ગાય ગોપ તાળી પાડે;
નિરભે થકા દેવકીનંદન, આવ્યા મલ્લઅખાડે.
મલ્લજુદ્ધ જોવા કારણે, થઈ દાનવ માનવ ભીડ;
કંસે સમાચાર સાંભળ્યો, જે પડ્યો કુવલયાપીડ.
ચમક પેઠી ચિત્તમાં તે, ચડયું મન ચગડોળ;
રામકૃષ્ણ આવ્યા રીસમાં, છે નયણા રાતાં ચોળ.
માતપિતા ને મલ્લ મામો, જુએ મર્મ માહાવ;
અનંત રૂપે કૃષ્ણ દીઠા, જેહને જેહવો ભાવ.
વૈષ્ણવે વ્યાપકરૂપે દીઠા, સંન્યાસીયે શંકર;
કામિનીયે કંદર્પ રૂપે દીઠા, નાથ નંદકુંવર.
બાળમુકુન્દ દીઠા બાળકે, તેડે પ્રીત આણી પર્મ;
સુભટે દીઠા શૂરધીર, જ્ઞાનીયે પરબ્રહ્મ.
પંચમલ્લે મલ્લ દીઠા, માતતાતે દીઠા બાળ;
ઉગ્રસેને વિશ્વંભર દીઠા, કંસે દીઠા કાળ.

(વલણ)

કાળ દીઠા કંસરાયે, ફાળ પડી મનમ્હાંયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, ત્રેતાળીશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૪૪ મો.

### ( કડવું ૧૨૧—રાગ કહાલેરો. )

મલ્લઅખાડે માધવ આવ્યા, મામાજીને મળવારે;
દામોદરની વક્ર દૃષ્ટિ છે, દૈત્યકુટુંબને દળવારે.
ઇશ અજ આદિત ને ઇંદુ, અમર ઉડગણ ગાંધર્વરાયરે[2];
યમ કુબેર વરૂણ વાયુ વન્હી, કંસમરણ જોવા જાયરે—મલ્લ૦
ઉગ્રસેન ઉદ્ધવ ને અક્રૂર, વિચારે શું થાશેરે;
શુક કેહે શું સમુદ્ર શુકશે, દેવકીને નિશ્વાસેરે—મલ્લ૦
પંચમલ્લ તેડે ત્રીકમને, ઊતરો મલ્લઅખાડેરે;
ચાણૂર મુષ્ટિક સ્કંધ થાબડે, દેવકી આંસુ પાડેરે—મલ્લ૦
પુરની સ્ત્રી કેહે રાજા ચૂકે, કાં બાળક મલ્લ વઢાવેરે;
એક કેહે કંસ અધરમીને, ઈશ્વર ફળ[3] દેખાડેરે—મલ્લ૦
કહા મલ્લ ને કહા મોરલીધર, કહાં બાવળ કહાં ચંદનરે;

---

૧ 'કરે' (બા૦ તથા એક ગુ૦ પ્રત).
૨ 'સૂક્ષ્મ શરીર શ્રીહરીયે કીધું' (ત્રણ ગુ૦ પ્રતો).

૧ 'એ કંસનો કરશે નાશ' (એ ત્રણ ગુ૦ પ્રતો).
૨ 'ઇશ અજઆદિતનેઅમરઉડગણઈંદ્રરાયરે' (ગુ૦ પ્ર૦).
૩ 'પારખું' (ગુ૦ પ્ર૦).

કહાં મૃગને કહાં પંચાનન, કહાં મલ્લ કહાં જસોદાનંદનરે–મ૦
આજ સમો પાપીનો દીસે, સુનો વિષ્ણુ સોડ તાણીરે;
અસુરને પૂછશે પરમેશ્વર, બાળક આપ્યા આણીરે—મલ્લ૦
ભયયુક્ત પ્રજા મથુરાની, તાતે આંસુજળ પાડયુંરે;
વસુદેવજીને કારાગૃહનું, રૂપ ચતુર્ભુજ દેખાડયુંરે મલ્લ૦
સમજ્યાં માતતાત થઈ શાતા, નોહે પુત્ર હારવાવાળારે;
સમશ્યા હળધરને કીધી, કરી નયણાંના ચાળારે મલ્લ૦
રાજાની આજ્ઞાથી બોલ્યો, એક કંસતણો પરધાનરે;
દર્શણ કરીને થાઓ કૃતારથ, નીરખો કંસ રાજાનરે --મલ્લ૦
ભૂપતિ મેડા ઊપર બેઠા, ગોવાળા મસ્તક નામોરે;
આણા છે વઢો મલ્લસાથે, જીતો તો કાંઈ પામોરે- મલ્લ૦
નમ્ર વચન વદે શ્રીવિઠ્ઠલ, અમો ગોવાળા ગૌચારૂરે;
મદોન્મત મલ્લ સાથે વઢવુ, કોણ ગજું અમારૂ રે—મલ્લ૦
અમો મળવા આવ્યા મહીપતિને, જગન માલવો જાણીરે;
કપટ કરી અસુરે તેડયા, દુખ દાછો આંહાં આણીરે મલ્લ૦

( વલણ )

આણી ઘેર કપટ કરે, અમો શું જાણું સંગ્રામરે;
પંચમલ્લ કેહ શ્રીકૃષ્ણને હવે, નાઠાનું નહીં કામરે.

( ચોપાઈ )

તવ આજ્ઞા કંસાસુરની થઈ, બનો બાળક જાવા પામે નહીં;
એ શત્રુ હાથે નવ આવે ફરી, જોજો દૃષ્ટિ નાઠાની કરી.
ઘણા મિત્રતાણાં હું માગું વેર, તો કેમ કુશળે જાવાદેઉં ઘેર;
ક્રોધ કરી ચાણુર ઊચરયો, તમો રામકૃષ્ણ કૂડે ઉતરો.
તમો કહાછો કેમ કીજે સંગ્રામ, અમો તમારાં સાંભળ્યાંછેનામ;
બકી બક વછ વ્યોમાસુર, શકટને પાટુએ કીધો ચૂર.
આણ્યો મલ્લ બકેશીનો અંત, હવડાં કહાડયા ગજના દંત;
છો દુષ્ટમલ્લ ઉન્મત્ત ગોવાળ, થાઓ વહેલા કેહછે ભૂપાળ.
નોહે ગોકુળ જે ચાલે અન્યાય, કીધુ મનમાન્યુ વૃંદાવન મહાંય;
તમો કંસરાયનો ભય નવ ગણ્યો, પોળે પેસતાં પરિયટ હણ્યો.
લૂટયો માળી લૂટી કૂબડી, ધનુષ ભંભડાવ્યુ મેડે ચડી;
તમો રાજનગરમાં અન્યા કરો. તો કુશળે કેમ પાછા ફરો.
જો ન્હાસો તો ઉગરવું નથી, શત્રુ માથાપર મથુરાપતી;
શ્રીકૃષ્ણ કેહે તત્પર થાઓ રામ, કરો મન મૂકી વીરા સંગ્રામ.
કછયો કાછ રામે તતખેવ, મલ્લકળા પ્રગટી બળદેવ;
સ્કંધ જંધ્યા આસ્ફોટણ કરી, ઉતરયા કૂડે હળધર હરી.
મસ્તક અંબોડા વાળી વીર, ઉલટયા જેમ ઉદધીનું નીર;
આસ્ફોટણ આસન ચોરયાસી, છે પાકે પંડિત અવિનાશી.
કરે ભુજઉલાળવી પુરૂષપુરાણ, જોઈ પંચમલ્લના ગયાં ઓસાન;
અમુરવીર થયા નવીર્ય, અક્રૂર ઉદ્ધવને આવ્યાં ધૈર્ય.

શીઘ્ર થાઓ એમ કહેછે રાય, ઘુંટણભેર કંસાસુર થાય;
બેઠા અષ્ટભ્રાત પોતાનાં પુઠે, ધરયા છે હાથ ખડગની મુઠે.
કંસની નાર જાળીયે જોય, ગડગડે નિશાણ હોકારા હોય[1];
શ્રીમંડળ સરણાઈ રણતૂર, પર બાંધી આવ્યા બેહુ શૂર.
બંદીજન બોલે જશ બોલ, છંટાયે નીર ઢબુકે ઢોલ;
જુયે દાનવ માનવ સુરવર્ગ, શું એકથયાં અવનિ ને સ્વર્ગ.
અથડાયે માંહોમાંહે વિમાન, સહુ જુયે જુદ્ધ કરતા ભગવાન;
તાંહાં પંચમલ્લ હોકારા કરે, સાંભળી દેવકી આંસુ ભરે.
શુકજી કહે સાંભળીયે રાય, હવે મલ્લજુદ્ધ શી પેરે થાય;
વાળ્યા[2] ચાણૂર સુંદરશ્યામ, શલ કુશલને વળગ્યા રામ.
વળી કૂટ કૃષ્ણજી ઉપર ગયો, મુષ્ટિક હળધર સામો થયો;
તળે ઊપર ગરબડતા જાય, પડે વીર વળી બેઠા થાય.
પદપ્રહાર મુષ્ટિક બહુ પડે, સ્કધે સ્કંધ આવી આથડે;
દે ગુલાંટ વળગે ભુજ ભરી, ઉદરમાં મારે શિર નીસરી.
મુષ્ટિકને મારે હળધર ઠીક, કડકડે પાંસળી આવે હીક;
પડે પડછંદા ઘુમે ભગવંત, ગદાને ઠામ આવ્યા ગજદંત.
ધીર ધબકડે ધ્રૂજે ધરા, નાથે વક્રદૈત્ય કીધા પાધરા;
ફરી ફરી બાઝે વાજે મર્મ, દાનવ પીડા પામે પર્મ.
ઉઠે શબ્દ હુંકારા ઘણા, ભૂભારે મરડાયે ફણા;
ઉડે રેણ પદપ્રહારે કરી, આદિત્ય કીર્ણ લીધાં આવરી.
વઢે પંચગજસું બે કેસરી, ભૂલા દાનવ માયા પરમેશ્વરી;
શૂરત્વ વાધે ગુણીજન ગાય, સાંભળી મલ્લ માટીડા થાય.
વકારે કંસ હોકારા કરી, ચાણૂરે બાથમાં લીધા હરી;
શબ્દ થયો તવ હાહાકાર, કેમ ઉગરશે નંદકુમાર.
દાનવે કૃષ્ણ નાખ્યા ઊચલી, વિશ્વનાથ તવ વળગ્યા વળી;
ચાણુર ઉચલ્યો ઝાલી ચર્ણ, વજ્રની પેરે પછાડયો ધર્ણ.
જઈ પાટુ મારી પુરૂષપુરાણ, ચાણૂર મલના લીધા પ્રાણ;
મુષ્ટિક મારયો મુષ્ટિ પ્રહાર, શલ કુશલ કીધા સંઘાર.
કૂટ પછાડયો કંઠે ધરી, મેઘગર્જના રામે કરી;
પંચમલ્લ મારયા તાતકાળ, વાંસળી વાયે નાચે ગોવાળ.
રામકૃષ્ણ બે દેખી જોધ, કંસાસુરને ચડીયો ક્રોધ;
વકારી સેન્યા સહુ વીર, ન પામે જાવા નંદ આહીર.
જઈ લૂટી લાવો ગોકુળ ગામ, પિતા ઉગ્રસેનનો ફેડો ઠામ;
વસુદેવ દેવકીને જઈ હણો, રખે ન્હાસે શત્રુ કૃષ્ણ આપણો.
એહેવી આજ્ઞા કંસની થઈ, ધાયા દાનવ આયુધ ગ્રહી;
નાહાસે લોક પડે ભુંબાણ, ઘેરયા દાનવે પુરૂષપુરાણ.
તુટયા દૈત્ય કરે મારામાર, ચળકે સાંગ ફરસી તરવાર;
ગદા ભોગળ ભાર અતૂળ, ખપુવા ખંજર મુસળ શૂળ.

---

[1] જુવે, ગડેનીસાણહોકાં ધુંધુવે (બા૦પ્ર૦). [2] બાઝ્યા એક શુ૦પ્ર૦

હકારચા હસ્તી દાનવ ધીશ, પૂરણ ક્રોધ કીધો જગદીશ;
આરક્ત લોચન પાડી રીડ, કાળરૂપ કીધું યદુવીર.
ગજઉપર ધાયે પંચાનન, તેમ રીસે ધાયા નારાયણ;
મામાજી થાજો સાવધાન; હું ભાણેજો છૌં શ્રીભગવાન.
એહેવું કહીને મૂકી દોટ, જઈ કંસાસુરની ઝાલી કોટ;
જેમ ગરૂડ ઝડપીલે સર્પને, તેમ કૃષ્ણે લીધો નર્પને.
ગયું ઓસાન કંસાસુરતણું પર્વતપેં હરિ ભારે ઘણું.
મેડેથી મરડી નાખ્યો ધર્ણી, હૃદેપર બેઠા અશર્ણીશર્ણી.
જેમ મૃગલા ઉપર બેસે વાઘ, તેમ કાળજ ઉપર દીધા પાગ.
નાહાસી ગઇ સેન્યા ન રહ્યું કોય, રાણી સાહેલી કૂટે રોય;
અરે દૈવ શું થાશે હવે, કો છે રાયજીને મૂકાવે;
અરે કર્મે સંભવતું નથી, નંદને છૈયે મારચો છત્રપતી.
ઊઠયા ભ્રાત કંસાસુરતણા અકેકી લપડાકે રામે હણ્યા;
મુવા બાંધવ રાણી રોય, કંસાસુર તે ટગમગ જોય.
તેડાવ્યો હું અક્રૂરકને, મામાજી ઓળખોછો મુને;
ખટ ભ્રાત માહારા માજાણ્યા, તે શલ્યા સાથે ઝીકી હણ્યા.
તે વૈર હું વાળીશ આજ, કાં સુખે સુતા છો મહારાજ;
જે વચન કહી ગઇ વીજળી, તે મામાજી આજ વારતા મળી.
એહેવું કહી બહુ દીધો ભાર, ન શકે હાલી કંસ લગાર;
તવ કંસાસુરને આવ્યું જ્ઞાન, એ ભાણેજ મહારો સ્વયં ભગવાન.

કીધાં કર્મ ભોગવવાં સહી, નયણે આંસુજળ ચાલ્યું વહી;
અંતરિક્ષ દેવ કેહે જયકાર, મહાબળ કીધું નંદકુમાર.
મરડયો કંઠ આમળી શીષ, મરતાં મામે પાડી ચીસ;
અમરનર આનંદ્યા ઘણા, ગયા પ્રાણ કંસાસુરતણા.
જયજયકાર ત્રૈલોકે થયો, કંસાસુર વિમાને બેસી ગયો;
વસુદેવ કને આવ્યા ગોપાળ, સાંકળ બેડી ત્રૂટી તત્કાળ.
પ્રદક્ષણા માત પિતાની કરી, પાગે લાગા હળધર હરી;
માતાને ભેટયા જુગ્મ કુમાર, દેવકીને પ્રગટી પયની ધાર.
કેમ ઝાલ્યું રેહ જનુનીનું હેત, હરખે દંપતી થયાં અચેત;
દિગમૂઢ થઈ દીકરા જુયે, હરિ માત પિતાનાં આંસુ લુયે.
જયજય કૃષ્ણ દેવતા કરે, જાદવ સહુ જોવા પરવરે;
અસુર લોકને પડીયો ત્રાસ, દશે દિશા કરે નાસાનાસ.
મુક્યાં કલત્ર મુકયા ભંડાર, રહ્યાં અસુરનાં ઉઘાડાં દ્વાર;
સૂરજથકી નાહાસે અંધકાર, તેમ અધરમી નાઠા નિરધાર;
પાવકથી જેમ નાહાસે શીત, દાનવ સહુ નાઠા તે રીત;
અધર્મ ઉદ્વેગ ભય ઉચ્ચાટ, અપરાધે લીધી બીજી વાટ.
જાદવકન્યા હરખે આવતી, ત્રોડી હાર મુકતા વધાવતી;
શુકજી કેહે સાંભળીયે રાય, કૃષ્ણ માત પિતાને લાગા પાય.

(વલણ)

પાય લાગા પરમાતમા, મુકાવ્યા ઉગ્રસેનરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, ચુમ્માળીશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૪૫ મો.

### (કડવું ૧૨૨ મું—રાગ ધનાસરી)

શુકજી કેહે કથારે, સાંભળ પરિક્ષત ભૂપ;
ભુલ્યાં માતપિતારે, પુત્ર જાણ્યા બ્રહ્મસ્વરૂપ.
પ્રબળ બળ કૃષ્ણનુંરે, મારચો મામો મલમેગળ;
થયું દૃષ્ટી આગળેરે, એ નોહે બાળકનું બળ.
એ કૃષ્ણરૂપ વિષ્ણુતણુંરે, અમો કેમ થઇયે માબાપ;
પુત્રભાવને પરહરેરે, દંપતીના જાગ્યાં આપ.
શ્રીકૃષ્ણે માયા વિસ્તરીરે, ફરી આવ્યું અજ્ઞાન;
માતપિતાએ જાણિયુંરે, એ બે અમારાં સંતાન.
પુત્ર પરઘેર ઉછરયારે, થયા પરાધીન પીંડાર;
દિવસ નાખ્યા દોહેલેરે, ગૌચારી વર્ષ અગિયાર.
અમો દરિદ્રી દુઃખે દહ્યાંરે, નહીં અંન ભુવન ભંડાર;
આજ અમો પાસે એટલું નથીરે, કીજીયે પુત્રને પ્રોહોણાચાર.
મનોરથ માબાપનારે, જાણી કેહે જદુવીર;
અમો સેવા તસ્કર તમતણારે, માબાપ જાણ્યા આહીર.
કારાગૃહે પરવશ રહ્યાંરે, દુખ વેઠયું અગમ અપાર;
સહુવારાં ના છોડ્યાંરે, છે અમારૂં બળ ધિક્કાર.
સંસારમાં સગું કો નથીરે, પુત્રને માતપિતા સમાન;
અંબા જેહેવી અંબિકારે, પિતા તે શ્રીભગવાન.
પુત્રને તીરથ જાતરારે, વસે માતપિતાને પાય;
માતપિતાને પરહરીરે, જે તીરથ નાહાવા જાય.
ડોસાં દુખ પામે ઘણુંરે, પુત્ર કરે સુકૃતસ્નાન;
તે દાન પુણ્ય આળે ગયુંરે, તે થયું ભસ્મ[1] હોમ સમાન.
શત વરસ સેવે માતનેરે, જો કનકે તોળે કાય;
તો નિશા એક શીતકાળનીરે, પુત્ર ઓસંકળ નવ થાય.
જનક જનુની દુહુવિયાંરે, તે દીકરો દૈત્ય સમાન;
તે કૃતઘ્ની કાળે ગ્રસ્યોરે, સદા વિમુખ શ્રીભગવાન.
તે દરિદ્ર દુઃખે ભરયોરે, જે ભરે પરઘેર પેટ;
જેણે માતપિતા સેવ્યાં નહીંરે, તે કરે નીચની વેઠ.
તિરસ્કાર કરે તાતનેરે, તે પામે પશુનો અવતાર;
કીટ પડે તેહેના દેહનેરે, કરે વાયસ ચંચુપ્રહાર.
વૃદ્ધ માતાને પરહરેરે, સ્ત્રીને વશ વર્ત્તે અજ્ઞાન;
લોભી ધન મેળવી મરેરે, તે અવતરે થઈ શ્વાન.

---

1 'વૃથા' (ત્રણ્ સુ॰ પ્ર॰)

[illegible] વ્યાપુ[illegible]રે, પોખે પોતાની કાય;
તે [illegible] થઈ અવતરેરે, મળમૂત્ર પરનાં ખાય.
નીચ મિત્રને માને ઘણુંરે, ઘણું પોખે સાસરવેડ[3];
ક્રૂર વચન કેહે અતીતનેરે, તેહની રોગ ન મુકે કેડ.
વિષ્ણુરૂપ ગુરૂ શિષ્યનેરે, કનિષ્ટને જેષ્ઠ ભ્રાત;
પૂજનીક સ્વામી દાસનેરે, સ્રીને વિષ્ણુ નિજનાથ.
ગૌ બ્રાહ્મણ વૈષ્ણવ જતીરે, પૂજનીકની કીજે સેવ;
જેહેને જે જોગ માનવારે, તેહેને તે વિષ્ણુદેવ.
સેવાથી જન જે ગયોરે, તે બૂડો ભવજળ મ્હાંય;
અમો માતપિતાને સેવ્યાં નહીંરે, કહીં રોયા જાદવરાય.
અમો વૃંદાવન રમતા ફરયારે, તમારે પગે સાંકળ;
તે અપરાધ ક્ષમા કરોરે, છું પુત્ર કડવાં ફળ.
આગળ સુખ ઘણું પામશોરે, ફરી મંડાસે ઘરસૂત્ર;
સંસાર વત્રીક[1] સુખ દીઠ્યેરે, તો રામકૃષ્ણ તમારા પુત્ર.
કાચાં ફળ તે પાકશેરે, અમો મોટા થાશું તન;
રાજસભામાં પરવરોરે, બેસો પિતા રાજ આસન.
રાજસભામાં આવિયારે, માતપિતા કેશવરામ;
માતામહને વિનવેરે, કર જોડી સુંદરશ્યામ.
યયાતીરાયનો શ્રાપ છેરે, હોય જેષ્ઠ કુમાર;
તે જેષ્ઠપુત્રને છે નહીંરે, રાજછત્રનો અધિકાર.
વસુદેવ વડા શૂરસેનનેરે, વસુદેવનો વડો રામ;
હું કનિષ્ઠને ઘટે નહીંરે, છત્રપતીનું નામ.
માતામહ તમને ઘટેરે, છત્ર જોગ છો વૃદ્ધ સાધ;
કંસ આદે પુત્ર મારિયારે, તે ક્ષમા કરો અપરાધ.

**( ઉગ્રસેનવચન ):—**

ભલે કંસાસુર મારિયોરે, જાદવકુળ કીધું પવિત્ર;
અધર્મ સઘળો ટાળિયોરે, ભલે પધારયા દોહિત્ર.
હું પુત્ર કરી નવ માનતોરે, લાગો હુતો કર્મસંજોગ:
શ્રીકૃષ્ણ વૈદ પધારીયારે, ગયો કંસ લક્ષણ રોગ.
જે પુત્ર ચાલે ઉન્માર્ગેરે, તે પિતાને તજવા જોગ;
ભલો વેહેલું મૃત્યુ બાપનુંરે, જો પુત્ર રેહે આરોગ.
તે પુત્રથી વાંઝિયાં ભલાંરે, જે લજાવે કુળનામ;
કાંપે પૂર્વજ તેહનારે, આપશે અધમ ઠામ.
ત્રિકમજી હું તારિયોરે, મારીયો કંસ કપૂત;
છો કૃષ્ણ દોહિત્ર દીકરારે, માહારૂં ફરી વસ્યું ઘરસૂત્ર.
પુત્ર પૌત્ર શિષ્ય ભાણેજરે, દોહિત્ર ભગિની દાન;
વૃદ્ધ પુરૂષને એ કહ્યાંરે, શાસ્રે ખટ સંતાન.

1 'ભાણેજને' (બા॰ પ્ર॰). 2 [સાસરવેલ].
3 'વિત્રક' [બા॰ પ્ર॰].

સાતમો પુત્રીપતીરે, જામાત્ર સુત નિરધાર;
એ સમ પુત્ર કરી માનવારે, જેહેના પિંડનો અધિકાર.
આ રાજ તમારૂં છે હરીરે, તવ રીજ્યા શ્રીભગવાન;
ઊગ્રસેનને ટીલું કરીરે, આપ્યું કૃષ્ણે રાજ્યાન.
રણકાર ઘંટા ઘુઘરીરે, વાગાં પટહ બહુ નીશાણ;
આણ ફરી ઊગ્રસેનનીરે, થયું નંદજીને જાણ.
મળવા કારણ કંસનેરે, થયો તત્પર ગોપ પરિવાર;
બૂમ પડી મથુરા વિષેરે, મારયો કંસ હાહાકાર.
એગળ મલ મામો હણ્યોરે, ઉછંકળ શ્રીગોપાળ;
રાજ આપ્યું ઉગ્રસેનનેરે, પડી નંદજીને ફાળ.
શ્વાસ ભરયા કેહે નંદજીરે, જાઓ તેડી આવો કો શ્યામ;
અમો ન્હાસીજાઉં ગોકુળ વિષેરે, આંહાં રહ્યાનું નહી કામ.
ગોપ જોડો સહુ ગાડલાંરે, ઉતરો જમુના પાર;
હવે ગોકુળમાં રેહેવું નથીરે, જઈ નસાડો પુત્ર નાર.
જસોદાને કહો વારતારે, તાહારે પુત્ર કીધો કેહેર;
કંસ મરદી મારિયોરે, પડ્યું જરાસંધસુ વેર.
હું રંકને એક દીકરોરે, તે ઉછંકળ ઉન્મત;
તે શીખામણ માને નહીંરે, મુને ત્રેવડે તૃણવત.
ગોવાળા નંદે મોકલ્યારે, તેડવા શ્યામબળવાન;
તે રાજદ્વારે ઊભા રહીરે, કરે શ્યામરામને સાન.
સમજી ગયાં માત દેવકીરે, રખે કૃષ્ણને લેઇ જાય;
હજુ ખ્યાલ મુકતા નથીરે, છે ઓછી ચારવી ગાય.
દેવકી કેહે શ્રીકૃષ્ણનેરે, શુંછે ગોવાળાનું કાજ;
વિદાય આપો નંદનેરે, છે તે કેહેતાં શી લાજ.
ગોપવેશને પરહરોરે, ધરો રાજપુત્રનો સાણગાર;
શું વિચારોછો વિઠલારે, શો ઉત્તર દેતાં વાર.
સાચું સગપણ આપણુંરે, છે ગોપની મેળી[1] પ્રીત;
જો નંદજસોદા ખીજશેરે, તો શું થાશે વિપરીત.
હોય તે કેહેતાં લજ્જા કશીરે, હું પુત્ર તુંને પૂછું;
બાળસુખ જસોદાએ ભોગવ્યુંરે, વળી કાંઈ રહ્યું છે ઓછું.

**( વલણ )**

શું ઓછું છે જસોદાને, મેળાપ તેહેનો ટાળોરે;
પ્રેમાનંદ પ્રભુ રામજી, નંદને પાછા વાળોરે.

---

## ( કડવું ૧૨૩ મું—૫૬* )

**( કૃષ્ણવચન ):—**

જસોદા કેમ જીવે, માહારૂં સગપણ જાણી ફોક;

1 'મેલી' 'મેહેલી' (પ્રતોમાં). * બા॰ પ્ર॰ માં રાગ જણ્યો નથી ને બીજી પ્રતોમાં 'રાગ ચાબતા' એવુંછે; ઉપરનો ધનાશ્રી રીજ હશે માટે બા॰ પ્ર॰ માં જણ્યો નહીં હોય.

પિતાને પ્રકારી કેહેતાં, નંદજી જાયે જમલોક—જ૦
પાસામાં લઘુશંકા કીધી, બાળક વય જ્યારે હુતી;
મુને કોરડે પાસામાં લીધો, મા ભીનામાં સૂતી—જ૦
એક ઘડી નથી અળગો કીધો, દીઠા વિના થાય ઘેહેલી;
હું વિના નંદજીને દેખી, મરશે કેહેતાં પેહેલી—જસો૦
જાગૃત સ્વપ્નમહિં ધ્યાનજ માહારૂં, પુત્ર સુખમાં બુડી;
હું વિના વલવલી મરશે, જેમ ટળવળે ટીટૂડી—જસો૦
મથુરા નગરીમાં આણી, વૈકુંઠ જો વાસું;
પ્રેમાનંદ પ્રભુ રામ કેહે, કહાંથી જસોદાનું પામું—જસો૦

( પદ—રાગ મારૂ )

કેમ ઉત્તર આપું પિતાને, કેમ ઉત્તર આપું;
વચન વજ્રના પ્રહાર કરી, કેમ કાળજડું કાપું—કેમ૦
ખોળે બેસાડી ગ્રાસ ભરાવ્યા, શા શા ગુણ ગાઉં;
કેમ કહું પિતા નહી માહારો, કૃતઘ્ની હું થાઉં—કેમ૦
કાંઇ એક વિઘ્ન જો થાતું મુજને, કોટિક કરતા દાન;
તે નંદને કેમ ઉત્તર આપું, નહી તાહારો સંતાન—કેમ૦
જસોદાસુત નંદનોનંદન, કહી બોલાવે સઘળા લોક;
બીજાં સગપણ ફરી ફરી થાયે, માબાપ ન થાયે ફોક—કેમ૦
તું નહીં પિતા હું નહીં બાળક[1], કેહેતાં થાય મુખ શ્યામ;
એહેવું કહીને આંસું ઢાળ્યાં, પ્રેમાનંદ પ્રભુ રામ—કેમ૦

( પદ—રાગ સામેરી )

( દેવકીવચન ):—
જુઠી પ્રીત સગપણ સાચુંરે, મહિયારાંની માયા મૂકો જી-
વનજી હું જાચું રે—જુઠી૦
સંગત કીધી આપત કાળમાં, હવે માયા મૂકો રે;
પરઘેર પેટ ભરી ગૌ ચારી, લખતાં વિધાતા ચૂકોરે—જુઠી૦
અર્ભકને ભાવે કોએલ મૂકે, પુત્ર કાગખોળામહિં રે;
વાયસનો સ્વભાવ ન લાગે, જઈ બેસે કોએલ ટોળાંમહિંરે—જુ૦
સમુદ્રનું જળ સમુદ્રમાં આવે, જદ્યપિ મેઘ લેઇ જાયે રે;
હંસ બગલાંમાં જો બેસે, કુળને લાંછન થાયે રે—જુઠી૦
દેવકી કેહે નંદજીને વાળો, જે આશ્યા મૂકી જાયેરે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, સગપણ ફોક ન થાયેરે—જુઠી૦

( પદ—રાગ સામેરી )

( કૃષ્ણવચન ):—
શું પ્રીત જાણે મા માહારીરે, જસોદાની પ્રીત ઉપર સો સ-
ગપણ નાખું વારીરે—શું પ્રીત૦
સ્નેહ વિના સગપણ દેવાસુર, કિંવા સહોદર ભાઈરે;
એકેકનાં રૂધિરને તરસે, તો ધિક્ પડો સગાઈરે—શું પ્રીત૦
મુઆં વછના ચર્મને ચાટે, ગાય પ્રીતે દુઝેરે;
મોહોટાં વછને શૃંગે મારે, સગપણ કાંઈ ન સૂઝેરે—શું પ્રીત૦
પ્રીત માટે પતીસાથે, સ્ત્રી બળે મહીમાં પેશી રે;
કેળકંદ દીકરો મરીજાએ, સગી મા રહે બેશીરે—શું પ્રીત૦
ગોકુળનું સુખ નથી વૈકુંઠે, તો કહાંથી મથુરાં મહિંરે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, જસોદાના ગુણ ગાયરે—શું પ્રીત૦

( પદ—રાગ કેદારો )

( વસુદેવવચન ):—
આપો નંદજીને વિદાય, આપો નંદજીને વિદાય;
વસુદેવ કેહે શ્રીકૃષ્ણને, સહુ ગોપ ખોટી થાય—આપો૦
વિનય કરી વળાવજો, માગી માન નમજો પાય;
ઉત્તર દેજો એહેવી રીતે, જેમ ડોસો નવ દુખાય—આપો૦
ગોકુળ શું છે વેગળું, કો સમે કરજો ફીપાય;
કેહેશો તો નંદ જસોમતીને, વાસશું મથુરાંમ્હાંય—આપો૦
આંહાં રહે પ્રીત ટળી નથીરે, સાચાં માત પિતાય;
પુત્રનું સુખ અમો પામશું, તે નંદપુણ્ય પશાય—આપો૦
વાંક નથી વિઠ્ઠલ તમારો, ઉત્તર કેમ દેવાય;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, ગયા વાડીમ્હાંય—આપો૦

( પદ—રાગ ગોડી )

વિદાય કરવા ગોપનેરે, આવ્યા વાડી માંહે ગોવિંદ;
કાંઈ રીસ કરી શ્રીકૃષ્ણનેરે, શ્વાસે ભરયા કેહે નંદ—વિદા૦
હું રંક સેહેવાનું નથી રે, પુત્ર તેં માંડયો ઉન્માદ;
આપણ પશુ પાળી જીવીયેરે, શો બળીયાસું સંવાદ—વિદા૦
સાંભળ્યું કંસાસુર તેં હણ્યોરે, છે જરાસંધસું કામ;
હવાં ગોકુળમાં રેહેવાનું નથી રે, શોધ્યો વસવાનો ઠામ—વિદા૦
તું મનમાને તેમ આચરે રે, ન માને માહારી શીખ;
તેં દૈત માત્ર શત્રુ કરયારે, હું રંક મગાવ્યો ભીખ—વિદા૦
એ મલ રૂપને પરહરોરે, ધરો ગોવાળાનો વેખ;
તમારો વાંક કશો નથી રે, છે માહારા કરમની રેખ—વિદા૦
ગજદંત નાખી દીઓ દીકરારે, ધરો નેષ્ટિકા વેણુ;
રામકૃષ્ણના દેહની રે, નંદજી ખંખેરે રેણુ—વિદા૦
પ્રીત દેખી પિતાતણી રે, ચાલી હરીને આંસુધાર;
નંદ જાણ્યું પીડા થઈરે, કાંઈ વઢતાં લાગો પ્રહાર—વિદા૦
હૃદેસું લીધા શ્રીહરીરે, લોચનનું લોહ્યું નીર;
મુષ્ટિ પ્રહાર થયા મલ્લના રે, ઘણું વાગું શ્યામ શરીર—વિદા૦

---

[1] 'પિતા હું નહીં બાળક' (બા૦ પ્ર૦).

ઉપાય ઓખધ કીજીયેરે, ચાલો પુત્ર આપણે ઘેર;
પય પીજો બાખડી ગાયનું રે, રૂડો થાશે દેહ—વિદા૦
રામ રેહેશે કે તહાં આવશેરે, મુકાવા વસુદેવ તાત;
સુખે રહો આંહાં રામજીરે, મોકલું છું રોહિણી માત—વિદા૦
માત પિતાને મતિ પાળજોરે, છે દુખીયા વસુદેવ;
રોહિણીના સરખી રામજીરે, દેવકીની કરજો સેવ—વિદા૦
તપાસ લેજો શ્રીકૃષ્ણનોરે, હળધર માગું છું માન;
સબળ સંપ બે મિત્રનોરે, લોકે જાણ્યા ભાઈ સમાન—વિદા૦
બોલ સુણી નંદરાયનારે, જોયું નીચું રાજકુંવર;
કઠણ મન કરી બોલિયારે, વિપ્ર પ્રભુ પરમેશ્વર—વિદા૦

---

## (પદ—રાગ વેરાડી*)

(કૃષ્ણવચન):—

અમો ઓશીંકળ કેમ થઇયેરે, ગોકુળ સ્વામી;
એહેવું કહીને આંસુ ભરીયાં, અંતર જામી—અમો૦
અમો તમારે મંદિર આવ્યા, લેહેણું કાંઈ લેવા;
નંદ અમો તમને માનું છીં, પીતાજી જેહેવા—અમો૦
સગા પુત્રને હેત ન રાખે, તેહેવું હેત કીધું;
કૃતઘ્ની આજ થયો જે, તમને દુખ દીધું—અમો૦
ખોળે ચડી મેં મુછ તાણી, પાટુ બહુ મારી;
પર પુત્રનું ખુંધું ખમિયા, ધંન નર ને નારી—અમો૦
સાકેર દૂધ વાટકીયે પાયું, ખોળે બેસાડી;
નહીં આવે જસોદાને તોલે, દેવકી માડી—અમો૦
પુત્રની પેરે ખેવડજો, રખે ઉતારો માયા;
અમો છીં વસુદેવના નંદન, દેવકીના જાયા—અમો૦
નાસરડે ગોકુળમાં આવ્યા, મામાજીને માટે;
ઊછેરનારને ઊતર દેતાં, કાળજ નવ ફાટે—અમો૦
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરે, વીદાયે આપી;
મૂર્છા ખાઇ નંદ પડયા, શું દ્રુમ નાખ્યો કાપી—અમો૦

---

## (પદ—રામ રામગ્રી)

(નંદવચન):—

એ શું બોલોછો સામળા, ઘેલો થયો સગુછોડ;
પાણીગ્રહણ કીધું નથી, વહુ જોવાનું કોડ—એ૦
વિણ વિચાર્યું નવ બોલીયે, હમે દુરિજન લોક;
નથી દીઠું નથી સાંભળ્યું, પુત્રનું સગપણ ફોક—એ૦
દીઠાં મંદિર માળિયાં, દીઠી ઘોડાની ઘોષ;
દીઠા લોક રળિયામણા, થઈ તુંને રેહેવાની હોંશ—એ૦
દૂષણ છોર્યાને ઉપજે, જો કહિયે બીજાં માબાપ;
વસુદેવ તાત છે રામને, એહેને કેહેતાં નહી પાપ—એ૦
આપણ ન્યાત આહીરડાં, ક્ષત્રી છે વસુદેવ;
રામે તાત કહ્યા હશે, પડી તુંને કેહેવાની ટેવ—એ૦
ગોવિંદ બેસો ગાડલે, ઉભા છે સહુ ગોવાળ;
હવડાં શત્રુ કો આવશે, કાલા થાય અતિકાળ—એ૦
નીચું જોઇ કેહે નાથજી, નયણે ઢાળી નીર;
અમો પુત્ર છીં પારકા, તમો જાઓ મંદીર—એ૦

આશ્યા મૂકો નંદજી.

અર્ધનિશા હું આવિયો, માત જસોદાને પાસ;
કન્યા તમારી વીજળી તે, ઉડી ગઈ આકાશ—આ૦
મનસા વાચા માનજો, નથી કૌતક વાત;
સગા પિતા વસુદેવજી, તમોછો પાળક તાત—આ૦
આપણે સગપણ છે નહીં, કહી ચાલિયા જગદીશ;
બીજી વાર ધરણે ઢળ્યા, પાડે નંદજી ચીસ—આ૦
નંદ ગોવળા વલવલે, નીસાસે ફાટે પહાડ;
રોયા ગગને દેવતા, રોયાં વાડીના ઝાડ—આ૦
વિલાપ નંદના સાંભળીરે, રોયા નગરના લોક;
જાતાં રામ રોયા ઘણું, શ્રીહરીને ઉપન્યો શોક—આ૦
નંદ કેહે ગોવાળાને, વાગ્યું વચનનું બાણ;
વાળી લાવો કો કૃષ્ણને, માહારા જાશે પ્રાણ—આ૦
વિપ્ર પ્રભુએ સાંભળ્યું, રોયા પરમેશ્વર;
આંસુ લોહ્યાં નંદનાં, ફરયા રાજકુંવર—આ૦

---

## (પદ—રાગ પરજીયો.)

(નંદવચન):—

સુંદર સામળા રે, મુને હુતી તાહારી આશ;
ગોકુળિયું ઊજડ કરી રે, કાં કીધો મથુરા વાસ—સુંદ૦
મેં ઊછેરયો આદર કરીરે, સાચો જાણી પુત્ર;
તુજસાટે ગઈ દીકરીરે, માહારૂં ઉજાડયું ઘરસૂત્ર—સું૦
જસોદા કેમ જીવશેરે, સાંભળી દારૂણ વાત;
રોઈ રોઈ ખોશે આંખડીરે, કોણ ગ્રેહેશે તેહેના હાથ—સું૦
વિશ્વાસઘાત કીધો મુજનેરે, હું દુર્બળનો આધાર;
લોક કેહેશે મુને વાંઝીયોરે, માહારાં ફરીદવાયાં દ્વાર—સું૦
એક અવગુણે સર્વ ગુણ ગયારે, બાંધ્યો ઊખળ સાથ;
તે દુખ તાહારે મન વસ્યું રે, દુહાયો દીનાનાથ—સું૦
વસુદેવે હું લુટીયોરે, નથી પુછનારૂં કોઈ;
હું નિર્ધનને ધન દીકરોરે, સગપણ નાખ્યું ધોઈ—સું૦
કોણ વલોવવા લાગશેરે, થાકશે જસોદા નાર;

---

* ગુ૦ પ્ર૦માં "ગોડી" છે.

પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરરે, આવીજાઓ એકવાર—મું૦

## ( પદ—રાગ મારૂ )

( નંદવચન ):—

ચાલ સામળીયા ઘેર જઇયેરે, એવા કઠિણ નઠોર ન થઇયેરે—ધ્રુ૦
કેમ ગોધન વનમાં ચરશેરે, ગાયો તું વિના હીસી મરશેરે;
કોણ સીકું લાકડીયે ધરશેરે, કોણ ગોરસ ચોરી કરશેરે—ચા૦
તાહારી માતનું ચિત્ત ચળશેરે, વાંસળીયે જાળાં વળશેરે; [ચા૦
તાહારે રમકડે કોણ રમશેરે, તાહારી ત્રાંસળીયે કોણ જમશેરે.
મોર મુગુટ કહાં મૂકીશેરે, કોણ કચોળે દૂધ પીશેરે;
કોણ સેલી વાળી ગૌ દોહશેરે, કોણ કેડ બાંધી વલોવશેરે*—ચા૦
કોણ રૂડી શીખામણ દેશેરે, હવાં પિતા મૂને કોણ કહેશેરે;
મુને છે છેલ્લી આશ્રમરે, હવાં હું દહાડા નાખીશ કેમરે—ચા૦
હતું વૈકુંઠ ગોકુળ ગામરે, હવે નેસડો[1] ફરી થયું નામરે; [ચા૦
જસોદા કેમ બાહાર નીસરશેરે, વંઝા કહી લોક પાછાં ફરશેરે-
અમો માણસમાંથી ટાળ્યાંરે, દીકરો થઈ કાળજ બાળ્યાંરે.
અમો ભુલ્યાં આશા આણીરે, પારકી થાપણ નવ જાણીરે—ચા૦
વાયસ થઇ વાત્સલ્ય કીધુંરે, ફરી કોએલે બચડું[2] લીધુંરે;
વિપ્ર પ્રભુ પરમેશ્વરરે, માહારૂં ફરી વસાવો ઘરરે—ચા૦

## ( પદ—રાગ મેવાડો )

( કૃષ્ણવચન ):—

ગોકુળ જાઓરે, નંદજી ગોકુળ જાઓ—ગોકુ૦
ફરી ગોકુળ જાઓ નંદજીરે, મૂકો મનની આશ;
નાસરણે અમો આવિયારે, કીધો તમ ઘેર વાસ—ફરી૦
ધીરજ ધરીયેરે, રાયેજી ધીરજ ધરીયે;
ધીરજ ધરીયે નંદજીરે, એ જૂઠો છે સંસાર;
પરમેશ્વર વિના કો નથીરે, છે ફોકટીયો પરિવાર—ગોકુ૦
ઘણુંએક દાઝેરે, અમને ઘણુંએક દાઝે;
ઘણું દાઝેછે મુજનેરે, પણ દોહેલો લોકાચાર;
કેમ માતપિતાને પરહરૂંરે, અમો દેવકીનાં કુમાર—ફરી૦
બેહુ દુખ પડિયાંરે, મુને બે દુખ પડિયાં;
બેહુ દુખ પડિયાં બાપજીરે, હું કહોને આપું છેહ;
મન પ્રાણ રેહેશે શ્રીગોકુળેરે, મ્હારો મથુરાં રહેશે દેહ—ફરી૦
સુખ શ્રીગોકુળનુંરે, જે સુખ શ્રીગોકુળનું;
ગોકુળ મોહોટું સુખ ભોગવ્યુંરે, ન મળે વૈકુંઠ મ્હાંય;
લક્ષ ચોરયાશી દેહ ધરૂંરે, તોયે ન મળે જસોદા માય—ફરી૦

સ્કંધે ધરૂં કાવડરે, ઊંચલી સ્કંધે ધરૂં કાવડ;
ઊંચલી સ્કંધે કાવડરે, કરાવું તીર્થ સકળ;
તોએ એકઘડી જસોમતિનેરે, નવ થાઊં ઓસીંકળ ફરી૦
અમો છૌં તમારારે, નંદજી છૌં તમારા;
અમો દાસ તમારા રાયજીરે, ચરણે નામું શીષ[1];
વિદાય આજથી આપણેરે, કહી ચાલ્યા શ્રીજગદીશ—ફરી૦
ધરણે ઢળીયારે, નંદજી ધરણે ઢળીયા;
ધરણે ઢળ્યા નંદજીરે, થઈ પડયા અચેત;
શ્રીકૃષ્ણે માયા વિસ્તરીરે, ઉતર્યું પિતાનું હેત—ફરી૦
કુંવર કોહોનેરે, કૃષ્ણ એ કુંવર કોહોનો;
કુંવર માહારો છે નહીંરે, હું ફોકટ થાઊં તાત;
એ પુત્ર સત્ય વસુદેવનોરે, મુને ગર્ગે કહીછે વાત—ફરી૦
નંદજી ચાલ્યારે, રોતા નંદજી ચાલ્યા;
નંદ ગયા શ્રીગોકુળેરે, તહાં વરત્યું જે ઉતપાત;
તે કહી ન શકયા શુકદેવજીરે, કો વૈષ્ણવ જાણે વાત ફરી૦
તાત વળાવીરે, ગોપનો સાથ વળાવી;
વળ્યા વિઠ્ઠલ માયાતીતરે, તાતને કરૂણાકર;
સંતોષ્યાં વસુદેવદેવકીરે, વિપ્રપ્રભુ પરમેશ્વર.

## ( પદ—રાગ સારંગ )

( શુકવચન ):—

નંદ ગોપને કરી વિદાય, તાત કને આવ્યા જદુરાય;
મામી બેહુની પ્રસંશા કરી, વિનયયુક્ત બોલ્યા શ્રીહરી.
અમો તમારા હણ્યા ભરથાર, ઘણું સાલે તમારા ગયા સણગાર
દૈવમત્યે કાંઈ ચાલે નહીં, માહારી મામી બે વિધવા થઇ.
માહારા છ બાંધવ મામે મારિયા, તે દુખે મામા મેં સંઘારિયા
પશ્ચાત્તાપ થયો પામું છૌં દુખ, હવે કહાં દેખવું મામાનું મૂખ.
ન ટળે ભાવીપદારથ વાત, કુટુંબકલેશ થયું ઉત્પાત;
તમો મનમાં દુખ પરહરો, આ તમારૂં ઘર તમો વાપરો.
અમને પોષ્ય[2] વર્ગ જાણજો, નિજ સંતાનનું હેત આણજો;
સભામાં આવ્યા એહેવું કહી, મથુરાનગરી પાવન થઇ.
ધર્મ પડો વાજે પુરમ્હાંય, ઉગ્રસેનની આણ દેવાય;
નાઠા લોક કંસનો ભય ધરી, તે જાદવ સહુકો આવ્યા ફરી.
અધર્મ ઉથાપી થાપ્યો ધર્મ, ચાહારે વર્ણ પાળે કુળકર્મ;
વસુદેવ વસ્યા પોતાને ઘેર, રાજધાન માંડયું બહુ પેર.
ગર્ગાચાર્યને કહે વસુદેવ[3], જાતકર્મ કીધું વાસુદેવ;
જાણ્યું પુત્ર પ્રસવ્યા છે આજ, વૃદ્ધ શ્રાધ કીધું મહારાજ.

---

* "કોણ કેડ૦ એ તુક બા૦ પ્ર૦ માં નથી. [1] 'નેસરડો' (બા૦ પ્ર૦). [2] 'બાળકડું' પે૦ સુ૦ પ્ર૦.

[1] 'ફરીચરણેનામ્યુંસીસ' બા૦ પ્ર૦. [2] 'પૂજ્ય' સુ૦ પ્રતોમાં [3] [કહેથી વસુદેવે]

અજુપતી ગોત્રજ પૂજા કરી, નાન્દીકર્મ કીધું હેત ધરી;
કદળીસ્તંભ તોરણ હાથા, ગાયે સોહાસણી ગીત ગાથા.
સંકલ્પ કીધો કારાગૃહમ્હાંય, બે અયુત દ્વિજને આપી ગાય;
પુજ્યા બ્રાહ્મણ ગર્ગાચાર્જ, શાંતિક પુષ્ટિ કીધું કાર્જ.
તહાં કીધી સહુ ક્ષત્રીની રીત, રામકૃષ્ણને દીધાં ઊપવીત;
શ્રીગોકુળથી આવ્યાં રોહિણી, પોહોંતી હોંસ બેહુ-માતાતણી.
કંસનું દ્રવ્ય લીધું નરહરી, પિતાનાં ઘરમાં લક્ષ્મી ભરી;
હય હસ્તિ રથ મહિષી ગાય, પાત્ર ચામર આસન સેજ્યાય.
માણેક મુકતાફળ રત્ન ઝવેર, તે સરવે મોકલ્યું વસુદેવને ઘેર;
જે વિભૂતિ કંસે મેળી ઘણી, વસુદેવ થયા તે વસ્તુના ધણી.
માખી મધનો સંચય કરે, પણ આહેડી[1] લુટી સાંચરે;
વાંઝીયાનું ધન રાજા વાવરે, કીડી સાંચે ને તીતર ચરે.
વૃદ્ધની સ્ત્રીને ભોગવે અન્ય, તેમ કંસાસુરનું લુટયું ધન;
લક્ષ્મી ગઇ ને ગયો સ્વામી, ભાણેજે મંગાવ્યાં ભીખ મામી.
પછે માત પિતાને લાગા પાય, પછે રામકૃષ્ણે માગી વીદાય;
વસુદેવ પ્રત્યે બોલ્યા શ્રીહરી, જરાસંધ સરખા માથે અરી.
મેં કંસાસુરનો ફેડયો ઠામ, જરાસંધ સાથે થાસે સંગ્રામ;
જો આગ્ના હોયે તમતણી, ધનુર્વિદ્યા અમો આવું ભણી.
પિતા કહે કાં નહીં પુરૂષપુરાણ, શ્રીરામકૃષ્ણે કીધું પ્રયાણ:
સમપુરીમાં તીર્થ સુખી, અવંતિનગરીમાં એક રૂખી.
વિદ્યાનિધિ સાંદીપનિ નામ, તેહેને ઘેર આવ્યા કેશવરામ;
તાંહાં દીઠો એક મનોહર મઠ, જાંહાં વિદ્યાર્થીની બેઠી ઠઠ.
કો ભણે બ્રહ્મવિદ્યા નિરમળ, ધર્મશાસ્ત્ર ભણે કો પાતાંજળ;
કો મીમાંસા શાસ્ત્ર ન્યાય વ્યાકર્ણ, કો વેદાંતે વિખાણે અ-
શરણાશર્ણ.
કો જોગવિદ્યા ભણે નોળીકર્મ, કો ખટચક્રના શીખે મર્મ;
કો અસ્ત્રશસ્ત્રમલ્લવિદ્યા ભણે, છે ભીડ ઘણેરી ગુરૂને આંગણે.
જ્યોતિષ વૈદક પરીક્ષા મણિ[2] તણી, જળસ્તંભ વિદ્યા અતિ
ઘણી[3];
મંત્ર જંત્ર વશીકરણ અપાર, શુક કહે શું વર્ણવું વિસ્તાર.
કો ભણે આંક માઇકકળા ભણે[4], સકળ વિદ્યા ગુરૂજીમાં મળે;
છે અધ્યયન શબ્દનો મોહોટો ઘોષ, ફરતો સંભળાયે બે કોશ.

રામકૃષ્ણ આવ્યા નિશાળમ્હાંય, જેમ તારામાં રવિચંદ્રમાય;
વિસ્મે વિદ્યાર્થી જોઈ રહ્યા, સાંદીપન ઋષિ બેઠા થયા.
પ્રભુની સાહામાં ગયા ઋષિરાય, શ્રીકૃષ્ણ નમ્યા ગુરૂજીને પાય;
આસન આપી પૂજા કરી, ગુરૂજીયે વાણી ઓચરી.
મુને કૃતારથ કીધો આજ, કોહો કહાંથી આવ્યા મહારાજ;
કોણ નામ ગામ કુળ ન્યાત, શું કારજ છે મુજ સંઘાથ.

( કૃષ્ણવચન ): —

એક છે ગામડું જમુનાતીર, જાંહાં રંક લોક વસે આહીર;
તેહેની પાસે અમારો વાસ, છૌં ક્ષત્રી બોલ્યા અવિનાશ.
ઋષિ તમારૂં જાણી નામ, આવ્યા છૌં કાંઇ ભણવા કામ;
આપો વિદ્યા કરૂણા કરી, ઘણું દુર્બળ છૌં બોલ્યા હરી.
વિનયવાત હૃદયામાં વસી, સાંદીપન ઋષિ બોલ્યા હસી;
છો આત્મા તમો માહારા બેહુ, ભણો બાપ ગમે જે જેહ.
છો જગતગુરૂ થાઓ માહારા શીષ, તેવારે સાન કીધી જુગદીશ
માંહોમાંહિ સમજ્યા ગુરૂ ગોપાળ, સામળીયે શોભાવી નિશાળ.
એક વડો શીષ સુદામો નામ, તેહેને સોંપીયા કેશવરામ;
ભણાવજે તું હેતપપકરી, પંડિત થાય શ્રીહળધર હરી.
પછે ઘરમાં રાખ્યા જુગદાધાર, સાંદીપન સેવા કરે અપાર;
નિજ પત્નિને કેહેછે ભરથાર, આ બાળક છે કારણ અવતાર.
શેષરૂપ બીજો શેષશાઈ, આપણે ઘેર આવ્યા બે ભાઇ;
ફરી ફરી નહીં આવે એહ, આપણું પાવન કીધું ગેહ.
એ પરઘર ભિક્ષા માગે નહીં, ભોજન કરશે યથા રૂચિ અહીં;
એહેવી શિક્ષા અબળાને કહી, ગુરૂપત્ની સેવામાં તત્પર થઈ.
વાત્સલ્ય કરે બેહુ બાંધવતણું, તે નેત્ર પ્રાણપેં વલ્લભ ઘણું;
ગુરૂવાચેક જે શ્રવણે પડે, તે તતક્ષણ હરિને આવડે.
ચૌદ વિદ્યા ને બોહોતેર કળા, નિગમ શાસ્ત્ર અર્થ નિર્મળા;
ધનુર્વિદ્યા વિવિધ સંગ્રામ, પાઠી પંડિત કેશવરામ.
વિદ્યાર્થી સહુ વિસ્મે થાય, નગરલોક દર્શને જાય;
કહ્યું સ્ત્રીને કરજો રૂડી સેવ, ગ્રામાંતર ગયા ગુરૂદેવ.
ગામ ગયા જાણી ભરથાર, ગોરાણીયે મન કીધો વિચાર;
સરપણ નથી કટકો ઘરમ્હાંય, તો શીપ્રે રસોઈ શી પેરે થાય.
બેઠા જમેછે કેશવરામ, તો તેહેને સોંપું કામ;
આવી નિશાળે જાંહાં બેઠા હરી, બોલ્યાં ગોરાણી મુખ
હસ્તું કરી.
કાંઇ કામ કેહેતી લાજુંછું હું, રસોઈ વિના તમો જમશો શું;
આજ આવી અટકયુંછે કામ, ઘરમાં નથી ઇંધણનું નામ.
તમો ભુખ્યા મુને કળ કેમ પડે, હું પાકસ્થિતિ કરૂં શાવડે,
અમો કાળ નિર્વાહ દાહેલે કીજીયે, ધનવિના સરપણ શો લીજીયે
અમો અજાચકનો પાળું ધર્મ, ઘણું દોહેલે ચાલે ગૃહસ્થાશ્રમ;

---

[1] 'આહેરડી' (બે મુ૦ પ્ર૦). [2] 'મોતી' (ખા૦ પ્ર૦). [3] 'જળ-સ્થળ વિદ્યા ભાખા અતિ ઘણી' (ત્રણ મુ૦ પ્રતોમાં). [4] ખા૦ પ્ર૦માં 'ક્રીના' છે તેનું મેં કળા કર્યું છે. 'કો ભણે આખ્ય માંઇકાં 'કળે' 'કો ભણે આંક માંકાંકળા ભણે.' 'કો ભણે આંક માઇકાકમાં ભણે,' 'કો ભણે આંક કગવક્ષરી ભલે' એ પ્રમાણે મુ૦ પ્રતોમાં છે. ૬.માઇકાંકમાં 'છોકરાંનો અર્થ ગૌણ પણે લેવાય; માઇક શાળા-બાળક છોકરા એમ અર્થ તો થાયજ નહીં.

સરપણ કારણ માગું માન, સાંભળી બોલ્યા શ્રીભગવાન.
કર જોડી કેહે કમળાપતી , ગુરૂપત્નિને કીધી વીનતી;
સરપણ અમો લાવું સરવથી, પણ કુહાડા અમ પાસે નથી.
ગોરાણી તવ બોલ્યાં હસી, પ્રભુ કુહાડાની ચિંતા કશી;
ઘણું ઊંચે માળ ગયાં ગોરાણી, કુહાડા ત્રણ આપ્યા આણી.
આપી દોરડી બાંધવા કામ, ઉઠયા કૃષ્ણ સુદામો રામ;
ભારે સ્કંધે કુહાડા ધરચા, સરપણને સામળિયો સાંચરચા[1].
શ્રી હરજી હીંડે પાળે પાગ, છે અવંતીનું મોહોટું ભાગ્ય;
પ્રજા પુરની વિસ્મે થાય, રાજકુંવર બે વનમાં જાય.
દૂર વનમાં માધવ ગયા, હીંડતાં બાળક શ્રમિત થયા;
દીઠું કાષ્ટ એક મોહોટું પડયું, પ્રભુ કેહે ચીરવા સરખું જડયું.
સુદામો હળધર ને હરિરાય, કુહાડા લીધા કરમ્હાંય;
બાંધ્યા પલવટ રાજે રણછોડ, કુહાડે મારી ફાડયું ખોડ.
અમર ગગને કૌતુક જોય, પ્રભુનો પાર ન પામે કોય;
નેતિ નેતિ કેહે ચારે વેદ, પંડિત કોય નવ પામે ભેદ.
શું જાણે પુરાણ શાસ્ત્ર બાપડાં, તે લક્ષ્મીવર ચીરે લાકડાં;
પછે તાણીબાંધ્યા ભારા ત્રણ, એક કૌતુક કીધું અશરણશર્ણ.
થયું વાદળ વિજળી અંધકાર, મેઘ આણ્યો[2] મુસળધાર;
આંધી પવનતણી સુસવાટ, પ્રભુજી દેહ ચઢી બહુ ટહાડ.
તાંહાં ત્રણે બેઠા ટોળે મળી, બીહે સુદામો ઝબકે વીજળી;
રાય એ કથા રહી એટલે, ગુરૂજી ઘેર આવ્યા તેટલે.
થયા વિસ્મે બાળક દીઠા નહીં, ગુરૂપત્નિ તવ ઝાંખી થઇ;
હવાં સ્વામી મુજને શ્રાપે ખરા, શું કરૂં કર્મ ન આવ્યા છોકરા.
અબળા આકુળવ્યાકુળ થાય, રખે ક્રોધ કરે ઋષિરાય;
માનુભાવ ઘણું દુખિયા થયા, કહીં ન દીસતા બાળક કહાં ગયા.
જે વિશ્વપિતા પ્રભુ પ્રાણપતી, તે શ્યામ મૂરત કયાં[3] દેખાતી નથી;
તન ધ્રુજે મુખ સુકું થાય, બોલી અબળા લાગી પાય.
જો ક્ષમા કરો તો કહું વારતા, રખે શ્રાપ દઇ મુજને મારતા;
સુદામો કેશવ ને શ્રીરામ, મેં મોકલ્યા સરપાણ લેવા કામ.
વચન વિનતાનાં સાંભળી, સંદીપનને મૂર્છા વળી;
અરે મૂર્ખ દુષ્ટ સાપણી, તેં કોણ કર્મ કીધું પાપણી.
છે જેષ્ટ માસનો તાવડ શ્રેષ્ઠ, સકુમાર મોકલ્યા લેવા કાષ્ટ;
તેહેવામાં આવ્યો વરસાત, મહા લોભણીયે કીધું ઉતપાત.
ત્રાહે ત્રાહે કરે શોકે ભરચા, શોધવા સંદીપન નીસરચા;
નદી નાળે આવ્યાં જળપૂર, રામકૃષ્ણને સાદ કરે છે દૂર,
સાહામો સાદ કીધો ગોપાળ, ગુરૂજીએ દીઠા ત્રણે બાળ;
પછે વિશેષ સામળિયાજી કાંપ્યા, સંદીપને હ્રદયાસું ચાંપ્યા.
વિઠ્ઠલજી તુને વેલા પડી, વેરી વરસાતે કીધી ઝડી;
પાપણીયે દુખ દીધું ઘણું, એ કારજ નોહે તમતણું.
ગુરૂપ્રત્યે કેહે કમળાપતી, અપરાધ ગોરાણીનો નથી;
અમો ઉન્મત્ત અભિલાખે ભરચા, સરપણ લેવા ત્રણે નીસરચા.
ગુરૂપ્રત્યે બોલ્યા પરબ્રહ્મ, અમો આચરૂં વિદ્યાર્થીનો ધર્મ;
એહેવું કહી ચાલ્યા જગદીશ, સરપણ ભારા ત્રણેને શીષ.
વચને ગુરૂ સંતુષ્ટ કીધા, ભારા કાષ્ટતણા મસ્તક લીધા;
ગુરૂ કેહે નથી સરપણનું કાજ, હું ઓળખું છું તમને મહારાજ.
ત્રાહે ત્રાહે સંદીપન ભણે, ધિક્કાર મુને અંતરમાં ગણે;
પોહોતાં મંદિર નાખ્યાં સરપણ, જઇ ગોરાણીને લાગ્યા ચરણ.
કોરાં વસ્ત્ર આપ્યાં ઋષિજંન, તપાડયા પ્રગટી હુતાશંન;
જમાડયા પંચામૃત હેત ધરી, અખુટ કાષ્ટ જે લાવ્યા હરી.
તે નગ્રલોક સહુકો લેઇ જાય, એક કાષ્ટ ઓછું નવ થાય;
એ કથા સરપણતણું વૃત્તાંત, રખે શ્રોતાને મન પડતી ભ્રાંત.
કોઇએક પુસ્તકે છે નહીં એહ, ભાઇ તે માટે ઉપજે સંદેહ;
કોઇએક પુસ્તકે છે એ સર્વથા, તેમાટે પદબંધ કીધી કથા.
વળીએક કૌતુક કીધું વિશ્વાધાર, ગોરાણી ગૌ દોહેછે એકવાર;
સુરભીસ્તન બેઠાં કર ધરી, પણ દોહોણી કોઠીમાં વીસરી.
ગુરૂપત્નિયે વિચાર્યું મન મ્હાંય, હું ઉઠું તો સુરભી ભીણાય;
સમશ્યા શ્રી કૃષ્ણને કરી, ઘરમાંથી દોહોણી લાવો હરી.
તવ લીલા કીધી લક્ષ્મીનાથ, વધારચો આંગણે બેઠાં હાથ;
તતક્ષણ દોહોણી આપી આણી, તે જોઈ વિસ્મે થઈ ગોરાણી.
કો પૂર્ણ બ્રહ્મ દીસેછે એહ, ભક્તકારણ લીધો માનવ દેહ;
જવ ભોજન કરવા આવ્યા પતી, તવ અબળાએ કીધી વીનતી.
સંદીપનને કહેછે સતી, એ વિષ્ણુરૂપ છે વિદ્યારથી;
અભિલાષ થયો એક મુજને, હું ગુરૂદક્ષણામાં માગું એ કને.
જેહેવી કાષ્ટ આણ્યાની કથા, પ્રસંગ દોહોણીનો તેવો સર્વથા;
કો ગ્રંથવિષે કહ્યું છે એહ, રખે શ્રોતા મન આણો સંદેહ.
બે માસ ઊપર દીન ચાર, ચૌદ વિદ્યા શીખ્યા વિશ્વાધાર;
થઇ સુદામાસું મૈત્રી ઘણી, જે વિદ્યાએક નિશાળે ભણી.
તે એક થાળે ભોજન કરે, શયન કરે એકે સાથરે;
બેસડીયે વળગી હીંડે બેય, શ્રી કૃષ્ણસુદામાને વધ્યો સ્નેહ.
કરે વાત તાળી દેઇ હસી, તે ગુપ્ત વાત ન રાખે કશી;
રામકૃષ્ણ જેવારે ભણી ઊતરચા, જઈ ગુરૂપ્રત્યે વાણી ઓચરચા.
અમને વીદાય પ્રભુ કીજીએ, કાંઇ ગુરૂદક્ષણા માગી લીજીએ;
અમો આપું એહેવું મિથ્યા બકું, એહેવું માગજો કે હું આપીશકું.
હાસ્ય કરી બોલ્યા ઋષિરાજ, છો દુર્બળ હું જાણું મહારાજ;
તું વિશ્વભર તું વિશ્વાધાર, તું આદિ મધ્ય તું અપરંપાર.

---

૧ 'પરવરચા' (બા૦ પ્ર૦). ૨ 'આવ્યો છે' (ગુ૦ પ્ર૦.)
૩ 'તે ત્રણે મુરતી' (ગુ૦ પ્ર૦.)

[illegible] ધર્મકારણી, અવળે[1] આવ્યો માહારે બારણે;
ન પામે [illegible] નારદ સરખા જતી, તુને ઓળખે ઉમયાપતી.
ન પામે બ્રહ્મા ધરતે ધ્યાન, કરે દુર્વાસા ધુમ્રપાન;
કો કાશી જઇ કરવત લીયે, પણ તું કોહોને દર્શન નવ દીયે.
હું અપરાધી પામર પ્રાણી, મુને મોહોટો કીધો પુરૂષપુરાણી;
સકળ પદારથ પામ્યો હું, દર્શનથી અદકું માગું શું.
હું માગું સમરથ શ્રીહરી, જનુનીજઠર ન દેખું ફરી;
દીન વાણી મન લજ્જા આણી, ગુરૂદક્ષણા માગે ગોરાણી.
કાષ્ટ આણાવ્યાં મેં ત્રીકમા, તે અપરાધ કરો હરિ ક્ષમા;
ભરથારને મુકતી આપી જો હરી, મહિમળતી હું ભવસાગર તરી.
એક વાનું હું માગું ગોપાળ, ક્ષીપ્રામાંહે એક બુડયો બાળ;
પાંચ વરસનો પરમનિધાન, મુને તે આણી આપો ભગવાન.
રામ કૃષ્ણ બે તત્પર થયા, ક્ષીપ્રાતીરે ગોવિંદ ગયા;
સ્ત્રીરૂપે બહાર નીસરી નદી, શ્રીકૃષ્ણે ક્રોધે વાણી વદી.
ગુરૂપુત્ર લાવ કેહે શ્યામશરીર, નહીતર તાહારૂં શોષું છું નીર;
પયોધરી કેહે લાગી પાય, તે પુત્ર ગયોછે સાગરમ્હાંય.
પ્રભુનેઆવ્યું અર્ણવનું એંધાણ, પછે તાંહાં પધારયાપુરૂષપુરાણ;
કીધી ગર્જના ગોકુળનાથ, સમુદ્ર નીસરયો જોડીને હાથ.
ક્રોધ કરી બોલ્યા ગોપાળ, લાવ રત્નાગર ગુરૂનો બાળ;
( સમુદ્રવચન ):—
એક પંચજન નામે અસુર, તે પ્રજાને દુખ દેછે ક્રૂર.
તેહને પુછો જુગજીવંન, ગ્રાસ્યો હોય જો ગુરૂનો તંન;
અન્યા માહારા જળમાં કરે, તે કોનો કાહાડયો નવ નીસરે.
શ્રીકૃષ્ણ કેહે એ મોહોટું કામ, નથી આયુધ શે કીજે સંગ્રામ;
સમુદ્રે સમય રાખ્યો તંદા, કૌમોદકી નામે આપી ગદા.
તટમાં મુકયા હળધર ભ્રાત, મહાજળમાં પેઠા ગોકુળનાથ;
પાતાળ સમ ખોળ્યાં ખપ કરી, મળ્યા દૈત્ય દેવનો અરી.
દાનવ ધાયો ગાજીમુખે, ગદાજુદ્ધ થયું જળવિખે;
તે કંઠ ગ્રહી મરડી પાડયો, તેહેનું ઉદર વિડારી શંખ કહાડયો.
પાંચજન્ય તે શંખનું નામ, તે કરમાં લીધો છે સુંદરશ્યામ;
ફરી નાદને તત્પર થયા, ધર્મરાજને મંદિર ગયા.
જઇ સંયમનીની પોળે રહ્યા, ભયભીત જમકિંકર થયા;
સેવક કેહે સાંભાળ ભૂપાળ, પુરપોળે આવ્યો માનવબાળ.
સામળો સુંદર રૂપ રસાળ, તેહેને શબ્દે ભય પામે છે કાળ;
મોહોટું આશ્ચર્ય આંહાં આવ્યાની ગતી, એહેવું સાંભળી
બોલ્યા જમપતી.
જાઓ તેડી લાવો મુજપાસ, ન ઓળખ્યા ધર્મે અવિનાશ;
સેવક પ્રભુને તેહેવા પળ્યા, દેવલોક સહુ જોવા મળ્યા.

1 અનર્થે બા૦ પ્ર૦

શંખનાદ કીધો ભગવાન, તે શબ્દે ભય પામ્યો બળવાન;
ચૌદલોક તે શબ્દે ગરગડયા, જમકિંકર નાઠા અડવડયા.
અઠાવીસ કુંડ છે નરકતણા, પડયાછે પ્રાણી તેહેમાં ઘણા;
વિશ્વાસઘાતી બ્રહ્મઘાતકી, પતિવ્રતાપીડણ પાતકી.
કો ગૌ કન્યા વિક્રય કરતા, શિવપૂજા બ્રહ્મત્વ હરતા;
ગામવનદાહક પાપિષ્ટ, અભક્ષી[1] મદ્યપાની મહાદુષ્ટ.
પરવૃત્તિ છેદક નિંદા પાડી, રજસ્વળા ભોગી સંગત માઠી;
બ્રાહ્મણમાન ખંડન કરનાર, પારકી થાપણના હરનાર.
મિથ્યાવાદ પિશુનતા ઘાણી, નિંદા કરે તીર્થ દેવતણી;
એહેવાં આચરયાં પાતક ઘોર, તે પ્રાણી હરિસેવાના ચોર*.
કુંભીપાક પચ્યા તે પ્રાણ, ન આવે નીસરવા નિર્વાણ;
અસિપત્ર લવણકુંડ વિખે, રૌરવ નરક પડયા અધોમુખે.
જમકિંકર બાંધીને ત્રાડે, કોનાં લોચન વાયસ કહાડે;
કોના શરીર શ્વાન ફાડે, લોહને સ્થંભ ઊષ્ણ કરી ભેટાડે.
અઠાવીસ કુંડે પાપી પડયા, કોટયાનકોટ બાંધ્યા જીવડા;
શંખ વજાડયો શ્રીભગવાન, તે શબ્દ પડયો પ્રાણીને કાન.
છેદાયાં પાતક શબ્દે કરી, તે જીવડે જાણ્યું આવ્યા હરી;
સહુ નરકથકી બાહાર નીસરયા, સરવે દેહ ચતુર્ભુજ ધરયા.
જમને મસ્તક મૂકી પાય, તે સકળ જીવ વૈકુંઠે જાય;
સહુ પ્રાણી વિમાને બેસી ગયા, નરકકુંડ સહુ ઠાલા થયા.
આસન મુકી ધાયો રાય, ધર્મરાય પડયો હરિને પાય;
સકળ જીવ કીધા ઉદ્ધાર, હવે ઓળખ્યા જુગદાધાર.
સભામાં પધરાવ્યા હરી, સ્તવન કરીને પૂજા કરી;
કાંઈ સ્વામી છે હું સરખું કામ, વળતું બોલ્યા સુંદરશ્યામ.
સંદીપન ઋષિનો એક બાળ, તેહેને લઈ આવ્યો છે કાળ;
રાય તે બાળકને લાવો ફરી, જમે આણી આપ્યો શીઘ્ર કરી.
કીધી ધર્મ રાજે વીનતી, એણે મશે પધારયા ગોકુળપતી;
કાંઈ હું સરખું કાજ ભગવાન, મુને જાણજો દાસસમાન.
શ્રીકૃષ્ણ કેહે આજ્ઞા મુજતણી, ન જાશો માહારા ભક્તજભણી;
બાળકને લેઇ ચાલ્યા અવિનાશ, રામ કૃષ્ણ પધારયાગુરૂનીપાસ;
આપી બાળક લાગ્યા પાય, ગુરૂજી પાસે માગી વિદાય;
નગરલોક દુઃખી થયા ઘણું, પામી હુતી અવંતી વૈકુંઠપણું.
હ્રદેમાં રૂપ ગુરૂ ધરી રહ્યા, સુદામો ઘણું વળાવા ગયા;
નગરલોક પાછા વળીયા, ફરયા આંસુ ભરતા નિશાળિયા.
સુદામાને કહે અવિનાશ, મિત્ર અમારો લેજો તપાસ;
જિમતેમ ફરી મળજો એકવાર, એમ કહીં ચાલ્યા જુગદા[illegible]
પોતાને ગામ સુદામો ગયા, તે ભગતરાજ અજાચી થયા;
તેહેનું દરિદ્ર છેદશે જાદવરાય, કથા કેહેવાશે એંશીમે અધ્યાય.

1 [ અભક્ષ્યભક્ષી ]. * એ લીટી બા૦ પ્ર૦ માં નથી.

રામકૃષ્ણ પધારયા મથુરામ્હાંય, ઉગ્રસેન આદ સહુ સાહા-
મા જાય;
પ્રભુ માતપિતાને નામયા પાય, જેજેકાર થયો મથુરા મ્હાંય.
માતામહ કરે રાજધાન, છે અગ્રવર્તી શ્રીભગવાન;
સકળ શાસ્ત્ર નિગમનું તત્વ, સર્વ શિરોમણિ શ્રીભાગવત.
તેમધ્યે ઊત્તમ દશમસ્કંધ, કરૂં હું પ્રાકૃત પદબંધ;
કથાપ્રસંગ એકુ નવ પડે, ચાલ્યો જાઊં સૂધે શેરડે.
આપાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આપાસા માહારૂં પ્રાકૃત;
આપાસા અધ્યા શ્લોક સંબંધ, આપાસા કડવાં ચોપઇબંધ.
બાંધુ ગ્રંથ જોડ સમાન, કેહેશે લોક કીધું અભિમાન;
નથી કીધો વાદ વિલાસ, કાંઇ શ્રોતાને આવે વિશ્વાસ.
વ્યાસવાણી જાણી જથા, તેહેવી પ્રાકૃતે જોડી કથા;
શ્રીરામચરણકમળમકરંદ, તે લેવા ઇચ્છે પ્રેમાનંદ.
મૂળ અર્થ છે પ્રાકૃત નામ, શ્રોતાને વલ્લભ ગુણગ્રામ;
મૂકો હરિજન ઘરનાં કામ, ભજો જેમતેમ સીતારામ.

( વલણ )

રામનામ નિર્મળ ઘણું, લેતાં દુકૃત જાયરે;
ભટ પ્રેમાનંદ કેહે કથા થયો, પિસ્તાળીશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૪૬ મો.

### ( કડવું ૧૨૪ મું—રાગ બગવેરાડી )

રામકૃષ્ણ આવ્યા મથુરામાં, વર્ત્યો જયજયકાર;
જાદવ લોક ઘણું સુખ પામ્યા, સુખ પામી વર્ણ ચાર.
માતપિતાને પાયે લાગી, પુછ્યા કહ્યા સમાચાર;
વિદ્યાર્થીનો વેષ તજીને, થયા રાજકુમાર.
આસન ભોજન વાહન પટકુળ, આયુધ શુભ સણગાર;
કરે પ્રતિપાલણ નગરપ્રજાનું, ટાળ્યા ચોર ચખાર.
રાજધાની માડી મથુરામાં, રામકૃષ્ણ બેહુ ભ્રાત;
અધ્યયન કરી આવ્યા સામળીયા, ગઇ ગોકુળમાં વાત.
મનમોહનને મળવાકારણ, વ્યાકુળ થઇ સર્વે ગોપી;
મથુરામા કેમે કરી જઇયે, આજ્ઞા પ્રભુની લોપી.
મહીયારી મધુપુરને મારગ, ઉભી પંથ નીહાળે;
કુબ્જા સોએકનું સુખ સંભારી, નયણે આંસુ ઢાળે;
જમુના સાગરપેં થઇ મોટી, તો ઉલંઘન કેમ થાયે.
મરજાદાલક્ષણપર્વત મધ્યે, તો ગોપવધુ કેમ જાયે;
મહાદુ:ખ જાણી વ્રજવનિતાનું, વિચારયું કમળાકાંત.
સેવક પોતાનો મનનો માન્યો, ઉદ્ધવ તેડાવ્યો એકાંત.
દીઠાં સજળ લોચન સામળિયાનાં, ઉદ્ધવજી એમ પૂછે;
સદાનંદ સચ્ચિદાનંદ ગોવિંદ, દયાળ તુને દુ:ખ સૂં છે.
જેહેના સ્મરણ માત્રથી મહાકષ્ટ ન્હાસે, હે કર્માતીત પરબ્રહ્મ;
શું નિકટવર્તી દાસને, દખાડો દેહ ધરયાનો ધર્મ.
મનનું કારણ કોહો કરૂણામય, શું દુ:ખ હૃદેમાં વિમાસ્યું;
ઉદ્ધવજીયે એહેવું કહી લોહ્યાં, નાથહૃદયનાં આંસુ.

( રાગ—મેવાડો )

પ્રભુજી બોલ્યા હો, નયણે જળ ભરી;
કહું માહારાં અંતરગતનું દુ:ખ હો વીરાજી.
કંઈન ફરી દખું હો આણી આણી આંખડિયે;
રાંકડી જસોદાનું મૂખ હો વીરાજી.
મુને મથુરાનું રાજ ગમતું નથી;
વાહાલો મુને ગોકુળિયાનો વાસ હો વીરાજી.
દવકીનું ખટરસઅન્ન ભાવે નહીં;
વાહાલી મુને વ્રજનારીની છાસ હો વીરાજી.
ગજ રથ અશ્વ હો મુને અળખામણા;
ગમે મુને ગોકુળિયાની ગાય હો વીરાજી.
મુને કૃતઘ્ની લોક કેહેતા હશે;
ભાઈ મેં હાંકી કહાડ્યા નંદરાય હો વીરાજી.
વૃંદાવન ગોવર્ધન ગાવડી;
વાંસળી મોરલી જમુનાવાર હો વીરાજી.
અહર્નિશ મુને સહુ સાંભરે;
પલક ન વિસરે વ્રજની નાર હો વીરાજી.
ભ્રાતમાતપિતાની ચોરી કીજીયે;
પણ મિત્રને કહીયે મનની વાત હો વીરાજી.
ગોપીને ગુપ્ત સંદેસડો;
ઉદ્ધવ સાથે કહાવે ગોકુળનાથ હો વીરાજી.

---

### ( કડવું ૧૨૫ મું—રાગ સામેરી )

ગુપ્ત વાત ઉદ્ધવસું રે માંડી, પ્રભુ બોલ્યા લજ્જા છાંડી;
ઉદ્ધવજી તમો છો માહારા ભ્રાત, કહું ગોપિકા સંબંધની વાત.

( ઢાળ )

કહું વાત વ્રજસુંદરીતણી, મન મુકી તુંજ આગળે;
સમાધાન થાય ગોપિકાનું, જો લખું સંદેશો કાગળે.
જે અલ્પબુદ્ધિનાં ઓછાં માણસ, તેહને ગુપ્ત વાત નવ કહીયે;
તે મિત્ર શત્રુ થઈ નીવડે, હળવાં મળે હળવાં થઇયે.
ભારે પુરૂષ ભક્તરાજ છો, તો વદી કહું લજ્જા તજી;
લક્ષ્મીવંત વ્રજસુંદરી, મેં કામક્રીડાયે ભજી.
તે વિજોગણી વિલપે ઘણું, વિશ્વાસ દેઇ મેં વાહી;
આંહાં આવશે તો ઉપહાસ થાસે, તમો જાઓ તાંહાં ભાઈ.
જઈ કામપ્રીત મૂકાવજો, નવ ઇચ્છે વિષયાભોગ;

અધ્યાત્મઉપદેશ આપજો, શીખવજો જઈ જોગ.
નંદજસોમતીને જ્ઞાન કેહેજો, જે પુત્રભાવને પરહરે;
સમાધાન વ્રજવાસીતણું, ભાઇ તમવિના જઇ કોણ કરે.
આપણો રથ બેસવાને આપી, વિદાય ઉદ્ધવજી કરયા;
હરિદાસ શોભે હરી સરખા, સણગાર કેશવના ધરયા.
વિચાર કરતો વૈષ્ણવ આવ્યો, સંધ્યાયે વ્રજપુર વિષે;
જોઈ શોભા શ્રીગોકુળતણી, શુક કેહે શું કહું એક મુખે.
મલપતી હીંસતી ગાય ચાલે, વાછરૂ ભાં શબ્દ કરે;
સાંઢ ત્રાડે ચીસ પાડે, તે ગોંદરે દોડતા ફરે.
ગીતનું ગાવું વેણુનું વાવું, આવે ગોવાળા ગૌ ચારી;
ઉદ્ધવ જુએ મુરલી ફુંકે, કરે કામ વ્રજની નારી.
ધેનુખુરની રેણુ ઊડે, ગગન મધ્યે ઘટા થઈ;
નંદઘેર ઉદ્ધવ આવ્યા, કો વ્રજવાસીયે દીઠા નહીં.
જસોદાની દાસીયે ઉદ્ધવ, જાણ્યા ત્રિભોવન ધણી;
હરખે ભરાઈ દાસી ધાઈ, આપો નંદરાય વધામણી.
ઉત્તમ રથ આંગણે છૂટો, ગોકુળગામ શોભાવિયુ;
જસોદાજી જુઓ આવી, કો કૃષ્ણ સરખું આવિયું.
વાત સાંભળી ધાયાં દંપતી, હરિનામે નાઠાં દૂખડાં;
જેમ વસંત માસે ફરી ફૂલે, દવના દાધ્યાં રૂખડાં.
માત ઊઠી વેણી છૂટી, ઘણું હાંફલી હરખે ભરી;
લાંબા કર કરી ભેટવા ધાઇ, આવ મળીયે શ્રીહરી.
નિરાશ થઈ ઉદ્ધવને દેખી, એ નોહે માહારો શ્યામ;
ઉદ્ધવ આવી પાય લાગા, કીધો દંડપ્રણામ.
હું સેવક છૌં સામળિયાનો, મુને મોકલ્યો જદુનાથે;
હાથ ઝાલી નંદજીયે, લીધા ઉદ્ધવ હૃદયા સાથે.
પુત્રનો મિત્ર તે પ્રાણવલ્લભ, માતપિતા હરખ્યાં ઘણું;
આસન આપી આદરે, પૂજન કીધું ઉદ્ધવતણું.
પાય પખાળ્યા પય વડે, ચરણોદક લીધાં દંપતી;
પ્રદક્ષિણા કરી પાણ જોડ્યા, નંદજી કરે વીનતી.

---

## ( કડવું ૧૨૬ મું—રાગ ગોડી )

ભલે પધારયા ઉદ્ધવજી તમો, આજ કૃતારથ કીધાં અમો;
પ્રાનુભાવની ભેટ અમારે થઈ, આળસુને આંગણે ગંગા વહી.
જેમ આગિયાને ઘેર આવે આદીત, જેમ ગોવિંદ આવે પાપીને ચીત;
અમો રંકને ઘેર આવ્યા ભક્તમણી, તમો સંભાળ લીધી દુર્બળતણી.
અમો આકાશથી પૃથ્વીપર પડયાં, પુત્રવિજોગપારધીકર ચડયાં;
ઉદ્ધવને કરાવ્યાં પયપાન, આરોગ્યા ભક્ત શીખે ઘૃત પકવાન.
તંબોળ બરાસ કીધા મુખવાસ, દિવ્ય સેજ્યાપર બેસાડયા હરિદાસ;
ઢોળે વાયુ નંદજી ઝાલી વીજણો, તે સમ દઈ વારે ભક્ત હરિતણો.
જાણે સર્વસ્ત કોણે લુટી લીધી, જસોદાજીયે એમ વિનતી કીધી;
કોહો વીરા ઉદ્ધવ ચતુર સુજાણ, છે વસુદેવ દેવકીને કલ્યાણ.
રાખેછે માતપિતાસું પ્રેમ, છે રામકૃષ્ણ બેહુ કુશળક્ષેમ;
કહીંયે સંભારેછે ગોકુળગામ, મુને સંભારેછે સુંદરશ્યામ.
કહીંયે સંભારેછે નંદજી તાત, તમસાથે કીધી કાંઇએક વાત;
જો ભાગ્યવાન માતા દેવકી કીધ, તો હું રાંકડીને સંભારે શીદ.
છે પુષ્ટવપુ કે થયા દૂબળા, પ્રાણનાથ થયા મુજથી વેગળા;
ફરી ફરી ઉદ્ધવને પૂછે માય, આંહાં આવશે કે કાહાવી નાય.
ઉદ્ધવ સાંભળ્યું છે કંહી ત્રિભોવનમ્હાંય, પ્રસુતાને તજી પુત્ર પારકો થાય;
ઉદ્ધવ પ્રશ્ન કરજો વિચારી આપ, મેં શાં શાં પૂર્વે કીધાં પાપ.
મેં મળતાં ભાંજ્યાં હોશે વેવીશાળ, મેં ચડાવ્યા હોશે સાધવીને આળ;
બાળ વૃક્ષતણી શું ભાંજી ડાળ, મેં શું ફોડી હોશે સરોવરપાળ.
મેં પમાડયું હોશે વિશ્વાસ દેઈ મૃત્યુ, મેં લોપી હોશે બ્રાહ્મણની વૃત્તિ;
પરદુખ દેઇ મેં કીધો ગર્વ, કે મેં ઊડાડી હોશે પાણીની પર્વ.
રંક પડોશીને મેં કીધાં સાલ, કે મેં અભડાવી બ્રાહ્મણની ઘાસ[1];
મેં શું વેચ્યાં કન્યા પૃથ્વી ગાય, મેં સાધુને મારયા બોલના ઘાય.
મેં શું તીર્થ ધોયાં મળમૂત્ર, ઉદ્ધવ કોણ પાપે માહારો ગયો પુત્ર;
ભાઇ તમો કોહો તે હું પ્રાછીત કરૂં, પાળે પાગે અડશઠ તીરથ ફરૂં;
કરૂં અપવાસ તીવ્રતપ બહુ પેર, જો સામળીયો ફરી આવે ઘેર;
આ ઘરમાં રમતો માહારો બાળ, મુને ખાવા ધાયે ઓરડા પરસાળ.
ઉઘડયું ફરી દેવાયું બારણું, પુત્રને સુવાનું સુનું પારણું;
જન્મસમેના હાથા અમથા રહ્યા, ગોવિંદજી ગોકુળ છાંડી ગયા.
જેણે ભાંજી ગોળી પાષાણ નાખી, તે કટકા હું રહી છૌં રાખી;
નંદજીને હાથે દૂધ પીતો લાડકો, ઉદ્ધવ તે આ[2] રૂપાંનો વાડકો.
મોર પોપટ પુતળીયો ગેડી દડી, આ પેલીવજાડવાનીવાંસળીપડી
પાઘડી ટોપી ને આંગળાં ઘણાં, આ જુઓ કામળી પીછોડી હરીતણાં.

---

1 બુ॰ પ્ર॰ માં 'કીધી આળ' ને 'બાળ' એમ પ્રાસ છે.
2 'આ' ને બદલે 'જુઓ' બા॰ પુ॰ માં છે.

સુતો સહવારો ઉઠતો[1] મોડો, માહારા પુત્ર વિના સુનો સોડો;
ઉદ્ધવજી કેમ ધીરજ ધરૂં, એ દુ:ખે હું ફાટી નવ મરૂં.
કાંઈ દેવકીને પુછશે ધર્મરાય, એણીયે દખાઈતો કીધો અન્યાય;
અમો વિધાતાને એક વિનતિ કરીયે, હું ને દેવકી સાથે મરીયે.
ધર્મ રાજ આગળ હું જઘડું જઈ, ઉભી રાખું હું દેવકીને પાલવ ગ્રહી;
જંમ રાઠ ચુકાવશે ખરી, માહારો પુત્ર અપાવશે પાછો ફરી.
અવતાર લઈ ગોકુળમો આવીશ, એના એ પુત્રને હું લડાવીશ;
એમ જસોદાજી રૂએ ટળવળે, ઉદ્ધવને નયણે આંસુ ઢળે.
ઉદ્ધવજીને કેહે નંદરાય, શ્રીકૃષ્ણે કીધું તે કોણે નવ થાય;
મેં ઉછેરયો પુત્ર હું માહિ જમાડયો, ભરચાં ગામમાંથી હું હાંકી કાઢયો.
મુને કહ્યું આપણું સગપણ ફોક, શ્રીકૃષ્ણે હસાવ્યા દુરિજન લોક;
એહેવું દંપતીનું દુખ જોઈ સાંભળી, ઉદ્ધવની થઈ ઉભી રોમાવળી.
વૈષ્ણવ મનમાં ઘણું આવટે, શ્રીકૃષ્ણને આવડું કરવું નવ ઘટે;
ઘણું ગોપલોક મનના નિર્મળા, ન આવે વસુદેવ દેવકી સોળમી કળા.

( વલણ )

કો કળા ન આવે સોળમી, ધન્ય સ્નેહ વ્રજવાસીતણોરે;
પછે ઉદ્ધવજી ઉપદેશ આપે, વિખાણે જ્ઞાનમારગ ઘણોરે.

---

( કડવું ૧૨૭ મું—રાગ ધનાસરી )

બેહુ કર જોડી ઉદ્ધવ ઓચરે, વિવિધ વિલાપે અર્થ કાંઇ નવ સરે;
લખ્યું વિધાતાનું પાછું નવ ફરે, જે જન જ્ઞાની તે મન ધીરજ ધરે.

( ઢાળ )

ધીરજ ધરે ધીમાન જ્ઞાની, અસાર જાણે સંસારને;
સર્વભૂત બ્રહ્મ નિશ્ચય કરે, પરહરે વિષયવિકારને.
ગોત્ર કલત્ર ને પુત્ર મિત્ર, ભ્રાત ભગિની સેવક પશુ;
એ ગતજન્મને ઋણસંબંધે, કુટંબ ઘરમાં થઈ વસ્યું.
ઋણ પુરૂં થાય સવારૂં જાએ, તે ફરી પાછું નવ જુએ;
કુટુંબી પૂઠે રહ્યાં તે, વૃથા અજ્ઞાને રૂએ.
કર્મ બંધન ટળે જેહેનાં નામથી, નિવર્તે જીવ ને સંસાર;
તે નિ:કર્મ બ્રહ્મ શ્રીકૃષ્ણને, મા કેમ હોય અવતાર.
બ્રહ્માંડ ચૌદલોકમાં, વિશ્વાત્મા વ્યાપી રહ્યો;
એ ચતુર્ભુજ એ સહસ્રશીર્ષા, જેહેની નાભીથી બ્રહ્મા થયો.
એબલા છે માયાતીત, ગુણાતીત શ્રીગોપાળ;
એ પરાત્પર શ્રીકૃષ્ણને, તમે રખે જાણો બાળ.
પ્રાણેશ્વર પરમેશ્વર શ્રીહરી, કોઈ પામે નહી પ્રભુતાપણું;
જે જક્તપિતાને પુત્ર કેહેતાં, બંધન થાય મા આપણું.
દેવકીયે નથી પ્રસવ કીધો, તમે ઊછેરયો નથી;
એહેવું જાણી બ્રહ્મભાવે જુઓ, પુત્રભાવ મૂકી સર્વથી.
કો આદ અંત પીછે નહીં, અનેક રૂપે વિસ્તરયો;
પ્રેમાનંદ પ્રભુ બ્રહ્મ જાણી, પુત્રભાવને પરહરો.

( રાગ—પંચમ રામગ્રી )

માત જસોદા બોલીયાં, ઉદ્ધવ સાંભળો રે;
અમો અજ્ઞાનીને મંન, કાળો કામળો રે.
તેને ન ચડે દૂજો રંગ, પેહેલીની શ્યામતારે;
ગુણહીણ ગોવાળા લોક, જ્ઞાન નથી પામતારે.
તમો કાહોછો બ્રહ્મ, બ્રહ્માદિક નવ કળેરે;
હું કેમ કરી આણું વિશ્વાસ, બાંધ્યો મેં ઊખળેરે.
પ્રસવ સમેનો દિન, સ્ત્રીને હોયે દોહેલોરે;
ઉદરમાં દશ માસ, વહ્યો મેં સામળો રે.
પોઢાડયો મેં પાલણે, ગાયાં હાલરૂ રે;
તે સુખ સંભારી જોઈ, રોઈ રોઈ મરૂં રે.
મુખ ઉપર આવતા કેશ, આંખડી મીચતો રે;
સ્તાને મઢયો સંહીનો નખ, હઇડે હીંચતો રે;
કુંડળનાં પ્રતિબિંબ, ગોરા ગાલમાં રે;
ઠુંકડે પાગે ચાલતો, આ પરસાળમાં રે.
જળમાં ભરતો મૂઠ, દેખી ચંદ્ર ચળકતો રે;
વઢતાં બે મંજાર, માહારી કોટે વળગતો રે.
ગોવિંદ બોલે ગુંગણું, મુખ ભર્યું માટિયે રે;
તે સુખ સંભારી જોઈ, અમો નવ ફાટિયે રે.
ઘુઘરીઆળી ઝોફણી, લટકે નાકે મોતી રે;
ઠમક ઠમકડે ચાલતો, હું પૂઠે જોતી રે.
રોતો ખુંચતા ઘુઘરા, પાગની પાંનીયેરે;
તમો કોહો એ બ્રહ્મ, અમો કેમ માનીયે રે.
ત્રણ ભોવનનો નાથ, ચારે કેમ ગાવડીરે;
પ્રેમાનંદ પ્રભુની, હું તો માવડી રે.

---

( કડવું ૧૨૮ મું—રાગ રામગ્રી )

ગોષ્ટ કરતાં રજની વિહાણીજી, હરિરસ પીતાં તૃપ્ત નહીં પ્રાણીજી;
ગોપી સહુ જાગી પ્રાત થયો જાણીજી, કૃષ્ણ ગુણ ગાતી માધુરી વાણીજી.

---

[1] 'જાગતો' બા॰ પ્ર॰

(ઢાળ)

જે વાણી વ્રજવનિતાતણી, છે સુધાપેં માધુર્ય;
જે વિયોગે મુરલી દુહે છે, પ્રગટ થાતે સૂર્ય.
પ્રબળ પ્રેમ પાંડારણીના છે, ઉલટ ઉદધિ સમાન;
રસ ઓઘ અમૃત ઊપરનો, ઉદ્ધવે ધરિયો કાન.
કરકંકણ કટિમેખળા, ઝાંઝરી ઘુઘરી નાદ;
હરિગુણ ગાતાં ભૂષણ વાજે, ઉપજે અમૃતસ્વાદ.
ઘમકે ઘુઘરી ચમકે ચુનડી, ઘુમે વલોણું ઘેર;
નેતરૂં તાણી ગુણ વિખાણે, ગાયે નંદકિશોર.
બળવંત બાળી પસવટ વાળી, ચુડા ચડાવ્યા બાંહિં;
ઘરમાંહિ ફરતી કામ કરતી, મનષા માધવમાંહિ.
વેણી છૂટે હાર તૂટે, બાંધે વાછરૂ છોડે ગાય;
જાયે ગોંદરે[1] ગૌ ભળાવા, ઇછે દરશણ હરિનું થાય.
સ્નેહ દેખી વ્રજનારનો ચાલી, ઉદ્ધવનયણે જળધાર;
જઈ દરશણ કરૂં ગોપીતણું, મ્હારો સફળ થાય અવતાર.
રસઓઘ અબળા ગોપની છે, ગોવિંદગુણમાં મગંન;
ઓળીડાંનાં ઘુમવાથી, રહ્યું ગાજી ગગંન.
અંતરગત હું થયો પાવન, સાંભળી ગોવિંદચરીત્ર;
જઈ લોચને જોઉં વ્રજવધુ, માહારો થાયે પિંડ પવીત્ર.
જળ ભરવા જમુના તીરે, નીસરી વ્રજનાર;
એ પ્રાણઘાતક સરખો દીઠો, રથ નંદને દ્વાર.
જળ વીસરી ગઈ ટોળે થઈ, સહુ રહી ઘેરી રથ;
સારથીને લીધો મારવા, ક્રોધે ગોપિકા ઉન્મત્ત.
શું પુનરપિ પાપી આવિયો, અક્રૂર નંદને ગેહ;
પ્રાણ પ્રથમ હરી ગયો, હવે લેવા આવ્યો દેહ.
પ્રથમ રથતણા કટકા કરો, આદરી ગોપકુમાર;
સારથીનો બુંબારવ સાંભળી, ઉદ્ધવ આવ્યા બાહાર.
દરશણ દેખી હરિદાસનું, ગોપિકા પામી લાજ;
ઉદ્ધવજી ઓળખ્યા નહી, જાણ્યું આવ્યા શ્રીમહારાજ.
હરખઆંસુ ભરી સુંદરી, જેહેવે પાલવ એહવા જાય;
તમોને મળવા શ્રીકૃષ્ણે મોકલ્યા, કહી ઉદ્ધવ લાગ્યા પાય.
કાંઇ કાહાવ્યો સંદેશો શામળે, મુજ સાથે નથી શ્રાંત;
હું નાહી આવું જમુના વિષે, તમો મળજો બાઈ એકાંત.
શુક કેહે એહેવું કહીને, તે ઉદ્ધવનું જાવું;
એટલા અંતરમાં વ્રજવધુનું, ટોળું એક થાવું.
ઉદ્ધવજીયે જઇ મરજન કીધું, કીધો ન્યાસ પ્રાણગ્રહણ;
તરણીતનયાના તરંગમાં, કીધાં સંધ્યાતર્પણ.
દૂર્વા તુળશી તિલ જવ દર્ભ, નિત્ય કર્મ કીધું નિધાન;
પ્રાચી દિશા રહી ઊર્ધ્વ પાણે, પછે કીધું સૂર્ય ઉપસ્થાન.
વિષ્ણુસહસ્ર નામનો પાઠ કરી, ધરયાં તિલક તુળસીમાળ;
કટયાંબર પેહેરી પીતાંબર ઓઢી, ધરયો મુગટ પરમ શોભાળ.
ગ્રહી કનક ઝારી કરવિષે, પવિત્રી, પેહેરી પાણ;
પધારયા શ્રીગોકુળવિષે, જય કૃષ્ણ વદતા વાણ.
ભાગળથી જઇ આગળે, ઊભી રહી સહુ નાર;
ઉદ્ધવને કેહે પાગ લાગી, નયણે ભરતી વાર.

(વલણ)

વાર ભરતી રૂદન કરતી, પૂછે છે કુશળ જદુરાયરે;
ભટ પ્રેમાનંદ કેહે કથા થયો, છેંતાળીશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૪૭ મો.

### (કડવું ૧૨૯ મું—રાગ પરજિયો)

એકાંત ઉદ્ધવજી બેસાડીયારે, વ્રજવધૂ કરી નમસ્કાર;
પૂજા કરી પૂછે નાર ગોપી, શ્યામ રામનો સમાચાર—ઉદ્ધવ,
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ, કાંઈ અમ ઉપર છે પ્રેમ ઉદ્ધવ,
આંહાં આવ્યાનો લીધો શું નેમ ઉદ્ધવ.
કહીંયે સંભારે છે સામળો, કેમ મુકયાં વીસારી;
દાવ પડયો દાસી કુબ્જાનો, અમો અપરાધેણ હારી—ઉદ્ધવ,
છે કૃષ્ણને૦
એક પુછે મથુરામાં માધવ, ક્રીડા કરેછે કયમ;
અમો જોવા આવું કૃષ્ણકુબડીને, કેમ માડયો ગૃહસ્થાશ્રમ—
ઉદ્ધવ, છે કૃષ્ણ૦
એક કેહે કંઇ ડાહાપણ શીખ્યા, સામળીયો બળદેવ*;
પરઘર જાવુંને ગોરસ ખાવું, વિસરી ચોરીની ટેવ—ઉદ્ધવ, છે કૃ૦
એક પુછે અવંતીમાં જઇને, ભણી આવ્યા ભગવંત;
જાણીયે છઇયે કાંઈ કૃષ્ણજી, શીખ્યા હશે લક્ષણ અનંત—ઉ-
દ્ધવ, છે કૃષ્ણ૦
એક કેહે કંહીયે આવશે, કે તજ્યું ગોકુળ છેક;
ચૌદ વિદ્યા ભણી આવ્યા વિઠલ, પણ ખોઈ આવ્યાછે વિ-
વેક—ઉદ્ધવ, છે કૃષ્ણ૦
વિવેક વિના કાંઈ જ્ઞાન ન આવે, ન સૂઝે સ્નેહ વિચાર;
પ્રેમાનંદ પ્રભુ અમને મળતાં, લાજતા હશે આવાર[1]—ઉદ્ધવ,
કૃષ્ણ૦

### (રાગ—સામેરી)

પીંડારણીનો પ્રેમ દેખી, ઉદ્ધવ વળતું ઓચરે;
વાંક નહી બાઈ તમારો, અગાધ સુખ કેમ વીસરે;
વિજોગ વન્હી બાળતો હશે, કહી પેર મન ધીરજ ધરે;

1 'ગોવાંદરે' શુ૰ પ્ર૰. 'બાળવા' શુ૰ પ્ર૰

* એ તુક બા૰ પ્ર૰ માં નથી. 1 'અપાર' (બા૰ પ્ર૰).

જ્ઞાનલક્ષણ વૈદ આવે તો, વિષય વ્યાધિ પીડા હરે;
બાઇ તજો ક્રીડા ભોગ, જાયે વિરહલક્ષણ રોગ;
એક સંદેશો કૃષ્ણે કાહાવ્યો, સાધો સહુકો જોગ—
બાઈ તજો ક્રીડાભોગ૦

અગિયાર વરસ ગોકુળવિષે, મેં કીધો તમ્હારો સંગ;
અંતર ટાળવા વસ્ત્ર હરિયાં, મેં નગ્ન નિરખ્યાં અંગ;
તમ્હારે લેખે પ્રીત ભાગી, માહારે છે સ્નેહ અભંગ;
જો સાત સમુદ્રમાં ચોળી ધોઇયે, ન જાયે લાખી રંગ—
બાઇ તજો ક્રીડાભોગ૦

બાહાર પ્રીત ન કીજીયે [1], છે કઠિણ લોકાચાર;
ગુપ્ત સ્નેહ તે સબળ સારો, હસે નહીં સંસાર;
જોગાભ્યાસને સાધતાં, તમો થાશો બ્રહ્માકાર;
અધ્યાત્મસુખ પામ્યા પુઠે, વીસરશો સંસાર—
બાઈ તજો ક્રીડાભોગ૦

ઉદ્ધવ કેહે બાઈ છેલ્લો સંદેશો, કાહાવ્યો તમ્હારે મીત્ર;
વળી ગુપ્ત વારતા કાહાવીછે, શ્રીપંકજનેત્ર;
સૂર્યગ્રહણે આવજો, મળશું આપણ કુરૂક્ષેત્ર;
સજની તજો ક્રીડભોગને, તમો જોગ લીયો સર્વત્ર*—
બાઇ તજો ક્રીડાભોગ૦

જો [2] પ્રીત પુરૂષોત્તમતણી, શું કાહાવ્યું તમ્હને ગદ;
ઇંદ્રાદિક થઈ પ્રીછે નહી, છે એહેવાં ભારે પદ;
ધંન ભક્તિ તમ્હારી માત મ્હારી, વળી પ્રેમની હદ;
જે ભક્ત થાયે તમ સરખું, તેહેને મળે સામળીયો સદ—
બાઈ તજો ક્રીડાભોગ૦

પ્રભુનો પાર ન પામે પ્રજાપતી, જે નાભીથકો થયો ઉદે;
ભટકતી ફરે ભારતી, જેહેને નેતિ નેતિ નિગમ વદે;
સનકાદિક શંકર નારદજી, અહર્નિશ ધ્યાન રાખે હૃદે;
તે બ્રહ્મ નચાવ્યો માખણમાટે, તમ્હારો કર્મભાનુ થયો ઉદે—
બાઈ તજો ક્રીડાભોગ૦

જે ભક્તના હિતકારણે, ધરે ગદા સારંગ ચક્ર;
હિરણ્યકશ્યપ રાવણાદિક, હણ્યા દાનવ વક્ર*;
જેણે મેઘ નિવારયા ગિરિ ધરી, તૃણવત કીધો શક્ર;
તે જગજીવન વિશ્વંભરે, બાઇ પીધી તમ્હારી તક્ર—
બેહેની તજો ક્રીડાભોગ૦

આદિ મધ્ય ને અંત લખતાં, ન આવે જેહેની અવધ્ય;
ષટચક્ર શોધે પાર ન પામે, કપિલ સરખા સિદ્ધ;
એહેવા પ્રભુ જે ભક્તવત્સલ, તમને કાહાવ્યું ગધ્ય*
તે પ્રેમાનંદ પ્રભુ તમો રાખો, જુગ્મ કૂચને મધ્ય—
બેહેની તજો ક્રીડાભોગ૦

1 'બાંધી પ્રીત કીજીયે' ગુ૦ પ્રતો. ૨ [જુઓ].
* એ લીટી માત્ર ૧૮૦૫ની પ્રતમાં છે બીજી કોઇમાં નથી.
* એ લીટી બા૦ પ્ર૦ માં નથી.

---

## ( કડવું ૧૩૦ મું—રાગ વેરાડી )

સંદેશો સાંભળી વ્રજનારી, વદનકળા થઇ ઝાંખી;
ફૂલબાણ વાગ્યાં કાળજમાં, મહીયારી મારીનાખી.
મૌન કરો ઉદ્ધવજી વીરા, ઉત્તમ સંદેશો આણ્યો;
મરતાંને શું મારો ભાઈ, સ્નેહ તમ્હારો જાણ્યો.
અમો પ્રીત પ્રીછી પુરૂષોત્તમ, ઘણું જાણી અમ્હારી દાઝ;
જોગી થાઓ અમને કાહાવ્યું, પોતે કરેછે રાજ.
કુળમરજાદા મૂકી [1] મળિયાં, તે લોક દેછે મેહેણાં;
લજ્જા સુખ અમો ખોઇને બેઠાં, વળી રોઇને ખોયાં નયેણાં.
સર્વસ જાયે તે સંન્યાસી, હરિશ્ચન બેઠાં વળાવી;
અક્રૂરે અમો જોગણ કીધાં, ગયો પાપી ભસ્મ ચોળાવી.
દુ:ખે મૌન લીધું અમો ઉદ્ધવ, ઉત્તર કોહોને નવ આપું;
વાટ જોતાં અમો પાણી ભરતી, જમુનાતીરે તાપું.
લેહે લાગીછે લટકાળાની, ગયે પ્રીત અદકેરી વાધી;
તેલ ભરયાવિના મસ્તકમાંહિ, જટા આફણીયે બાંધી [2].
અમો કંથા કૃષ્ણકથાની પેહેરૂં, શૃંગારતણો પંથ ઝાલું;
કામમગ્ન અબધૂત થઇને, નિ:શંક ગોકુળમાં ચાલું.
જે સંદેશો શ્રીકૃષ્ણે કાહાવ્યો, તે તમો ફેરી લેતા જાઓ;
ગોપવધૂ કેહે ઉદ્ધવજીને, તમો સંન્યાસી થાઓ.
જંગોટા કછોટા ગોદડી કંથા, પેહેરો સોહામણો વાગો;
તુંબીપાત્રને કરમાં ઝાલી, ઘેર ઘેર ભિક્ષા માગો.
સ્મશાનભસ્મ શરીરે ચોળો, મુગટ પીતાંબર મૂકો;
ગૃહસ્થ કુબ્જાને બારણે બેસી, ઉદ્ધવજી શીંગી ફૂંકો.
ઉપદેશ દેજો કૃષ્ણકુબ્જાને, શાધે જોગારૂઢ [3];
સદ્ય વૈરાગ તેહેને ઉપજશે, અમો શું જાણું આહીર મૂઢ.
અમૃતનો ઘટ મુખલગી ભરિયો, ઉપર ભરિયે તે વહીજાય;
શ્રીકૃષ્ણ ભરયાછે કંઠ પ્રમાણે, તો કેમ જોગ સમાય.
કૃષ્ણ હૃદયામાં કૃષ્ણજી બાહેર, જાંહાં જોઇયે તાંહાં જદુરાય;
એહેવો પ્રેમ દેખી વ્રજવનિતાનો, ઓધવજી લાગા પાય.

* એ લીટી, વર્ષ વિનાની એક પ્રતમાં છે બીજી કોઇમાં નથી.
1 'લોપી' ગુ૦ પ્ર૦. ૨ સઘળી ગુ૦ પ્રતો; બંધાઇનો અર્થ લેવો. બા૦ પ્ર૦ માં 'વાધી' છે.
3 (બા૦ પ્ર૦). બે ગુ૦ પ્ર૦ માં 'જોગારંઢ' છે ને બીજીઓમાં 'અરાઢ' છે. 'જોગારૂઢ' શબ્દ ખરો છે પણ 'સાધે જોગારૂઢ' એમાં આરૂઢનો અર્થ બેસતો નથી. [જોગ ૬૬] હોય તો અર્થ બેસે.

ગોપી સાંભળવા ગોપી ઓધવની, સાંભળ પરિક્ષત ભૂપ;
મથુરાથી શ્રીકૃષ્ણ પધાર્યા, ધરી ભમરાનું રૂપ.
મધુકર બોલે મધુરી વાણી, તે ગોપીના ગુણ ગાય;
ઓધવજી કાંઇયે નવ પ્રીછે, ગોપીયે ઓળખ્યા હરિ રાય.
ગુંજામાળાની કંઠે માળા, સુગંધ મનોહર થાય;
મકરંદ મસે ઉપર બેસે, લેઇ સ્વાદ ને ઉડીજાય.
જઈ છૂટી વેણીમાંહિ ભરાયે, કરતો નૌતમ નાદ;
ઉડાડતાં મુખઉપર આવે, લેઇ ન્હાસે અધરનો સ્વાદ.
કામનીયે શ્રીકૃષ્ણ ઓળખ્યા, પ્રેમાનંદ પ્રભુ રામ;
ભમરાના ગુણ[1] ગોપીયે ગાયા, માટે ભમરગીતા ધર્યું નામ.

---

## ( કડવાં ૧૩૧—રાગ ગોડી )

ઓધવજી શું કીધુંરે એણે સામળીયે,
નિર્ગુણના ગુણ સંભારીને, અંતરગતમાં બળિયેરે, એણે
સામળીયે—ઓધવજી૦
કુટુંબ સઘળું વેરી કીધું, હરીસું માયા લાગીરે;
લોભી લોક થઇને બેઠા, પરહરીયાં અભાગીરે, એણે
સામળીયે—ઓધવજી૦
લાજ મુકાવી વસ્ત્ર હરીને, વપુ અમ્હારાં જોયાંરે;
મનમાન્યું પોતાનું કીધું, અમો ગોવાળાં વિગોયાંરે, એણે
સામળીયે—ઓધવજી૦
સાચી પ્રીત પ્રભુની જાણી, શરીર આપણાં સોંપ્યાંરે;
પ્રાણનાથ પરદેશી થયા તે, કર્મ અમારાં કોપ્યાંરે, એણે
સામળીયે—ઓધવજી૦
ગુહ્ય વાત ઊઘાડી કહેતાં, ઓધવ મરીયે લાજીરે;
શરદ સમેનું સુખ સંભારી, મનમાં રહીયે દાઝીરે, એણે
સામળીયે—ઓધવજી૦
જેમ કામી પુરૂષને ગણિકા તેડે, ફંદ મોહનો નાખીરે;
દ્રવ્યહીણ થયો જાણીને, રંડા કાહાડે હાંકીરે, એણે
સામળીયે—ઓધવજી૦
જેમ મૃગલો મૂકે દાઝ્યાં વનને, બીજાં વનનો થાય વાસીરે;
ગૃહસ્થને જેમ છાંડી જાયે, આહાર જડે સન્યાસીરે, એણે
સામળીયે—ઓધવજી૦
ઓધવજી શ્રીકૃષ્ણે કીધું, જેમ લોભી આચારજરે;
જજમાનને ફરી નવ પૂછે, થયું દક્ષણાનું કારજરે, એણે
સામળીયે—ઓધવજી૦
પંખી તજે જેમ સરોવરિયાંને, જળ ગયું જવ સૂકીરે;
તેમ પ્રેમાનંદપ્રભુ પરમેશ્વર, ગયા અમને મૂકી રે, એણે
સામળીયે,—ઓધવજી૦

---

## ( કડવું ૧૩૨ મું—રાગ વસંત )

ભોગી ભ્રમરાને ઓધવ ભ્રમતો ભાળો;
રખે જંતુ કરીને જાણો, છે ધૂરત કપટી કાળો—ભોગી૦
જેટલા કાળા તે સહુ કપટી, વિશ્વાસ કોહોનો નવ કર[illegible]
કાળા સર્પની સંગત કરતાં, કોએક દાહાડો મરીયે—ભોગી૦
ઝીલીયે જો કાળી જમુનામાં, અધવચ આણી બોળે;
વિશ્વાસ આપીને કાળો કાપે, જો મસ્તક મુકીયે ખોળે—ભો૦
તેલે કાળા કેશ પોખીયે, અંતે ધોળા થાય;
પંથી કો કુશળે નવ આવે, જે કાળી રાતે જાય—ભો૦
કાળો મધુકર કરે બહુ ચેષ્ટા, વાંચ્છે બહુ મકરંદ;
કુસુમઘટા ગોકુળની દેખી, પામેછે આનંદ—ભો૦
નીરસ પુષ્પ છે વૃંદાવનનાં, મધુકર જા મધુવનમાં;
શિવવલ્લભ કુસમની વાસના, ખુંદીછે તુજ મનમાં—ભો૦
તાહારૂં વદનઅગ્ર આરક્ત થયું છે, અમારી સાયેકનું કુંકમ લાગુ;
તે દેખાડવા શું આવ્યો ધૂરત, જા અહીંયો માન માગું—ભો૦
અમારે પાસે શું ફરી લાગે, અમો ધૂરતને નવ ધીરૂં;
તુજ મન સાંધ્યું નવ જાયે, જેમ મોતી વચેથી ચીર્યું—ભો૦
ગોપવધૂ કહે ઓધવજીને, મધુકરનાં કૌતક નીરખો;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર છે, ભોગી ભ્રમરા સરખો—ભો૦

## ( રાગ ગોડી દેશી )

કૂબ્જા કહે શ્રીકૃષ્ણને, સુણ ભમરારે;
શું લાવ્યો ખટપદ ભેખ, ભોગી ભમરારે.
શકે દીધું આલિંગન સોકને, સુણ ભમરારે;
મૂખે લાગી કુંકુમ રેખ, ભોગી૦
હોયે ચાર પગ જે જીવને, સુણ૦
તેહેનું પશુ નામ કેહેવાય, ભોગી૦
તેહને અજ્ઞાન હોયે અતિઘણું, સુણ૦
મૂખ ઘાલે ઉચ્છિષ્ટમ્હાંય, ભોગી૦
ખટચર્ણ છે તાહારે વિખે, સુણ૦
માટે દહોડ પશુ તાહારૂં નામ, ભોગી૦
રાધા પંકજ પરહરી, સુણ૦
કીધો દાસીયંતુરે વિશ્રામ, ભોગી૦
આજ મધુવન પ્રફુલીત થયું, સુણ૦
તું શ્રમ કરી આવ્યો વ્યર્થ, ભોગી૦
તું માન પામીશ મથુરાવિખે, સુણ૦

---

1 (ગાણ સુ૦ પ્ર૦) બે પુ૦ તથા બા૦ પ્ર૦ માં અવગુણ છે. [ગુણનો સામાન્ય અર્થ લેવો. અવગુણ પણ પ્રેમમાં ગવાયા કે તે ગુણજ છે].

તાંહાં સરશે તાહારો અર્થ, ભોગી૦
નીરસ પુષ્પ છે વૃંદાવનતણાં, સુગુ૦
તે ધંતુરાનો વાસ, ભોગી૦
છે શ્વેત માળ તાહારા કંઠમાં, સુગુ૦
ક્યાંહાં કરી આવ્યો તું વિલાસ, ભો૦
તત્વરસ તું લેઈ ગયો, સુગુ૦
પોતાનુ આપ વિચાર, ભોગી૦
પ્રેમાનંદ પ્રભુ પૂઠે પડયો, સુગુ૦
અમો મરતાંને નવ માર, ભોગી૦

---

## ( કડવું ૧૩૩ મું—રાગ ગોડી )

વિષયારસ છાંડો વ્રજસુંદરી રે, બાઈ આણો આતમજ્ઞાન;
અમિથ્યાવિરહ ઊદે થયો રે, નથી વેગળા શ્રીભગવાન—વિષ૦
ભોગકીડા મન ઇછીયે નહીં રે, કામવાસના વાદે કર્મ;
કુબ્જે કેશવને કામી ગણો રે, છે કૃષ્ણજી કેવળ બ્રહ્મ વિષ૦
અંતરજામી અણુ અળગો નથી રે, અવલોકો અંતરમ્હાંય;
જો પ્રગટે દીપક જ્ઞાનનોરે, અરૂપ બ્રહ્મનું દર્શન થાય—વિ૦
જેમ ભ્રાંતિ પડી ભમરા વિષે રે, પીછો તમો તમારૂં પ્રશ્ન;
એ ન્યાયે જુઓ પ્રાણી માત્રમહિં, રહ્યો વ્યાપી તમારો કૃષ્ણ—વિ૦
દાનવ માનવ પિતૃ દેવતા રે, પક્ષી કીટ પતંગ પશૂય;
નીચઊંચ સ્થૂળ સૂક્ષ્મવિષે રે, જાહાં જોઇયે ત્યાં બ્રહ્મસ્વરૂપ—વિ૦
રખે બ્રહ્મને અળગું જાણતાં રે, બ્રહ્મ તે બાઇ નંદકુમાર;
એહેને માતપિતા કાંઈ નહીં રે, એ નિરંજન નિરાકાર—વિ૦
એણે ત્રણ ગુણે જગત બાંધીયું રે, છે આપોપે અળગો નાથ;
ક્ષણમાં કોટિ બ્રહ્માંડ ભાંજે ઘડે રે, ન પડે અડકાડવો હાથ—વિ૦
તમારા દેહમાં છે શ્રીકૃષ્ણજી રે, શોધી જોતાં મળશે તુર્ત;
આત્માએ પરમાત્મા જાણશો રે, જેમ માખણ તાવે ઘૃત—વિ૦
જેમ કાષ્ટવિષે વન્હી વશ્યો રે, તે પ્રગટ મંથને થાય;
તેમ ક્ષેત્રમાંથી ક્ષેત્રજ્ઞ પામીયે રે, નથી વેગળો વૈકુંઠરાય—વિ૦
હોય સુરભી નાનાવર્ણી નારિ, પણ પય તે એકવર્ણ;
જળ એક લેહેરી બહુ જાતની રે, જેમ કુંડળમહિં સુવર્ણ—વિ૦
જેમ જળઘટમાંહે ચંદ્રમા રે, પ્રતિબિંબ થાયે અનેક;
જેમ અભ્રઘટાથી વેગળી, વિદ્યુલતા વિશેક—વિ૦
કરકંકણ દર્પણ કહ્યું રે, છે શામળીયો સનમુખ;
જાંહાં તમો તાંહાં કૃષ્ણજી રે, બાઈ મિથ્યા ધરવું દૂખ—વિ૦
છે પટકૂળ કોટિ પ્રકારનારે, પણ જોતાં ભાતિ એકસૂત્ર;
એ દૃષ્ટાંતે તમો જાણજો રે, સર્વવ્યાપી જસોદાપુત્ર—વિ૦
ઉપદેશ માનો હું રંકનો રે, તમને મળશે વૈકુંઠનાથ;
વાણી વિપ્ર પ્રભુની ઠિંકરી રે, ઉદ્ધવજી નમીયા પાય—વિ૦

## ( કડવું ૧૩૪ મું—રાગ વેરાડીની દેશી )

[ ૧ ]

કુબ્જાવલ્લભ પ્રીત કરીને, જોગ સંદેશો કાહાવેરે, ઓધવજી.
જેણે ફળ બદરીનાં ખાધાં, તેહને દ્રાક્ષ ન ભાવેરે;
અમો અપરાધી આહીરાંને, જ્ઞાન કયહું નવ આવેરે ઓધવજી.
તમો આંહાં ભલે આવ્યારે ઓધ૦, મનમાં રૂડા ભાવ્યારે ઓધ૦
અમો થયાં પવિત્રરે ઓધવજી, સુણીને[1] હરિનાં ચરિત્રરે ઓધ૦
ભૂધરજીના ભાઇરે ઓધવજી, ગોપીના સુખદાઈરે ઓધવજી.
શ્યો વાંક અમારોરે ઓધવજી, મરતાંને શું મારોરે ઓધવજી.

[ ૨ ]

જોગજ્ઞાન કુબ્જાને આપો, માનું તમારો પાડરે ઓધવજી;
બ્રહ્મ વિદ્યા કુબ્જાને આપો, સીખી જાશે વેહેલીરે;
અમો આહીરી મહીડાં વેચું, ઓઢું ધાબળ મેલીરે ઓધવજી.
તમો આંહાં ભલે આવ્યારે ઓધ૦, મનમાં રૂડા ભાવ્યારે ઓ૦

[ ૩ ]

જોગ અભ્યાસની વાત સાંભળી, અમો અબળા બીહિજે ઓ૦
જ્ઞાનસુધા તે વિખને તોલે, હરિઅધરામૃત પીજે રે;
પ્રાણનાથને બાથ ભરીને, હૃદયા ઉપર લીજે રે ઓધવજી.
તમોઆંહાંભલે આવ્યારે ઓ૦, સંદેશોમોહનજીનોલાવ્યારેઓ૦

[ ૪ ]

અમો તપ ત્રિકમજી,જપ જીવનજી,વ્રત વિઠલજીનું કીજેરેઓ૦
ભૂધરજી ભજન અમારે, રૂપ હૃદયામાં લીજે રે;
મુખચંદ્ર હરીનું ઝાલી કરમાં, અધરસુધારસ પીજેરેઓધ૦
તમો આંહાં ભલે આવ્યારે ઓ૦, સંદેશો મોહનજીનો લા-
વ્યા રે ઓધ૦

[ ૫ ]

સર્વસ્વ દાન હરીને આપ્યું, બીજું દાન નવ કરીયેરે ઓધવજી.
ગોવિંદ વિના ઘેલાં થઇને, શ્રીગોકુળમાં ફરીયે રે;
પ્રેમાનંદપ્રભુને ભજતાં, ભવસાગરને તરીયેરે ઓધવજી.
તમો આંહાં ભલે આવ્યા રે ઓધવજી, સંદેશો મોહનજીનો
લાવ્યા રે ઓધ૦

---

## ( કડવું ૧૩૫ મું—રાગ દેશાખ ધોળની ચાલ )

ઓધવજી પઠયા ગોપીને પાગજી,આજ પ્રગટ થયું મમભાગ્યજી
ધન્ય શ્રીગોકુળ ધન્ય આહીરજી, ધન્ય ધન્ય જમુનાનું તીરજી.
ધન્ય શ્રીગોવર્ધન ધન્ય ગાયજી, ધન્ય ગોવાળા નંદરાયજી;
ધન્ય ધન્ય જસોદા માતજી, ધન્ય ધન્ય બળીભદ્રભ્રાતજી.
ધન્ય ધન્ય વૃંદાવન કુંજવેલીજી, ધન્ય ગોપવધુ અલબેલીજી;

---

[1] ૧ 'મનમાં' એ લુ૦ પ્રા૦ પ્ર૦ માં નથી. ૨ 'સુણીને' એ લુ૦ પ્રા૦ પ્ર૦ માં નથી.

ધન્ય ધન્ય વ્રજભૂમિનાં તૃણજી, જે ઉપર ચાલ્યાં હરિનાં ચર્ણજી.
વેરભાવ કુબજાએ કીધોજી, મુને આંહાં અવતાર ન દીધોજી;
ઓધવજીનો કર ઝાલીજી, ગોપી વૃંદાવનમાં ચાલીજી.
ક્રીડા ભોમી જઈ દેખાડેજી, સ્થળ જોઈ જોઈ આંસુ પાડેજી;
આ ગોંદરે ગોવિંદ રેહેતાજી, અમારી સુરભી સંભાળી લેતાજી.
ગોપસંગ આ મારગમાં જાતાજી, લટકતી ચાલે વાંસળી વાતાજી;
આ તે મથુરાની વાટજી, જૂઓ ઓધવજી દાણનો ઘાટજી.
સખા ગોપને શીખવી દેતાજી, અમપાસે દાણ પ્રભુ લેતાજી;
આ ઊંડા દ્રહભાગી ભાળોજી, અહીં સર્પ રેહેતો એક કાળોજી.
કીધું મધ્યાંતર દડો નાખીજી, આંહાંથી મણિધર કાહાડ્યો હાંકીજી;
ચોરયાં ચીર આંહાં દીનદયાળેજી, ચડ્યા આ કદમની ડાળેજી.
સૂરજને કરાવ્યા નમસ્કારજી, નગ્ન જોઈ અમો નંદકુમારજી;
ધરયો ગિરિ અંગુળી અગ્રેજી, રાખ્યાં બુડતાં ગોપ સમગ્રેજી.
આંહાં ગોપચરિત્ર બહુ કીધાંજી, ઋખીપતિનનાં અન્ન આંહાં લીધાંજી;
આંહાં પ્રલંબ રામે પછાડ્યોજી, આંહાં વાહાલાજીયે વેણુ વજાડ્યોજી.
બેધ્યાં કામબાણ અમો જાગીજી, આવી હરીને પાયે લાગીજી*
જ્ઞાન ઉત્તર અમો કીધાજી, અમને પ્રતિઉત્તર દીધાજી.
આ સ્થાનક રાસ રમાડીજી, ગૂથી વેણી ઓછંગ બેસાડીજી;
આંહાં થયા પ્રભુ અંતરધાનજી, આંહાં ફરી મળ્યા શ્રીભગવાનજી.
રાસમંડળ આ સ્થળ કીધુંજી, અમો લક્ષ્મીતણું સુખ લીધુંજી;
એમ દેખાડ્યાં દ્વાદશ વંનજી, ઘણું રીઝયા વૈષ્ણવ જંનજી.
ગોપી નિત્યે વૃંદાવનમ્હાંયજી, ઓધવજીને તેડી જાયજી;
એક કેહે શું કીધું સામળીયેજી, અમો ફરી મળશું કે નવ મળીયેજી.
ઓધવજી માધવને જે મળશેજી, તે જન માણસમાંથી ટળશેજી;
મોહોટા મિપશ્રત સરખા રાયજી, થયા જોગી એહેને પસાયજી.
એણે શું કીધું રામ અવતારજી, આવી વરવા રાક્ષસીનારજી;
તેડી ઘરમાં વિશ્વાસ આપીજી, તે વળાવી નાક કાન કાપીજી.
એણે લાખ ઝડાવ્યાં લાડજી, મૂક્યાં જીવતાં તે એહેનો પાડજી;
સીતા સરખી સ્ત્રી પરણેલીજી, ધોબીને વચને હાંકી મેહેલીજી.
વૃંદા સતીનું સત મેહેલાવ્યુંજી, એહેના હાથમાં કોહો શું આવ્યુંજી;
હુંતો શું સામળિયો ઉપવાસીજી, ધાવતાં શોષી પૂતના માસીજી.

* આ ને આના પછીની લીટી બા૦ પ્રતમાં નથી.

શંખ ચક્ર ગદા ધરયાં મહારાજેજી, રંક અબળાને હણવા કાજેજી;
અમો પરહરિયો પરિતાપજી, એણે બીજાં કીધાં માબાપજી.
અમારી મેહેલી સગાઈ શે લેખેજી, જેનો પ્રાણી માબાપને ઉવેખેજી;
ગોપી વ્યંગવચન બહુ ભાખેજી, હૃદયકમળમાં ઓધવ રાખેજી.
શુકદેવ કેહે સુણ રાયજી, પછે ઉદ્ધવે માગી વિદાયજી;
પ્રભુને ભેટ મોકલે વ્રજનારીજી, કો કેહે આપજો ધાબળી માહારીજી.
કો મોકલે માખણ બાળીજી, કો મોકલે ગુંજાહાર વનમાળીજી;
પાવડી મોજડી વેણુ લાકડીજી, મુગટ મોળીયાં ને ગેડી દડીજી.
મોકલે દર્પણ ભૂષણ સુંદરીજી, ગોરસ તક્રતણાં ભાજનભરીજી;
બાજુબંધ કુંડળ મુદ્રિકા ઘણીજી, કરે વીનતી નાર ગોકુળ તણીજી.
બોલે વિરહે ગોપી ઘેલીજી, આપજો ભેટ માહારી સહુ પેહેલીજી;
પ્રથમ વિનતી માહારી કેહેજોજી, લગારેક નામ માહારૂં જઈ લેજોજી.
જો ઉદ્ધવ વિસ્મે થાયજી, ભેટ રથમાં કેહીપેરે સમાયજી;
નમ્યા જસોમતીને પાયજી, માગી નંદકને વીદાયજી.

(વલણ)

વિદાય માગી પાય લાગી, ઉદ્ધવજી આંસુ ભરે રે;
કાહાવે સંદેશા ઉદ્ધવ સાથે, જસોદાજી ઊચરે રે.

---

## (કડવું ૧૩૬ મું—રાગ ધનાસરી)

(જસોદાવચન):—

ઓધવજી કેહેજો બંન્યો ભ્રાતને, સુખેણી ટરજો દેવકી માતને;
રખે છેહ દેતા વસુદેવ તાતને, એકવાર મળજો અમો અનાથને.

(ઢાળ)

અનાથ અમો રોઈ રહ્યાં, ગયાં સુખ કેમ આવશે;
મીઠે બોલે કૃષ્ણજી, મુને માત કહી બોલાવશે.
દુર્બળ જાણી ગોપને, કો સમે ગોકુળ આવજો;
ધીરે નહી દેવકી તો, સાથે તેડી લાવજો.
જોઇ જાઓછો તેહેવું કેહેજો, સંચ શ્રીગોકુળતણા;
ન ઘટે દીનાનાથને, દુઃખ દીધાંમાં નહી મણા.
એટલુ કેહેજો દેવકીને, જે પુત્રનું સુખ લીધું અમો;
પાગે લાગશે કુળવંત કુબ્જા, વહુના સુખ લેજો તમો.
ઉદ્ધવજી પછે ચાલીયા, નમી જસોદાને પાય;
ભટ પ્રેમાનંદ કેહે કથા, થયો સડતાળીસમો અધ્યાય.

( વલણ )

સંવાદ ઉદ્ધવગોપિકાનો, ભણે અથવા સાંભળેરે;
એ બ્રહ્મલીલા ભ્રમરગીતા, પંચ મહાપાતિક પરજળેરે.

---

## અધ્યાય ૪૮ મો.

### ( કડવું ૧૩૭ મું—રાગ અસાવરી )

વ્રજવાસીયે વૈષ્ણવ વળાવ્યા, ઓધવજી મથુરામાં આવ્યા,
ઘણું ભાવ્યા ભકતમણિ ભગવંતનેરે.

( ઢાળ )

ભગવંત ઘણું પ્રસંન થયા, દીધું આલિંગન;
કોહો વારતા વ્રજલોકની, પૂછે જુગજીવંન.
ગદગદ કંઠે થયા ઓધવ, નયણે જળની ધાર;
સામળીયાને અથઈતી, કહ્યો સમાચાર.
માહારાજ દુઃખ ગોપીતણું, નથી કેહેવા હું સમર્થ;
માહારી જીભ્યાયે કેમ કહું જે, તમો કીધો અનર્થ.
છે ગોકુળમહિ ચોમાસું, વરસાત બારે માસ; •
અશ્રુપાત વ્રજનારીતણા, હું દખી પાંમ્યો ત્રાસ.
નંદજીના નિશ્વાસથી, સુકશે વૃંદાવન;
દુઃખ જોઈ જસોદામાતનું, માહારાં રૂઠાં નહીં લોચંન.
દયાસિંધુ નામ ધરાવી, નિર્દય મન નવ કીજીયે;
જેહેને પંચામૃત જમાડીયે, તેહેને વિખ કેમ દીજીયે.
પ્રતાપસંગ વ્રજભોમિનો, કુકર્મઓઘ બળીગયો;
દર્શન ગોપીગોષ્ટીતણે, પતિત હું પાવન થયો.
શ્રીકૃષ્ણ કેહે તે સત્ય ઉદ્ધવ, વ્રજથી વિરંચી વેગળે;
ગોપલોકની પ્રીત વીરા, વૈકુંઠમાંહે નવ મળે.
ઉદ્ધવ તુને વિશ્વાસ છે, હું ગોપીકાને કેમ દમું;
તિલભર[1] હુ અળગો નથી, અખંડ રાસક્રીડા રમું.
મુને વગોવ્યો તમ આગળે, ગોપીનું ટોળું છોડિયું;
ભાઇ મિથ્યા કુબ્જા નારનું, કલંક માથે ચોડિયું[2].
મેં ઓસડ કીધું અનાથ જાણી, લોકે ચડાવ્યું આળ;
હાવે જાઉં ઘેર કુબ્જાતણે, લાગનાર લાગી ગાળ.
તેજ રથ ઉદ્ધવતણો, ઘમઘમતી ઘૂઘરમાળ;
કુબ્જાને મંદિર ઉદ્ધવ સાથે, પધારયા શ્રીગોપાળ.
છે ભવ્ય ભુવન કુબ્જાતણું, શોભીતા સપ્ત માળ;
શું સ્પર્શ કરશે ગગનને, છે કળશ ઝાકઝમાળ.
છજાં જરૂખા રાવટી, અગાસી અટાળી જાળી;
વિચિત્ર ચંદ્રવા ચોકમાં, ઝુમે ઝુમણાં બહુ થાળી.
પરસાળપટમાંહાં સાંમસાંમા, પાટ બેસણું ઢાળી;
બારશાક સ્થંભ ને કઠેરા, કનક તોરણ પરવાળી.
છે મીનાકારી કામ બારે, કનકની એક કોટડી;
સમંધ થાશે કુબ્જાસાથે, ગોવિંદજીસું ગોઠડી.
છે સેજ્યા સુકડ કાષ્ટની, ચરચ્યું છે મૃગમદ વાટી;
હંસપીછના તળાઈ તકીયા, પચરંગ હીરની પાટી.
દશ સહસ્ત્ર દાસી કરે સેવા, કુબ્જારૂપ રસાળ;
દાસી કમળારૂપ કીધી, રીજ્યા દીનદયાળ.

( વલણ )

દીનદયાળ પધારીયા, કહ્યો દાસીયે સમાચારરે;
બીજાં મંદિરમાંહે કુબ્જા ગઇ, કરવા સોળ સણગારરે.

---

### ( કડવું ૧૩૮ મું—રાગ મારૂની દેશી. )

સેજ્યાયે બેઠા અવિનાશીરે, તેડી કુબ્જાની એક દાસીરે;
તેહેને પૂછેછે ચક્રપાણીરે, કાંહાં ગયાં કુબ્જા રાણીરે.
બોલી દાસી કરી નમસ્કારરે, રાણી આવે કરી સણગારરે;
કરી ઉગટ ઉષ્ણોદક સ્નાનરે, ચરચ્યુ ચંદન ચાવ્યાં પાનરે.
યક્ષકર્દમ લેપન કરીયોરે, કેશમાં ધૂમ્ર અગરનો ભરીયોરે;
ભર્યું[1] કાજળ બે આંખડીયેરે, સેંથો શોશરૂત્ર રાખડીયેરે.
ગળુબંધ ગોરણો ત્રોટીરે, માળા મુકતાફળની મોહોટીરે;
ચોરસ બિંદી નથનાં મોતીરે, કરતાં[2] તિલક દર્પણ જોતીરે;
દતપંકિત શું દાડેમકળીરે, કાળે રંગે રંગ્યાછે વળીરે.
છુટી લટ શુ નાગણ કાળીરે, રાજે અધર બિંબ પરવાળીરે
લોચનઅગ્ર શ્રવણે અડિયરે, શું ખંજન ગાલે પડીયરે;
માણુકા માળા ને માંદળીયાંરે, બાજુબંધ વીટી આંગળીયરે.
ચુની હીરા જડયાછે થરનેરે. ચાલી મોહવા રાધાવરનેરે;
કટિમેખળા કંકણ વાજેરે, ગૌરવદન શ્યામ તિલક રાજેરે.
જાણે માતંગણી મદ ગળતીરે, હીંડે બાળા બેવડ વળતીરે;
કુંકમવરણા પગલાં ભરીયાં રે, થાયે ઝમકઝમક ઝાંઝરીયરે.
વિછુઆ ઘુઘરા આણુવટ ઘમકેરે, લખ્યા હંસ ચોળીયે ચમકેરે;
પેહેરી પંચરંગની સાડીરે, પુષ્પહાર ફૂલી શું વાડીરે.
દીસે નારી અદભુત રૂપરે, આગળ દાસી ઉવેખે ધૂપરે;
મુખ આગળ દર્પણ ધરતીરે, કો ચાલે ચામર કરતીરે.
દાસી માતી વાંકે અંબોડેરે, ગ્રહી જેષ્ટિકા આગળ દોડેરે;
આવી કુબ્જા એહેવી રીતેરે, દીનાનાથે તેડી પ્રીતેરે.
બોલી કુબ્જા કરી પ્રણામરે, વચન પાળ્યું સુંદરશ્યામરે;
કીધી કરની સમશ્યાયરે, આપો ઓધવજીને વીદાયરે.
બોલ્યા હાસ્ય કરી જદુવીરરે, છે ઓધવ માહારૂં શરીરરે;

---

૧ 'તિલમાત્ર' ગુ૦ પ્ર૦. ૨. 'ચડાવિયું' 'ચડિયું' એમ પણ છે.

૧ 'ધર્યું' બા૦ પ્ર૦. ૨. એક ગુ૦ પ્ર૦. બીજીયોમાં 'કરી' છે.

એહેવું કહીને વૈકુંઠનાથેરે, તાણી કુબ્જા ગ્રહીને હાથેરે.
જેમ ઝબકે વિજળી આકાશેરે, આવી અબળા પ્રભુની પાસેરે;
હાસી મળવા થાયે પાડી પાડીરે, બોલી બાળા બેહુકર જોડીરે.
હું નીચને આ શું ઓરીયોરે, મેં વિશ્વનાથ વર વરીયોરે;
મુને મળીયા પાંડુરંગારે, વહી આળસુને ઘેર ગંગારે.

(કૃષ્ણવચન):—

પૂર્વે વચન તમને દીધુંરે, તેમાટે આવવું કીધુંરે;
લજ્જા મુકીને રંગ માડોરે, તમો લજ્જા ઓધવની છાંડોરે.
જાણું તૃણવત કીધું જગતરે, સખીરૂપ થયોછે ભકતરે;
પ્રશંસા[1] ઓધવની કીધીરે, પછે અબળા અંકે લીધીરે.
બેડી કુબ્જા ડાબે બાજેરે, ઉભા ઓધવ વાયુ ઢોળેરે;
થયા મગ્ન અબળા અવિનાશીરે, આવી દ્વારપાળ એક દાસીરે.
કહ્યું બળભદ્ર આવ્યા દ્વારેરે, સાંભળી ઓધવ આવ્યા બાહારેરે;
હસી રામે ગ્રહ્યા ભુજદંડરે, બેઠા બન્યો આગલે ખંડરે.
સહુ સમજ્યા હળધર ભ્રાતરે, ન પૂછી વિઠ્ઠલની વાતરે;
ભાઇ શ્રીગોકુળ જઇ આવ્યારે, કોહો સમાચાર શો લાવ્યારે.
કહ્યો ઘટે તેહેવો સમાચારરે, ઘણું રીઝયા રોહિણીકુમારરે;
કીધી ક્રીડા કુબ્જા સાથેરે, માગી વીદાય વૈકુંઠનાથેરે.
રામ માયામાં ભમાવ્યારે, જાણે શ્રીકૃષ્ણ બાહેરથી આવ્યારે;
રથપર બેઠા ત્રણે વીરરે, ગયા અક્રરને મંદીરરે.

(વલણ)

મંદિરે ગયા અક્રૂરને, રામ કૃષ્ણ ઉદ્ધવ જનરે;
દેખી રામકૃષ્ણની જોડને, કાકાજી થયા પ્રસન્નરે*.

---

(કડવું ૧૩૯ મું—રાગ વેરાડી ચોપઇ)

શુકજી કેહે સાંભળ રાજાન, અક્રૂરે પુજ્યા શ્રીભગવાન;
કીધી વિનતી આસન આપી, હું કૃતારથ કીધો પાપી.
સૌમ્યદૃષ્ટિ થઇ મુજ ઉપરે, જે કૃપા કીધી પરમેશ્વરે;
કીધું અર્ઘપાદ પુજન પ્રક્ષાળ્ણ, ધર્યું મસ્તક કેશવને ચરણ.
હાંહાં કહી કેહે જુગદાધાર, નથી તમને નમ્યાનો અધિકાર;
વસુદેવને સ્થાનક છો તમો, તમારે પાગે લાગું છૈં અમો.
પૂર્વે વચન આપ્યું માહારાજ, તે માટે મોહોણા આવ્યા છૈં આજ;
પરમ પ્રસંન કાકાજી થયા, અક્રૂર અંતઃપુરમાં ગયા.
નિજ પત્નીને આજ્ઞા દીધી, સ્વાદિષ્ટ રસોઈ તતક્ષણ કીધી;
ઉદ્ધવ રામને જુગજીવન, અક્રૂરને ઘેર કીધું ભોજન.
ચતુર્વિધિનાં ખટરસ અંન, તે વિખાણી જમ્યા મધુસુદંન;
મુખવાસ કરી બેઠા શ્રીપતી, પછે અક્રૂરની કીધી વીનતી.
એક મોહોટું દુઃખ થયુંછે ઉદે, શોકાગ્નિયે દાઝેછે હ્રદે;
કુંતાસુત હસ્તિના પુરવિખે તેહેને અંન વસ્ત્ર મળેછે દુખે.
સુયોધન શકુનિ રાધે[2]કુમાર, દુઃશાસન આદે દુષ્ટ ચાર;
તે પાંડવને પીડેછે ઘણું, જઈ સાહે કરો ભાણેજાતણું.
શ્રીમુખે કહ્યું શ્રીમહારાજ, હું અવતરયો છૌં પાંડવને કાજ;
પ્રતિપાલણા પાંડવતણી, મુજને ઇચ્છા છે અતિઘણી.
આજ કાલ આવશે માગધપતી[3], મોહોટું જુધ થાશે સરવથી
અધક્ષણ મુને નથી સાવકાશ, તો કેમ લેઉં પાંડવતણો તપાસ.
સમજાવજો પાંડવને ઘણું કહી, કુંતાનાં આંસુ લોઝો જઈ;
જઇ ભીષ્માદિકને લજાવજો, કાંઈ દુર્જોધનને બીહાવજો.
તમો વિના કારજ નવ થાય, માટે શીઘ્ર પધારો જાદવરાય;
અક્રુરજી તવ તત્પર થયા, એક કોશ કૃષ્ણ વળાવા ગયા.*

(વલણ)

ગયા વળાવવા કૃષ્ણજી, સાંભળ પરિક્ષત રાયરે;
ભટ પ્રેમાનંદ કેહે કથા થયો, અડતાળીશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૪૯ મો.

(કડવું ૧૪૦ મું—રાગ વેરાડીની ચોપઇ)

વળ્યા વળાવી કેશવરામ, અક્રૂર ગયા કૌરવને ગ્રામ;
પ્રતિહારે જઇ વારતા કહી, કૌરવ સભા સહુ બેઠી થઇ.
ભીષ્મ કૃપ દ્રોણ અશ્વત્થામા, તજી આસન સહુ ગયા સાંમા;
વિદુરજી છે કર્ણ વિકર્ણ, જઇ ભેટયા કો લાગ્યા ચર્ણ.
ધ્રુતરાષ્ટ્રને કેહેછે વિદૂર, મથુરાથી આવ્યોછે અક્રૂર;
થયો ગ્રાંખો વાતો સાંભળી, હ્રદેકમળ નાખ્યું આવરી.
મિથ્યા સ્તવન મુખ હસતું કરી, આવો જાદવ એહેવી વાણી ઉચરી;
અંધ વચન બોલ્યો માધુર્ય, આજ માહારા ઘરમો પ્રગટયો સૂર્ય.
ફટારી આંખ લાંબા કરી હાથ, અક્રૂર લીધા રૂદયા સાથ;
હું નેત્રવિના શાને નીરખું, આ સાચું કે સ્વપ્ન સરખું.
અક્રૂર બેસાડયા દિવ્યાસંન, ભીષ્મજીયે કીધું પૂજંન;
વિદુરે ચરણપખાળણ કીધું, તે પાદોદક પ્રેમે લીધું.

---

૧ સઘળી હ૦ પ્રતોમાં 'સબસ્યા' છે.

* એ વલણ પછી 'કાકાજી પ્રસંન થયા, સાંભળ પરિક્ષતરાયરે; ભટ પ્રેમાનંદ કહે કથા, થાય અડતાળીશમો અધ્યાયરે' એવું બા૦ પ્રતમાં છે; એક હ૦ પ્રતમાં પણ ત્યાંજ ઉડતાળીશમો પૂર્ણ કરયો છે; બીજી હ૦ પ્રતોમાં ૪૮ મા અ૦ માં અક્રૂર પાંડવને મળ્યા ('વચન ભીમનણા સાંભળી, બોલ્યા અક્રૂર મન પરજળી; શુકજી કહે સાંભળ રાજંન, કહું અક્રૂરજીનાં ગદ વચન') ત્યાં ઉડતાળીશમો પુરો કરયો છે. પણ કથાભાગનું કડવાંનું અંધારણ રાખવાને મેં સંસ્કૃત ભાગવતના તે અધ્યાયનું છેવટ લેખ ૧૩૯ મું એવું નવું કડવું જુદું પાડીને ઉડતાળીશમો અધ્યાય જમણુથી બંધ કરયોછે.

૨ [રાધા]. ૩ [મગધના દેશનો રાજા].

અક્રૂરની કીધી વીનતી, બોલ્યા ધૃતરાષ્ટ્ર દુર્મતી;
અક્રૂરજી ભલે પધારયા તમો, ઘણું સુખ પામ્યા છૈં અમો.
કેમ થયું આવવું અક્રૂર, પાવન કીધું હસ્તિનાપૂર;
છે જાદવ સહુને કુશળી ક્ષેમ, માંહોમાંહે સહુ રાખે છે પ્રેમ.
વારૂ છે ઉગ્રસેન વસુદેવ, રામકૃષ્ણ કરેછે સેવ;
ગોકુળમાં બે કેમ ઊછરયા, કેશી કંસથી કેમ ઊગરયા.
સાંભળ્યું રામકૃષ્ણ જોદ્ધા છે ઘણું, સંઘારયું દળ દાનવતણું;
તે બાળક મુને વાહાલા છે જાણ, કોહો રામકૃષ્ણને છે કલ્યાણ.
કાંઈ અમસરખું કારજ કહિયે, જાદવના મુકયા આંહું રહિયે;
હું ઘણો દુખીયો જાદવરાય, કઠિણ હૃદે ફાટી નવ જાય.
જે પાંડુ સરખો બાંધવ મરે, અપંગ હું સરખો ઊગરે;
પાંખ વિના પંખી શુંડ વિના ગજ, તેમ ભાઈ વિના હું થયો અકજ.

આયુધવિના જેહેવો ઝુઝાર, ધંન વિના જેહેવો દાતાર;
જ્ઞાન વિના જેહેવું અધ્યંન, ભાવ વિના જેહેવું ભોજંન.
ભ્રાત વિના હું તેહેવો થયો, સહોદર મુજને મુકીગયો;
પણ પુણ્ય તમારે નરપાળક, પાંડુને પંચ થયા બાળક.
તે કુંતાને ઓછંગે ઊછરે, ઈશ્વર તેહેને રક્ષા કરે;
જુધિષ્ઠિર ભીમસેન અર્જુન, એ ત્રંણે કુંતાના તંન.
નકુળ સહદેવ રૂપરસાળ, એ બંન્યો ભાઇ માદ્રીના બાળ;
સહગમન કરી સ્વર્ગે ગઈ, કુંતા પુત્ર પાળવા રહી.
મેં મુકયા છે વિદુરને ખોળે, એ ભાણેજને તમો મળો ટોળે;
પાંચે પાંડવ મળવાને આવ્યા, તે વિદુરજીયે ઓળખાવ્યા.
અક્રૂરે લીધા રૂદયા સાથ, પાંચેને મસ્તક મૂકયો હાથ;
ભરાયું હૃદે નેત્રે જળધાર, કોહો બાપ શા સમાચાર.
વસોછો કાકાના ઘરમ્હાંય, તો દુર્બળ દેહ તમારા કાંય;
મલીન વસ્ત્ર જુના પરિધાન, નયણે જળધારા વૃષા સમાન.
શીઘ્ર કોહો કોણ દેછે દૂખ, શામાટે વીલ્ય કરોછો મૂખ;
નીચું જોયું જુધિષ્ઠિર રાયે, કેમ કાકાના અવગુણ કહેવાયે.
ન બોલ્યા અર્જુન માદ્રીકુમાર, નથી બોલ્યાનો તેહેને અધિકાર;

તવ બોલ્યા ભીમસેન દુખ ધરી, ક્રોધે લોચન રાતાં કરી.
છે ભીષ્મપિતામહ ભોળાઘણું, શું ચાલે વિદુર વેરાગીતણું;
ઓશીયાળા ભિક્ષુક કૃપ ને દ્રોણ, તો દુષ્ટને વારે બીજું કોણ.
જે દિવસના અમો આવ્યા ઘેર, તે દહાડેથી કાકે માંડયું વેર;
છે શકુની સરખો માથે જંમ, તો અમો મામા ઉછરીયેકયંમ.
મીઠા બોલા ધૃતરાષ્ટ્ર નર્પ, પણ મનનો કાકો કાળો સર્પ;
સતકૌરવ શકુની ને કર્ણ, તે અમો પાંચેનું ઇચ્છે મર્ણ.
હું વૃક્ષે ચડાવી ધંધોળ્યો, હું જમુનામાંહે ઝાલી બોળ્યો;
વિખ મોદિક ભોજનને કરયા, શ્યામ સર્પ સેહેજે પાથરયા.
આપ્યું અંન અમો જમીયે, ભિક્ષા માગી દહાડા નિર્ગમીયે;
વિના અગ્નિયે અંતર પરજળ્યું, દુખીયાને મરણ હોય વેગળું.
આકાશથી પડયા ધરાએ ધરયા, પરાધીન જીવવું દુઃખે ભરયા;
પેહેરૂં કૌરવના ઉતરયાં લુગડાં, વાવરવા ઘરમાં પાત્ર તુમડાં.
ધિક્ નિકુળ સહદેવનું મોસાળ, થયો શલ્યા સરખો શલ્ય ભૂપાળ;
અમારે રંક વસુદેવ મામો, જેહેનો તપાસ અમો લીજેસાહામો.
રામકૃષ્ણ પરઘેર પેટજ ભરે, તે સાહે અમારી શીપેર કરે;
અક્રૂરે સગપણ રાખ્યું જતું, મામા થઇ તમે રાખ્યું છતું.
વચન ભીમતણા સાંભળી, બોલ્યા અક્રૂર મન પરજળી;
શુકજી કેહે સાંભળ રાજંન, કહું અક્રૂરજીનાં ગદ વચંન.
અક્રૂર બોલ્યા ક્રોધાયમાન, સાંભળ ધૃતરાષ્ટ્ર રાજાન;
તેં દમ્યાં બાંધવનાં સંતાન, તો તું ઉપર કોપશે ભગવાન.
જાણ્યું જે દુખ દ્યોછો તમો, તે માટે આવ્યા છૈં અમો;
ભત્રીજા શે દમોછો તમો, બાળક સાથે છળ કેમ રમો.
મથુરામાં સાંભળ્યું જેહેવું, અમો ધૃતરાષ્ટ્ર આંહાં દીઠું તેહેવું;
ન ઘટે તુજને દુઃખ દેવું, માંહોમાંહે વઢીને શું લેવું.
હું સાથે ગોઠ્ય પ્રીતની કરી, નયણે પાણી ડસકાં ભરી;
હવાં જાણ્યો તું અંતરનો અરી, તાહારૂં શુભ કેમ કરશે હરી.
મદમાતા તાહારા પુત્ર સકળ, પાંડવના દેહ દીસેછે દુર્બળ;
મળ્યાછે શકુની સરખા ખળ, તો પડવું છે હળધરનું હળ.
શત પુત્ર સાંતરા સોહામણા, આ પાંડવ દીસે દયામણા;
તાહારા શું ક્ષત્રાણી જણ્યા, એ પાંડવ શું છે દાસીતણા.
મળ્યાં કૌરવને ભૂષણ ઘડવા[1], આ પાંડવ કાં દીસે અડવા;
રખે માહારા બોલ લાગે કડવા, ઘણું ગર્વે ચડયા તે અંતે પડવા.

નવાં વસ્ત્ર કૌરવે અંગે ધરયાં, પાંડવ પેહેરેછે જુનાં ઉતરયાં;
દંપતી પુત્ર રમાડો હરખે ભરયાં, શું નરનારી ભવસાગર તરયાં.
બે પક્ષ ધર્મ કરી તોળીયે, આત્મજ્ઞાન અંતર ખોળ
પાંડવભોમી ઊપર સુએ, તાહારા સુત સુએ ઢોલીયે.
એ માગી અન્ન દહાડા નિર્ગમે, કૌરવ સુખ પૂછીને જમે;
તું કાકો દૈત થઇને દમે, અતિઘણું ઈશ્વરને નહી ગમે.
કૌરવને બેસવા રથ વાહંન, હીંડે પાળે પાગે પાંડુતંન;
કૌરવને વસવા દિવ્ય ભોવંન, પાંડવને છે જીર્ણ સદંન.
કપટ દુષ્ટ ચતુષ્ટયતણું, કાં બાળકને પીડે ઘણું;

---

[1] બા૦ પ્ર૦. [તુને કૌરવને ભૂષણ– આભૂષણ ઘડાવવા મળ્યાં] સઘળી મુ૦ પ્રતોમાં 'ધરવા' છે. [ કૌરવને, (અંગે) ધરવાને ભૂષણ મળ્યાં]. ઘડવા તે ઘડાવવા એવા પ્રયોગ પ્રેમાનંદે કરયા છે. વળી અડવા, કડવા, પડવા છે ત્યારે ઘડવા પણ જોઇયે.

જો તું હિત વાંછો[1] આપણું, તો અર્ધરાજ કર અળખામણું.
તમો પાંડવશું માંડયોછે વિરોધ, તેમાટે ચડયો પ્રભુને ક્રોધ;
તું ઉપર મોકલ્યા જાદવજોધ, ઉગ્રસેને દીધો પ્રતિબોધ.
કર્મરેખા પત્ર તાહારૂં ફર્યું, તે ચડ્યું દળ પાછું ઊતર્યું;
સમાધાન વસુદેવે કર્યું, તો કૌરવકુળ મરતું ઊગર્યું.
શ્રીકૃષ્ણે કાહાવ્યું છે મુજસંગાથ, તે સાંભળજે તું કૌરવનાથ;
જો પર્વત સાથે ભરીયે બાથ, તો ભગ્ન થાય પોતાના હાથ.
જો છાંટીયે રવિ ચંદ્રને ખેહ, તો રજે ભરાયે આપણો દેહ;
હું છેલ્લું વાયક કહું છૌં એહ, તમો પાંડવ સાથે રાખો સ્નેહ.
શ્રીકૃષ્ણે કાહાવ્યું છે ક્રોધજ કરી, સહુકો સાંભળજો ચિતધરી;
કદાપિ પાંડવ પીડયા ફરી, તો નિશ્ચે તમને હણશે હરી.
ભીષ્મ કેહે કાહાવ્યું છે ધર્મ, પ્રભુને દુઃખ લાગ્યું છે પર્મ;
ધૃતરાષ્ટ્ર આચરે છે અધર્મ, તો ભોગવશે પોતાનું કર્મ.
અક્રૂરજી કેહે વજ્ર વચંન, કૌરવના જેમ દાઝે મંન;
કરે સમશ્યા ગંગાતંન, શું કરશે શકુની દુઃશાસંન[2].
ભીષ્મ દ્રોણ કૃપનું છે સહાય, તે બળે અક્રૂર નિરભે થાય;
વચન વજ્રના મૂકે ઘાય, જેમ કૌરવ હૃદયા ફાટી જાય.
અક્રૂર કેહે સાંભળ ભૂપાળ, તું છે અવિવેકી માયાજાળ;
જો પીડાશે કુંતાના બાળ, તો તાહારા પુત્રનો આવ્યો કાળ.
જેણે પૂતનાના શોષ્યા પ્રાણ, પાટુએ શકટનો વાળ્યો ઘાણ;
ગોપીજીવન પુરૂષપુરાણ, જાંહાં કૃષ્ણ દેવતાંહાં કોટિ કલ્યાણ.
જેણે બગાસુરની ફાડી ચાંચ, દાવાનળ પીતાં ન આવી આંચ;
છે તેહેને આસરે પાંડવ પાંચ, છે જાદવરૂપતણી મોટી ઘાંચ[3].
વચ્છ અઘાસુર નાખ્યો ઉતરડી, નાખ્યા જમલાર્જુન બે મરડી;
તન ઉપર દાંત રહ્યા છે કરડી, કૌરવને મારશે ભચરડી.
કાળીનાગની પાગે ખુંદી ફણા, પછાડયા મલંબ સરખા ઘણા;
જીત્યો વરૂણ ન રાખી મણા, તો કોણ માત્ર બાળક તુજતણા.
અંગુળીએ ગોવર્ધન ધરયો, જેણે ગર્વ ઇંદ્રનો ઉતરયો[4];
જેણે ગોપવર્ગ ઉગારયો, જેની રમતમાં બ્રહ્મા હારયો.
જેણે ક્રોધાગ્નિયે પ્રજાળ્યો કુબ્જી, ભાંજ્યું ધનુષ નગ્રમાં પેશી;
મેડેથી મામો પાડયો ઠેશી, મારયો કંસ હૃદેપર બેશી.
ન પામે પાર ભવ ઇંદ્રવિધાતા, નિગમ નારદ હીંડે ગુણ ગાતા;
છે વિશ્વંભર વિશ્વસુખદાતા, તે પાંડવનો કનિષ્ઠ ભ્રાતા.
હું મોકલ્યો છૌં પાંડવની દાઝે, સહુ જોયોછો ગાંગેયની લાજે;
કાહાવ્યું છે શ્રીમુખે મહારાજે, હું અવતરયો છૌં પાંડવનેકાજે.
કુશ્યો છે દેખી જોડાના જોડા, માહારે ઘણા પાંડવ છે થોડા;
છે કુંતીસુત ભાગ્યવાન યોદ્ધા, અર્જુનના હું હાંકીશ ઘોડા.

છે સગા પાંડવ માહારા મિત્ર, ભીમ અર્જુનનાં છે ભિન્ન ચરિત્ર;
કદશ્રે જુએ તેહેનાં કહાડું નેત્ર, જોશો બળ માહારૂં કુરૂક્ષેત્ર.
તમો છાના હાડ જાણોછો છેક, કરોછો ભેદ પ્રપંચ અનેક;
જો રાખશો પાંડવ સાથે ટેક, તો નહીં મુકું કુશળે કૌરવ એક.
સાધુને દમતાં દયા નવ આણો, કુકર્મ કરી શું આપ વખાણો;
તમો કૃષ્ણ અર્જુન એક પ્રમાણો, રખે પાંડવને છોછા જાણો.
એમ કાહાવ્યું છે શ્રીરણછોડ, છૌં બાંધવ રામકૃષ્ણની જોડ;
પાંડવના સેવક છપંન ક્રોડ, વળતા અમને દેશો ખોડ.
કપટ તમારાં સહુ સાંભળી, છપન કોટિ રહ્યા છે પરજળી;
જો પાંડવને દુખ દેશો વળી, હું શત કૌરવને નાખીશ દળી.
છૌં એકરૂપ અમો અર્જુન, પાંડવ માહારાં છે લોચન;
પાંડવ હું નિર્ધનનું ધંન, એહેવું જાણી દુખ દેજો રાજંન.
પાંડવરક્ષાને હું આયુધ ધરૂં, અહર્નિશ પાંડવની પુઠે ફરૂં;
વિરોધ વૃક્ષ થડથકી કાપજો, તમો અક્રૂરનું કહ્યું થાપજો.
અર્ધરાજ પાંડવનું આપજો, નહીં તો વનમાં જઈ તાપજો;
હું જરાસંઘ રાજાને હણી, બીજી સેન્યા હણવી છે ઘણી.
પછે હું આવીશ હસ્તિનાપુરભણી, સેવા કરવા કૌરવતણી;
અક્રૂરના ક્રૂર વાયક સાંભળી, રીઝી સાધુતણી મંડળી.
અસાધુનાં હૃદે ગયાં પરજળી, કાકાને મૂખે કાળક વળી;
કંપાયમાન થઇ કૌરવપતી, કીધી અક્રૂરની વીનતી.
લોકનું કહ્યું માનો સર્વથી, કાંઇ કપટ વાત હું લેતો નથી;
એ રિપુલોક પાડેછે વેર, કો અગ્નિ મૂકે પોતાને ઘેર.
હું જો લાડુમાં જમાડું ઝેર, તો ચળે મેરૂ વસુધા દે વેહેર;
તમો કેહેશો તે કરશું નિરધાર, મેં નવ દુહવાએ વસુદેવકુમાર.
હસાવ્યો ભત્રીજે સંસાર, હું વૃદ્ધ પુરૂષને છે ધિક્કાર;
ભેદરહિત જથારથ ભાખું, હરિ ઉપર રાજ ઉતારી[1] નાખું.
આપું રાજ પાંડવને આખું, શ્રીકૃષ્ણની શિક્ષા હૃદે રાખું;
અક્રૂર ઘોર મેં વિદ્યા શીખી, અમો પાંડવ પાસે જમશું ભીખી.
કૃષ્ણ સુખે કૌરવને મારો જીકી, પણ દુરજોધનને ભીમ આંખની કીકી;
કિંવા બે ફુટી આંખડી, માહારે પાંચ આંખ બ્રહ્માએ ઘડી.
સુખે જાદવ આંહાં આવો ચડી, છે પાંડવ હું અંધની લાકડી;
નૃપ શબ્દ કાપટ્યના કહ્યા, અક્રૂરજી અતિ વિસ્મે થયા.
પાંચે પાંડવ હાથે ગ્રહ્યા, અક્રૂર કુંતા પાસે ગયા;
બાંધવ દીઠો પાંડવમાતે, બેનકે લીધી હૃદયા સાથે.
કૃતારથ માન્યું ભગિની ભ્રાતે, વાંસા ભીના આંસુપાતે;
આશીસ દેઈ ઓવારણાં લીધાં, દરશણઅમૃત આંખે પીધાં.

1 ‘વાંચે’ મુ॰ પ્રતો. 2 ‘દુર્યોધન’ મુ॰ પ્રતો. 3 એક મુ॰ પ્ર॰ માં ‘ખાંચ’ છે. 4 મુ॰ પ્ર॰ માં ‘હરયો’ છે.

1 ‘ઓવારી’ મુ॰ પ્રતો.

સહોદર આવે કારજ સીધાં, અમો નિરાધાર સહુ ઊપરા કીધાં;
દીસેછે દૈવની ગત અનેરી, નાખી વનમાં પિતા થયા વેરી.
કુંતિભોજ રાયે ઊછેરી, કોણે તપાસ ન લીધો ફેરી;
માહારા કુંવર દયામણા હીંડે સેરી, વછસાથે સુરભી વાઘે ઘેરી.
હું ફોઈ કહાવું કેશવકેરી, આજ થઈ વરતું કૌરવની ચેરી;
કોહો વારૂ છે વસુદેવ ભાઈ, અને રૂડી છે બન્યો ભોજાઈ.
આવી રામકૃષ્ણને ઘણી વડાઇ, ફોઈનું સગપણ શું ગયું ધોવાઈ;
કંસાસુર નાખ્યો ઉખેડી, માતામહ રાજ બેસાડ્યો તેડી.
માતપિતાની ભાંજી બેડી, અમારૂં સગપણ નાખ્યું ફેડી;
આજ ભત્રીજા થયા બેહુ કરમી, જીત્યા બ્રહ્માદિકને ભરમી.
હરિ ઉભાં દમે કૌરવ અધરમી, હું વિધાતાએ દુર્બળ નીરમી;
(અક્રૂરવચન):—
ઘણું ચિંતા કરેછે જાદવપતી, પાંડવને પળ વીસરતા નથી.
નહી જીવે કૌરવ દુર્મતી, એમ કહી રોતી રાખી સતી;
ચાર માસ રહ્યા અક્રૂર રાજાન, કીધું કૌરવ સાથે સમાધાન.
પાંડવને અપાવ્યું રાજસ્થાન, પરિક્ષતને કહે શુકભગવાન;
ભગિની ભાણેજને લાગી પાય, અક્રૂર તાંહાંથી થયા વિદાય.
ભીષ્મ દ્રોણને ભેટયા જઇ, કૌરવને તે શિક્ષા કહી*;
ફરી આવ્યા મથુરામ્હાંય, ઓગણપચાસમો થયો અધ્યાય.

(વલણ)

અધ્યાય ઓગણપચાસમો, સાંભળ્યો રાય નિરધારરે;
અક્રૂર મળ્યા શ્રીકૃષ્ણને કહ્યો, પાંડવનો સમાચારરે.

---

## અધ્યાય ૫૦ મો.

### (કડવું ૧૪૧ મું—રાગ સામેરી)

સાંભળ હરીરસ ભોગી, પરીક્ષતને કેહે શુકજોગી;
કહું પૂર્વકથા વિસ્તારી, જે અસ્તી પ્રાપ્તિ કંસની નારી.

(ઢાળ)

બે નારી કંસાસુરતણી, નાથ ગયે વિધવા થઈ;
જેમ જાદવ કો જાણે નહી, તેમ પીહેર પોતાને ગઈ.
મગધદેશ ગિરિવ્રજનગરી, નામ જરાસંધ રાયરે;
રાજસભામાં પુત્રી આવી, લોચન જળ પ્રવાહરે.
વૈધવ્ય દેખી દીકરીનું, વિસ્મે થયો માગધપતી;
આસન તજી સનમુખ ગયો, કેમ આવી સુતા સતી.
કાં કરમાયાં વદનઅંબુજ, શોષ્યું સૌભાગ્ય લક્ષણ નીર;
છે દીન શર્મે નીલ પટકુળ, કાં કૃશ થયાંછે શરીર.
નથી ભૂષણ કાજળ અંગ અડવાં, શામાટે થઇ રાંકડી;
પિતાએ નિજ પટ પલ્લવેકરી, લોહી ચારે આંખડી.
કુંવરી કેહે શીર નામી, પિતા અમો વૈધવ્ય પામી;
પામ્યો નાશ અમારો સ્વામી, લાગી મોહોટા સગાને ખામી.

(વલણ)

ખામી લાગી તાત તમને, સંભાવના લેતા નથી;
મોહોટું કલંક જે મારીયો, છાસને પીનારે છત્રપતી.

(ઢાળ)

જુગ્મ ભાણેજા ગોકુળમાંહે, નંદ છાના રાખીયા;
તે મલ્લઅખાડે આવ્યા મલ્લરૂપે, મહીપતિ મરડીનાખીયા.
રામકૃષ્ણે સરવસ લીધું, અમો હાંકી કહાડી;
વાત સાંભળી વન્હી લાગો, બોલ્યો જરાસંધ ત્રાડી.
જો મૃગ વાસું મથુરાં વિષે, પૃથવી કરૂં નિર્યાદવી;
જો વેર વાળું જામાત્રનું, તો માતા માહારી સાધ્વી.
પુત્રી વળાવી અંતઃપુરમા, જરાસંધે જોદ્ધા તેડાવિયા;
દંતવક્ર શિશુપાળ શાલવ, અસુર અધરમી આવિયા.
અંગપતી ને કલંગપતી, વાસુદેવ પુંડરીક મહાબળી;
જરાસંધે જોડ કીધો, ત્રેવીસ ક્ષોહિણી સૈન્યા મળી.
હય હસ્તિ રથ પાળા, શોભે સૈન્યા ચતુરંગણી;
વાહાણું વાતે કટક આવ્યું, વીંટી પુરી જાદવતણી.
હણહણે હય ગજ ચીસ પાડે, રથ ચક્રખેડાં ખડખડે;
ખડગ ખળકે સાંગ ચળકે, ધ્વજા ગગને ફડફડે.
હોકા હોકે[1] શંખ ફૂંકે, દુંદુભી ગોમુખ[2] ગરગડે;
આંખ તરડે મૂછ મરડે, દંત દાનવના કરકડે.
ચમર ઢળકે પાખર ખળકે, શસ્ત્ર નાના સુસુવે;
તોમર ત્રિશૂળ ને ગુરજ ગદા, ભિંડીમાળ ગોળા ઘુઘુવે.
ચડ્યા દાનવ તુરંગ ઉપર, જેમ વૃક્ષ વીંટે પાહાડને;
ગજ બળવંતે દંત દીધા, પાડવા પોળકમાડને.
શોહોર સાંભળી ચમક પેઠી, ચિત્ત ચડયાં ચગડોળરે;
શ્રીકૃષ્ણ ચરણે જાદવે, નમાવ્યાં કપોળરે.
રાખીયે રણછોડ સ્વામી, રમાવર રણધીરરે;
સ્વાગતા કરવા વેહેવાઇની, ઉઠયા શ્યામશરીરરે.
ઉગ્રસેન ઉદ્ધવ અક્રૂરજી, વસુદેવ આદ વૃદ્ધરે;
ઘરડા મુકયા ગામમાંહિ, જોબને ધરયાં આયુધરે.
રૂએ દેવકી રોહિણી માતા, આતા વઢશો કેમ કરી;
પ્રસુતાની આશીસ લેઈ, પરવરયા હળધરહરી.
સહુ જોદ્ધને કેહે કૃષ્ણજી, કાયરજન પાછા ફરો;
મરણીક હોય જે માથા વોહોણું, તે માહારી સાથે સાંચરો.

---

* એ લીટી બા૦ પ્ર૦માં નથી.

1 'હોકારા હોકાર કરે' (ન૦ ગુ૦ પ્ર૦) 'હોકા હોક કરે' બે ગુ૦ પ્ર૦
2 'ધાપ' ગુ૦ પ્રતો.

અશ્વ ગજ રથ ધનુષ બાથા, કવચ અળગાં પરહરો;
પાળે પાગે બાપ માહારા, ખડગખેડાં કર ધરો.
રામકૃષ્ણ આગળ થયા, રોષે આંખ છે અતિ રાતડી;
મુગટ બાંધ્યા કાછ કછીયા, પીતાંબરની ગાતડી.
ઓઢ સોળ ને વીશ વર્ષ, ત્રીશમાં સર્વ શુરધી;
દ્વાર ઉઘાડી સેન્યા ધાયું, પર્વણીયે જેમ ઊદધી.
જરાસંઘથી ક્રોશ આગળ, સેન્યા દુર્ગ ઘેરી રહી;
શ્રીકૃષ્ણના શંખનાદથી, ન્હાસી રાયની પૂઠે ગઈ.
જરાસંઘ વિસ્મે થયો, જવ ગાજ્યા વસુદેવપુત્ર;
નાસવા અશ્વ દળ દાનવનું, ચંચળ વાહન કરે મળમૂત્ર.
પાંચજન્યનો શબ્દ પોહોંતો, બ્રહ્મલોક પાતાળરે;
વક્ર મોળીયે વક્ર દ્રષ્ટે, વીરાજે શ્રીગોપાળરે.
અશ્વગજ રથ ઊપરે, ગાજે દાનવ દુર્મતી;
જાદવ વિચારે શ્રીકૃષ્ણને, આજ બેસવા વાહન નથી.
શંખ ચક્ર ને ગદા સારંગ, આયુધ રથમાં છે ચારરે;
ગંગાજળકલ્લોલવત છે, ઉજ્વળ વેદ તોખારરે.
બલાહિક પુષ્પદંત શુગ્રીવ, મેઘવર્ણ હયનામરે;
વૈકુંઠથી રથ ઊતરયો, જાંહાં ઉભા સુંદરશ્યામરે.
મેઘઘોષ નામ તે રથતણું, બેસાડયો દારૂક સારથી;
આજ્ઞા લઈ વડા વીરની, જઈ રથે ચડયા રમાપતી.
અચુત ભાનુ આભાસ મુગટની, કુંડળ લજાવે ઇંદુ;
વિદ્યુતવત પટ પીત રાજે, શોભે મણિ કરૂણાસિંધુ.
શ્રીરંગને સારંગ શોભે, કુમોદકી રાજે કર વિષે;
નંદક ખડગ કટિસું ધરયો, પાંચજન્ય વિરાજે મુખે.
કરઅંગુળીએ વક્રચક્ર ધરીયું, શું ઉબગ્ર કાળનો અંક;
ક્રોધ રૂપ દેખી શ્રીકૃષ્ણનું, દાનવને થઈ શંક.
બેહુ કટકના વિકટ સુભટ, નિકટ આવી આથડયા;
અશ્વે અશ્વ ગજે ગજ વાદયા, પતંગવત પાળા પડયા.

( વલણ )

પડયા વીર પતંગ પેરે, પુરમાંથી જોધ ધાયા અતીરે;
મથુરાલક્ષણ નારી શું, સેન્યાને પ્રસવતી હતીરે.

---

( કડવું ૧૪૨ મું—રાગ સારંગ )

જવ રમાપતી થયા રથ આરૂઢ, દેખી દાનવ થયા દિગમૂઢ;
બોલે જરાસંધ કરી અહંકાર, એ રામ કૃષ્ણ દીસે સકુમાર.
એ બાળક ઉપર આયુધ ધરૂં શું, એ સાથે વઢતાં લાજું છું;
તવ હાસ્ય કરી બોલ્યો શિશુપાળ, એકેમ કહીયે બાળ એ કંસનો કાળ.
સૂચવ્યું વેર રાય રોષે ચડયો, હાંકયો ગજ જેમ ઘન ગડગડયો;
જાદવ માગધ આવી અડયા, એકએકને શું કઠિણ ગ્રહ નડયા.
મુખે વીર કરે મારો માર, ફેરે ખેડાં ટુંકડી તરવાર;
ઝળકે કાળરાત્રી સરખી ફરસી, બેહુ પાસ બાણ રહ્યાંછે વરસી.
ગદા ગુરજ પડે બહુ શિલા, માંહોમાંહે વીર વિખાણે ભલા;
ત્રિશુળ શક્તિ ભોગળ ભીંડીમાળ, કાતી ગુપ્તી મહાવિક્રાળ.
થાય ગિરિ તરૂવરની વૃષ્ટિ અપાર, મલ્લજુદ્ધ ગજદંત કુઠાર;
શળકે શેષ સુભટને ચર્ણ, ધીર ધબડકે ધ્રૂજે ધર્ણ.
જે અવનિ ઉપર ઉન્મત્ત આથડે, તે પાયે પડછંદા પાતાળે પડે;
રવિમંડળ રેણુ આછાદિયું, બેહુ દળનું બળ સબળ વાધિયું.
બળિભદ્રસાથે વાદયો શિશુપાળ, આવ્યા જરાસંઘ ને શ્રી-ગોપાળ;
કૃતવર્મા ને પુંડરીક રાય, સાત્યકી શાલવનું જુદ્ધ થાય.
ચંદ્રકેત સામો ધ્રૂમ્રનેત્ર, ભોજ દંતવક્ર પાડે રણક્ષેત્ર;
સુધન્વા સામો દુરમતી, સફળી જાદવ ને અંગપતી.
કુશનાભ કૈતવ વડે અનીત, વાદયા સર્વદમન ને સત્રાજીત;
પ્રસંન જાદવરાય પ્રવીર, કલંગપતી મહાબાહુ ધીર.
દ્રઢકવચી ને કાશીરાજંન, વિરૂપાક્ષ વિદભૂત[1] બળવંત;
શંખચૂડ સાહામો વજ્રનાભ, પડે શબ્દે ગર્ભવંતીના ગાભ.
ગજ સાથે ગજ રથ સાથે રથ, મલ્લે મલ્લ થયા લથબથ[2];
પાળે પાળા અશ્વ અશ્વ સાથ, વઢે વીર વાવરતા હાથ.
પડે હસ્તી ફાટાં કુંભસ્થળ, રૂધિરધારા વેહે ખળહળ[3];
દ્વંદ્વ જુદ્ધ થયું એક જામ, જથા વૃત્રાસુર ઇંદ્રનો સંગ્રામ.
પડે હસ્ત નેત્ર ને કર્ણ, છેદાએ પાણ નાસિકા ચર્ણ.
કબંધ મસ્તક વોહોણા વ્હડે, અગ્નિ અસ્ત્ર પાવક ધડધડે.
શુક કેહે વાત ન જાયે વદી, ભયાનક થઈ રૂધિરની નદી;
તે સરિતાનું હું કરૂં વિખાણ, પરિક્ષતને કેહે શુકભગવાન.
માંસ અસ્થિનાં ત્રટ બે થયાં, રૂધિર રૂપી મહાજળ વહ્યાં;
ગજકબંધ શું ગ્રાહ વિક્રાળ, સુભટકેશ શું નોહે સેવાળ.
વીરનાભિ વેહે ભ્રમર વિમળ, નરનેત્ર શું મચ્છ ચંચળ;
સુભટમુગટ શું બગલાં જસા, શું નેત્રમીનને ગ્રેહેવા ધસ્યા.
શોભે સર્પ સરખા નરના ભુજ, રાજપુત્રનાં મુખ શું ફુલ્યાં અંબુજ;
ભૃકુટીભ્રમર શું લે મકરંદ, જંબુક જોગણી પામ્યાં આનંદ.
ઉંચાં નીચાં વેહે ક્ષત્રીનાં અંગ, ચાલે તરંગ રૂપીયા બહુ તુરંગ;
કો શોણિતસરિતા ન શકે તરી, અવળા રથ શું નૌકા તરી.

---

૧ 'વિભ્રુદત્ત' મુ૦ પ્રતો. ૨ 'બનબથ' બા૦ પ્ર૦. ૩ ત્રણ મુ૦ પ્ર૦ માં 'ખળખળ' છે.

એમ દારૂણ નદી રૂધિરની વહી, સંગમે જમુના રાતી થઇ;
નવસેં નવાણું વેદ વદી, કૃષ્ણે પૂરણ સહસ શું કીધિ નદી.
દેખી ઘોર જુદ્ધ બળવાન, દેવ થયા સહુ કંપાયમાન;
બળિભદ્રે કીધું બળ ઘણું, ભાગું દળ જરાસંધતણું.
હળે તાણી મારે મુસળે, તે શત્રુ રળીખાવાથી ટળે;
સુદર્શણ ચક્ર હરીનું ફરે, એહેવાં અયુત શીષ ઊતરે.
ચક્રવન્હી પ્રગટી જ્વાળ, કોપ્યા કૃષ્ણ નાઠો શિશુપાળ;
દંતવચક્ર પુંડરીક વાસુદેવ, તે નાઠા સહુ મુકી અહમેવ.
મારમાર વાણી બકી, ધાયા પુઠે કૃતવર્મા સાત્યકી;
સહુ જીવ લઈ ન્હાસે નરપતી, વસ્ત્ર વાહનની શુદ્ધી નથી.
ઉઘાડાં મસ્તક પાળા પાય, પ્રસ્વેદ છુટે શ્વાસ ન માય;
સહુ જાએ જરાસંધની ઓથ, લાખેલાખ પડી રણ લોથ.
દ્વાદશ માર્ગે સૈન્યા જાય, લથડે પડે વળી બેઠા થાય;
પડે અંબાડી ભાંજે બહુ ધ્વજા, નાઠા જોધ જેમ વ્યાઘ્રથી અજા.
હે જરાસંધ શરણાગત રાખ, તું દળ દળાતું નયણે દાખ;
ત્રેવીશ ક્ષોહેણીની ટાળી સાંખ, ચક્રસુદર્શણ ચડીયું ચાક.
દીનત્વ વચન દીનનું સાંભળી, ખીજયો જરાસંધ અંતર પરજળી;
અયુત માણની ગદા કર ધરી, ધસ્યો રાય પાળો ઊતરી.
જેમ ધાયે ગજ ત્રોડી સાંકળ, તેમ માગધપતીયે કીધું બળ;
ગ્રહી ચરણ જાદવ પછાડયા, બહુ હસ્તી હડસેલીને પાડયા.
ઘાતી ગદા રથ વાંકા વાળે, મહારથી ગ્રહી ઊંચા ઊછાળે;
રાય જરાસંધ કોપ્યો અદભુત, જાદવ નાહાસે જોદ્ધા જુથ.
તે જરાસંધનો જોઇ સંગ્રામ, ધરી હળ મુસળ ધાયા શ્રીરામ;
જેમ ઘુઘુવે બે વંનના વાઘ, જેમ ફુંફુવે કાળા બે નાગ.
જેમ દાવાનળ પવને ધડધડે, જેમ બેહુપાસથી ઘન ગડગડે;
જેમ પર્વણીયે ગાજે નિધિજળ, તેમ ગાજે બેહુ દળ સબળ.
ધાયો જરાસંધ સબળ રાય, નાખ્યો ગદાતણો જઈ ઘાય;
સંભાળી ઘાય રામ ગડગડે. લીધો જરાસંધ તાણી હળવડે.
માગધ પાડયો મહીસ્થળમ્હાંય, લીધું મુસળ કરવા ઘાય;
એહેવે પધારયા શ્રીભગવાન, બળિભદ્ર પાસે માગ્યું માન.
રખે રામજી એહેને હણો, એ શ્વશુર આપણા મામાતણો;
કુટુંબ વિરોધ કરીયે શાને, આપણી મામી બેહુ માકુ માને.
જીવશે તો વઢશે ઘણીવાર, છે ઉતારવો પૃથવીનો ભાર;
એહેવું કહી મૂકાવ્યો રાય, મુકયો બળીભદ્રે નમાવી પાય.
નાઠો જરાસંધ લાજયો અત્યંત, તવ બોલ્યા શાલવ રાય બળવંત;
શું ઓપથકી નાહાસોછો આમ, ફરો રાય આપણ કીજે સંગ્રામ.
કેહે જરાસંધ સત્ય કોહોછો તમો, વળી જુદ્ધ કરવા આવશું કો સમે;
એહેવું કહી પલાયન કીધું, પડયું રણ જાદવે લુટીલીધું.
જીવતાં વાહન શસ્ત્રઅસ્ત્ર સણગાર, ગયો લુટી જાદવનો પરિવાર;
વળી તેવીશ ક્ષોહેણી સૈન્યા કરી, આવ્યો જરાસંધ સમમે દિન ફરી.
મથુરાની પોળે આવી ત્રાડયો, વળી રામકૃષ્ણે મારી કાહાડયો;
તેવીશ ક્ષોહેણીસૈન્યા ફરી કરી, તે સોળવાર આવ્યો ફરીફરી.
સત્તરમી વાર આવ્યો કરી ટેક, મધ્યે કૌતક ઉપનું એક;
એક મ્લેચ્છ રાજા મહાશિરોમણી, છે ત્રણ કોટિ જવનનો ધણી.
તે શસ્ત્ર અસ્ત્ર મારયો નવ મરે, તે ઉપાસના શંકરની કરે;
ન બોળે નીર પાવકે નવ બળે, વાયુ ન શોષે હિમે નવ ગળે.
વજ્ર ચક્ર કાયા નવ છેદે, શક્તિ બાણ ત્રિશૂળ નવ ભેદે;
ન પામે નાશ ગિરિ વૃક્ષવડે, કાળા સર્પનું વિષ નવ ચડે.
તે જાય જુદ્ધને જાંહાં મન ગમે, કાળજવનનામ જગતને દમે;
એકવાર ગયા નારદ ઋષિજંન, નારદને પુછે કાળજવંન.
કોહો ઋષીજી મેં જીત્યો સંસાર, આજ મળે કો મુજ સાથે વઢનાર;
ઉતારે મદ માહારા કરતણો, હે ઋષિજી કો નિચે ભણો*.
ઋષિ નારદ કેહે સાંભળીયે રાય, હોય મમત્વ તો જા મથુરા મ્હાંય;
રામકૃષ્ણ બે વસુદેવના બાળ, શ્યામ ગૌરવ છે રૂપ રસાળ.
નીલપીતપટ કરે પરીધાન, જેહેનું જોગેશ્વર ધરે છે ધ્યાન;
ઋષિ નારદ ગયા મમરો મુકી, ઉઠયો કાળજવન વઢવા હુકી.
ત્રણ કોટિ જવન લેઈ સાથ, જઈ મથુરાં ઘેર્યું અધરાત્ર;
તે સમાચાર માગધને થયો, જરાસંધ આવી વાટે રહ્યો.
જવને ઘેરયા કેશવરામ, ભલું થયું પરભાર્યું કામ;
નાસતાં જાદવનો વાળું દાટ, રહ્યો જરાસંધ બાંધી વાટ.
જવને વીટી જાદવપુરી, સુતું સર્વ જાગે એક શ્રીહરી;
વિચાર્યું મનમાં શ્રીગોપાળ, નીત નવા થાય જંજાળ.
મોહોટા શત્રુ સાથે પડિયાં વેર, તો કહીં પલાયન કીજે પેર;
એહેવું વિચાર્યું શ્રીભગવાન, તવ ધર્યું વિશ્વકર્માનું ધ્યાન.
તેડયાં જોગમાયા નિધિરાય, આવી ત્રણ નમીયાં હરિને પાય;
સમુદ્રને કેહે સુંદરશ્યામ, આપ જળમાં બેટ વસવા ગામ.
કહ્યું વિશ્વકર્માને નિપાવો નગ્ર, શક્તીને કેહે લેઈ જાઓ સમગ્ર;
પશ્ચમનિધિયે બેટ આપ્યો વિશાળ, વિશ્વકર્માએ નગ્ર કીધું તતકાળ.

---

* એ લીટી બા॰ પ્ર॰ માં નથી.

એ ઘટિકામાં નીપાવ્યું ગામ, તેમાટે ધર્યું દ્વારિકા નામ;
છે સાત ધાતના દુર્ગ વિશાળ, છે કનક[1] કોસીસા ઝાકઝમાળ.
ઘરમાં શોભા બહુ બારીજૂજ, જડિત કશળ ઝળકે જેમસૂર્જ;
એમ ચિત્રરેખા ઘણી પુતળી પોળ, ચોક ચહુટાં શોભે છજાંની ઓળ.
છે સેરી ફળીયાં શોભિત હાટ, સ્ફાટિક શલ્યાએ બાંધ્યા રસ્તા વાટ;
જડિત કનક કઠેરા હારેહાર, પરસાળ પટમાં ઓરડા ગંજાર.
કનક ચોસલે બાંધ્યા ચોક, બહુ જાળી અટાળી બારી ગોખ;
બીરાજે છજાં ઝરૂખા ઝાકઝમાળ, ભોંયરાં અગાસી મેડી માળ.
કળશ ઘટ આગળ ઇંદુઆભા ઘટી, શોભે ધજા પતાકા બહુ રાવટી;
ઘેર ઘેર નવપલ્લવ વાડી કુંજ, ઉડે માણી માણેક તેજના પુંજ.
ચંદનના સ્તંભ એહેવાં કમાડ, હયશાળા ગૌશાળા ગજવાડ;
રસોઈ ભોવન દેવસ્થળ ઘણાં, શયનસદન બહુ સોહામણાં.
બહુ રંગ ભીતે ચિત્ર લખીયાં, આસ્તરણ આસન ગાદી તકિયા;
રાજદ્વારસભા સાગુગારી, નવભાતી માણી મીનાકારી.
વિશ્વકર્માએ નગ્ર તત્પર કીધું, પછે જોગમાયાને કારજ દીધું;
શુકજી કેહે સુણ પરિક્ષત ભૂપ, દેવ્યાએ લીધાં કોટિ સ્વરૂપ.
મથુરાની પ્રજા સુતીછે જેમ, ઉંચલી લીધી તે જેમની તેમ;
ઘોરનિદ્રામાં કો જાણે નહીં, દ્વારિકામાં સહુ સુવાડ્યું જઇ.
છત્ર આસન રથ માનવ પશુ, મથુરામાં નવ મુક્યું કશું;
ભાંડપાત્ર સેજ્યા પટકૂળ[2], ઉત્તમ વૃક્ષ લીધાં સમૂળ.
હરી સાંત્યાં ધન મથુરાંમાંહ, તેમના તેમ જઈ ડાટ્યાં તાંહ;
સકળ જીવ દ્વારામતી ગયા, મથુરામાં બે બાંધવ રહ્યા.
એ અદભુત લીલાવૈકુંઠરાય, શુકજી કહે કેમ વર્ણવી જાય.

( વલણ )

કેમ વરણવું એક જીવ્હાયે કરી, પરમેશ્વર મહિમાયરે;
ભટ પ્રેમાનંદ કેહે કથા થયો, પંચાસમો અધ્યાયરે.

---

## અધ્યાય ૫૧ મો.

### ( કડવું ૧૪૩ મું—રાગ રામગ્રી )

શુકજી કેહે સાંભળ નરપતી, પ્રભુએ પૂરી કીધી દ્વારામતી;
મથુરામાં રહ્યા શ્રીગોપાળ, રામ જગાડ્યા થયો પ્રાત:કાળ.

( ઢાળ )

પ્રાત થાતે જદુનાથે, જગાડ્યા બળરામ;
સંકર્ષણ તવ થયા વિસ્મે, ઉદવસ્ત દીઠું ગામ.
નહી નરનાર બાળક પશુ પંખી, નહીં મૂષક મર્કટ શ્વાન;
આશ્ચર્જ પામ્યા રામ દેખી, બોલ્યા શ્રીભગવાન.
જે વાત વીતી અથ ઇતિ, તે કહ્યો સમાચાર;
જવન ક્રોધે ગામ ઘેર્યું, વીરા કોણ વિચાર.
બળિભદ્ર વળતું બોલીયા, મુને પુછયાનો શો અર્થ;
કાળજવનને મારવાને તમો છો સમર્થ.
કાળજવનને હું હણું, એમ કેહે જુગદાધાર;
રામ કેહે એહેના સૈન્યને, તો હું કરૂં સંઘાર.
એહેવું કહીને રામ કૃષ્ણે, ઉઘાડ્યાં પુરદ્વાર;
નારદ કહ્યું હતું તેહેવા, રામ રાજકુમાર.
નીલ પીત પટ ઓળીયાં છે, ચંદન ચર્ચિત કાય;
અસ્ત્ર શસ્ત્ર વાહન વેહોણા, ઊભા પાળા પાય.
જાણ્યું બાળકને જઈ ગ્રહું, ધાયો દાનવધીશ;
કાળજવન પૂઠે થયો, પછે નાઠા શ્રીજુગદીશ.
બળિભદ્રે સહુ સૈન્ય રોકયું, કરયો વૃક્ષવડે સંગ્રામ;
કાળજવનને લઈ ગયા, કરી ભેદ સુંદરશ્યામ.
ભરયા શ્વાસે નાથ ન્હાસે, વળી પડે બેઠા થાય;
હવડાં ગ્રહું છૌં જવન જાણે, આશાપાશબાંધ્યો જાય.
નદી નાળાં વૃક્ષ જાળાં, પર્વત પંખી વંન;
ન્હાસે ઉવાટે વસ્ત્ર ફાટે, વીંધાય કાંટે તંન.
એક ગફા ઘોર ગિરીતણી, તેહેમાં પેઠા શ્રીગોવિંદ;
એક પુરૂષ સુતો ગુફા મધ્યે, નામ રાય મુચકુંદ.
અયુત વર્ષની નિદ્રા કરીને, પોહોડયો પર્વત મ્હાંય;
તેહેને પીતાંબર ઓઢાડીયું, કીધો ભેદ જાદવરાય.
આઘા જઇ કંદરામાંહે, થયા ગુપ્ત જુગજીવંન;
સામળીયાને શોધતો, ગયો ગુફામહિ જવંન.
મુચકુંદને જોઈ મોદ પામ્યો, જાણ્યા નંદકિશોર;
જવન કેહે રે ઊંઠ જાદવ, શું સંતાઈ સુતો ચોર.
તેં જાણ્યું મહત કર્મ કીધું, અસુર નહીં આવે અત્ર;
કાળજવનને અજાણ્યું શું, મેં જોઈ મુકયા છે સર્વત્ર.
નિરભે થઈ શયન કીધું, ગાજ્યો જવન મેઘાકાર;
મુકુંદ જાણી મુચકુંદને, તેણે કીધો પાદ્ર પ્રહાર.
મહાપુરૂષને થઈ પ્રબળ પીડા, ક્રોધે ઉઘાડયાં લોચંન;
નિદ્રા ભંગના નેત્રથી, પ્રગટીયો હુતાશંન.
ક્રોધાનળની જવાળ પ્રગટી, પ્રલયવત વિક્રાળ;
કાળજવન બાળી ભસ્મ કીધો, તવ હરખ્યા શ્રીગોપાળ.

---

૧ (બા૦ પ્ર૦). ગુ૦ પ્ર૦ માં 'કનક કોસીશા' છે.
૨ 'દુકુલ' ગુ૦ પ્ર૦.

મુચકુંદ મનમાં વિચારે, મેં કોણ કીધો દહંન;
પરભાર્યું કારજ કરી, ખંખારયા જગજીવંન.
શબ્દ સાંભળી ફરી જોયું, દીઠા દેવ મુકુંદ;
કોણ છે તું બાળકા, એમ પુછે રાય મુચકુંદ.
લઘુરૂપ કો લક્ષણવંતો, છે લોચન લોલ વિશાળ;
અંધારે ગુફામાંહે એકલો, બીહીતો નથી તું બાળ.
આ પીતાંબર મેં કોહેનું ઓડયું, કોણે કીધો મહાર;
જાણતો હોય તો કેહે મુજને, એ કોણ થયું બળીને છાર.
પરિક્ષત પૂછે શ્રીશુકદેવજીને, કોહો કૃપાનિધાન;
કથા કોહો મુચકુંદની, જેહેને મળ્યા શ્રીભગવાન.
ક્રોધાગ્નિયે કેમ દુષ્ટ દહ્યો, અભંગ જેહેનું અંગ;
પ્રશ્ન સાંભળી કેહે શુકજોગી, પૂર્વકથાપ્રસંગ.
પ્રશ્નોત્તર શુકદેવ વદે, ધન્ય રાય ધીમાન;
કહું કથા મુચકુંદની, જે મળ્યા શ્રીભગવાન.
દેવતાને દુઃખ પડીયું, દૈત્યે દમ્યા અપાર;
પ્રાર્થના કરવા મહીપતિની, આવ્યો સુરપરિવાર.
શત્રુજિત રવિવંશદીપન, જાગ્યો માન્ધાતા મહીપાળ;
ઇંદ્ર કેહે નરેંદ્રને, લ્યો અમરની સંભાળ.
માન્ધાતાએ નિજ પુત્ર તેડયો, મુચુકુંદ એહેવું નામ;
જાઓ સ્વર્ગની રક્ષા કરો, પિતાએ આપ્યું કામ.
પછે મુચકુંદ ગયા અમરાવતી, નિરખે કીધાં નિજ સર્વ;
અસુર દાટવાળી ઉચાટ ટાળ્યા, નાચે અપછરા ગાંધર્વ.
હાસ્ય વિનોદ મગન મન, શંગાર વિવિધ વિલાસ;
દાનવ કોટિક નાશ કીધા, ગયો અમરનો ત્રાસ.
બે અયુત વર્ષ રક્ષા કીધી, તવ રાજ્યા સુરરાજંન;
ઇંદ્રપુત્ર જયંત નામે, પામ્યો બળ જોબંન.
તેહેને સ્વર્ગરક્ષાનું કારજ સોંપ્યું, બોલ્યા ઇંદ્ર ભગવાન;
વીદાય આપી મુચકુંદને, માગો કાંઈ વરદાન;
તમો શ્રમ કીધો અતિઘણો, તે અન્યથો નવ હોય;
તમારા વારાના પૃથવીમાંહે, લોક ન મળે કોય.
ત્રણ વર મુચકુંદે માગ્યા, ઉજાગરે વ્યાકુળ રાય;
અયુત વર્ષ નિદ્રા કરૂં, જગાડે તે ભસ્મ થઈ જાય.
ત્રીજો વર જે મુકતી પામું, મળે વૈકુંઠરાય;
એહેવો વર પામી મુચકુંદ, સુતા એક ગુફાની મ્હાંય.
એ પૂર્વકથા નિદ્રાતણી, જે દહ્યો કાળજવંન;
પરિક્ષત રાય પ્રસંન હવા, સમાધાન થયું સ્વામીન.
મૂળકથા શ્રીશુક કહે, સાંભળીયે ભૂપાળ;
મુચકુંદે પુછયું માધવને, કેહે સાચું કોણ તું બાળ.
શ્રીકૃષ્ણ કેહે મુચકુંદને, સાંભળ રવિવંશીરાય;
મુને બ્રહ્માદિક ઓળખે નહીં, નિગમ નેતિ કરી ગાય.
ભોમીભાર ઉતારવા, અમો લેઉં છીં અવતાર;
બ્રહ્મા આદે સર્વ દેવતાએ મુને સ્તવ્યો એકવાર.
વસુદેવસુત થઈ અવતરયો, વાસુદેવ માહારૂં નામ;
અધર્મનો ઉચ્છેદ કીધો, ફેડયો કંસનો ઠામ.
ક્રોધાગ્નિયે તુજ નેત્રથી, બળાવ્યો કાળજવંન;
તું ભક્તમાટે ભૂપતી, મેં દીધું આજ દર્શન.
કૃતાંજળી કરી પાય લાગ્યો, મુકુંદને મુચકુંદ;
પરબ્રહ્મને કેમ ઓળખું, હું અપરાધી મતિમંદ.
નરેંદ્રે ઉપેંદ્રને, કહ્યું પોતાનું વૃત્તાંત;
અપરાધ માહારો ક્ષમા કીજે, જયજય કમળાકાંત.
છે આદ્ય મધ્ય ને અંત તું, અનંત અપરંપાર;
પરાત્પર પરબ્રહ્મ ઇશ્વર, જય જય જુગદાધાર.
વિશ્વકર્તા વિશ્વંભર, વિશ્વપાળક વિશ્વાધાર;
જય વિશ્વેશ્વર વિશ્વાત્મા, વિધાતા રહિતવિકાર.
ભૃગુ બ્રહ્મા બૃહસ્પતી, તાહારો ભવ ન જાણે ભેદ;
ભટકતી ભારતી ફરે, પ્રભુ રહ્યા અટકી વેદ.
આદિત ઇંદુ ઇંદ્ર ઉડગણ, અમર કોટિ તેત્રીશ;
અનિલ અનલ દુર્ગ અવની, તે કો નવ જાણે જુગદીશ.
સાગર સરિતા સપ્તઋષી, નવકુળનાયક સર્પ;
અષ્ટવસુ ને વિશ્વેદેવા, ન જાણે મોહોટા નર્પ.
અધ્યયન ધન આધાર તું, પરિવાર તું પદ્મનાભ;
વ્યાપાર કીધો તુજ નામનો, પ્રભુ તેણે લુટયા લાભ.
તાહારાં સમરણ વિના વ્યાપાર, કીધા અન્ય કોટાનકોટ;
કુબેરતુલ્યે ધંન થયું, પણ અંતે આવી ખોટ.
ઉપરાજીને[1] જઠર[2] પોખ્યું, પોખી પોતાની નાર;
તેણે વૃથા વપુ વધારયું, કાળને ચરવા ચાર.
જાગૃત શયન સ્વપ્ન ભક્ષણ, પ્રાત રાત્રિ મધ્યાન;
હું કલેશ કરતો ઉઠયો સુતો, ભજન નહીં શ્રીભગવાન.
મમત્વ મદ મોહે ભરયો, ઘણો મછર માયામગંન.
સ્વભાવે નથી નીચું નરખ્યું, જોયું ગરવે ગગંન.
ઘણું લોલ લોભી લંપટ શઠ, કપટી રૂદ કઠોર;
પલમાત્ર શ્રીબ્રહ્મ ભજ્યા નહીં, હું છીં નાથ તાહારો ચોર.
અમરાવતીમાં આયુષ ખોયું, કરી અરીશું જુદ્ધ;
અયુત વર્ષ નિદ્રામાં ગયાં, શાશ્વત શરીર અશુદ્ધ.
સ્નાન દાન ને ધ્યાન અધ્યયન, સંતસંગત નહીં ઉપગાર;
શય્યાવત સુતો રહ્યો, ગયો ઊંઘમાં અવતાર.

૧ સઘળી પ્રતમાં છે પણ [ઉપાર્જને] જોઇયે. ૨ એક ગુ૦ પ્ર૦ બીજી બધાંમાં 'જગત', 'જકત' છે.

માતતાત ને ગુરૂ ગોસાંઈ, નવ સેવ્યા વિપ્ર સાધ;
આવું ખોયું અન્યાય કરતે, ક્ષમા કરો અપરાધ.
માનુષા દેહની ત્રણ અવસ્થા, નહી ચોથી અવસ્થા કોય;
કીટ પડે કે ભસ્મ થાય, ખાય શ્વાન વિષ્ટા હોય.
માનુષ દેહથી પશુ ભલાં, અજ્ઞાને નહી કર્મ;
મળમુત્ર માંસ રૂધિર અસ્થિ, કોને અર્થે આવે ચર્મ.
માનુષ દેહ તો ધન્ય કહીયે, ભજે શ્રીગોપાળ;
જેણે રામનામ ભજ્યું નહી, તે જનુનીજોબન કાળ.
મુને ગર્ગાચાર્જે કહ્યું હતું, તુંને મળશે શ્રીમહારાજ;
તે વિપ્રવચન સાચું થયું, મેં નીરખ્યા નરહરિ આજ.
ખટ શાસ્ત્ર ને ચાર વેદ, કથા પુરાણ અઢાર;
તે પાઠ કરતાં ગોવિંદગુણનો, કેમે ન આવે પાર.
અલ્પ આયુષ સ્વલ્પ બુદ્ધિ, ગુણહીણ ગર્વી મૂઢ;
હું કીટ વિષયકુંડનો, શું સ્તવું ગરૂડારૂઢ.
એહેવું કહીને પાય પડીયો, જુગમ જોડી પાણ;
માગ વર રવિવંશોદ્ભવ, એમ વધ્યા પુરૂષપુરાણ.
ગદગદ કંઠે બોલીયા, ગોવિંદસું મુચકુંદ;
આવાગમનનાં કર્મ કાપો, આપો ચરણારવિંદ.
શ્રીકૃષ્ણ કેહે નિદ્રાવડે, છે અશુદ્ધ તાહારો દેહ;
અધિકાર નહીં વૈકુંઠનો, રાય પિંડ પાડો એહ.
પછે વૈકુંઠ પામશો, કહી ગયા શ્રીભગવાન;
મુચકુંદ બદ્રિકાશ્રમ જઈને, ધર્યું હરિનું ધ્યાન.
થોડા દિવસમાં દેહ તજ્યો, આવ્યું દિવ્ય વિમાન;
વૈકુંઠ વૈષ્ણવ પામિયો, એમ કેહે શુક ભગવાન.

(વલણ)

ભગવાન શુક કેહે શ્રવણે, કોટિ પાતક જાયરે;
ભટ પ્રેમાનંદ કેહે કથા થયો, એકાવનમો અધ્યાયરે.

---

## અધ્યાય પર મો.

### (કડવું ૧૪૪ મું—રાગ ગોડી).

શ્રીકૃષ્ણ કાર્જ પરભાર્યું કરી, ફરી મથુરામાં આવ્યા હરી;
રામે હળમુસળ કર ધરી, અર્ધ કચરી મારયા અરી.
જવન મારતાં બહુ ઊગરયા, તે કૃષ્ણે આવી પુરા કરયા;
અધમી નાઠા તે ઉગરયા, દ્વારીકા બે બાંધવ પરવરયા.
મથુરાની માયા મૂકી ઘણી, સામળા ચાલ્યા સોરઠ ભણી;
સૈન્યા રાય જરાસંધતણી, આગળ ઉભી બીહામણી.
બાંધી મારગ માગધ રહ્યો, મુદિત માધવ દુખી થયો;
નથી સમાચાર જવનનો લહ્યો, જે મ્લેચ્છ મુચકુંદ દૃષ્ટિએ દહ્યો.
જવનથી નાઠા બે ભાય, આવી પડયા માહારા હાથમહાય;
સૈન્યાને કેહે માગધરાય, રામકૃષ્ણ કુશળે નવ જાય.
દીઠા દાનવ બાંધી વાટ, સંકર્ષણને થયો ઊચાટ;
ભાઈ નથી ઉગરવાનો ઘાટ, કરી જુદ્ધ વાળો દાટ.
શ્રીકૃષ્ણ કેહે સત્ય કોહોછો તમે, આપણને દાનવ વઢતાં દમે;
આજ જુધે જીત ન થાયે કેમો, ભાઈ પલાયણનો દીસેસમો.
મુકી સૈન્યા જમણે પાસ, નાઠા હળધર શ્રીઅવિનાશ;
કેહે જરાસંધ ભરિયો શ્વાસ, નેટ નીસરી પીધી છાસ.
નોહે જાદવ ક્ષત્રી ખરા, નીવડયા નંદતણા છોકરા;
હવડાં જઈ ઝીકું અહીંસરા, ધાયો જરાસંધ ધ્રૂજી ધરા.
પ્રભુ તેવડયા તસ્કર વત, કોટિ અસુર ધાયા ઉન્મત્ત;
બહુ પાળા હસ્તી ઘોડા રથ, ધાતાં સહુ થાયે લથબથ.
પડે શોહોર ચીસ બુંબાણ, વરશે શૂળ શક્તિ બહુ બાણ;
ન રહ્યું શસ્ત્ર અસ્ત્ર નિર્માણ, નાખે અસુર પૂઠે પાષાણ.
ઉડે ધૂળકટ કોરણ વાય, મારો કેહેતા દાનવ ધાય;
ન્હાસતાં ચેષ્ટા કરે જદુરાય, ઢળી પડે વળી બેઠા થાય.
એ અકળગતિ નવ જાણે કળી, છુટે પલવટ બાંધે વળી;
હળધરને હીંડયાની ગતિ ટળી, એહેવે સૈન્યા પુઠે આવી મળી.
રામ કહે સાંભળ શ્રીપતી, આવી પોહોતા બહુ દુર્મતી;
માહારૂં મરણ આવ્યું સરવથી, હવે મે દોડાતું નથી;
વડો વીર દીઠા લડથડયા, ન મુકે દાનવ પૂઠે પડયા;
લીધા રામ ખભે હરી ગઢગડયા, પરમેશ્વર પર્વત ઊપરચડયા.
છે ગોમતાચળ તે ગિરિનું નામ, ચડી ગુપ્ત થયા કેશવરામ;
જરાસંધ કેહે સીધ્યું કામ, હવે નથી નાઠાનો ઠામ.
જઈ પર્વત વીટયો ચોપાસ, ખડકી કાષ્ટ મૂકયો[1] હુતાશ;
ગઈ ધૂમ્રજવાળા આકાશ, બોલ્યા રામ શી ગતિ અવિનાશ.
ભાઈ નથી ઉગરવાનો ઉપાય, જુઓ જવાળા ચોપાસે જાય;
ભય ઉપજાવે લાગી લાય, ફાટે વાંસ કડાકા થાય.
શુકર મૃગ પડયાં તરફડે, દગ્ધ પાંખ પંખી ફડફડે;
ધુમ્રે વાયુ ધુમસ ધડધડે, સામળીયા કાંઈ સૂજ નવ પડે.
કોહો શું કામ અહીંકહાડયું ચડી, જન્મ સંભારણ વેળાપડી.
થઇ અવગતિ મરશું તરફડી, વારૂ થાત જો મરતા વ્હડી.
કોણ વાત કેહેશે ઘેર આપણી, રોઇ મરશે દેવકી રોહિણી;
મામી બેહુ હરખશે ઘણું, મગધમાં જાશે વધામણી.
બળિભદ્રની આતુર વાણી, લીધું પીતાંબર સારંગપાણી;
પછિ હળધરને પાસે આણી, બેહુએ કટિ કટિ બાંધીતાણી.
પક્ષીની ગતિ કીધી જદુપતી, તે રાય જરાસંધ જાણતો નથી;
રામને લઈ ઉડયા અવિગતી, બેહુ જઈ ઉતરયા દ્વારામતી.
રામકૃષ્ણ જાતા નવ જોયા, ભાળ્યો જરાસંધે દાનવ ચોયા;

---

[1] 'હૂંકો' બા૦ પ્ર૦.

એહુ જાદવ જીવથકી ખોયા, ગયો ઘેર દૂવે ઊંબર ધોયા.
અસ્તિ પ્રાપ્તિ આનંદી ઘણું, હવે વેર વળ્યું કંસાસુરતણું;
મૂળકથા શુકજી કેહે ભણું, વિસ્તારૂં પ્રભુનું પ્રભુતાપણું.
જાગ્યા લોક દ્વારિકા મ્હાંય, નવું નગ્ર દેખી વિસ્મે થાય;
પરસ્પરે સહુ પુછવા જાય, સદ્ય સમજ્યા ઉદ્ધવ વૈષ્ણવરાય.
સહુ સમજાવ્યો જાદવપરિવાર, એહેવે પધારયા જુગદાધાર;
થયો કુશસ્થળીમાં જેજેકાર, કહયો કુટંબને સર્વે સમાચાર.

(વલણ)

સમાચાર કહયો અથઇતિ, દહ્યો જવન વાસ્યું ગામરે;
ભટ પ્રેમાનંદ કેહે કથા જે, પરણ્યા કેશવરામરે.

---

(કડવું ૧૪૫ મું—રાગ કેદારો)

શુકજી કેહે સાંભળ રાજા, કહું ગોવિંદના ગુણગ્રામ;
વૈદર્ભીને વિઠ્ઠલ પરણ્યા, રેવતીને વરયા રામ.
છપન કોટી છે જાદવ[1], રચના શ્રીજુગદીશ;
એકેકા ઘરમાં કુટંબ છે, માણસ અડતાળીશ.
પ્રતિપાળણ કરે પ્રજાની, સમરથ શ્રીભગવાન;
વ્યાધિ અકાલ મૃત્યુ નહી કોને, કાંપે જમરાજાન.
દ્વારામતીમાં પ્રજા ન માઈ, એક નવું નીપાવ્યું ગામ;
કીધી દ્વારિકા સાંમી એક, ઉપદ્વારિકા ધર્યું નામ.
ઉગ્રસેન શિરછત્ર બિરાજે, ધણી વાસુદેવ રાજાન;
સૈન્યાપતી સાત્યકી જાદવ, અક્રૂર કીધા પ્રધાન.
જુદ્ધપતી હળધરજી કીધા, સ્વામી શ્રીગોપાળ;
વિનતિ ઉદ્ધવજી પોહોંચાડે, કીધો કૃતવર્મા કોટવાળ.
સુખસાતા અડિયાતા દહાડા, જાંહાં રાજા જુગદાધાર;
વસુદેવ દેવકી ગોષ્ઠ કરેછે, પામ્યાંછે સુખ અપાર.
કારાગૃહના કપરા દહાડા, સંભારતાં દુઃખ વ્યાપે;
આજ ઇંદ્રઇંદ્રાણીપે અદકા, પુત્ર તણે પ્રતાપે.
રાજ જોવન ધન ભોજન ભૂષણ, વાહન વસન આસંન;
સકળ સુખ આપણે પામ્યાં, પણ એક દુઃખ મોહોટું મન.
જરાસંધ સરખો શિર શત્રુ, કીધા ગોકુળમાં અન્યાય;
તે માટે દીકરાને કો નહી આપે, કુળવંતી કન્યાય.
રોહિણી પુત્ર રંક છે ગોરો, તેહેની વાત કંહીએ થાશે;
માહારો પુત્ર કાળો ઊછંકળ, કુંવારો ભવ જાશે.
નીચ કુળની લક્ષ મળે તોહે, માહારૂં દુખ નવ ભાગે;
જાંહાંલગે કો છત્રપતીની, પુત્રી પાગે નવ લાગે.
વસુદેવ કેહે રે પેહેલી ઘરણી, એ વિચાર તાહારો ખોટો;
આપણા પુત્રને પરણાવવાને, પરમેશ્વર છે મોટો.

શ્રીકૃષ્ણે તતક્ષણ જાણ્યું, માત પિતાની દાઝ;
એટલી વહુવર આગળ લાવું, જે માતા આવે વાજ.
એક દાહાડો સકળ જાદવની, સભા શ્રીકૃષ્ણે કીધી;
અંત્રીક્ષથી એક રાજા આવ્યો, કેડે કન્યા લીધી.
એકવીસ તાડ પ્રમાણે ઉંચો, બાળકી એપણ તેહેવી;
હિમાચળના ઉછંગ ઊપર, જક્ત માતા જેહેવી.
સુભટ સર્વે વિસ્મે પામ્યા, દેખી તાત કુમારી;
તે રાજાયે આવિને પૂછ્યું, કહાંછે મુસળધારી.
ઉગ્રસેને અતિ આદર કીધો, કોહો પધારયા કોણ કામ;
પ્રણામકરીને રાજા બોલ્યો, છે રેવત માહારૂં નામ.
રવિવંશ ઇક્ષ્વાકુ કુળ માહારૂં, છત્રપતિ રાજકુમાર;
હું રેવતી પુત્રીને લેઇ ગયો, બ્રહ્મા કને એકવાર.
મુહૂર્તમાત્ર રહ્યો હું ઉભો, વહી ગયા જુગ ચાર;
જગત પિતાએ સાહામું જોયું, હું બોલ્યો કરી નમસ્કાર.
વર વિચારી મે મુકયા હુતા, નામ કહ્યાં સભામાંહ્ય;
કીયા વરને કન્યા આપું, જે અખંડ સૌભાગ્ય થાય.
હાસ્ય કરી હિરણ્યગર્ભ કેહે, વહી ગયા જુગ ચાર;
તેં ચીતવ્યા વર તે પૃથવી માંહે, ફરી અવતરયા લક્ષવાર.
આજ જુનો વર છે ધરાધર, રોહિણીનંદન નામ;
તેહેને જઈ કન્યા આપો, તુજજોગ જમાઇ રામ.
તે માટે હું આવ્યો સ્વામી, મુને કૃતારથ કીજે;
ઉગ્રસેન કેહે હળધરને, કન્યા જોગ છે લીજે.
સરખે સરખા જાદવ હસિયા, વેહેવા રૂડો થાશે;
કન્યા નોહે પણ કન્યો દીસે, કીયા ઘરમાં માશે.
પિતાએ પુત્રી હેઠી મૂકી, અવની અડિયા પાય;
જોતાં રૂપ ગયું કૃતજુગનું, થઈ દ્વાપરની કન્યાય.
જેજેકાર થયો જદુકુળમાં, શોભ્યા સંકર્ષણ;
કન્યાદાન આપ્યું રાજાએ, કીધું પાણિગ્રહણ.

(વલણ)

પાણિગ્રહણ કીધું રેવતી રામે, રેવત તપ કરવા ગયોરે;
કહું સંબંધ શ્રીગોપાળનો, જે રૂખમણી સાથે થયોરે.

---

(કડવું ૧૪૬ મું—રાગ રામગ્રી)

પ્રથમે પ્રણમું સીતા રામજી, વિઘ્ન હરે વૈખરીને કરૂં પ્રણામજી;
શ્રીભાગવતરસઅમૃત ભાખુંજી, પદબંધ કરવા અભિલાષ રાખુંજી.

(ઢાળ)

અભિલાષ રાખું રમ્ય વાણી, આપ શ્રીરણછોડ;
કથા કહું રૂખમણી હરણની, બાંધું જુગતે જોડ.

---

[1] 'છપન કોટી ઘર જાદવનાં' બા૰ પ્ર૰.

વ્યાકરણ વાણી શબ્દ સુંદર, સુરસરિતા શુભ વાણ;
છે અમૃતથી અધિક માધુર, કો પીયે ચતુર સુજાણ.
કોમળ શીતળ નિર્મળ, સુખકર દુખહર હરિનું નામ;
પ્રેમાનંદ પવિત્ર થાવા, ગાતા[1] રાજીવલોચન રામ.
રસઅનુભવી ચતુર પંડિત, બાંધે બંધ જુગત અપાર;
લલિત પદ ગૌરવ ઘણું, વેહે વાણી ગંગાધાર.
એહેવા કવિને ભક્તિ નહીં, જેમ બીજવેહોણું ક્ષેત્ર;
પદબંધ કિંવા પ્રીત વેહોણું, જેમ પુતળી પાખે નેત્ર.
પંડિત થયા નવ હરિ લહ્યા, પ્રજળી રહ્યા નિજ અહંકાર;
ભક્તિ વિના અધ્યયન જથા, વેહે વૃષભ પુસ્તકભાર.
કો કેહેશે તેં ગર્વ કીધો, કવિને તિરસ્કાર;
કહ્યો ઉપદેશ પ્રાણી માત્રને, હરિ ભજન સહુથેં સાર.
એ, મરણ પગલાં હેઠ છે, ફરે સીચાણો કાળ;
હરતાં ફરતાં કારજ કરતાં, ભજો શ્રીગોપાળ.
રૂખમણીહરણની કહું કથા, જોડી જથા વેદવ્યાસ;
જો પ્રીતપુર્વક સાંભળે તો, ટળે જન્મમરણનો ત્રાસ.

(વલણ)

ટળે ત્રાસ જન્મમરણનો, હરિ ભજન નવ ચૂકીયેરે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરનું, પળમાત્ર નામ ન મૂકીયેરે.

---

## (કડવું ૧૪૭ મું—રાગ સામેરી)

શ્રીશુકજી કેહે સાંભળિયે રાય, શ્રીકૃષ્ણ કમળાનો વેહેવાય;
શ્રીહરીયે મથુરામાં અવતાર લીધો, લક્ષ્મીયે મનમાં વિચાર કીધો.

(ઢાળ)

વિચાર કીધો વપુ ધરવા, સેવવા પાદ શ્રીહરી;
વિદર્ભ દેશ ભીમકને ઘેર, રૂખમણી થઈ અવતરી.
સ્વરૂપ સુંદર શીલ સાગર, સ્તવી ન શકે સરસ્વતી;
ભીમકને ભવન પધારિયા, એકવાર તાંહાં નારદજતી.
એકાંત અંતઃપુર વિષે, પૂજ્યા ઋષિ આદર કરી;
દંપતી ઋષિને પાય લાગ્યાં, વિનયવાણી ઓચરી.
મહારાજ આજ હું રંકને, કૃતારથ ઋષિજી કર્યો;
હું સરખું કાંઈ કાજ સ્વામી, સેવક જાણી ઓચરો.
ભક્તેંદ્ર કેહે નરેંદ્રને, ધર્મ સૌજન્ય સુણી ઘણું;
અજલોકથી અમો આવ્યા, અવલોકવા આતુર ઘણું.
છે સમ સ્વર્ગે વાત તાહારી, [વૈદર્ભી] વૈધરુવમણી[2];
જેહેનો જસ છે જગતમ્હાંયે, ધન્ય જનુની તેહતણી.
ભૂપતીનાં ભલપણાંને, વિખાણે છે મહાજતી;
રૂખમણીને તેડી આવી, માતા જે સુવજાવતી.
પુત્રી જઈને પાગે લાગો, વર માગો ઋષિવર કને;
મહંત ભાગ્ય જે મુનિ મળિયા, સૌભાગ્ય મીઠી હશે તને.
નારદઋષિને પાય પડિયાં, રૂખમણી જુગતે કરી;
તાહારો હાથ વૈકુંઠનાથ ગ્રેહેશે, વરદાન વાણી ઓચરી.
આશ્રજ પામી શીષ નામી, વિદર્ભનો સ્વામી વદે;
તમો વિચારી વરદાન આપો, વિશ્વાસ કેમ આવે હૃદે.
કાંહાં ખદ્યોત ને કાંહાં રવી, એ જોગવાઇ જોતાં નવ મળી;
કાંહાં હૃષીકેશ કાંહાં રૂખમણી, કાંહાં ગરૂડ કાંહાં ચરકલી.
કોણ કમાઈ એ જમાઇ પામું, જેહેનો પાર વિધિ પામે નહીં;
છે નહીં સંદેહ નારદ કેહે, સગાઈ એ નિભે થઈ.
જેમ જનકસુતા રામે વરી, તેમ પોહોંચશે તમ કોડ;
જાદવપતી દ્વારામતીમાં, વસુદેવસુત રણછોડ.
અરિ દળવા અવનિ અવતરયો, એ અષ્ટમો અવતાર;
કષ્ટ નિવારણ સૃષ્ટિનું, શ્રીકૃષ્ણ જુગદાધાર.
છે અયુત આદિતતણી આભા, મુગટ ઉગટ મુખ નિર્મળું;
નીલપીત પટકુળ રાજે, ઘનવર્ણ તેહેનું સામળું.
નવમણી મકરાકૃત કુંડળ, હાર વૈજયંતી કૌસ્તુભમણી;
બાજુબંધ પોહોંચી મુદ્રિકા, હરે જ્યોતિ સુત અત્રિતણી.
નખ ઇંદુ આભા ઓપતી, જે ઉડગણની શોભા હરે;
જેહેને મસ્તક કરકમળ ધરે, તેહેને કૃતારથ સેહેજે કરે.
ફુલ્યાં નેત્ર અંબુજ ચતુર્ભુજ, રાજે રમ્ય રોમાવળી;
નાસિકા શુકચંચુ પ્રમાણે, શ્વેતદંત દાડમકળી.
વિશાળ હૃદે કટિ પાતળી, અધર કાતળી આંબાતણી;
ચરણકમળનું ધ્યાન ધરતાં, જેવું નવ પડે ભવભણી.
એ ધ્યાન કેવળ બ્રહ્મનું, હૃદે રાખો મહીપતી;
એહેવું કહી અદૃષ્ટ થયા, પધારયા નારદજતી.
ઉપદેશ પામ્યા પિતા પુત્રી, શ્રીકૃષ્ણ ધ્યાન હૃદે રહ્યું;
પરિક્ષિત પૂછે ઋષિને, પછે સ્વામીજી શું થયું.

(વલણ)

શું થયું સ્વામી કોહો મુજને, જે નારદજી આવી ગયારે;
વૈદર્ભીને કેમ વરી, દયાળે કીધી દયારે.

---

## (કડવું ૧૪૮ મું—રાગ રામગ્રી)

દ્વૈપાયન કેહે શુક જોગીજી[1], સાંભળ પરિક્ષિત ભાગવતભોગીજી;
વળ્યા વેણાધારી આપી વરદાનજી, પિતા પુત્રીને લાગું ધ્યાનજી.

---

૧ 'ગાયા' મુ૦ પ્રતો. [ગાતો, ગાય-એ, ગાય્યો]. ૨ 'વિદર્ભ દેશ વૈધરુવમણી' બા૦ પ્ર૦ 'વૈદર્ભી વિપ્રકુ પરણી' સઘળી મુ૦ પ્રતો.

૧ 'સધારયા' બે મુ૦ પ્ર૦. ૨ બા૦ પ્ર૦. મુ૦ પ્ર[illegible]ાં 'દ્વૈપાયન સુત કેહે જોગીજી.' [કેહે દ્વૈપાયન સુત—સુત શુક જોગીજી]

(ઢાળ)

ધ્યાન લાગું દુઃખ ભાગું, મળ્યા ગુરૂ ગુણવાન;
રૂખમણી કન્યા સ્વપ્ન માંહિ, દેખ્યા શ્રીભગવાન.
એક દિવસ પાંચે પુત્રપ્રત્યે, કેહે ભીમક રાજાન;
કહી રૂખમણીને વર વિચારો, દીજે કન્યાદાન.
તવ કુંવર વળતું બોલિયા, તમો વૃદ્ધ બુદ્ધિવિશાળ;
જાંહાં ઘટે તાંહાં પિતાજી, તમો કરો વેવીશાળ.
હાસ્ય કરી ભીમક કેહે, કહી ગયા છે ઋષિરાય;
વસુદેવસુત શ્રીકૃષ્ણને, આપણ આપીયે કંન્યાય.
તવ જેષ્ઠ પુત્ર અજ્ઞાનઅર્ણવ, હરિવિમુખ મતિમૂઢ;
વિખાણ્યો શિશુપાળ તેણે, નિંદ્યા ગરૂડારૂઢ.
ગુણહીન માયાલીન બોલ્યો, તીમર ચડાવી ભાળ;
શું કરૂં જો પિતાજી છો, નહીંતર આણત કાળ.
વૃદ્ધ અવસ્થા મનુષને કરે, ભ્રષ્ટ અંતઃકર્ણ;
વપુ શીથળ વિપરીત બુદ્ધિ, તેપેં રૂડું મર્ણ.
હારદ નવ લેહે નારદનું, જેહને વિરોધઉપર પ્રેમ;
ખળ વાયેક જે ખરાં માને, તેહને સંભવે નહીં ક્ષેમ.
નવે ગ્રહ જાગે કુકર્મ લાગે, થાય પરમેશ્વરનો કોપ;
એટલા પદારથ હોય ત્યારે, જમાઈ થાયે ગોપ.
અમો વીર પાંચે જીવતાં, કેમ વરે નીચ ગોવાળ;
જો સગાનું સુખ લીજીયે તો, કીજીયે સગો શિશુપાળ.
ભીમક કહે ભલું કાં નહીં, શોધી કહાડ્યું સદપાત્ર;
આપણાં કુળને નવ ઘટે, જાદવપતિ જામાત્ર.
એહેવું કહીને વિદાય આપી, નિજ ગૃહે ગયા કુમાર;
પણ રૂખમૈયાને ચટક લાગી, કીધો ગુપ્ત વિચાર.
જનક જેમ જાણે નહી, તેમ જુકતે તેડું જાન;
જાણશે તો જાદવ આવશે, નથી પિતાને કાંઇ સાન.
ગુપ્ત પત્ર લખી ચલાવ્યું, ચેદી દેશમુજાર;
પત્ર આપી શિશુપાળને, સેવકે કરયો નમસ્કાર.
કંકોતરી કુંકમે પુજી, રાયે કીધું અવલોકંન;
આ પત્ર અત્રજે આવિયું, છે વધામણીનાં ચેહેન.
સ્વસ્તિશ્રી સર્વદેશશિરોમણિ, ચેદીદેશ વિશાળ;
દમઘોષનંદન ભાગ્યનિધિ, શત્રુ સહસ્રના કાળ.
પરકારજકરતા દુઃખહરતા, ઔદાર્યે નૃપવર્ય;
ધર્મધામ સ્વરૂપ કામ, સોમવંશના સૂર્ય.
વિદ્યા વિનય વિવેક સંપન્ન, શૂર ધીર ધીમાન;
રાજમણિ શિશુપાળ સ્વામી, દંતવક્ર બળવાન.
વિદર્ભવાસી આજ્ઞાવર્તી, સેવક રૂખમૈયો નામ;
એ વિનંતિ ભૂપતી, માહારા શતસહસ્ર પ્રણામ.
છે બેહેન માહારી રૂખમણી, તે પામી કન્યાકાળ;
અમો તમને અર્પણ કીધી, શોભશે વેવીસાળ.
છે પિતાનું મન અન્ય સ્થાનક, તે અમો કીધું વ્યર્થ;
આપણા મનમાં ન આવ્યું તો, શું પિતાનું સામર્થ્ય.
છે શુભ લગન માઘશુક્લમાં, સપ્તમી સોમવાર;
આંહાં શીઘ્ર સ્વામી પધારવું, લખ્યો દિવસ તે નિર્ધાર.

(વલણ)

નિર્ધાર દિવસ લગનતણો, લાવજો સાથ જોદ્ધાતણોરે;
પત્રિકા વાંચી હૃદયા ચાંપી, મિથ્યા વર હરખ્યો ઘણોરે.

---

(કડવું ૧૪૯ મું—રાગ વેરાડી)

શુકજી કેહે ભૂપતિ સાંભળો, કૃષ્ણરૂખમણીનો મહિમાનિર્મળો;
દિવસ એક લગન વચ્ચે રહ્યો, રૂખમઇયો ભીમક પાસે ગયો.
બોલ્યો પિતાપ્રત્યે કૃતાંજળી કરી, ઘણું ગર્વ જુક્ત વાણી આચરી;
બાઇનું વેવીસાળ નિશ્ચે કીધું, પરમ દહાડાનું લગનલીધું[1].
શુભ વાત આવ્યો છીં પુછવા, શિશુપાળ વર મેં રાખ્યો વરવા;
શાંતિ ગ્રહ ગોત્રજદેવ્યા, આપો ભુરસી દાન બ્રાહ્મણ સેવા.
વેહેવાઇ જાનની સ્વાગત કરજો, કલ્પના તજી ઊલટ ધરજો;
વિરોધ વાત સુણી સુતતણી, બેધા ભૂપસું ભાલાઅણી.
વચન વિખપેં કડવાં ઘણાં, ક્રોધે તમ તન લાગાં તાપણાં;
શબ્દઘાય વજ્રપેં દોહેલો, રાનું કાળજ બળી થયું કોએલો.
વારૂ કીધું કહી વળાવ્યો તંન, એકાંતે ભીમકે કીધું રૂદંન;
ગઈ ગંગા આવ્યું શોણિતપુર, ગયો ઐરાવત આવ્યો મહિષાસુર.
તજી બ્રાહ્મણ પુજે ચાંડાળ, હરિ પરહરી તેમ તેડ્યો શિશુપાળ;
એ પુત્રપેં ભલો અપુત્રઅવતાર, જે પુત્રે દીધું મુક્તિનું દ્વાર.
શું કરે પુત્ર પ્રભુને ગમ્યું એમ, હરિની રૂચિ હોય તો એમ થાયે કેમ;
જે વિશ્વંભર જકતનું પોષણ કરે, તે કન્યાદાનને કેમ કર ધરે.
દેહદમે જોગી જેહેને કારણે, તે કેમ આવે માહારે બારણે;
જે ખટ દરશણ ખોળ્યો નવ દીસે, માહારી સ્ત્રી તેહને કંસાર કેમ પીરશે.
એ દીકરો દૈત થઈ નીવડ્યો, દુઃખ દેવા પતિત પેટે[2] પડ્યો;
અણગમતી રાખી વાત ગુપ્ત કરી, કેહે વારૂ ઠામ દીધી દીકરી.
પછે રાજ મંડપમાં રાજા ગયો, પિતાપુત્રનો વિરોધ કોણે નવ લહ્યો;
માંડ્યા હોમ અધ્યંન તેડ્યા આચાર્જ, લૌકિક રાખવા ભીમકે માડ્યું કાર્જ.

---

1 'ચેદીરાજને માનજ દીધું' બા૦ પ્ર૦. 2 'પૂરે' (શુ૦ પ્ર૦).

ઘેર ઘેર પુરમાં વારતા થઇ, શિશુપાળ જરાસંધ આવશે સહી;
વરજાન ઉતરવા કામ, રૂખમૈયે એક સણગારયું ધામ.
હય રથ ગજ શાળા વિશાળ, છે ટોરડા [1]ઝાકઝમાળ;
ગાલમસૂરિયાં તકીયા આસન પરિસ્તર્ણું, ચંદ્રવા ઝુમણા ઝગે સોવર્ણું.
ઘૃત પકવ શર્કરા બહુ પકવાન, પ્રથમ આવી આરોગે જાન;
ગોરસ[2] ઘૃત દૂધ નવનીત, સર્વ કીધાં કામદૂઘાની રીત.
જળ કર્દમપાત્ર ઉભયપાસા, ભરયાં શીતળ જળ એળચી વાસ્યાં;
અમરાપુરશું અવની ઉતારયું, વરને ઉતારવા ઘર સણગારયું[3].
વાહનને સારૂ તૃણ ઢોળે કીધાં, ગજ અશ્વ પશુનાં કામ સીધાં;
વાજે પટહ દુંદુભી ઢોલ, બંદી ભાટ બોલે જસ બોલ.

(વલણ)

જસ બોલે ઢોલ વાજે, નફેરી સરણાઇરે;
રૂખમણીયે જાણી વારતા, તવ પડી મોરછા ખાઇરે.

(કડવું ૧૫૦ મું—રાગ દેશાખની દેશી.)

કે વારતા સાંભળીરે, જે વીરે મેળ્યું વેવીસાળ;
ન તેડયા શ્રીકૃષ્ણજીરે, પડી પેટડીયાંમાં ફાળ.
શુધબુધ શક્તી ગઇરે, થઇ શીથળ છૂટી વેણ;
વપુ વિજોગ દહ્યુ રે, મુને નવ મળ્યા અંબુજનેણ.
થયો જુઠો નારદ જતીરે, નવ મળ્યા શ્રીગોપાળ;
દૈવ રખે આવતોરે, માહારા સ્વપ્નમાં શિશુપાળ.
ઉભી થઇ અવની પડેરે, મુકે અંગુળી મુખમ્હાંય;
ચિત્ત ચગડોળે ચડયુરે, મંદિરમાં અરીપરી ધાય.
પીઠી ચોળવારે, આવી મીને પંચ ભોજાઇ;
ભાભી વિસ્મે થઇરે, પુછે શું થયું કહો બાઇ.
છે દિવસ આનંદનોરે, જાશો છત્રપતિને મંદીર;
કહેવો વર શોધોયોરે, બાઇ ધન્ય તમારા વીર.
બેસાડી આસનેરે, કીધો પીઠીનો આચાર;
વહુવારૂ સર્વ મળીરે, કહ્યો સાસુને સમાચાર.
માતા વજાવતીરે, આવ્યાં રૂખમણીને ભોવંન;
કાં રૂઓછો દીકરીરે, માએ દીધું આલિંગંન.
નિજ પટ પાલવેરે, લોહી લોચન પૂછે માત;
આજ દિવસ મંગળતણોરે, બાઇ નવ કીજે આંસુપાત.
કોણ દુખે દીકરીરે, તું રૂએછે મીઠી;
હસી બોલ્યાં રૂખમણીરે, પેઠી લોચનમાં પીઠી;
તવ માતા પાછી ફરીરે, ઘણુંસાતા મન આણી;
એક સખી પોતાતણીરે, તે મત્યે વદ્યાં કન્યા વાણી.

તું તેડી લાવ વિપ્રનેરે, જે દ્વારામતીલગી જાય;
મળ્યો મુનિ હરિશ્રવારે, ગ્રહી જેષ્ટિકા કરમ્હાંય.
વપુ જરાજુક્ત છે રે, ઉભો રહીરહી લેછે શ્વાસ;
તેડી તે વિપ્રનેરે, ગઇ દાસી કન્યાપાસ.
જોઇ ઋષિ રૂપનેરે, રૂખમણીયે ધુણ્યું શીષ;
સખી તુને શું કહ્યું રે, માહારાં કર્મ ઉપર રીસ.

(વલણ)

રીસ કરૂં માહારાં કર્મ ઉપર, બ્રાહ્મણ તુને ભલો મળ્યોરે;
કારજ સર્વે સિદ્ધ પામ્યાં, વિચાર મનનો વેગળોરે.

(કડવું ૧૫૧ મું—રાગ અસાવરી)

બેસવા દિવ્ય આસન ધરી, હરિભટની પૂજા કરી;
બેચરી કર જોડી કન્યા પછેરે.

(ઢાળ)

કૃતાંજળી કરી કેહે કન્યા, રૂચિર શબ્દ કોકિલાસ્વરી;
મુનિ હરિશ્રવા તમો પધારે, પધારયા કેવળ હરી.
માનુભાવ વાર્તા મનતણી, માન મુકી કહું તમ આગળે;
શ્રીકૃષ્ણ વર નારદે કહ્યું, લખ્યું વિધિ કર્મને કાગળે.
રૂખમૈયે શિશુપાળ તેડયો, તે તમો જાણતા હશો જતી;
માહારૂં મન છે શ્રીકૃષ્ણઉપર, શિશુપાળ રજ ગમતો નથી.
પત્ર લઇને ગુપ્ત જાઓ, મુનિવર દ્વારીકાલગે;
પરમેશ્વર તમ વડે પામું, એહેવું કહીને લાગી પગે.

(હરિશ્રવાવચન):—

મસ્તક ધુણી કર ઘસી, મુકયો મુખ નિશ્વાસ;
શું જોઇ મુજને કામ સોંપે, એ મિથ્યા મનની આશ.
ઘણે કષ્ટે ભિક્ષા માગી, નવ શકું ચહુટે ચાલી;
ઘર ઉંબર ઓળંગતાં, મુજને ચડે ચરણે ખાલી.
વિશ્રામ કરતો હીંડું વાટે, ન શકું શ્વાસે બોલી;
આ પર્વતપે મુને ભારે લાગે, શેરેક કણની ઝોળી.
આધાર એક જેષ્ટિકાતણો, ઊંચલી ધરૂં અર્ણ;
નેત્રે નીર ઝરણ ઝરે, દેહ શીથળ રૂંઢા કર્ણ.
ભિક્ષાનું અન્ન ઘેર જાયે, તાહારે થાય રસોઇ;
બાઇ તેં તાહારૂં સ્વારથ જોયું, પણ માહારી આરત નવ જોઇ.
જદ્યપિ દ્વારિકા વેગળી, ઉદ્યમીને ઢુંકડી થાય;
ખોટી થાઉં ત્રણ દિવસ તો, છોકરાં શું ખાય.
રૂખમણી ગઇ મંદિરમાહિ, લાવી પાત્રભરી સોવર્ણ;
ઋષિયે દીઠાં રત્ન માણેક, હરખ્યું અંતઃકર્ણ.
લેઇ દ્રવ્યની બાંધી ગાંઠડી, બાઇ સિદ્ધ થાશે કામ;
મધ્યાને લાવું શ્રીકૃષ્ણને, તો હરિશ્રવા ધરૂં નામ.

[1] 'તોરણ ટોડા' ગુ૦ પ્ર૦. [2] 'ગોળ' ગુ૦ પ્ર૦. [3] ગુ૦ પ્રતમાં 'સાંતરયું' ને એનો પ્રાસ પૂર્વ તૂકમાં 'ઉતરયું' છે.

ધન આવે જોબંન આવ્યું, શુક કહે સુણ રાય;
પછે પત્ર લખે રૂખમણી, તે હુલટ અંગ ન માય.

( વલણ )

ઉલટ અંગ ન માય મહિલા[1], ગોવિંદના ગુણ ગાતી મુખે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરને, પત્ર કોણ જુગતે લખે.

---

## ( કડવું ૧૫૨ મું—રાગ મારૂની ચોપઇ )

શુકજી કહે સુણ છત્રધારી, કહું પત્રની વિગત વિસ્તારી;
લીધો કાગળ રાજકુમારી, લક્ષ્મીયે લેખણ કરમાં ધારી.
કીધો નારદને પ્રથમ પ્રણામ, લખ્યું શૈલ્યસુતાસુત નામ;
સિદ્ધ પામે વહેવા શુભ કામ, મુકતપુરી શ્રીદ્વારિકા ગામ.
એહ સપ્તપુરીને જ્હાંય, વિશ્વકર્માકૃત કહેવાય;
અહર્નિશ ચક્ર કરે રક્ષાય, જેહેને સ્મરણે કિલ્મિષ જાય.
હે નર ઉત્તમ દેવોત્તમ દયાળ, અસુરાંતક સુરભીપ્રતિપાળ;
કાળજવનકેશીકંસકાળ, જયજય જાદવ દેવકીબાળ.
માયાતીત ગુણાતીત સ્વામી, નરકનિવારણ નિર્મળનામી;
જગજીવન અંતરજામી, જયજય ગોવિંદ ગરૂડગામી.
પરમારથ કરતા તતખેવ, ભકતજનજિતઅહમેવ;
ઇચ્છું પ્રભુપદપંકજ સેવ, વસુદેવસુત જય વાસુદેવ.
સર્વેશ્વર[2] શ્રીઅવિનાશ, જગત ચૈતન તેજ પ્રકાશ;
ભીમકસુતા વિદર્ભનિવાસી, લખીતંગ રૂખમણી ચરણદાસી.
જો કીજે સપ્તસમુદ્રની શાહી, બેસે સરસ્વતી લખવા ડાહી;
તું છે અપરમપાર જદુરાઇ, તો કોણમાત્ર માહારી ચતુરાઇ.
જો પૃથવી આકાશનું પત્ર થાય, અરાઢભાર લેખણ સંખ્યાય;
કોટિ કલ્પ લખે શિવરાય, પણ તમારા ગુણ લખ્યા નવ જાય.
તું છે અખિલ બ્રહ્માંડનો ધણી, જાણુ દાસી મને પોતાતણી;
છે વિનતી થોડામાંહે ઘણી, ન જોશો માહારાં કુકર્મભણી.
ઋષિ નારદે વરણવ્યા શ્રીગોપાળ, પિતાને વાતગમી તતકાળ;
દુષ્ટ ભાઇયે ભાંજયું વેવીસાળ, આણ ચાલતે આવે શિશુપાળ.
હું જીવું છોં તમારી આશે, નારદશારદને વિશ્વાસે;
સિંહનો ભાગ જંબુક લેઈ જાશે, તો ઉપહાસ પ્રભુ તમને થાશે.
કરવા અંબિકાનું પૂજંન, સંધ્યાસમે જઇશ રાજંન;
તાંહાં તમો આવજો મધુસુદંન, આપણ મળશું જગજીવંન.
જો વિલંબકરશો સારંગપાણી, સમે નહીં આવો કરૂણાઆણી;
બાંધીશ કંઠપાશ હું તાણી, તમઊપર કાહાડીશ પ્રાણી.
પ્રભુવિના દુઃખમાંથી કોણ કહાડે, સગો ભાઈ ગયો ઘણું હાડે;
વહેલા આવજો પરમદહાડે, દેવ શિશુપાળને ફેરો પાડે.

( વલણ )

ફેરો પડે શિશુપાળને, આવજો ત્રિભોવન ધણી રે;
સંભાળ લેજો માહરી જેમ, પ્રથમ લીધી સીતાતણી રે.

---

## ( કડવું ૧૫૩ મું—રાગ મારૂની આંચળી )

વૈદર્ભી વાધે ઘેરી, વૈદર્ભી વાઘે ઘેરી ગાય;
દાવાનળથી બળતી રાખી ગૌ, તેમ કરજો માહારી સહાય—પ્રુ૦
રૂખમઇયોરૂપે પારધી, તેણે નાખી મોહોટી જાળ;
કુટંબકુળમાં હું એખલી છોં, કહાડો દીનદયાળ —વિ૦
આવેછે મુને ગ્રસન કરવા, શિશુપાળ રૂપી વ્યાઘ્ર વિકાળ;
એહેવું જાણી વાહારે ચડજો, ભકતવત્સલ શ્રીગોપાળ—વિ૦
કુંદનપુર રૂપીયું વંન દારૂણ, થયો ભીલ રૂખમઇયો ભ્રાત;
શિશુપાળરૂપી અગ્નિ લગાડયો, જરાસંધ પવનસું સાથ— વિ૦
હું બળીમરૂં છોં પોપટી, તાહારા ગુણ ગાતાં જગતાત;
અનંગ ઓઘવિષે બળતી રાખો, વિઠ્ઠલજી થાઓ વરસાત—વિ૦
વિદર્ભી દેશ કો લક્ષાણ સાગર, રૂખમઇયો રૂપી તાણ;
માગધપતિ સરખા મચ્છ દેખી, કાંપેછે માહારા પ્રાણ—વિ૦
શિશુપાળ રૂપી ગ્રાહ ગ્રસે છે, આવે જાન રૂપીયું ઉધાન;
બુડું છોં હું અબળા માણસ, વાહાલાજી થઓ વાહાણ—વિ૦
ગોકુળ રાખ્યુ ગિરિ ધરીને, દાવાનળ પીધો વંન;
ચંદન માટે ચોરી કીધી, રૂપે રંભા સમાન વિ૦
સુધાપે મોધું ગોપીકાને, આપ્યું અધરામૃતનું પાન;
એહેવું જાણી હું આશ્યા રાખું, રખે ભુલો શ્રીભગવાન—વિ૦
વિરહ રોગ કાંઈ વૈદ ન જાણે, જે ગુપ્ત હૃદેનું દુઃખ;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર વાંછું, ચરણકમળનું સુખ—વિ૦

( વલણ )

જેમ જાનકી વરી મિથિલામાંહે, ત્રોડી ત્રંબક ધનુષરે;
તેમ મુને વરજો વિઠ્ઠલજી, ત્રોડી શિશુપાળનું મુખરે—વિ૦

---

## ( કડવું ૧૫૪ મું—રાગ દેશાખની ચોપઇ )

કુંકુમે પૂજી કંકોતરી, શિરનામે લખ્યા શ્રીહરી;
હરિશ્રવાના હાથમાં ધરી, વિનેજુગત વાણી ઓચરી;
અજુકત વિપ્રને દેવું કાજ, જો શ્રમ ક્ષમા કરજો મહારાજ;
હું અબળાની તમો રાખો લાજ, કેવા આવોછો જાણે આ-
ભ્યા આજ.
મુખવચન કેહેજો અતિઘણાં, જેમ કારજ સિદ્ધ થાય મુજતણાં;
બીજાં કારજ કરજો આળખામણા, હરિને કેહેજો ગયું જો-
ઇયે હમણાં.
ગદગદ કંઠે રામા ભણે, મુનિવર જાવું છે અતિઘણે;

---

૧ મહિલાનો અપભ્રંશ. ૨ એક ગુ૦ પ્રત–બીજી બધી પ્રત માં 'સર્વ કહો' છે.

માહારૂં મન તમને પિતાવત ગણે, રહ્યો પ્રાણ વળગી આશાતાંતણે.
ઋષિ સ્તુતિ કરવા હું સમરથ નથી, હું કુળંબની છેલી વીનતી;
જેમ તેમ લાવજો જાદવપતી, કરીશ સેવા જે થાશે મુજથકી.

**( હરિશ્રવાવચન )—**

બાઈ છે વાત કહું મનની, ધાતાં રક્ષા નહીં કરૂં તનની;
મુને પ્રીતિ નથી દક્ષણાધનની, ન લાવું કૃષ્ણને તો લાજે જનુની.
શિશુપાળને વાળું નિર્મુખ ફરી, લગનવેળા આંહાં લાવું શ્રી હરી;
મીઠળ બાંધી રેહેજે સાંતરી, આલ્યા હરિભટ લાકડી ધરી.*
મુઠ ગઇ વળાવા બાળી, વેહેલા આવજો જાતાં જુઓ વાળી.
પેલો કાગળ બાંધજો સંભાળી, હીંડવા શકિત આપજો વનમાળી.
ફરી સમરથા મોકલી કિંકરી, રખે ઘર પામે જાતો વીસરી[1];
ગામ ગોંદરે પોહોતો દ્વિજ[2], હરિશ્રવા ગયો નિજ દ્વારિકા.
બાળક બાહાર કાહાડી તેડી નાર, લે ધંન આ ઘરમાં ભંડાર;
લોકને જાચી જમજો જુવાર, ફર્યું ભાગ્ય ત્રુઠા દેવમોરાર.
હીંડું ધંન ગયું દૂખડું, શતછિદ્રજુગત લીધું લૂગડું;
પત્નીનું નવપલ્લવ મુખડું, ફાટો ડગલો માંહે નહીં રૂ પુમડું.
ચલાવ્યાં ચરણ ચડે બહુ શ્વાસ, દેખી દાસીને આવ્યો વિશ્વાસ;
ફાટે ઉપાને રેણુ ઉડે ચોહોપાસ, જાણે દળ જાયે ક્ષોહેણી પંચાસ.
મુનિ ગમન કરેછે મલ્લ સમાન, વાગે ઠેસ ચંપાયે શ્વાન;
મુકતાં ગામ થાકા ભગવાન, જાએ દાસી આંખઆડા કરી કાન.
પોળે પોંચાડી દાસી વળી, શુદ્ધ શકતી મુનીની ટળી;
પ્રસ્વેદધારા ચાલી ગળી, વિકારયું મુખ જીભ્યાં નીકળી.

**( વલણ )**

જીભ્યા કહાડે નેને નવ સુઝે, વળે ઝાંઝવાં ઝાઉરે[3];
એમ કરી એ પોહોર ચાલ્યો, પાગ લેખે હીંડયો દોહોડ ગાઉરે.

---

**( કડવું ૧૫૫ મું—રાગ રામગ્રી )**

હરિભટ હબકયા વાટ વિચારીજી, કાંહાં એ કન્યા કાંહાં દેવમોરારીજી;
કાંહાં કુંદનપુર કાંહાં દ્વારામતીજી, કેમ કામ થાશે સદ્ધ[1] માહારી વતીજી.

**( ઢાળ )**

માહારીવતી દ્વારામતી, કેમ પોહોંચાશે ભાઈ આજ;
દક્ષણા લેઇ વિશ્વાસ દેઈ, મેં મિથ્યા લીધું કાજ.
વિશ્વાસઘાતકનું ઘોર પાતક, મેં મિથ્યા દીધી આશ;
રૂખમણીના નિશ્વાસ આગળ, મુહુને હોશે નરકનિવાસ.
મેં સ્વારથ જોયું પોતાતણું, વણસાડયું કન્યાનું કામ;
એ લોભે જસ માહારો ગયો, થયું વિશ્વાસઘાતક નામ.
હે ગરૂડગામી અંતરજામી, ચિદાનંદ દીનદયાળ;
પછે વાહારે ચડજો વૈદર્ભીની, પેહેલાં લેજો માહારી સંભાળ.
શીતળ છાયા કુમતણી, ઋષિ બેઠો ચિંતા આણી;
પ્રભુ તું જાણે મુંને ભાર નહી, પછે સૂતો સોડો તાણી.
શુક કેહે સુણ ભૂપતી, થાયે જે કાંઈ ભાવી;
શીથળ ગાત્રે સુતાંમાત્રમાં, સદ્ય નિદ્રા આવી.
છે વિશ્વંભર વિશ્વઆત્મા, વસુદેવાત્મજ વાસુદેવ;
એક મુહૂર્તમાં ઊંચલી આણ્યો, દ્વારિકા તતક્ષેવ.
સંગમ છે ગોમતીસાગરનો, છે શીતળ કુમની છાંય;
ગાંઠડી લાકડી સંઘાથે આણી, સુવાડયો ઋષિરાય.
એક સ્વપ્ન આવ્યું વિપ્રને, મુને મળ્યા અશરણશરણ;
કુંદનપુર શ્રીકૃષ્ણ આવ્યા, કીધું રૂખમણીનું હરણ.
શિશુપાળ જરાસંધ જુદ્ધ કરેછે, રખે જાદવ લુઠે ગામ;
સ્વપ્ન સાચું જાણી જાગી ઉઠયો, દ્રવ્ય સાચવવા કામ.
જુએ તો દીઠી દ્વારીકા, કનક કોસીસા ઝળહળાટ;
ચક્ર સુદર્શણ સૂસવે, સાગર ગાજે ઘૂઘવાટ.
માતંગ તુરંગ રથ રાજતાં, ગાજતા અધ્યનઘોષ;
ધામ કળસના મણી ઝળકે, ફરતી આભા એક કોશ.
ધજાપતાકા ફરહરે, થરહરે ભાલાઅગ્ર;
મૃગયા રમી જાદવ વળ્યા સહુ, જીત્યા લોક સમગ્ર.
સુરાંગનાને લજાવતી, ભાવતી સુભગ શરીર;
જોબનવતી ગજગતી ચાલે, ઝમકે ઝાંઝર ચમકે ચીર.
કો નીર ભરતી મરજન કરતી, ફરતી ગોમતીને તીર;
વૈકુંઠનું સુખ સરવે આણ્યું, વસુદેવને મંદીર.
જોઈ હરિશ્રવા વિસ્મે થયો, છે સ્વપ્ન કે એ સત્ય;
હું જાગું છૌં કે ઊંઘું છૌં, પુછે લોકને ગઇ મત.
આ શું વિદર્ભ વીટયો સાગરે, કેમ થયું આહાવું કુંદનપૂર;
શકે લંકામાં હું કાંહાંથકો, કો ઊંચલી લાવ્યો અસૂર.
વૈકુંઠ અથવા અમરાવતી, મુને શુદ્ધિ નથી લગાર;

---

* એ લીટી બા૦ પ્ર. માં નથી. ૧ 'રખે ઘર કામે જતો વીસરી', 'રખે ઘેર જાતો કામ વીસરી' એમ ગુ૦ પ્રતોમાં છે.
૨ ગુ૦ પ્રતોમાં 'કરી' છે ને 'દ્વારીકા' ને બદલે 'દ્વારી' છે.
૩ ગુ૦ પ્રતોમાં 'વળે' ને બદલે 'બળે' અને 'ઝાઉ' ને બદલે જાહાં ઉતરે છે.

૧ ગુ૦ પ્રતોમાં 'સિદ્ધ' છે.

ભાઇ નામ શું એ નગરનું, કોણ છત્રનો ધરનાર*.
હાંસી કરી કહે પુરવાસી, કાં વાડવ થયા દિગમૂઢ;
નગરી નામ દ્વારામતી, સ્વામી શ્રીકૃષ્ણ ગરૂડારૂઢ.
સવાસો જોજન બે ઘડીમાં, આવ્યાં ચંચળ ચર્ણ;
હીંડતા હસ્તિ ઘોડા ફાટે, મોહોટા પંખી પામે મર્ણ.
સંવત્સર માસ ને દિવસ પૂછી, કીધું તે નિરધાર;
ધંન પગ એ માહરા, મુનિને આવ્યો અહંકાર.
નેત્ર અંજાયાં સાહામે તડકે, આવી સુતો આ ઠામ;
ઝાંઝવાં આવ્યાં આંખે જળ ઝરે, માટે નવ દીઠું ગામ.

(વલણ)

ગામ નવ દીઠું સબળ હીંડયો, આનંદ્યો ઋષિરાયરે;
ગોમતીમાં મરજન કીધું, પછે દ્વારામતીમાં જાયરે.

---

## (કડવું ૧૫૬ મું—રાગ સારંગની ચોપાઇ)

ગોમતી મરજન કરી ઋષિરાય, લીધું તુમડું લાકડી કરમ્હાંય;
માનુભાવ પુરમાંહે પળ્યા, જાદવલોક સહુ સાહામાં મળ્યા.
કો કહે દરિદ્રી ઘેલો થયા, રમતાં છોકરાં ખીજવવા ગયાં[1];
પુઠેથી રેણુ કાંકરા ઉડાડે, ધાયે બાળક બહુ તાળી પાડે.
છે ઉગ્રસેનસભાનું દ્વાર, જાંહાં ઉભા છે અયુત પ્રતિહાર;
ડોલે હસ્તી બોલે જસ ભાટ, અકળાયો વિપ્ર નહી જાવા વાટ.
વૃદ્ધ વિપ્ર દેખી કંગાલ, એક દયાળુ બોલ્યો દ્વારપાળ;
કહો ઋષિવર ક્યાપા કેમ કરી, બ્રાહ્મણ કહે મળવા ઈચ્છા શ્રીહરી.
સભામાંહે ગયો પ્રતિહાર, જઇ મંત્રીને કહ્યા સમાચાર;
મંત્રીયે કીધી ઉદ્ધવને વીનતી, ઉદ્ધવે વિનવ્યા જાદવપતી.
સ્વામી તમને મળવા કારણે, એક વૃદ્ધ વિપ્ર આવ્યો બારણે;
નેત્ર સમસ્યા કીધી જુગદીશ, લેવા વિપ્રને ધાયા દશવીશ.
ગ્રહી હાથપાગ આકળો કીધો, સેવકે હરિશ્રવાને ઉંચલી લીધો;
શ્રીકૃષ્ણ આગળ મુકયો આણી, આપી આસન પુછે ચક્રપાણી.
કોહો માનુભાવ ક્યાપા કેમ કરી, તવ ઋષીયે આપી કંકોતરી;
શ્રીહરિ પત્ર વાંચવા વ્યાકુળ ઘણા, ઓળખ્યા અક્ષર લક્ષ્મીતણા.
એ કંકોતરી કમળાની ખરી, રૂદયા ચાંપી વાંચે શ્રીહરી;
ચતુરાનું પત્ર વાંચ્યું ભગવાન, થયા બેઠા રથ કીધો સાવધાન.
પ્રશંસા કીધી બ્રાહ્મણતણી, જમાડી દક્ષણા આપી ઘણી;
પ્રભુએ જાણી કમળાની આપદા, ધરયા શંખ ચક્ર સારંગને ગદા.
લેઈ રથમાં બેસાડયો હરિશ્રવા, ચાલતાં સમાચાર માંડ્યા પુછવા;
સાત્યકીને કીધી કરની સાન, જઇ સકળ સૈન્ય કીધું સાવધાન.
સાત્યકીયે વિનવ્યા જઈ રામ, શીઘ્રે ચાલો પધારયા શ્યામ;
ઉઠયા હળધર વાત નવ જડી, છપન કોટિ ઉઠયા ભડભડી.
હય ગજ રથ પાળા બહુ ધાય, એ ચતુરંગણી સૈન્યા કેહેવાય;
પટહ ઢોલ વાજે બહુ ભેર, વાહન પદ રજની ઘન ઘેર.
હલકે ગજ લાંબા પગ કરી, પર્વતને પાંખ શું આવી ફરી;
પાંખરીયા પરવરીયા તોખાર, વિવિધ વર્ણના જાતિ અપાર.
પીશાચમુખા પાવકવર્ણા, ઉજ્વળ આરખી ગોરા હર્ણી;
ઘુટ કછી તેજી નાચતા, ઉડગણ પંખાળા પાણીપંથા.
કામી કુમેદ કાળા કાબરા, ચાલે અંતરિક્ષ નવ અડે ધરા;
રથ પાળા બહુ જાતાં ધાય, કો જળ પીવા ખોટી નવ થાય.
દ્વારિકાની પ્રજા સહુ વિસ્મે થઇ, વસુદેવ આદ કો પીછે નહીં;
શ્વાસે ભરયા જોદ્ધા બહુ ધસે, માંહોમાંહે પુછે કારણ શું હશે.
નવ થાકે ધાયે છપન ક્રોડ, રતીવાઈ ચાલે શ્રીરણછોડ;
ઉછાહ ઉદ્યમ માણીમાત્રને, ન પોહોંચે શ્રમ કોનાં ગાત્રને.
રથ પડે ઉંધા પાણ નવ ભાગે, ક્ષુધા તૃષા કોને નવ લાગે;
ઓળંગે નદી પર્વત ને વંન, અહોરાત્ર પ્રભુજી કરે ગવંન.

(વલણ)

ગવન કરે ગોવિંદજી, જઈ પોહોતા જદુરાય રે;
ભટ પ્રેમાનંદ કેહે કથા, પછે રૂખમણીને શું થાય રે.

---

# અધ્યાય ૫૩ મો.

## (કડવું ૧૫૭ મું—રાગ ગોડી)

સાહેલી હરીભટ ભયો હાડ—ધ્રુ૦
સાહેલીને કેહે સુંદરી, આવ્યો લગનનો દહાડોરે;
પ્રાણનાથ આવી નવ પોહોતા, માહારે કર્મપર્વત થયો આડોરે—સાહેલી૦
રખે શિશુપાળ અવારો આવે, મુને ચડેછે ટાહાડ રે;
વિઠ્ઠલ વેદ પધારજો, જાય માહારી સન્વર ટાહાડ રે—સા૦
વેવીસાળીયો વૃદ્ધ મળ્યો, ગતજન્મે શત્રુ હતો રે;
વિશ્વાસ આપી પાપી બ્રાહ્મણ, મારગમાં શું સુતો રે—સા૦
મધ્યાનમાં મહારાજ ન આવ્યા, વારી રાખ્યા કોણે રે;
અરૂણને અબળા જાચે, રથ હાંક મોણે મોણે રે—સા૦
ઉચ્ચશ્રવા જો હળવો હીંડે, તો દહાડો મોહોટો થાયે રે;
સામળીયો તો આવી પોહોંચે, હું રવિને લાગું પાયે રે—સા૦

* એ લીટી ખા૦ પ્ર૦માં નથી.

૧ એક ગુ૦ પ્રત. બીજીઓમાં 'મળ્યા,' 'વળ્યા,' 'પળ્યા' છે અને એનો પૂર્વપ્રાસ 'થયા' નહીં પણ 'થયો' છે.

છે અબળાના આધાર હેલા, એ દુ:ખ કોણ આગળ કહીયેરે;
વિધાતા જો પાંખ આપે તો, સાહામાં ઉડી જઇયેરે—સા૦
કાંઈ હરિઆવતાં શું કહેતાં શુકો, છે રોઝ વંનનું પૂરૂં[1] રે;
કાંઈ કાગળમાં અશુભ લખાયું, શું તેણે મન નવ માન્યુંરે—સા૦
શું વીર વેરીએ વાત જાણી, વાડવ પાછો વાળ્યો રે;
શિશુપાળ શું એણે વાટે આવ્યો, તેણે બ્રાહ્મણ ખાળ્યોરે—સા૦
શું મારગમાંહે વ્યાઘ્ર મળ્યો, તેણે વાડવ મન બીહીનો રે;
કે નદી મોહોટી ઉતરતાં, શું કાગળ પાણીમાં ભીનોરે—સા૦
શું ચોહીદેશ ભણી પરમેશ્વર, વેરીનો વધ કરવા રે;
શિશુપાળને મારીને પછે, આવશે મુને વરવા રે સા૦
સંકલ્પ વિકલ્પ વેહેબીના, કહેતાં પાર ન આવે રે;
પ્રેમાનંદપ્રભુ પરમેશ્વર, વિરહવન્હી સમાવે રે સા૦

---

( કડવું ૧૫૮ મું—રાગ પરજીયો )

રૂખમણી જુએ જીવનની વાટ રૂખમણી:
જીવ જાય થાય ઉચાટ રૂખમણી --ધ્રૂ૦
વિરહ વેહેબી વ્યાકુળીરે, આકળી મળવા થાય;
કંથદર્શનને પંથ નીહાળે, જોવા ઝરૂખે જાય રૂ૦
સુકન જુએછે સુંદરી, નરહરિ આવે શીઘ્ર:
શીથળ વિથળ વિલપે બાળા, વદનકમળ થયું વીઘ્ર રૂ૦
શું સ્વાતીબુંદ લોચન ગળેરે, હૃદયાકમળ ભીંજાય;
જળધારા શું માંડી બાળા, ઉર ઈશ્વર પૂજાય --રૂખ૦
છે શીતળ માળા મુક્તાફળની, તે લાગે વન્હીસમાન:
આભૂષણ ઊતારી નાંખે, લેઈ જોગ ભજુ ભગવાન --રૂ૦
હો નારદ વેવીસાળીયારે, નવ આવ્યા શ્રીમહારાજ;
વરદાન વૃથા ગયું વીણાધર, જો ન આવે નરહરિ આજ -રૂ૦
ત્રીજે પોહોરે વાજેછે સજની, ઘડિયાળું ઘણુઘણુાય;
શબ્દ બાણ સાંસરા નીસરે, કો વિખાણે ચંદિજો રાય -રૂ૦
તન તપે થઈ તાલાવેલી, ચંદન ચરચે દાસ;
રખે કુંદનપુર ભસ્મ થઈ જાતું, બાળાને નિશ્વાસ રૂ૦
હોહોળાઇ આંખ ધોવાયું કાજળ, દુષ્ટ રાહુએ ગ્રાસ્યો ચંદ્રમાય;
લેહેર ખાઈ લક્ષ્મી પડે, સાહેલી ચાંપે પાય--રૂ૦
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, એ આવ્યા પ્રાણનાથ;
એમ સખીયે વિશ્વાસ દેઇ, ઊડાડી ગ્રહી હાથ* --રૂ૦

---

( કડવું ૧૫૯ મું—રાગ મેવાડાની દેશી)

સખી રત્નાવળીનો, કર ગ્રહી બેઠી થઇ હો સુંદરી;
ત્રીજેને માળ ઝરૂખે, જોવા ગઈ હો સુંદરી.
સાહેલી લક્ષ્મીનાં આંસુ લુહુએ હો સુંદરી*;
વાટે મીટ માંડી જુએ હો સુંદરી.

( રૂખમણીવચન ):—

કાંઈ સાચા ને સુકન ભલા મુને થાયછે હો સાહેલી;
માહારા ઘુંઘટનો પાલવ ખસી ખસી જાયછે હો સાહેલી•.
કાંઈ શોક ગયો મન માહારૂં હરખે હો સાહેલી;
કાંઈ ડાબી રે આંખ ઘણું ફરકે છે હો સાહેલી.
કાંઈ બોલે છે વાયસ આપણે બારણે હો સાહેલી;
હવે આવ્યો છે પ્રાણ હઇયા ધારણે હો સાહેલી.
આ દળપદરેણુએ વાદળભર્યું હો સાહેલી*;
જો રવીમંડળ ઝાંખું કર્યું હો સાહેલી.
જો અંબાડીના કળશની આભા ચળકતી હો સાહેલી;
દીસે કોટીએક ધ્વજા ફટકતી હો સાહેલી*.
આ ટચકારા થાયે બહુ સારથીતણા હો સાહેલી;
ટોપ ટાટર બખ્તર પાખરીયા ઘણા હો સાહેલી.
શું જાદવદળનો સાગર ઉલટીયો હો સાહેલી;
નહીં મુકે રે મુને શામળીયો હઠીયો હો સાહેલી.
વાત કરતાં હરિનો રથ મીટે પડીયો હો સુંદરી.
પાસે બેસાડયો હરિયે હરિભટ શંકડીયો હો સુંદરી;
દર્શન દેખીને અંબા[1] ઉભી થઈ હો સુંદરી.
રૂપરસ પીતાં નિમેખ નયણાંની ગઇ હો સુંદરી.

( વલણ )

નિમેખ નહી હરિ નિરખતાં, દીઠા જેમ નારદે કહ્યારે;
હરિશ્રવાને વિદાય આપી, વિઠલ વાડીમાં ગયારે.

---

( કડવું ૧૬૦ મું—રાગ રામગ્રી )

રાજાની વાડીયે ઉતરયા, પુરૂષપુરાણજી;
માળી આવ્યો પુરવિષે, કીધું રાયને જાણજી.

( ઢાળ )

હરિ આવે હરખ્યો ઘણું, ભક્ત ભીમક ભૂપ;
મહીપાળ છુટી ચાલે ધસ્યો, જોવા બ્રહ્મસ્વરૂપ—હરિ૦
હાંકલો હરિશ્રવા ગયો, કહ્યો શુભ સમાચાર;
રૂખમણીયે આપી વધામણી, મોંઘો મુકતાફળનો હાર—હ૦
આસન છત્ર પૂજા ઘણી, દહીં દૂધના દોહોણાં;
સામગ્રી કરી રાય ચાલીયા, સામળીયાને સાહામેણે—હ૦

---

૧ બધી મુ૦ પ્ર૦ માં 'ગાડ' છે. • એ લીટી બા૦ પ્રતમાં નથી.

* એ લીટી ને પછીની એક બા૦ પ્રતમાં નથી.
• એ લીટી બા૦ પ્રતમાં નથી.
* એ લીટી ને પછીની એક બા૦ પ્રતમાં નથી.
• એ લીટી બા૦ પ્રતમાં નથી.
૧ બા૦ પ્રતમાં 'અબળા' છે.

તે રૂખમૈયો જાણતો નથી, જે આવ્યા શ્રીરણછોડ;
ત્રૈલોકનું રાજ શું પામીયો, પોહોતાં રાયનાં કોડ—હરિ૦
ચોહોવર્ણે પ્રજા જે પુરતણી, હરિ દર્શનને ધાઇ;
વૈકુંઠસુખ સેહેજે થયું, નિરખતાં બે ભાઈ—હરિ૦
વિદર્ભપુર વૈકુંઠ થયું, વિશ્વનાથ પધારે;
કૃતારથ આપણા કર્યાં, આજ જુગદાધારે—હરિ૦
શ્વશુર દીઠા આવતા, જેહેની ચાલ છે છૂટી;
દશ ડગલાં શ્રીકૃષ્ણજી, ગયા તે સાહામા ઊઠી—હરિ૦
વૈદર્ભીપિતા પાગે પડયો, હરિયે ગ્રહ્યો હાથ;
હાં હાં કરી બેઠો કરયો, ચાંપ્યો હૃદયા સાથ—હરિ૦
કુશળ ક્ષેમ પૂછી વારતા, આપી દિવ્ય આસંન;
રાજાએ રામકૃષ્ણનું, કીધું પ્રેમે પૂજંન—હરિ૦
નખશિખ નિરખે નાથને, નરપતિ અતિ રીજે;
નયણે હર્ષઆંસુ ઝરે, આસ્તરાસુપટ ભીંજે—હરિ૦
આભા અયુત રવિતણી, મણી મુગટનાં ઝળકે;
ગળસ્થળમાં પ્રતિબંબ પડે, કુંડળ દિવ્ય લળકે—હરિ૦
અંબુજવાણી અણિયાળાં, નેત્ર પરમ રસાળ;
ભ્રૂગુટી કોદંડ તાણીયું રે, કપોળ લોલ વિશાળ—હરિ૦
લજાવે શુકચંચને, નાસિકાની દાંડી;
જાંહાં જુએ તાંહાં ખુચી રહે, જુએ મીટ માડી—હરિ૦
રક્ત અધર દંત દાડમકળી, ચંદન ચરચીત અંગ;
આજાનબાહુ ચક્ર ગદા ધરચાં, શોભે શંખ સારંગ—હરિ૦
વિશાળ હૃદે કૌસ્તુભમણિ, નાભિ સુધાની શું ખાણ;
ચરણકમળલગી નીરખિયા, રાયે સારંગપાણ—હરિ૦
નીલપીતાંબર પેહેરિયા, શોભે ભૃગુલાંછંન;
જે એંધાણ આપ્યું ઋષિ નારદે, પામ્યું તે દર્શન—હરિ૦
વિનયયુક્ત દર્શન કરી, રાય બોલ્યો શિર નામી;
ભીમક પૂછે શ્રીકૃષ્ણને, કેમ પધારયા સ્વામી—હરિ૦
છીં મોસાળીયા અમો વરતણા, ફોઇસુત શિશુપાળ;
મોસાળું કરવા અમો આવિયા, બોલ્યા શ્રીગોપાળ—હરિ૦

(વલણ).

ગોપાળ કહે ભૂપાળને, અમો શિશુપાળની છીં જાન રે;
ભીમકરાય રીઝયા ઘણું, ભલે પધારયા શ્યામ રે.

---

(કડવું ૧૬૧ મું—રાગ મારૂ)

આનંદ્યું અતિ ચિત્ત, મહારાજાતણું;
શિશુપાળને ઉતરવા ધામ, સણગાર્યું છે ઘણું.
તાંહાં ઉતારયા અવિનાશ, જાણી જાનૈયા;
બોલો ભીમકરાય, વેહેવાઇ કરી માનીયા.
ઘૃત નાના પકવાન, કરી ભંડાર ભરયા;
જાદવમાત્રે કરયા પ્રસાદ, ઓરડા ઠાલા કરયા.
શીતળ જળ મુખવાસ, આરોગે હેત આણી;
વાહનને નાખી ચાર, જે ઇછ દાણોપાણી.
તે પુરની ચાહારે વર્ણ, દરશણને આવે;
ઘટે કન્યાને આ ભરથાર, પ્રજાને મન ભાવે.
ધન્ય ધન્ય ભીમકનું રાજ, હરિ દરશણ કીધું;
અમે રંકપ્રજા કર્મહીણ, વૈકુંઠનું સુખ લીધું.
કરે જાદવ માંહોમાંહે વાત, ભોવન ભલું લાધું;
કોહોને કાજે કીધું પકવાન, કોણ કરડી ખાધું.
ઉતારી જાદવની જાન, ભીમકરાય વળ્યા;
વિવાહ મંડપને દ્વાર, રૂખમૈયો સાહામો મળ્યો.
કોહો કાંહાં જઈ આવ્યા તાત, શ્રમિત શ્વાસેભરયા;
આચાર્જ જુવેછે વાટ, સેવક શોધતા ફરયા.
ગ્રહશાંતક પુજન હોમ, બેસો જઈ ભદ્ર પીઠે;
ચડશે તમને રીસ, માહારૂં બોહો દીઠે.
માથા ઉપર આવી જાન, દુંદુભી વાજે છે;
ફરતા હીંડોછો તાત, મન કાંઇ લાજે છે.
હસતું કરી વદંન, હાંકોો હરખ ભરયો;
જાણ્યું પુત્ર થાશે પ્રસંન, પિતા પછી ઓચરયો.
જાણ્યા વિના તું પુત્ર, કરે નિંદ્યા માહારી;
જાનીવાસામાંહે, જાન હું આવ્યો ઉતારી.
લાગી સ્વાગત કરતાં વાર, માટે થયો ખોટી;
કોહોને પોહોતું નહી પકવાન, જાન ઘણી મોહોટી.
સુણી આશ્રજ સરખી વાત, પીતાના મોહોની;
ફરી કોહો તમો તાત, એ જાન આવી કોહોની.
લેઈ જાદવનો પરિવાર, કૃષ્ણ પધારીયા;
કરશે મોસાળું શ્રીકાર, મેં ઘરમાં ઉતારીયા.
પડી પેટડીયાંમાં ફાળ, દુખ જવાળે દાધો;
શું વચન રૂપિયો સર્પ, નૃપનંદન ખાધો.
ઉછંકળ જાદવ ચોર, નીચ ગોવાળીયા;
શિશુપાળનું ઇચ્છે મર્ણ, કોહોના મોસાળીયા.
જે ગોપવધુનો જાર, ઉનમાર્ગે ચાલ્યો;
મોસાળ ઉજાડણ કૃષ્ણ, તે ઘરમાં કેમ ઘાલ્યો.
ભીમક કેહે હો મૂર્ખ, થઇ શું દુરમતી;
પ્રેમાનંદ પ્રભુ પરબ્રહ્મ, તું તેહને જાણતો[1] નથી.

---

૧ બા૦ પ્ર૦ માં 'ઓળખતો' નથી.

(કડવું ૧૬૨ મું—રાગ મારૂની દેશી ફેર.)

કચકડુંકે રૂખમૈયો બોલ્યો, કરે તાતને તિરસ્કારરે;
ઘરડાં માણસ શાને ઉઠે, બોમીન કરવા ભારરે.
ડોસાને ઘેલું લાગું, કુ દૈવકને મૂત્યું માગું;
શત્રુ પિતા મત્યે નવ ચાલ્યું, ડોસે પાસે રહી ઘર ઘાલ્યું.
જે રામ કૃષ્ણ ઉન્મત્ત ગોવાળા, ન રહે ઘરમાં સાંત્યારે;
જગ જાણે શિશુપાળના શત્રુ, તે ઘરમાં કેમ ઘાલ્યારે—ડો૦
નિમંત્રણ પાખે પીડારા, આવ્યાનું શું કારણરે;
ભિક્ષુકજન વણ તેડ્યા આવે, ભાટ બંદીજન ચારણરે—ડો૦
જાદવ નોહે એ જમના કિંકર, જરાસંધ સરખા ત્રાસેરે;
હવે વરકન્યા કુશળે નવ પરણે, અરે દૈવ શું થાશેરે—ડો૦
મેં કેટલો શ્રમ કીધો ઘર પુઠે, ધન ખરચ્યું જાનીવાસેરે;
કુરિજન શત્રુ ત્યાંહાં ઉતારયા, વરની વલે શું થાશેરે—ડો૦
દારૂણ કર્મ ડોસાનું દેખી, કાળજ માહારૂં દાધુંરે;
મેં જાન નિમિત્ત પકવાન કીધું, તે જાદવ સર્વે ખાધુંરે—ડો૦
રૂખમૈયાને મંત્રી કુહેછે, રખે લેતા તેહેનું નામરે;
ઘર મુકી નીસરો કહીશો તો, લુટશે આખું ગામરે—ડો૦
જાન આવ્યાની વધામણી આવી, ચાલો સાહામા જઇયેરે;
વરકન્યા શીઘ્ર પરણાવો, જઈ જરાસંઘને કહિયેરે—ડો૦
રૂખમૈયો કુહેછે મંત્રીને, સુજને કાંઇયે ન સુઝેરે;
તાતવચનનો ઘાવ પડયો, તે ઔષધે નવ રૂઝેરે—ડો૦
મહાસુખમાં હું દુખ પમાડયો, કાળજ માહારૂં ભેદ્યુંરે;
શું કરૂં જો લોક મળ્યાછે, નહી તો શીષ પિતાનું છેદુંરે—ડો૦

(વલણ)

છેદું મસ્તક પીતાતણૂં, કાંપ્યો ભીમકરાયરે;
આવી વધામણી જાનની, રૂખમૈયો સાહામો જાયરે.

---

(કડવું ૧૬૩ મું—રાગ દેશાખની ચોપઇ.)

શુકજી કેહે સાંભળીયે રાય, શિશુપાળ વરવા તત્પર થાય;
થયા દંતવક્ર શાલ્વ સાવધાન, નરક પુંડરીક મહા બળવાન.
શું જરાસંધનું સૈન્ય વિખાણું, થઈ સંખ્યા ક્ષોહિણી પંચાણું;
ભારે ભીડ ભયાનક હોયે, સહુ ખાવાનું વહડવાનું નહી કોય.
શુકન વંદી વર ઘોડે ચડયો, ખસ્યો મુગટ ચડતાં આખડયો;
હો હો શબ્દ થાય કેહેકાણ, રાસું ગર્ધવ બોલે સીચાણ.
ઉલૂક વાયસ ઉલ્કાપાત, જાનઉપર શોણિત વરસાત;
ઉડે રેણું વાયુ વાયે, શ્યામ સર્પ વામાંગે જાયે.
ધુણે શીષ ચિંતા મન ધરી, નથી આવવું કુશળે ઘેર ફરી;
જરાસંધને પુછે શિશુપાળ, કાંઈ એક નેટ થાશે જંજાળ.
જરાસંધ તવ બોલ્યો હસી, રખે ચિંતા તમો કરતા કશી;
માનવ દાનવ દેવ ગાંધર્વ, આપણે ઉઠી મુકયાછે સર્વ.
કાંઇ રામકૃષ્ણ વહડતા ચડી મુખે, તે મજાળ્યા ગોમતાચળવિખે;
ન જાણીયે તાંહાંથી ઉગરયા, સત્તરવાર નાહાસી નીસરયા.
કિંવા આવ્યા અરાઢમીવાર, સાવધાન રેહેજો ક્ષત્રીકુમાર;
નહી ઓસરે જેહેની માતા સાધ્વી, આજ પૃથવી કરીયે નજાદવી.
એમ વિચાર કરતા પરવરયા, કુંદનપુર આવી ઉતરયા;
ઉદ્દઘોષ જાન આવ્યાનો થયો, ભલીભાતે રૂખમૈયો સાહામો ગયો.
હયગજભીડ વાટ નવ જડે, દાહાડે લોક ભૂલા બહુ પડે;
વાજે ભેર દુંદુભી ગડગડે, ભડકે ઘોડા રથ બહુ આથડે.
શું વિધિયે મજા કીધી એકત્ર, સું વિદર્ભીલોક મળ્યા સર્વત્ર;
આવી ભેટયા રૂખમૈયો શિશુપાળ, કહ્યું કાનમાં આવ્યા છે ગોવાળ.
વાત સાંભળી જાદવતણી, રાયે જોયું જરાસંધભણી;
ગુપ્ત વાત અન્યોઅન્ય કરી, માગધરાય વાણી ઓચરી.
એ આવ્યા તે પાછા નવ ફરે, અનર્થ કાંઇ એક નિશ્ચે કરે;
એ માનશુકનનું પામ્યા ફળ, દુખદાયક આવ્યા ઊછંકળ.
રૂખમૈયાને કેહે જરાસંધ, હસ્તમેલાપકનો થાય સંબંધ;
જેમતેમ વર કન્યાને વરે, પછે સાથ સહુ ભોજન કરે.
વર પરણ્યાનો પોહોચે અભિલાખ, તો પેહેરામણી અમો પામ્યા લાખ;
રૂખમૈયો તવ બેઠો થયો, ઊતાવળો નિજ મંદિર ગયો.
મોકલી સામગ્રી નાહાવાતણી, ક્ષુધાએ જાન પીડાએ ઘણી;
કરે વાત માંહોમાંહે જાંદરણી, પેહેલાં વરકન્યા ઊઠશો પરણી.
છે ભુખ્યાં બાળક કરે રૂદંન, બાઈ મધરાત્રે મળવું છે અંન;
કો કેહે અંનનું દુઃખ ધરીયે વળતું, જો જળ પીવાનું નથી મળતું.
આવ્યા છે રામકૃષ્ણ માતા કેહે, તો બીહે બાળક રોતાં રેહે;
બીહેછે જાન ચાવી ચાક, પડી રામકૃષ્ણની મોહોટી હાક.
રૂખમૈયે તેડયાં છે શું કરવા, જો નહીં જાનને વાસો ઊતરવા;
કો કેહે શું કરે રૂખમૈયો બાઈ, કીધું જાદવ સર્વ ગયા ખાઈ.
એમ કરે વાત ધરેછે શોક, જોવા જાન ગયા પુરલોક;
શિશુપાળનું દર્શન કરી, મજા નિંદા કરતી ફરી.
શું ભીમકને લાગું ઘેલું, નવ જોયું રૂપ વરનું પેહેલું;
કાંહાવિષ ને કાંહાં અમૃતકણી, કાંહાં શિશુપાળ કાંહાં રૂખમણી.
કાંહાં મહિષ ને કાંહાં ગાય, કાંહાં બાવળિયો ને કાંહાં જાય;
કાંહાં વાયસ ને કાંહાં પોપટી, એ જાન આવી સરવે શકટી.
ચોખ્યા વિના વર કાંપો મળે, માબાપ વિભૂતિ દેખી છળે;

એ જોડી જોઇ કાળજ બળે, બાંધ્યું રતન વાયસને ગળે.
શ્રીકૃષ્ણ જોગ છે એ સુંદરી, શિશુપાળ નિર્મુખ જાજો ફરી;
એમ કેહેતી પ્રજા પુરમાં ગઈ, બેઠો શિશુપાળ સાંતરો થઈ.
ઘણું નાહાયો મિથ્યા નાખ્યું જળ, મિથ્યા કર બાંધ્યું મીંઢળ;
વરની ફોઇ આવી વાહાલે, કાજળ ટપકું કીધું ગાલે.
મ્હોટી કાકી માસી દે શિક્ષા, તમો પાસે રાખજો લોહરક્ષા.

(વલણ)

રક્ષા કાંઇ પાસે રાખજો, સગાં દે શિક્ષાયરે;
સોળે શૃંગાર કરી રૂખમણી, અંબિકા પૂજવા જાયરે.

---

## (કડવું ૧૬૪ મું—રાગ ગોડી દેશી સજની)

વૈદર્ભી પૂજવા જાય, દેવી અંબાને;
વાજે વાજાં મંગળ ગાય, દેવી અંબાને;
વર વરવા વૈકુંઠરાય, દેવી અંબાને—આંચળી.
મંજન ચંદન ચીર ને ચોસર, પેહેરી નવસર મુક્તામાળજી;
કપોળ કેસર કુંકમ મૃગમદ, કાજળ નયણે વિશાળ—દેવી૦
બાજુબંદ બાજુબંદ ચુડલો કંકણ, સાંકળી વીંટી છાપજી;
ક્ષુદ્રઘંટાળી નેપુર અણુવટ, સાણગાર્યું લક્ષ્મીયે આપ—દેવી૦
લીધી સાહેલી મનમાની સાથે, વાગે ભેર મૃદંગ નિશાણજી;
બેહેનડ ચાલી પૂજન કરવા, થયું રૂખમૈયાને જાણ—દેવી૦
જરાસંધ શિશુપાળે જાણ્યું, એ કન્યાને છે નેમજી;
પાણિગ્રહણ નહી કરે પુજ્યા વિના, ઇછે વરને કુશળીક્ષેમ—દે૦
મંત્રીને શિશુપાળ કેહે, મુકાવો કન્યાને કુટેવજી;
તમો અમ્હારી થઇ પટરાણી, તો હવે શા પુજવા દેવ—દેવી૦
પ્રતિઉત્તર પ્રધાન કેહેછે, આવ્યા જાદવ આણે ઠારજી;
શિશુપાળ બીહીનો રામકૃષ્ણથી, નીસરી નવ શકી નાર—દે૦
અચુત યોદ્ધાને આજ્ઞા આપી, રાણીનું રક્ષણ કરજોજી;
કુળદેવીની સેવા કરાવી, શીઘ્ર પાછાં વળજો—દેવી૦

(વલણ)

શીઘ્રે ફરજો જતન કરજો, સુભટ સાથ તત્પર થયોરે;
જાતી વાળવા બેહેનને, રૂખમૈયો રોષે ગયોરે.

---

## (કડવું ૧૬૫ મું—રાગ ગોડી દેસીફેર)

રૂખમૈયો કેહે કાંહાં જાયછે, વેહેલી વેહેલી રે;
એ કોણે શીખવી કુટેવ, કન્યા ઘેલીરે.
સ્વઇચ્છાયે ઊઠી નીસરી, વેહેલી વેહેલી રે;
શ્રીમાણસને શ્યા દેવ, કન્યા ઘેલી રે.
માત તાત ભ્રાત જાણે નહી, વેહેલી વેહેલી રે;
તું તેર વરસનું બાળ, કન્યા ઘેલી રે.
નિર્લજ સ્વભાવ જો જાણશે, વેહેલી વેહેલી રે;
તો ફરી જાશે શિશુપાળ, કન્યા ઘેલી રે.
તું કઠિણ સમો નથી જાણતી, વેહેલી વેહેલી રે;
ન કહાડીયે બાહેર પાગ, કન્યા ઘેલી રે.
રામ કૃષ્ણ ચોર બે આવીયા, વેહેલી વેહેલી રે;
નથી નીસરવાનો લાગ, કન્યા ઘેલી રે.
પ્રથમ વરો શિશુપાળને, વેહેલી વેહેલી રે;
તસ્કર જાદવ જાય, કન્યા ઘેલી રે.
પછે સુખે અંબાને પૂજજો, વેહેલી વેહેલી રે;
આજ બેસીરેહો ઘરમ્હાંય, કન્યા ઘેલી રે.
હાસ્ય કરી કેહે રૂખમણી, સુણ વીરારે;
તું જેહેવા જેહના ભ્રાત, કુટંબના હીરા રે.
શિશુપાળ જરાસંઘ ગામમાં, સુણ વીરારે;
મુને કોણ અડાડે હાથ, કુટંબના હીરારે.
તાહારાં આયુધ પ્રાક્રમ લાજશે, સુણ વીરારે;
જો હું નહી નીસરૂં બાહાર, કુટંબના હીરારે.
તુંને લોકીકલાંછન લાગશે, સુણ વીરારે;
તું બાંધવ આપ વિચાર, કુટંબના હીરારે.

(વલણ)

વિખાણ પોતાનું સાંભળી, ગવ ફૂલ્યું ગાત્ર રે;
જા નિરભે બાઈ તું પૂજવા, છે રામ કૃષ્ણ કોણમાત્ર રે.

---

☞ આ ત્રેપનમાં અધ્યાયનાં ૧-૨-૫ એ કડવાંને અંતે પ્રેમાનંદની છાપ છે અને બે પ્રત તો અધ્યાયને અંતે પ્રેમાનંદની છાપ મારેછે. 'રામસ્મરણકમળમકરંદ લેવા ઇચ્છે પ્રેમાનંદ' એ પ્રેમાનંદની નિત્યની તુક બદલામાં છે—'પ્રભુના ચ૦' અને 'લેવા ઇચ્છે દાસનાં મન' એવું થયું છે. 'પ્રભુના ચ૦' એ તુક એજ અધ્યાયમાં છે; સુંદરના લખેલા બીજા કોઇ અધ્યાયમાં નથી. 'અંધા બાવનથી અધુરો' તેનો અર્થ આવો નીકળે કે બાવન પુરા ને પછીથી અધુરો—એ સબાંઉપરથી જણાયછે કે ત્રેપનમા અધ્યાયમાં બે જણની કૃતિ છે ને તેમજ છે એમ સુંદરે પણ સૂચવ્યું છે.

કડવાનાં મંડાણ, પદબંધ રચના, પ્રાસ, શબ્દાર્થપ્રયોગ, રસાલંકાર એઉપર લક્ષપૂર્વક જોતાં સ્પષ્ટ દીસેછે કે છેલું કડવું પૂર્વના કડવાંઓથી જુદું પડેછે—તે કડવું પ્રેમાનંદનું નથી—તે સુંદરનું છે ને સુંદરની કૃતિમાં વિશેષ સારૂં છે એમ સુંદરનાં બીજાં કડવાં વાચ્યાથી નક્કી થાય છે. ૩-૪-૬-૭-૮-૯ એ કડવાંઓને છાપ નથી તોપણ તે પ્રેમાનંદનાંજ સમજવાં—બાવનમાં અધ્યાયમાં પણ કેટલાંક કડવાંને છાપ નથી.

## [ હવેથી સુંદરકૃત ]*

### ( કડવું ૧૬૬ મું—રાગ મારૂની દેશી )

દેઈ સહસ્ર સુભટ સાહેલી રે, કરવા રક્ષણ પૂઠે મેહેલી રે;
પંચશબ્દ છંદસું વાજે રે, પુઠે ધૂપ અગર બહુ રાજે રે.
ધરી ધ્યાન શ્રીકૃષ્ણનું મંનરે, આવ્યાં રૂખમણી દેવી પુજંનરે;
પૂજા સાજ સખીકર થાળરે, રૂખમણી ચાલે ગજગતી ચાલરે.
ઋષીપત્નની સંગે બહુ નારીરે, મળી મંગળ ગાયે બાળીરે;
ધર્યું મુન્ય તે દરશણ કાજરે, કરવા ઇછે શ્રીમાહારાજરે.
ગોહોપાસાથી ચંમર ઢળાયરે, છડીદાર સખી સાતસો જાયરે;
જસ જાચક ગાંધર્વ ગાનરે, નાચે અપછરા સહસ સમાનરે.
નગ્રદ્વાર તજી આવ્યાં બાહરરે, શોભા પરમ મનોહર સારરે;
થઇ મારગમાં બહુ ભીડરે, રામ કૃષ્ણની બહુ બીહીકરે.
જાન લોક સંગ રખવાળરે, ધરયાં આયુધ મહા વિકાળરે;
એહેવી રીતે રૂખમણી આવેરે, જાંહાં દેહેરૂં અંબાજીનું કાહાવેરે.
પાગ પખાળી કીધું આચમંનરે, આવી ભવાનીને લાગાં ચરણરે;
સખી શીખવે પૂજા સારરે, ધૂપ દીપ નૈવેદ્ય મકારરે.
સિંદુર ચરચીને પુષ્પ વધાવ્યાંરે, રત્નજોતના કીધા દીવારે;
મુન્યવ્રત મુકયું પછી ત્હાંયરે, પૂજા કરી માગે કૃષ્ણરાયરે.
પાર્વતી ભવાની નામરે, પરિવારને કરૂં પ્રણામરે;
મૂળપ્રકૃતિ માયા તાહારીરે, નવાં રૂપ અનંત હું વારીરે.
માને આગ્ના બ્રહ્મા દેવરે, ચોસઠ જોગણી કરે તાહારી સેવરે;
મહિષાસુરમર્દની માતરે, મધુકૈટભ હણી કીધાં નીપાતરે;
ચંડ મુંડ ને ધૂમ્રકેત રે, શુંભ નિશુંભ મારયા તતખેવ રે;
છપન કોટી રૂપ ધરયાં કામ રે, માટે ચામુંડા પડયું નામરે.
અનંત રૂપ ના આવે થાહ રે, ભુલા જોગેશ્વર રૂખી રાયરે;
અંબા નવદુર્ગા સપ્તસિંગી રે, હીંગળાજ ને જવાળામુખીરે.
ભદ્રકાળી આશાપુરી નામ રે, જોગમાયા અષ્ટભુજા નામરે;
બ્રહ્મચંડી ને તુળજા દેવી રે, મહામાયા ટાળે દુખ એહેવીરે.
ગ્રહ્યા આસુરી વેશ વળી જાણ રે, હણ્યા દૈત મહાબળવાનરે;
હેમતનયા જોગેશ્વરી નારીરે, ઘણું શું કહું જુવો વિચારીરે.
કૃષ્ણ આવ્યા છે આંહાં જાણીરે, મુને કયારે મળે કલ્યાણીરે;
મેઘશ્યામ છે તેહનો વર્ણરે, મુગટ કુંડળ કેશ કર્ણરે.
અંબા આપો એ વર નામ રે, એહેનું હું ધરૂં છૌં ધ્યાનરે;
સ્તુતિ કરીને લાગાં પાય રે, થયાં તાંહાંથકી પાછી વિદાયરે.
સહી સમાણી મળી ગાયાં ગીતરે, દેવી અંબાને પ્રસંનરીતરે;
બ્રહ્મનારીની પૂજા સાર રે, આપ્યાં રત્ન ભુષણ હાર રે.
કરી પૂજન બાહેર આવી રે, પછે વેહેંચ્યા પ્રસાદ દેવી રે;
થયા તતપર મંદિર જાવારે, રૂખમણી કેહે કૃષ્ણ ન આવ્યારે.
ભાળે અરૂ પરૂં હરિ નવ દીસેરે, ચિંતા મનમાં હવે શું કીજેરે;
રંમઝંમ નેપુર વાયે રે, સખી કર ગ્રહી ચાલ્યાં જાયે રે.
શું વીખાણે કવી સણગાર રે, પોતે લક્ષ્મી તેજઅંબારરે;
કોટિ ચંદ્રની જોત છે કાંતીરે, દિશા ઉજવળ જગમગભાતીરે.
દેખી રૂપ ને બીજા રાયરે, તતક્ષણ થયા મૂરછાય રે;
પડયા ગજ હય રથથી ભોમ રે, તેહેની ગઈ સુધ ને ફામ રે.
રૂખમણી વીચારે મંન રે, એહેવે આવ્યા મધુસુંદન રે;
કર ઊંચો કરી જુએ વાટરે, કહારે આવશે વિશ્વનાથ રે.
માહારી બાંહ ગ્રહીને લીજેરે, મનવાંછિતનાં સુખ દીજે રે;
સહીંનું ભક્ષ કેમ જંબુક પામેરે, હું છૌં ભાગ તમારે નામે રે.
શિશુપાળનું મુખ ત્રાડી રે, લેઇ જાઓ કાં થાઓ ખોટી રે;
કરો વિલંબ કાં વનમાળી રે, હું તો જોઊં છૌં વાટ તમારી રે.
તમને પત્ર લખ્યું હતું એહેવું રે, દેહેરે આવજો ઘણું શું કેહેવું રે;
બીજો વર નથી વરવો સ્વામીરે, માહારે તમવિનાં અંતરજામીરે.
જન્મ જન્મની હું છૌં તમારીરે, હવે કાં મુકોનાથ વીસારીરે;
વેહેલા આવજો સારંગપાણીરે, લેજો વીનતી છેલી માનીરે.
નહીંતર દેહ કરીશ હું ત્યાજ રે, ત્રિકમ તમકારણ આજરે;
લક્ષ્મીની વિનંતી જાણીરે, પોતે આવ્યા પુરૂષપુરાણી રે.
રથે ઉજવળ ઘોડા ચાર રે, એહેવો રથ દીઠો તેણીવાર રે;
દેખી રૂપ ને લજ્જા પામીરે, હરખ થયો દીઠા જવ સ્વામીરે.
મોહ પામી બીજી ઘણું નારીરે, જાહારે દીઠા શ્રીગિરિધારીરે;
મધ્યાન સમે અભિજીત મુહૂર્ત રે, કર્યું હરણ કન્યાનું તુર્તરે.
કર ધરી બેસાડયાં રથે રે, અશ્વ હાંકયા મારગ પંથેરે;
સહુ જોઇ રહ્યા રણધીર રે, લેઈ જાયે હરિ મહાવીર રે.
ડગમગ જુએ પણ કાંઈ નવ ચાલે રે, તેહેની આગળથી રથ ભાળે રે;
જયજયકાર વદે સુરજંન રે, આનંદ દુંદુભી વાગાં ગગંનરે.
નાચે નારદ વેણાધારી રે, તુંબર કેહે જુદ્ધ હોશે ભારી રે;
સહુ જાદવસું બળદેવ રે, આવી મળ્યા પ્રભુને તતખેવ રે.
ચતુરંગણી સેના સાર રે, શોભા શી કહું તેહેની અપાર રે;
ગજ ઉપર દુંદુભી વાજે રે, જુદ્ધ ઇચ્છા હોય તે આવેરે.
દમઘોષ જરાસંધ રાય રે, શિશુપાળ આદે સજ થાય રે;
સહીંની આગળથી મૃગ જાય રે, વેગે ધાઓ કેહે રાણારાયરે.
ધિકાધિક આપણ લોક રે, ધરયાં આયુધ તે ફોક રે;
એમ દેખતાં એ ગોવાળ રે, કન્યા હરીગયો ગોપાળ રે.
શું બેઠા ગઈ છે સૂદ્ધ રે, સર્વ મળીને કીજે જુદ્ધ રે;
થઈ આગ્ના રાયની જાણી રે, મળ્યું દળ પંચાણું ક્ષોણીરે.
થયા તત્પર રાણા રાય રે, મેઘાડંબર છત્ર ધરાય રે;
કવચ ટોપ સજ્યાં હથિયારરે, રણતુર પંચશબ્દ બહુ થાયરે.

* ૧૩૩ માં પૃષ્ઠની નીચે ટીપ જોવી.

ધણી ફરહરે ગજનીશાણ રે, ધ્રુજે ધરા કાંપ્યા ઇશાન રે.
જુદ્ધ જાદવસું હવે થાશે રે, તે આગળ અધ્યા કહેવાશે રે;
શુકદેવ કહે સુણરાય રે, હરિગુણનો ના આવે થાહ રે.
પ્રભુતાં ચરણકમળમકરંદ રે, લેવા ઇછે દાસનાં મંન રે;[1]
અધ્યા બાવનથી અધુરો રે, હરિ કૃપાયે થયો પૂરો રે.[2]

( વલણ )

હરિ કૃપાયે થયો અધ્યા, ત્રેપનમો એ પ્રમાણ રે;
ધનદાસના સુતસુત કેહ, સુંદર મેવાડા નામ રે.

---

## અધ્યાય ૫૪ મો.

### ( કડવું ૧૬૭ મું—રાગ સામેરી )

શુકદેવ કહે સુણ રાયે, લક્ષ્મીપતિનો વેહેવાયે;
શ્રોતા ભજીયે નિશદિન રામ, અંતે આવે એહજ કામ.
મોહોટા જોગેશ્વર ધરે ધ્યાન, હરિજન ગાઈ હરિગુણ ગાન;
માગધરાય સરખા કહિયે અરી, તેહેનો મદ ટાળે હળધર હરી.

( ઢાળ )

મદ ટાળશે હળધર હરી, એ કહું કથા ભાવ કરી;
પુઠે જરાસંધ શિશપાળનું દળ, આવે છે વેગે કરી.
દંતવક્ર પુંડરીક શાલવ, સંગે આવે ધસ્યા;
પર્વણિયે દધી વેળ આવે, તેમ આવે દશે દશ્યા.
કો ગજ ચડી કો અશ્વ ચડી, કો રથે બેસી પાળા બહુ;
ખડગ કરમાં ઉઘાડા, જેમ દામની ચમકે સહુ.
રૂખમણી કહે જુદ્ધ કરતાં, થશે શ્રમ પ્રભુને આ સમે;
શ્રીકૃષ્ણ કહે કાં ચિંતા કરો, એ દુષ્ટને હણશું અમે.
બળીભદ્ર આગળ નવ ઠરે, મહારથી જોદ્ધા અતિરથી;
બીજાનો શો આસરો, માટે કલપના તજો સતી.
સૈન્ય આવ્યું શિશુપાળનું, માર માર મુખથી એમ વદે;
તસ્કરની પેરે અરે જાદવ, કન્યાને કેમ લઇ પળે.
આખર નંદ આહીરનો સુત, શૂર હોએ સનમુખ વઢે;
કપટ વેશે હરણ કરી ગયો, કોણ મારગે એ ઘટે.
વકારયા શૂર થયા સામા, શ્રીગદ ને બળદેવ વડે;
અજ્ઞાની નથી જાણતા, આવી દીપે પતંગ પડે.
સત્તરવાર નાઠો જરાસંધ, કેહેતાં શું લજ્જા નહીં;
વળી હોંસ મનમાં કાં કરે, સંગ્રામને આવ્યો અહીં.
બાણના વરસાત વરસે, જાદવના સૈન્યને વિષે;
બળીભદ્ર આદે સર્વ જાદવ, થયા તત્પર જુદ્ધ વિષે.

ખડગ ચર્મ ત્રિશૂળ કરમાં, છુટે બાણ દારૂણ ઘણાં;
ગદાને સાંગ ને નાળ ગોળા, પડછંદે ધ્રુજે ધરા.
મૃગ ટોળાંમાં કેસરી, જો એક હોયે તો મણી;
જાદવ કહે તમો વળો પાછા, ફોકટ મરોછો શ્યા ભણી.
પાછી પાની નવ કરે, વીર વઢે સામાં થઈ;
ધૂળના ધ્રુમ્રકોટ[1] ઉડે, ગગન પરસ કરે જઈ.
સંગ્રામ કરતાં હળધર જીત્યા, હળ મુસળે મારયા સહુ;
રૂધિરની સરિતા વહી, પડયા શૂર પ્રથવીપર બહુ.
ભુત ભૈરવ જોગણી, તે તૃપ્ત મન પામ્યાં ઘણું;
જસ ગાય જદુરાયનો ત્રેલોકમાં જેણે સુણ્યું.
વઢતાં વીર જે ઉગરયા, તે નાહાસીને તાંહાંથી ગયા;
સૈન નાઠું શિશુપાળનું, દેખી જરાસંધ વિસ્મે થયા.
જાદવ સૈનમાં નિસાણ વાજે, ગર્જના હોયે ઘણી;
શ્રીકૃષ્ણ રૂખમણી સંગ છે, તાંહાં સદા જય વધામણી.
શિશુપાળને આવી મળ્યા, રાય જરાસંધ મારગ વીખે;
દમઘોષ આદ બિજા જોદ્ધા, મળ્યા અન્યોઅન્ય દુખે.
સમજાવે શિશુપાળને, રાય જરાસંધ તેડી કરી;
ક્ષત્રી કેરા ધર્મ છે, કોવાર હારીયે જીતીયે ફરી.
સત્તરવાર હું નાઠો હુતો, જીત્યો વાર અઢારમી;
હરખ શોક માહારે નથી, એ વાત શહુને મન ગમી.
કાષ્ટ પુતળી જેમ નચાવે, તેમ નાચે જાણો શહુ;
અદ્રષ્ટ હાથે સર્વ છે, એ શોચના ટાળો બહુ.
કુશળ છે તો એહેવી કન્યા, મળશે રાય તમને ફરી;
સમજાવી શિશુપાળને, દેશ ગયા મુખ નીચું કરી.
રૂખમૈયાને જાણ થઈ, જે કન્યા હરી ગયો આહીર;
ડાહોલ દેશના રાય સરવે, ગયા પોતાને ઘેર.
સુણી ભીમક મન આનંદ પામ્યો, પુત્રીનું બાયેગ ભળ્યું;
શ્રીકૃષ્ણ વર સર્વને ગમે, રૂખમૈયા વિના સહુ કહે ભલું.
એહેવું સાંભળીને રૂખમૈયો, તવ ક્રોધસું વાણી ઓચરે;
ગોવાળો ગોપાળ એ કેમ, બેહેન માહરીને વરે.
હું તો ખગે જુધ કરી લાવું, બેહેન માહરીને સહી;
નહિં તો નગર પ્રવેસ નવ કરૂં, ઠાલો જો આવું ફરી.
એમ કહીને દીધું દલામું, જોધ સહુ ટોળે મળ્યા;
એક ક્ષોહેણી સૈન્ય સંઘાથે, આવી જાદવસૂં વઢયા.
શસ્ત્ર અસ્ત્ર પરસ્પરે, જુદ્ધ બહુ પેરે થયું;
રૂખમૈયાનું સૈન્ય સરવે, જાદવ આગળ નવ રહ્યું.
રૂખમણી શ્રીકૃષ્ણનો, તવ રથ દીઠો મહામણી;
કનક રત્નમયજડિતછે, ઘણી શોભા શી કહૂં તેતણી.

---

[1] 'સેવા ઇછે દાસનાંમંનરે' એ તુક ચાર પ્રતમાં છે બે શુ૦ પ્રતમાં 'સેવાઇછે પ્રેમાનંદ' છે. [2] એક શુ૦ પ્રતમાં 'અધ્યો ત્રેપનમોહુતો અધુરોરે' અને બીજી બે શુ૦ પ્રતમાં 'અધ્યા બાવનથી કહ્યો અધુરોરે તે હરી કીપાએ મેં કીધા પુરોરે' છે.

[1] કેટલાક પ્રતોમાં 'ધુળકોટ' છે.

તેજ પુંજ પ્રકાશ દીસે, લક્ષ્મી વર બેઠાં જાંહાં;
તે દેખી રૂખમૈયે આવી, બાણ ત્રણ હાથે ગ્રહ્યાં.
ધુતારા ઠગવિદ્યા કરી તેં, જિતિયા ભુપ મહાબળી;
હવે પ્રાક્રમ જોઉં તાહારૂં, આવ મુજ સામો વળી.
જાચક ગુણીજન ભિક્ષા માટે, વણ તેડ્યા જાયે જાંહાં;
તેમ આવ્યા નોહોતરાં પાંખે, લજ્યા નહી તમને તાંહાં.
જાદવકુળમાં ચોર તું, કેમ વાયસની પેરે પળે લઇ;
એમ કહીને બાણ નાખ્યાં, શ્રીકૃષ્ણ ઉપર રૂખમઇયે સજી.
આવતાં રૂખમણી કંપે, બાણ ત્રણ કટકા કરયા;
પછે બાણ પંદર રૂખમૈયાપર, શ્રીકૃષ્ણજીયે ધરયાં.
બાણ છ રૂખમૈયા ઉપર, ચારે ચાર ઘોડા સહી;
બે બાણે સારથી હણ્યો, ધજા રથ છેદ્યાં જઈ.
રથ ભાગો મુરછા થઈ, રાય બીજે રથ બેઠો જઇ;
પાંચ બાણ રૂખમઇયે નાખ્યાં, શ્રીકૃષ્ણજી ઉપર કસી.
તે હરીયે ભાંજ્યાં, એમ અનેક અસ્ત્ર આવી પડે;
હથિયાર તેહેનાં સરવે ખુટાં, જુદ્ધ કરે પછે શ્યા વડે.
ખડગ લેઇને રથથી હેઠો, ઉતરયો પ્રથવી ઉપરે;
વિચાર્યું એહેને હણું ત્યારે, કારજ મ્હારૂં એ સરે.
શ્રીકૃષ્ણજી ઉપર નાખવા, એમ આવીયો મંદમતી;
તે ખડગ છેદ્યું આવતું, છે એહેવા શ્રીકમળાપતી.
શ્રીકૃષ્ણજીએ ખડગ લીધું, રૂખમઇયાને મારવા;
રૂખમણી જઈ પાગે લાગ્યાં, સ્વામીએ કરવી દયા.
મુજ ભ્રાત મારવો નવ ઘટે, એ જીવદાન દેઓ મુને;
કલંક આવે મુજને સ્વામી, ત્રૈલોકમાં જે સુણે.
રાખસનો અંશ પુરવે, વિચાર્યું મનમાં રહી;
રૂખમણીનું કહ્યું માન્યું, આગળ એ હણવો સહી.
તતક્ષણ તેહેને બંધન કીધો, ખડગે ભદ્ર કર્યું જઇ;
અરધ મુછ ને અરધ ડાઢી, પાટા મસ્તક પાડયા સહી.
ફજેતાઈ કરીને રથે બાંધ્યો, શોભા રૂખમઇઆની ગઇ;
એટલે હળધર આવિયા, આ શું કામ કરયું ભાઈ.
આપણા એ સગાવાહાલા, વેહેવાઇ કહિયે શિરોમણી;
એહેને તમે કેમ રથે બાંધ્યો, બુધ એ કોણે હણી.
રૂખમણી મન લજ્જા પામ્યા, ભાઈનું દુખ અતિ ધરે;
જ્ઞાનદ્રષ્ટિયે વિચારી, મનથી ચિંતા પરહરે.
બળીભદ્ર આવી સમજાવે, તમો દુઃખ મો ધરશો સતી;
તમારે સમદ્રષ્ટ છે, વળી એ ને એ અદકી નથી.
એણે આવતાં વાગ્ બાણ મુકયાં, શ્રીકૃષ્ણજી ઉપર કહું;
એ રૂખમઇઆને નવ ઘટે, તમો વિચારીને જુવો વહુ.
એણે એહેનું કીધું પામ્યો, દોષ કોહને દેવો નહીં.
સમાધાન કરી કૃષ્ણ પાસે, આવી હળધર કેહે સહી.
ઉગ્રસેન ઠબકો દેશે જે, બળીભદ્ર શું હુતા નહીં;
રાઢ એવડી શે વધારી, શું કેહેશું રાયને જઇ.
માટે છોડી મુકો રૂખમઇયાને, માનો એ માહારૂં કહ્યું;
જેહેવું કીધું તેહેવું એ ફળ, પામ્યો છે શિક્ષા બહુ.
બળીભદ્રની આજ્ઞા માની, છોડિયા રથથી રથી;
લજ્જા ગઈ છે રાયની, પણ શું કરે ચાલતું નથી.
સમજાવે બળીભદ્રજી, તાંહાં રૂખમઇયાને કેહે ફરી;
હાર જીત એ ધર્મ ક્ષત્રીનો, ચિંતા મનથી કરો પરી.
તાંહાં થકી રૂખમઇયે આવી, બીજું પૂર વસાવિયુ;
નગ્ર ભોજકટ નામ તેહેનું, પોણ કરી માટે આંહાં રહ્યું.
વિદ્રભાદેશ રાય ભીમકને ઘેર, રૂખમઇયો ફરી નવ ગયો;
હવે મુખડું શું દેખાડું, લજ્જાયે શરમીત થયો.
જાદવ જાનમાં નિસાણ વાજે, જિત્યાના દુંદુભી હોય સુખે;
નમો નમો જય શબ્દ થાયે, પંચજન્ય વાજે મુખે.
તાંહાં થકી સરવે જાન ચાલી, શ્રીકૃષ્ણ રૂખમણી મહાપ્રભુ;
મુળ માધવપુર આવી, ઉતરયા શોભા બહુ.
જાદવકુળગો શ્રીકૃષ્ણજી, પ્રતાપ જેહેનો છે ઘણો;
ભેટ લેઇ દેશ દેશના ભુપ, મળ્યા જેણે શ્રવણે સુણ્યો.
રતનાગર બ્રહ્મરૂપે આવી, નમ્યા પ્રભુને પ્રીતે જઇ;
શ્રીકૃષ્ણ કેહે અમ વિવાહ અરથે, પવિત્ર ક્ષેત્ર દીજે મહી.
સમુદ્ર કેહે સ્વામી સૃષ્ટિ તમારી, આજ્ઞાયે વિધિ લખે;
શેષ ઈંદ્ર દિગપાળ સર્વે, આવી તમને નમે પગે.
હું તો છૌં આજ્ઞાકારી, સદા સેવક શ્રીપતી;
એમ કહી એક જોજન આપ્યો, ગયો રત્નાગર ખસી.
મંડપ વિવિધ વિસાળ મણિમય, વિશ્વકર્માયે કર્યું સહુ;
સામગ્રી વિવાહતણી, તે કરી તત્પર તાંહાં બહુ.
વિવિધપેરની રચી રચનાં, ચંદ્રવા મોતી ઝાલરૂ;
ગલીચા જાજમ તકિયા, કીનાતે ચિત્ર શોભા બહુ.
રૂખમણી કેહે સ્વામીને, એક મનોરથ છે શ્રીપતી;
માત પિતા તો માહારા નથી, કેમ વેહેવા કરો એ વીનતી.
પત્ર લખી રાય તેડાવ્યા, તે આવ્યા છે બહુ રિધ લઈ;
વસુદેવ દેવકી આદ સહુકો, મળ્યું છે ત્રૈલોક અહીં.
મંડપ ને ગણપતી પૂજન, કંકણ બાંધ્યાં હરખસું;
ગર્ગાચારજ ગોર કેહે, તેમ કરે કુળાચારસું.
ગ્રહ શાંતી કરીને દાન દક્ષણા, વિપ્રને આપે ઘણી;
મિષ્ટાન ભોજન સર્વને, ગત દિવસ શોભાબની.
પંચશબ્દ નિસાણ વાજે, લગન દિવસ આવ્યો સહી;
કલવો ભીમકે મોકલ્યો, કરે રીત પરણ્યાની કહી.

વરઘોડે સહુ સાથ તેડયા, તે મળ્યા મંડપમાં સહુ;
તેલ ફુલેલ અગરજા લેપન, સુગંધ બેહેકે છે બહુ.
કરયાં કેસર છાંટણાં, આપ્યાં પાન શ્રીફળ શ્રીહરી;
સાબેલા કંઈ સહસ્ર આગળ, અવર જન બીજા વળી.
કોટી કંદ્રપ રૂપ લાવણ્ય, તેજધામ કહિયે પ્રભુ;
કામની દિગમૂઢ થયાં છે, દેખી રૂપ પ્રસંન સહુ.
અશ્વ મહામૂલ જડીત સાજે, બેઠા છે ત્રિભોવન ધણી;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાંધ્રવ ગાન શોભા ઘણી.
કુંભ જળના જુગમ સાહામાં, લાવેછે પ્રેમદા ભરી;
તેહેને રત્નજ આપિયાં, આવી તોરણે પોહોતા શ્રીહરી.
શુદ્ધમતી શ્રી ભીમકની, છે સંગે ચાર સોહાસણી;
કંચન થાળમો રત્નદીપક, આવી છે શ્રીકૃષ્ણભણી.
નીરખી રૂપ ઘણું હરખ પામી, ઉમંગ મનમાયે નહીં;
ઉપરથી દેવ નીર છાંટે, આરોપ્યો હાર પોતે શ્રીહરી.
પોહોંકી મંડપમાંહે આણ્યા, બેસાડયા રત્નઆસને;
રૂખ્મણી કન્યા તાંહાં પધરાવ્યાં, સાવધાન રૂખીજી ભણે.
આડા અંત્રાપટ ધરયાં, વરમાળ વિપ્ર ધરી રહ્યા;
ઓઢ્યાં રૂખ્મણી જડીત ખુંપે, વીશ્વાવિસ પૂરણ થયા.
વરમાળ કંઠે આરોપી, શ્રીકૃષ્ણ રૂખ્મણી કર ધરયો;
ભીમકે કન્યાદદાન દીધાં, વેહેવા રંગ રસે ભરયો.
આરોગ્યા કંસાર રીતે, મંગળ ચાર ફરયા પ્રભુ;
વિપ્રને બહુ દાન આપ્યાં, તે જસ ગાયે નરનારી સહુ.
અષ્ટ સિધ નવ નીધ આવી, ઉભાં છે તાંહાં હરખસું;
ખાજાં ઘેબર જલેબી, સર્વ જાનને ભલીભાતસું.
ઉવેતર કરી વળાવીયાં, રાય ભીમકે રિધ આપી ઘણી;
ગજ રથ અશ્વ અનેક ઉપર, જડિત સાજ સોવ્રણ માણી.
જેહેને જેહેવાં ઘટે તેહેવાં, વસ્ત્ર આપ્યાં છે તદા;
કુંકમ છાપા પરસ્પરે થાયે, કરજોડી ભીમક વદ્યા.
આ તન મન ધન તમારૂં, અમો સેવક છીં હરિ તમતણા;
વળાવે વહુવરને ભીમક, પ્રેમજળે ભરયાં નયણાં.
દેવકીને શુદ્ધમતિ મળિયાં, કંઠે બે ગદગદ થઇ;
અમે તો વેગળાં રહ્યાં, હવે ફરીને મળશું કંહીં.
આ રૂખ્મણી બાઈ તમારે ખોળે, માતપિતા હવે તમે થયાં;
પુત્રીને તવ ભેટી માતા, નેત્રથી આંસુ વહ્યાં.
વસુદેવ આદી અન્ય લોકને, મળ્યા ભીમક રાય;
પછી શાકેર પાન વિશેષ વેહેચ્યાં, જે જે શબ્દ જાનમાં થાય.
વળાવી પછે જાનને, ગયા નગર ભીમક નરપતી;
ભલીભાતે વેહેવા કરીને, આવી જાન દ્વારામતી.
વધામણી જઇ પોહોતી રાયને, ઉગ્રસેન હરખ્યા ઘણું;
વાડીમાં સહુ સાથ ભોજન, કીધાં છે પ્રભુતાપણું.
નગરના સહુ લોક સાહામા, મળ્યા હળધર શ્રીહરી;
પાન બીડાં બરાસસું, તેહેને આપ્યાં છે આદર કરી.
મંગળ ઘોષ નિશાન ફરકે, જાચક જન જસ બોલતા.
અપછરા નૃત કરે આગળ, એ રીતે પૂરમાં પધારતા.
શુંઢ ભરી ગજ નીર આગળ, છાંટતા ચાલે વળી;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાંધ્રવ ગાન શોભા ભલી.
કંચનમય નગ્ર જળહળે, રત્નદીપક ઘેર ઘેર સહુ;
પટકુળ બાંધ્યાં હાટ મંદિર, શોભા પુરની શી કહું.
છજાં અટાળી ગોખ જાળી, સુગંધ મઘમઘ હોયે તદા;
વૈકુંઠરચના નગ્રની, જાંહાં કૃષ્ણ રૂખ્મણી રેહે સદા.
ધ્વજા પતાકા તોરણ લળકે, કુંકમ કેસર છાંટયાં સહી;
પુષ્પ વધાવે નગરની નારી, લક્ષ્મીવરને જોઈ રહી.
એમ સમીપ આવી ભોવન પોહોતાં, ઉતરયા રથથી શ્રીહરી;
બેહેન શોભદ્રા વારણા લે, રત્નદીપ આરતી કરી.
મંદીરમાં જઈ કૃષ્ણ રૂખ્મણી, ગોત્રજની પૂજા કરે;
દોરડે દસ ગાંઠ કંકણ, છોડિયાં પરસ્પરે.
માતપિતાને નમ્યા ચરણે, આશીષ દીધી અતીભલી;
સર્વ જાનને બહુ માન દઇને, વળાવી પ્રીતે કરી.
શ્રીકૃષ્ણ રૂખ્મણી નિર્મળ જસ એ, ગાય સહુ આનંદસું;
શ્રોતાજન શ્રવણે સુણો, રાખો ચિત્ત ગોવિંદસું.
એમણે સૃષ્ટિ નિપાવા ક્ષણમાં, માયાયે ભાખ્યાં બહુ;
એ અકળગત ગોવિંદની, કો નવ કળીજાએ સહુ.
શુકદેવ કેહે સુણ રાયજી, રૂખ્મણી વેહેવા કહ્યો સહી;
એ સંક્ષેપે કરી જાણજો, હરિચરિત્રનો પાર નહીં.
આકાશ મારગે પંખી ઊડે, જેહેને જેહેવી ગતી;
ઊડતાં ઉડતાં પંખી થાકે, પાર કો પામતું નથી.
છે કાલાવાલા શ્રીહરીના નામના, ગાઓ ગુણ ગોવિંદજી;
શ્રોતાજન ભાવે કરી, ભજજો રઘુપતીરાયજી.

( વલણ )

ભજિયે રામકૃષ્ણ મુખથી, તરો ભવ સંસારરે;
ધનદાસના સુત સુત કેહે સુંદર, ચોપનમો અધ્યાયરે.

---

## અધ્યાય ૫૫ મો.

### ( કડવું ૧૬૮ મું—રાગ સામેરી )

શ્રીશુકદેવજી વદ્યા વચંન, સાંભળ પરીક્ષત માહા રાજંન;
શ્રીકૃષ્ણ રૂખ્મણી એ પ્રભુ કહાવે, કામ જનમ લેશે કહું હાવે.
જનમ જનમનાં કિલમીષ જાય, શ્રીરામકૃષ્ણ જો મુખે કેહેવાય;
રામનામ શીતળ એહેવું જાણી, શિવે આરાધ્યું પુરાણપુરાણી.

કિંચિત ધ્યાનમાં વહિગયા કલ્પ, દેહ ધ્યાન નહીં તદરૂપ;
તાળી લાગી પરબ્રહ્મસાથ, રતી કામ આવ્યાં છળવા નાથ.
વસંતઋતુ પોતાના ગણ, શિવને છળશો જાણ્યું મંન;
મોટા સાથે ભરિયે બાથ, કેમ નિપજશે આગળ વાત.
બ્રહ્મા ઇંદ્ર છલ્યા ભૂદેવ, હવે શિવને છળું તતખેવ.

( ઢાળ )

હવે શિવને છળું જઇ, સનમુખ બાણ સાધી રહ્યા;
ધ્યાનમહિ કામ પ્રગટયો, શંકર મન વિસ્મે થયા.
નેત્ર ઉઘાડી જોયું શંકર, કામ દ્રષ્ટ પડયો સહી;
તતક્ષણ બાળી ભસ્મ કીધો, રતિ તવ રોતી રહી.
કાષ્ટ મગાવી ચિતા રચ્યા, વ્યોમથી વાણી થઈ;
સતી મા થાઓ સ્વામી મળશે, એજ જનમે તમને હરી.
નારદ કેહે તે માનજો, માટે જાઓ પાછાં ઘેર સતી;
વીચાર્યું એ સત્યવાણી, આનંદ મન પામ્યાં રતી.
તાંહાંથકી પછી ઠામ આવ્યાં, દૈત ભયે જરા થઇ;
શંબરાસુર એહેને લેઇ ગયો, ભલું જાળવશે ઘેર એ સહી.
શ્રીકૃષ્ણજીયે જાણિયું, શિવે કંદ્રપ બાળ્યો સહી;
મદનપાખે સૃષ્ટિ સરવે, રહી છે અટકી અહીં.
શિવને પ્રસન કરી, માગ્યો વર પ્રદ્યુમન પુત્ર હવા;
શંબરાસુરે જાણિયું, છ દીવસમાં લેઈ ગયા.
વાટે જાતાં નારદે કહ્યું છે, એથી મૃત્યુ તાહારૂં થશે;
વિચાર્યું મનમાં સહી, એણે કહ્યું તે સાચું હશે.
તે માટે એ બાળક નાખ્યો, સમુદ્રમાંહાં મછે ગળ્યો;
જાળમાંહે મચ્છ આવ્યો, ઢીમર કેહે દીસે ભલો.
રૂપ દેખી મચ્છનું, એ ભેટ રાયને જઇ કરયો.
મચ્છ ચિરયો બાળક જોઇ, સંબર ઘણું હરખે ભરયો.
એ પુત્ર માહારે ધરમનો, લેઈ સોંપ્યો રતિને જઇ;
જતન કરજો રૂડી પેરે, તે કાળને જાણતો નથી.
માયાવતીયે ઉછેરયો, પય પાઇને મોટો કરયો;
ધનુર્વિદ્યા સર્વ એણે, શીખવીને નેહ ધરયો.
નારદે આવીને કહ્યું રતીને, વાત પૂર્વ વૃતાંતની;
સ્વામી તાહારો એ ખરો, તું માનજે સત માનુની.
કામનો અવતાર પ્રદ્યુમન, શ્રીકૃષ્ણઘેર જનમ્યા સતી;
વરશ દ્વાદશ થાયે ત્યારે, કામ ભાવે રમો રતી.
શંબરને પ્રદ્યુમન હાથે, ચક્રે કરીને મારજો;
તતક્ષણ આંહાંથી દ્વારકામાં, શીઘ્રે દંપતી આવજો.
માતા એહેની વાટ જુએ છે, પુત્રશોક કરે ઘણું;
એહેવું કહી નારદ ગયા, એ રતિયે મન આશ્રજ સુણ્યું.
સ્વામી જાણી પ્રીત બહુ કરે, સેવા કરેછે અતિ ભલી;
આનંદ મગન ઊછાહ મનમાં, વ્યોમની વાણી મળી.
એહેવે પ્રદ્યુમન થયા મોટા, વરશ દ્વાદશમો સહી;
હાવ ભાવ કટાક્ષ માયા, કામ સાથે કરે રતી.
બાળક કેહે હાવે કામ ભાવે, કરો છો એ શું જોઈ;
મેં તો જાણી માત માહારી, કેમ બુદ્ધ એહેવી થઈ.
પૂર્વે માહારા સ્વામી રતિ કેહે, નારદે મુજને આવી કહ્યું;
માટે શંબર સાથે જુદ્ધ કરો, પછે ચાલો ઘેર જઇયે બેહુ.
વેરી તમારો દૈત છે, હાવે હણો એહેને તુરત માંહા;
વ્રતાંત સરવે કહ્યો સ્વામીને, પ્રદ્યુમન હરખ્યા ઘણા.
અભિલાષ કરવા મુજ સાથે, વેર કરે તમસું ઘણું;
તે માટે આ ગદા લઇને, હણો એને માનો કહ્યું;
ગદા લઇને પ્રદ્યુમન આવ્યા, શંબર મન વિસ્મે થયો;
અરે પુત્ર વિક્રાળ રૂપે, કેમ આવ્યા કારણ કહો.
પ્રદ્યુમન કેહે દુષ્ટ રાજા, પૂર્વે તું માહારો અરી;
છ દીવસનો મુજને નાખ્યો, સમુદ્રમાં મચ્છ ગયો ગળી.
ઢીમરને હાથે ચડયો ત્યારે, આવ્યો હું આંહાં ફરી;
તે માટે હવે જુદ્ધ કીજે, ઊઠ તું માહારો અરી.
દૈત કેહે મેં પુત્ર જાણ્યો, એ તો વેરી પ્રગટ હવો;
ગદા એક હાથે ગ્રહી, રાય જુદ્ધને તવ સજ થયો.
માર માર તિમરજ ફેરવે, પ્રદ્યુમન સનમુખ થઈ વઢે;
ગદા ત્રિશૂળ ને બાણ ફરસી, વરસે જેમ પૂર ચઢે.'
અગ્નિ અસ્ત્રજ મેઘ અસ્ત્રજ, પરસ્પર જુદ્ધ હોય ભલું;
અદ્રષ્ટ થઈ આકાશે રહીને, દૈત બાણ નાખે ઘણું.
દૈતમાયા પ્રબળ મોહોટી, પ્રદ્યુમન વીસ્મે થયો;
રતી કેહે સ્વામી ધીરજ ધરજો, ચક્ર આપું તે લીધો.
માયાનો અવતાર રતિ છે, મનમાં કલપે તે કરે;
ચક્રે કરી શિર છેદીયું, દૈત પડયોછે પ્રથવી વિષે.
દેવનાં દુંદુભી વાગ્યાં, પુસ્પ વૃષ્ટી સુર કરે;
દૈતનાં મુખ થયાં નીચાં, આણ જાદવની ફરે.
માયાવતી વિમાન બેસી, આકાશ મારગે ઉતપતી;
દ્વારામતિમાં આવિયાં, રૂખમણી મંદીર જાંહાં હતા.
સોળ સેહેસ્ર મદય ઘર, શ્રી મોહ પામી ઘણી;
નવજોબન રૂપ વિસાળ રતીનૂં ઝગમગે ગગન દામણી.
શ્રીકૃષ્ણ સરખું રૂપ પ્રદ્યુમનનું, લજ્જા ધરી ઘરમાં ગઈ;
જાળીયે જોઈ રહ્યાં રૂખમણી, શ્રીકૃષ્ણ નહીં વીસ્મે થઇ.
બાહાર આવી સ્રી સરવે, જોયું રૂપ પ્રદ્યુમન રતી;
રૂખમણીને પુછે સ્રી સહુ, કોણ છે એ કહો સતી.
રૂખમણી કેહે ગયો હુતો, પુત્ર માહારો તે હશે;
એહેવું કેહેતાં સ્તનમાંથી, પયધારા ગઈ મુખે.

એટલે વસુદેવ દેવકી, શ્રીકૃષ્ણ હળધર આવિયાં;
બાળક સાહામું જોયું ત્યારે, દેખી મનવિસ્મે થયાં.
તતક્ષણ નારદ ત્યાંહાં પધારયા, વાત પૂર્વ કથા કહી;
રતીનો અવતાર વહુ એ, પુત્ર પ્રદ્યુમનજી સહી.
સાંભળી ઘણું હરખ પામ્યાં, રૂદયા સું લીધા જઇ;
મંચશબ્દ નિશાણ વાગ્યાં, જયજય શબ્દ વાણી થઇ.
મંગળ આજ વધામણી, મળી નાર ગાયે પ્રેમસું;
જાચક જન જસ વિપ્રને, આપ્યાં દાન બહુ હરખસું.
સાકેર પાન વિશેષ સર્વને, શ્રીકૃષ્ણજીએ આપીયાં;
રૂખમણીજી વહુ પુત્રને, પછે લેઇ મંદીરમાં ગયાં.
શુકદેવ કેહે સુણ રાયજી, હરિલીલા આગમ અગાધ છે;
શેશ પાર પામે નહીં, શુક કેહે જીભ્યા એક છે.

(વલણ)

શુક કેહે જીભ્યા એક છે, જન ભજવા શ્રી મહારાજરે;
ધંનદાસના સુત સુત કેહે સુંદર, પંચાવનમો અધ્યાયરે.

---

## અધ્યાય ૫૬ મો.

### (કડવું ૧૬૯ મું—રાગ કેદારો)

શ્રી શુકદેવને પરિક્ષત પૂછે, મણીની કથા કોહો સ્વામી;
વિખ્યાત વાતછે મણીની માટે, પુછું છૌં શિર નામી.
વળી સત્રાજીતે હરિને, સતભામા કેમ પરણાવી;
હરિકથારસ પિતાં મુજને, કેમો તૃપ્ત ન આવી.

(ઢાળ)

શુકજોગી કેહે સાંભળ રાજા, મણિની કથા કહુ વાણી;
સત્રાજિત સૂરજ ઉપાસીક, મણી આપ્યો ભકત જાણી.
આઠ ભાર નિત સોવણ ઝરેછે, દુરભક્ષ ન હોય દેશ;
વ્યાધી પીડા અલ્પમૃત્યુ નહીં, એહેવો મણિ છે નરેશ.
તે મણી લેઈ સભામાં આવ્યા, સત્રાજીત રાજાન;
ઉગ્રસેન મહીપાળ જાણીને, મળવા આવ્યા રાજાન.
નગ્રલોક સહુ આશ્ચર્જ પામ્યું, સૂરજ આંહાં કેમ આવે;
તેજ આગળ રેહેવાય નહિં ત્યારે, આવી કહ્યું રાજદ્વારે.
શ્રીકૃષ્ણ કેહે એ સૂરજ નોહે, મણિ સત્રાજિત માનો;
એટલે સમીપ આવ્યા તતક્ષણ, સંદેહ ભાંગ્યો મન તણો.
રથથી ઉતરી ઉગ્રસેનને, ભેટ મુકીને મળિયા;
તાંહાંથકી શ્રીકૃષ્ણને આવી, પ્રેમે પ્રણામજ કરિયા.
સ્તુતિ કરી ઊભા રહ્યા ત્યારે, શ્રીકૃષ્ણે આદર દીધો;
પાસે બેસાડી પુછયો સમાચાર, સત્રાજિત ઘણું રીજ્યો.
પરસ્પર તવ વાત કરીને, સીખ માગી ઘેર જાયે;
ફરી સમાગમ થયો ત્યારે, મણી માગ્યે જદુરાયે.

ઉગ્રસેન જોગ એ મણી છાજે, આપો માનો વચંન;
જોવા માગ્યો તોહે ન આપ્યો, મણી અમુલ રતંન.
પ્રતિઉત્તર શ્રીકૃષ્ણને દીધો, મણી આપ્યો કેમ જાય;
વચંન હરીનું ઉથાપી ને, તવ ચાલ્યો શેશભેર રાય.
ત્યાંહાંથકી પછી મંદીર આવ્યો, મણીનું કરી જતંન;
પ્રસેન જાદવ બાંધીને કંઠે, ગયો મૃગયા વંન.
મૃગયા રમતાં સંહીયે મારયો, સંહીને મારયો રીંછે;
રીંછ મણીને લઇ ગયો, તે બાંધ્યો પુત્રી જાહાંછે.
રમત માટે પારણા ઉપર, જુએ જાંબુકુમાર;
રામા અવતારનો જાંબુવાન, રહયો ગુફા ગેવર સાર.
ફરી તપાસ લીયે સત્રાજિત, મણી ન દીઠો ઘરમહિં;
અંરૂપરૂં જોયું મણિ ન લાધે, વિસ્મે મનમાં થાયે.
પુત્રી કેહે કાકાજી હવડાં, અશ્વે બેસી ગયા વંન;
મણી તેણે કંઠે બાંધ્યો છે, માનો પિતાજી વચંન.
વાત સાંભળી આશ્રજ પામ્યો, રૂડું નવ કીધું ભાઇ;
મણીને માથે શત્રુ ઘણા છે, કુશળે ન આવે ભાઇ.
માનસુકન થાયે સત્રાજિતને, ફરકે ડાબું અંગ;
એટલે સમાચાર મર્ણના આવ્યા, દુઃખી થયા ગતિભંગ.
ક્રિયા કર્મ દીન તેર થયા પાછી, વાત કરે અન્યો અન્ય;
દુઃખ ભાઇનું ઘણું ધરે, પછી બોલ્યો એહ વચંન.
શ્રીકૃષ્ણે માહારો ભ્રાત મરાવ્યો, મણિમાટે ચિત રાખી;
શું કરૂં હવે શું થાશે, કેમ રહિયે એહ સાંખી.
ચાલી વાત આવી સભામાં, જાણ્યું છે અંતર જામી;
સૈન્ય સહુ સજ કરીને ચાલ્યા, માતામહને શિર નામી.
માગી તેડાવી માગ કહડાવ્યો, સત્રાજિતઘર જાંહાંથી;
પેહેલું પગલું અશ્વનું શોધી, માગી લેઇ ચાલ્યો તાંહાંથી.
નગ્ર મુકીને બાહેર આવ્યા, માગી ચાલ્યો જાય;
આગળ માગી પાછલ સૈન્યા, જોતા જાયે વંન.
જોતાં જોતાં માગ જડયો છે, આ ઠામે મારયો સંહીંયે;
અશ્વ સંઘાથે ઠામજ મારયો, વિસ્મે વાતજ કહિયે.
તાંહાંથી પગલું સંહિનું શોધી, માગી ચાલ્યો જાય વંન;
આગળ જાતાં સંહિને મારયો, રિંછ કહિયે બળવાન.
તાંહાંથી પગલું રીંછનું જોતાં, આગળ પર્વત આવ્યો;
તે મધ્યે એક ગુફાદ્વારમાં, માગી કેહે ચોર તમારો.
રથથી ઉતરયા શ્રીકૃષ્ણજી પોતે, બોલ્યા મુખથી વાણી;
આ ગુફામધ્યે મેં જાવું, તમો રહો સહુ પ્રાણી.
તે માટે હું કહું તે માનો, સાંભળજો રૂડી પેર;
દ્વાદશ દિનમાં નહીં આવું તો, તમો જાજો ફરી ઘેર.
એહેવો પરઠ કરીને પેઠા, દ્વાર ગુફાનું ઉઘાડી;

આગળ જાતાં પારણા માંહે, સુતાં જાંબુ કુમારી.
તે ઉપર મણિ દિઠો ત્યારે, અનંદ પામ્યા મંન;
એટલે રીંછ આવ્યો ગંધ જાણી, ક્રોધે રાતાં લોચંન.
કોણ છે આ ઠામ આવ્યો, કેહેની મુજને વાત;
વનચર જીવ પંખી નવ આવે, તું કેમ આવ્યો શું કાજ.
શ્રીકૃષ્ણ કેહે મણી કાજે આવ્યો, માથે આવ્યું આળ;
સત્રાજિતનોભાઈ સંહીયે મારયો, સંહીને મારયો તેં ભાળ.
તે માટે મણિ હું લેવાને આવ્યો, આપ મુજને આણી,
એહેવું સાંભળી રીંછે મુષ્ટિના, પ્રહાર કરયા તવ જાણી.
લથબથી ગડદા કેહોણી, મલ્લની પેરે વઢતા;
રાત દિવસ એમ જુદ્ધ કરતાં, દિવસ અઠાવીસ વીતા.
વમન થયું છે રૂધીર રીંછને, તેહેનો ચાલ્યો પ્રવાહ;
તે દેખી મનભંગ થયું છે, જાંબુવાન પામ્યો હાર.
રીંછે જાણ્યું કો પરમેશ્વર, મનુષ જાણ્યા મેં મૂઢ;
કરી પ્રદક્ષણા ચરણે લાગ્યો, સ્વામી ગરૂડારૂઢ,
તમને કહ્યું ત્રીલોકમાં, હું નેં જીતે નહીં તમ વિના કોયે;
તે માટે મેં ઓળખ્યા, સ્વામી કીપા કરી આવ્યા સોયે.
તમે લંકા જીતી રાવણ મારયો, દીધું વિભિષણ રાજ;
મેં કહ્યું સ્વામી જુદ્ધ ન કીધું, તેં પોતી માહારી આશ આજ.
દાઢાંયે પૃથવીને લેવા, મારયો હિરણાક્ષ દૈત;
સમુદ્ર પ્રતાપે આવી મલ્યા તો, હું પામરની કોણ ગત.
સ્તુતિ કરી કેહે આજ્ઞા મુજને, દીજે શ્રીમહારાજ;
શ્રીકૃષ્ણ કેહે મણિ આપો અમને, આવ્યો છોં તમ કાજ.
રામા અવતારે કહ્યું હતું મે, દરશણ દેશું આવી;
એક પંથ બેહુ કામજ માટે, એ બુદ્ધિ મનમાં ભાવી.
રીંછ કેહે સ્વામી સર્વે તમારૂં, હું છોં આજ્ઞાધારી;
મણી લાવીને ચરણે મુક્યો, ઉપર કન્યા લો અંગિકારી.
આનંદ દુંદુભી દેવના વાગ્યાં, જાતા વૈકુંઠ ભૂપતી;
વિદા થઈ હરિ તાંહાંથી ચાલ્યા, રીંછને આપી મુકતી.
અવધ થઈ સૈન્ય ફરી ગયું છે, કહ્યો આવી સમાચાર;
વસુદેવ દેવકી આદે સહુ કો, પામ્યા દુઃખ અપાર.
સત્રાજિતને દોષ દીયે કેહે, વાંક એહેનો જન જાણી;
અંબિકા દેહેરે દેવકી આદે, બેઠાં તજી અંન પાણી.
તેહેવે સમે વ્યોમ વાણી થઈ, કેહે આવેછે ભગવાન;
સ્તુતિ કરી ચંદ્રભગાની, ત્યારે પ્રગટ થયા તાંહાં શ્યામ.
દેખીને સહુ આનંદ પામ્યાં, મંગળ ગાયે નારી;
દેવકીને આવી પાગે લાગ્યાં, શ્રીકૃષ્ણ જાંબુકુમારી.
વધામણી માતાને દેઇ ઘેર, ચાલ્યા દુંદુભી થાય;
ઉગ્રસેનને શ્રીકૃષ્ણ મળિયા, કહી વાત સુખદાય.
મણી માટે ઘણો શ્રમ થયો છે, પૂર્વ કથા કહી માંડી;
ઉગ્રસેને સત્રાજિતને આપ્યો, મણી સભામાં તેડી.
મિથ્યા આળ દીધું મે કૃષ્ણને, ઝાંખો થઈ કેહે એમ;
નીચું મુખ કરી ઘેર આવ્યો, સત્રાજિત રંજંન.
રાત દિવસ ચિંતા કરે રાનમાં, પછે વિચાર્યું એહેવું;
સતધનવાના પુત્રને કહી તે, આપી કન્યા મનાવું.
એહેવો વિચાર કરી સતભામા, શ્રીકૃષ્ણને પરણાવી;
ઉપર મણી આપવા લાગ્યા, શ્રીકૃષ્ણે ના કાહાવી.
મણી અમારો છે અમે લેશું, હવડાં રાખો તમે રાય;
શ્રીકૃષ્ણને સત્રાજિત નમી કેહે, ક્ષમા કરજો અન્યાય.
રૂડી રીતે સતભામા પરણાવીને, આપી રીધ અનેક;
ઘોડે ઘણું કરી માનો હરિજન, શું કેહે જીભ્યા એક.
રૂપકુંડમાં સ્નાન કરાવ્યું, જાંબુવતી પામ્યાં રૂપ;
પરણ્યાની રીતે હરિ પરણ્યા, એહેવા જાદવભૂપ.
શુક જોગી કેહે સાંભળ રાજા, પુણ્ય કથા સાંભળિયે;
માનુષ દેહ દેવને દુર્લભ, રામકૃષ્ણ મુખ કહિયે.

( વલણ )

રામકૃષ્ણ ભજિયે સદા, એહેવો ન આવે દાવરે;
ધનદાસના સુતસુત કેહે સુંદર છપનમો અધ્યાયરે.

---

## અધ્યાય ૫૭ મો.

### ( કડવું ૧૭૦ મું—રાગ સારંગની ટુંક ચાલ )

શુક કેહે સાંભળ રાજન, વળી મણીની કથા કહું પાવન;
પેહેલાં દુરજોધનની કહું વાત, પાંડવ સાથે રમે છળઘાત.
પિતામહનું કહ્યું નવ માને, છક્ર ગઈ ધૃતરાષ્ટર રાજંન,
સર્વે ઇચ્છે મૃત્યુ પાંડવનું થાય, શકુની આદે દુરજોધંન રાય.

( ઢાળ )

કૌરવ ઇચ્છે મૃત્યુ પાંડવનું, અભિમન સુત સુણ રણધીર;
ઘણે ઠામે એણે કપટ કરયાં, પણ રાખ્યા સ્યામશરીર.
વાર્ણાવટનું રાજ પાંડવને, આપવા કપટની વાત;
લાખના ધવળ દારૂ ભરાવીને, મંદિર કીધાં એકાંત.
અંન દ્રવ્ય સામગ્રી સર્વે, પાંડવને કેહે જાઓ;
રાય આજ્ઞાએ શીઘ્રે પધારયાં, પાંચે કુંતા માય.
નગ્રલોક વળાવા સંગે, પ્રીત પાંડવપર જાણી;
વાટે ચાલતા શીખજ દીધી, વીદુરે તવ છાની.
ગદગદ કંઠે વળ્યા વળાવીને, પાંડવ બેઠા જઈ રાજ;
દુરજોધનનું કપટ જાણી, દુખ પામ્યા જુધીષ્ટર સાથે.
ભીમ અર્જુન સેહેદેવ નિકુળ, કુંતાને કહી વાત;
સાંભળીને બીત વીમે થયું, સાવધાન રેહેવું પ્રાત.

માતા પાસે વાત ઉચ્ચરી, ખરચ્યા દ્રવ્યભંડાર;
બ્રહ્મભોજન અર્જન બહુ તેડીને, કીધાં અન્ન આહાર.
દુરજોધનની નિંદા બોલે, પાંડવનો જસ ગાય;
સાંભળીને હૃદે ઘણું દાઝે, એહેનો કરૂં ઉપાય.
તે દિવસ પ્રધાનને કહિગયા, આજ્ઞાએ રહ્યા બાહાર;
મધ્ય નિશાયે મંદિર ફુંક્યું, નિસરવાનું રોક્યું દ્વાર.
નીંદ્રામાંથી ઝબકી ઉઠયા, પાંડવે મનમાં જાણ્યું;
વિદુરે વાત કહી ભાઈ સાચી, આગ આવી જુઓ સાહામું.
સહદેવને કેહે રાયજુધિષ્ટર, નિસરવાની કોણ વાટ;
શું જુવો આ સુરંગ દીસે છે, નીસરો વેહેલા ભ્રાત.
ભીમે અગ્નિ ફુંક્યો પાછો, માતા લીધાં ખાંધે;
શ્રીકૃષ્ણ કૃષ્ણ મુખ વદતા વાણી, નીસરયા જમુના ઘાટે.
પાંચ પુત્ર સંઘાથે કૈવટ, અન્ન પામી રહ્યાં રાતે;
દગ્ધ થઈ તે ઘરમાં બળ્યાં, જાણ્યું છે સર્વ સાથે.
લાખાગ્રેહમાં પાંડવ બાળ્યા, ચાલી ચોહોદીશ વાત;
એ સમાચાર પ્રભુને પોહોતા, શીઘ્ર થયા તે નાથ.
રથ મંગાવી સજ કરાવ્યો, સારથી લીધો સંગ;
હસ્તિનાપુરમાં આવી પોહોતા, કહ્યો વિદુરે પ્રસંગ.
એ કથા રહી ઇહાંથી, હવે મણિનો કહું વિસ્તાર;
સતધન્વા કૃતવર્મા અક્રૂર, મળી વિચાર્યું સાર.
સત્રાજીતે એમ કહ્યું, એ કન્યા તમને આપાં;
મણિમાટે ઠોક કરીને, કૃષ્ણને કન્યા પરણાવી.
તેમાટે મણિ લેઇને એહેને, તુરત મારિયે ઠામ;
એહેવો વિચાર કરીને ચાલ્યા, સત્રાજિતને ધામ.
સેજ ઉપર શયે શયન કર્યું છે, નિદ્રાવશ ગઈ રાત;
તે સમે સતધન્વા ઘરમાં, આવ્યો ઉઘાડી કપાટ.
સતભામા તવ જાગૃત બેઠાં, પિતાને નિંદ્રા આવી;
જમદૂત સરખો નયણે નિરખ્યો, બીહીનાં રાજકુંમારી.
કોણ તમે આ વેળા આવ્યા, શું છે તમને કાજ;
પ્રતિઉત્તર આપ્યો નહી તેણે, મારયો સત્રાજિત રાજ.
મણિ લેઇને તુરતજ નાહાઠા, અક્રૂરને કહી વાત;
શ્રીકૃષ્ણ નહિં આજ સુનુ નગરમાં, તેમાટે કરી ઘાત.
સતભામાયે રૂદન કીધુ, કરવો કોણ ઉપાય;
પિતા માહારો જેણે હણ્યો છે, તેહેને કરૂં શિક્ષાય.
લવણ તેલમાં પિતાશબ મુક્યું, પોતે ગયાં હરિપાસ;
હસ્તિનાપુરમાં આવી પોહોતાં, કહી સ્વામીને વાત.
સતધન્વાએ હણ્યો પિતા માહારો, મણિ લેઈગયો અન્યાઇ;
સાંભળીને હરિ ઘણું રોયા, સંગે હળધર ભાઈ.
રથે બેસી પ્રભુ શીઘ્રે પધારયા, સતભામાં લીધાં સંગ;
દ્વારકાને ઓદરે તવ, આવી પોહોતા ભગવંત.
સતધન્વાએ જાણ્યું હરિ આવ્યા, થરથર ધ્રુજે કાય;
અક્રૂરને કેહે સ્વામી, કરજો માહારી સાહાય.
એણે કંસ જરાસંધ સરખા છત્યા, કાળજવન કીધો ભસ્મ;
કોણમાત્ર હું ચોર હરિનો, કીધાં મે આહાવાં કર્મ.
મણિ અક્રૂરને આપી નાઠો, અશ્વે બેસી તતક્ષણ;
એ સમાચાર પ્રભુજીએ જાણ્યા, બોલ્યા શ્રીમુખ વચન.
સતભામા તમે મંદિર જાઓ, અમે ધરશું તેની પૂઠ;
સતધન્વાને હાણી કરીને, આવશું તમઘેર તુર્ત.
એમ કહી રથ હાંક્યો તાંહાંથી, રામકૃષ્ણ બેહુ બળિયા;
શત જોજન જઈ પોહોતો સતધન્વા, અશ્વ થાકા પાછેપળિયા.
રથથી ઉતરી પગે ચાલ્યા, પોતે શ્રીભગવાન;
ચક્રે કરીને શીશ વીડાર્યું, સતધન્વાનું જાણ.
માણી ખોળ્યો નવ લાધો, આવી બળીભદ્રને કહી વાત;
સાંભળીને હળધર તવ બોલ્યા, શાને કરી તેહેની ઘાત.
માણી તમારી સાજનમાં છે, કોઇ પાસે એ જાણ્યું;
રીસાવીને જનકનગરમાં, ગયા રામ મન માન્યું.
આદરમાન બહુ પેરે દીધાં, જનકે પૂજન કીધું;
દુરજોધન એ જાણી આવ્યો, ગદા જુદ્ધ સહુ શીખ્યું.
ભાઇયે ભાઈમાં રાઠ થઇ છે, આણમાટે તવ જાણી;
મનાવ્યા હળધર નવ માને, શું કરે સારંગપાણી.
રથ બેસીને દ્વારકા આવ્યા, પોતે સુંદરશ્યામ;
સતભામાને કેહે મણિ નહીં તે પાસે, મારયો સતધન્વા તે ઠામ.
રાખસનો એ અંશજ હુતો, નહીંતર મારત કોણ;
સતભામા કેહે સ્વામી માહારા, તમે તો રાખ્યું પોણ.
અગ્નિદાહ કરયો સસરાને, ક્રિયા કર્મ પોતે કીધું;
દિવસ વીત્યા પછી ઘેર પધારયા, કારજ સરવે સીધ્યું.
કૃતવર્મા અક્રૂરે વિચાર્યું, હવે કેમ રેહેવાસે;
માણી લેઇને શીઘ્રે પધારયા, પૂર્વ દિશા શું ભાસે.
જાંહાં જાય તાંહાં મણિ પ્રતાપે, માન પામે બહુ સુખ;
રાજધાની શિવની તાંહાં આવ્યા, ભાગાં સઘળાં દુઃખ.
તાંહાં રહી સદાવ્રત ચલાવ્યાં, ઘાટ ગંગાજીના બાંધ્યા;
દુરભિક્ષ હોય તાંહાં પ્રજન્ય થાયે, અક્રૂર જશ ગવાયા.
સમાચાર બળિભદ્રે જાણ્યો, માણી અક્રૂરની પાસ;
એહેવું વિચારી દ્વારીકા આવ્યા, મળ્યા શ્રીઅવિનાશ.
પ્રજા કેહે અક્રૂર તેડાવો, તે વિના નહી સુખ સ્વામ;
શ્રીકૃષ્ણને ગમતી થઈ વાત, પરભારયું થયું કામ.
અક્રૂર તેડાવ્યા સભામધ્યે, દીધાં આદરમાન;
પુજા કરી હરિયે પુછ્યા સમાચાર, સહુ દેખતાં ભગવાન.

દાનપતીમાં ખ્યાત તમારી, દેસ દેસ થયું નામ.
તે માટે મણિ છે તમપાસે, આપો એમ કહે શ્યામ.
મણીના ધણી પતિ ને પુત્રજ, પુત્રતણો પુત્રજ સાર;
અથવા કુટુંબી તેજ પામે, પિંડનો જેને અધિકાર.
સતભામાને પુત્ર થયો છે, મણીનો એ અધિકારી;
અક્રૂર કહે સ્વામી સર્વ તમારૂં, હું છઉં આજ્ઞાધારી.
મણી જોડી સભામાં મુકયો, જોઈ થયા દિગમૂઢ;
પાછો મણી અક્રૂરને આપ્યો, તુઠા ગરૂડારૂઢ.
શુકજોગી કહે સાંભળ રાજા, મણિની કથા કહી સાર;
બળીભદ્રને સંદે મન ભાગ્યો, વરત્યો જયજયકાર.
મણીઆખ્યાન સુણે નરનારી, ઉતરે તેહેનું આળ;
સુંદર હરિનો દાસ કેહેછે, સત્તાવનમો અધ્યાય.

---

## અધ્યાય ૫૮ મો.

### ( કડવું ૧૭૧ મું—રાગ રામગ્રી )

શુકજી બોલ્યા સાંભળ રાયેજી, હરિરસ પીતાં તૃપ્તિ નથાયેજી;

### ( ઢાળ )

નીરમળ મન થાય હરિરસ પીતાં, સાંભળ પરિક્ષત રાય;
પાંચ કંન્યા પરણી હરિ લાવ્યા, કેહેશું આ અધ્યાય.
લાખાગૃહથી પાંડવ વાંચ્યા, તે આવ્યા ઈંદ્રપ્રસ્થાન;
એ સમાચાર પ્રભુયે જાણ્યા, શીઘ્ર થયા તતક્ષણ.
રથ મંગાવી સજ્જ કરાવ્યો, મળવાને ઘણું હેત;
રથ બેશી ઈંદ્રપ્રસ્થમાં, આવ્યા સૈન્ય સમેત.
રાય જુધિષ્ટર ભીમ અરજુન, નિકુળ ને સેહેદેવ;
સાંહાંમા જઈને મળ્યા પરસ્પર, પૂછ્યું કુશળી એમ.
રથથી ઉતરી પાંડવ સાથે, આવ્યા મંદીર માંહે;
આસન બેસાડી પુજ્યા હરિને, સ્તુતિ કરે હરિની ત્યાંહે.
જોગેશ્વરને દરશન દુર્લભ, તે અમને માહારાજ;
કોણ પુણ્યે કરી પામ્યાં તમને, એમ કેહેછે ધર્મરાજ.
કુંતા દ્રોપદી મળ્યાં આવી, પુછ્યા કાઈને સમાચાર;
વસુદેવ દેવકી કારાગ્રેહમાં, પામ્યાં કષ્ટ અપાર.
કંસ વિડારી જાદવકુળને, આપ્યું છે તમો સુખ;
પછે અક્રૂરને મોકલ્યા, ભાઇયે જાણી બેહેનનું દુઃખ.
કોણ તપાસ લિયે અમારો, તમ વિના સુંદરશ્યામ;
જાંહાં જાંહાં કષ્ટ પડે તાંહાં આવી, રાખોછો ભગવાન.
લાખાગ્રુહમાં બાળતાં એહેને, દયા ન આવી કયમ;
દુરજોધને એમ મૃત ઇચ્છયું, તે જાણોછો તમો મંન.
શ્રીકૃષ્ણ કહે એહેના ફળ આગળ, પામશે દુરજોધન.
કુંતાજી મળી વાત કરીને, ઉઠયાં છે તતક્ષણ.

નાના પ્રકારે રસોઈ કરી, ફાઇયે જમાડયા પાંડવ સાથ;
વસ્ત્રભૂષણ પેહેરી સભામાં, બેઠા છે જુગદાધાર.
જાચક જન જસ ગાંધર્વ ગાયે, વાજે તાલ મૃદંગ;
કંઈએક લલના નૃત કરેછે, થઈ રહ્યો અતિરંગ.
ચાતુર્માસ એ રીતે રહ્યા, પછે મૃગયાને હરિ જાય;
અરજુન સારથી થઈ રમે છે, હરણ રોઝ સીકાર.
તે સમે જળતૃષા લાગી, પીવા ગયા અરજુંન;
જુએ તો જળ મધ્યે મંદિર, તપ કરે સ્રીજંન.
પારથ કહે કોણ નામ કહિયે, શું પડયું તપનું કામ;
શ્રી વિષ્ણુ પામવા તપ કરૂં છઉં, સૂર્જદેહા માહારૂં નામ.
પિતાએ મંદિર કરી આપ્યું, ઇચ્છું એવર કાજ;
પારથે આવિ કહ્યું ત્યારે, લાવ્યા શ્રી મહારાજ.
કુંતા દ્રોપદી હરખ પામ્યાં, દીઠાં જમુના સંગ;
રથથી ઊતરી પગે લાગ્યાં, મલ્યા હરિ રસરંગ.
વીશ્વકર્માને કહે છે શ્રીહરિ, રચો નવું પુર ગામ;
તતક્ષણ કીધું હેમ મણિમય, હરિપૂર ધરયું નામ.
તે સમે અગ્નિ પિંડ રોગી થઇને, આવ્યા હરી શર્ણ;
મોરૂ રાજાના જગન મધ્યે, મુજને થયુંછે અજીર્ણ.
સસ્તક બે છ નેત્ર કહિયે, સાત જીભ્યા ત્રણ પગ;
વસ્ત્રાભુષણ પેહેરયાં અંગે, અગ્નિ બ્રહ્મ સ્વરૂપ.
શ્રી કૃષ્ણજીયે મન વિચાર્યું, અરજુનના હિત માટે;
રથે બેસીને ખાંડવ વનમાં, આવ્યા પારથ સાથે.
અગ્નિને કહ્યું આ ઓખદી પીયો, બળે ભાર અઢાર;
જાણીને ઈંદ્ર વઢવા આવ્યો, મેઘ તે મુસળ ધાર.
બાણની ઢાડ બાંધી અરજુને, પડે નહીં જલ ટીપાં;
અગ્નિનું અજીરણ ટાળ્યું, નરનારાયેણ વીર.
ઇંદ્ર કહે ઊપકારજ માટે, આવ્યા માણજીવંન;
મળી પ્રભુને ત્યાંથી પધારયા, સુરપતી રાજંન.
અગ્નિએ રથ અશ્વ સંઘાથે, આપ્યો પારથ કાજ;
ધનુષ બાણ અખે ભાથા આપી, ને ગયો પોતાને ઠામ.
મયદાનવને બળતો રાખ્યો, સભા પાંડવની કીધી;
જળને ઠામે સ્થળ દીસેછે, સ્થળને ઠામે જળ સિદ્ધિ.
દુરજોધનને ભ્રાંત થઈછે, રચ્યા મરણ ઊપાય;
આજ્ઞા પ્રભુની લેઈ તાંહાંથી, મયે ગયા પાતાળ.
હવે દ્વારકા જાવા તતપર, માગે હરિ વીદાય;
રાય કહે સ્વામી વળી રહિયે, ગદગદ કંઠજ થાય.
મળી પાંડવને દ્વારિકા આવ્યા, હરખ્યાં માત ને તાત;
કાલિંદી પરણ્યા હરિ રીતે, વરત્યો જેજેકાર.
અજોધ્યા સૂરજવંસી રાજા, અનંગજિત એહેવું નામ;

તેહેની કન્યાને કહ્યું છે નારદે, રહ્યું ચિતમાં ધ્યાન.
પિતાયે તવ પોણ કીધું, વૃષભ નાથે સાત;
તેહેને એ કંન્યા હું આપું, દેશ દેશ ગઇ વાત;
અનેક ભૂપ મળ્યા છે આવી, વૃષભ નહીં નથાય;
સાંભળીને શ્રીકૃષ્ણજી આવ્યા, દેખી નમ્યા તવ રાય.
પુજા કરીને સનમાન દીધાં, અનંગજિતે બહુ જાણ્યું;
શ્રીકૃષ્ણ કેહે અમજોગ છે માટે, દીજે કન્યાદાન.
રાય કેહે મેં પોણ કર્યું છે, રાખો પત રેહે નામ;
સાંભળીને હરિ વૃષભ પાસે, આવ્યા શ્રીભગવાન.
જાળિયે બેઠાં જુએ છે કન્યા, દીઠું મનોહર રૂપ;
દેખીને દિગમૂઢ થયાં, એ હજો સ્વામી તદરૂપ.
વૃષભભયેથી વીર નાઠા, સોંડયા જાદવ જોધ;
કાછ ભીડી ધસ્યા સાતજ રૂપે, નાથ્યા એકીવાર.
કન્યાયે વરમાળજ નાખી, વાગ્યાં દેવ નીસાણ;
પર્ણ્યાંની રીતે હરિ પરણ્યા, આપ્યાં રાયે બહુ દાન.
નવ લક્ષ રથ અશ્વ મણિમય, એક અયુત આપી ગાય;
નવ સહસ્ર તવ હસ્તિ આપ્યા, દાશી ત્રણ હજાર.
વસ્ત્ર ભૂષણ વિવિધ પેરના, આપી નમિયા પાય;
વિદાય કરયા આપી સૈન્ય સંઘાથે, ચાલ્યા જાદવરાય.
દેશ દેશના ભૂપ મળ્યા, આવ્યા છે ઘેરી વાટ
પારથના ભયથી ભુપ નાઠા, જીતી આવ્યા ઘેર નાથ.
શ્રૂતસેનની કન્યા કહિયે, લક્ષ્મણા એહેવું નામ;
પોણ કરી જળમાં જઇ વીંધે, મચ્છ તે વરે પ્રમાણ.
સાંભળીને હરિ તતક્ષણ પોતે, ચાલ્યા અર્જુન સહાય;
સ્વયંવર મંડપ માંહે પોહોતા, મળ્યા બહુ રાણા રાય.
બાણાવળી ભુપ બાણજ નાખે, મચ્છ કોઇથે ન વિંધાય;
પારથે બાણ નાખ્યું જળમાં જોઇ, છેટું રહ્યું આંગળ ચાર.
નીચું જોઇ જળમાં ઉપરથી, મચ્છ વિંધ્યો તતકાળ;
કન્યાયે વરમાળજ નાખી, પરણ્યા દીનદયાળ.
ગજ રથ અશ્વ રાયે આપ્યા, વિનય કરી નમ્યા પાય;
વીદા થઇ પ્રભુ દ્વારીકા આવ્યા, આનંદ ઓચ્છવ થાય.
અવંતિના રાજાની બેહેન, મિત્રવંદા છે તેહેનું નામ;
દુરજોધનને આપવા કહી, એ જાણ્યું શ્રીભગવાન.
જાદવકુળની કન્યા કહિયે, તે કેમ લઇ જાયે મૂઢ;
હરણ કરી દ્વારીકા લાવ્યા, પરણ્યા ગરૂડારૂઢ.
કુરૂવંશના રાયની કન્યા, ભદ્રા કહિયે નામ;
હરણ કરીને ઘેરજ લાવ્યા, પરણ્યા સુંદરશ્યામ.
કેહેવાનો વિસ્તાર આગળ, કેહેવાશે કુરૂક્ષેત્ર;
અમૃતને જેમ ગરૂડ લીધે, તેમ આણી હરી કરી માત્ર.

શુક કહે આઠ પટરાણી, એ રીતે પરણ્યા હરિ રાય;
સુંદર હરિનો દાસ કેહે, અઠાવનમો અધ્યાય.

---

## અધ્યાય ૫૯ મો.

### ( કડવું ૧૭૨ મું—રાગ કેદારો )

વધા પરિક્ષત શુક પ્રત્યે વાણી, સોળ સહસ્ર પરણ્યા સારંગપાણી;
તે વિસ્તારી સ્વામી કહો અર્થ, તે સાંભળવા કરૂં મનોરથ.

( ઢાળ )

સાંભળવા મનોરથ કરૂં છું, કૃપા કરી સ્વામી કહિયે;
સુકજી કેહે ધન્ય ધન્ય પરિક્ષત, ભક્ત શિરોમણ લહિયે.
સતભામાને મંદિર શ્રી હરી, બેઠાછે એકાંત;
તે સમે ઇંદ્ર કેહેવાને આવ્યા, નરકાસુરની વાત.
કુંડળમાંનાં છત્ર અમારાં, લિધાંછે એણે સ્વામી;
નગ્રની કંન્યા ભૂપ ગાંધ્રવની, હર્ણ કરી બહું આણી.
સાત કોટ નગ્રને ફરતા, એહેવો છે વસમો ઠામ;
સતભમાની મનષા થઇછે, જોવા વિપ્યપૂર ગામ.
એમ કહી ગયા શક્ર તાંહાંથી, વિચાર્યું પ્રભુ મંન;
રૂખ્મણિને મંદિર આવ્યા, પોતે પ્રાણજીવંન.
એહેવે નારદ મળ્યા છે આવી, પુષ્પ મુક્યું એક ભેટ;
લક્ષમીજી સેવામાં તેહેને, આપ્યું હરિયે હેત.
અર્ઘપાદ પુજા કરી પુછયા, સ્વર્ગ સમાચાર દેવ;
વાત કહી સતભામાને ઘેર, આવ્યા નારદ તતખેવ.
દેખીને સનમાનજ દીધાં, કેમ કૃપા કરી સ્વામી;
નારદ કહે પુષ્પ સ્વર્ગનું, ભેટ કરયું અમો આવી.
પુષ્પ લઇ રૂખ્મણીને આપ્યું, શ્રીકૃષ્ણે સત્ય વચંન;
આઠમાંહે એ પટરાણી, વું પર નહીં કાંઈ મંન.
એમ કહીને રૂખી ગયા છે, તે મન જાણ્યું અંતર જામી;
સતભામાને મંદીર આવ્યા, પોતે સારંગ પાણી.
બોલાવ્યાં પણ તે નવ બોલે, રીસાવ્યાં સતભામાં;
પ્રતિઉત્તર દીધોછે તમને, રૂખ્માણી વાહાલાં રામ.
તે સાથે જઈ વાત કરોની, મંનની હોયે સ્વામ;
એ પુત્રવંતીને માન ઘણું છે, અમ સાથે શું છે કામ.
શ્રીકૃષ્ણ કેહે શા માટે કરો છો, મનમાં આવડો ક્રોધ;
સતભામાં કેહે અંતર કીધો, જાણજો એ પ્રતિબોધ.
નારદજીયે પુષ્પ આપ્યું તે, જોવાનું હતું કોડ,
એક પાંખડી અમને નહિં આપી, એહેવા કઠિણ કઠોર.
સાંભળ્યું છે એ વૃક્ષ ઉપર, ભમર રૂપે દેવ કરે ગુંજારૂ;
એમ કહી ફરી મુન્ય ધર્યું છે, એ પોડે કર્યા વિસ્તાર.

આભુષણ ઉતારી નાખ્યાં, થયું છે વિકળ સ્વરૂપ;
શ્રીકૃષ્ણ કેહે રૂખ્મણીમાટે મનમાં, કાંયે ધરોછો દુઃખ.
કહો તો નગ સમેત આણી, રોપું તમારે દ્વાર;
રાજપુત્રી ઘટે નહી તમને, આ શી ઘરમાં રાડ.
સમજાવ્યાં સમજે નહી, સતભામા ઘણું રીસાળ;
આણી જાઇયે વૃક્ષને લેવા, ઉઠયાં હસી તતકાળ.
એક પંથ બેહુ કામજ કરવા, વિચાર્યું પ્રભુ મનમાં;
ગરૂડ બેસી સતભામા સાથે, આવ્યા વિષયાપુર ગામમાં.
પર્વત જળ અગ્નિના કોટજ, કહિયે વિસ્મે વાત;
વાયુ બાણે જળજ સોકયું, ચક્રે પર્વત છેત્યા સાત.
પંચમુખો એક દૈત જળમાં, કરે બહુ સંગ્રામ;
ચક્રે કરીને શિશ વિડાર્યું, છત્યા શ્રીભગવાન.
સાત પુત્ર એ દૈતના સાહામાં, આવ્યા નાખતા બાણ;
તેહેને હણી પ્રભુ દ્વારે આવ્યા, નરકાસુરને થઈ જાણ.
તેહ પુત્ર બહુ સેન્ય સંઘાથે, આવ્યો દુંદુભી વાતે;
તે પણ હરિયે હાર મનાવ્યો, છત્યો છે જદુનાથે.
નરકાસુર સજ થઇને આવ્યો, સાથે ઘણુંએક સૈન્ય;
કોઇનો પ્રવેશ નહી, આંહાં કેમ આવ્યા કેહે વાણ.
શ્રી કૃષ્ણ કેહે અન્યાય કરિ તેં, આણી બહુ કંન્યાય;
તે માટે તુને હણવા કાજે, આવ્યો છૌં સુણ રાય.
પરસ્પરે બહુ બાણજ વરસે, અતુળ જુદ્ધ થયું જાણ;
સતભામાં કહે શું જુઓછો, ચક્રે શીશ પડયું ધરણ.
નરકાસુરનો શોકજ કીધો, પુરવે તે પૃથવી માત;
શ્રીકૃષ્ણ કેહે સતભામાને, તમે કહયું તારે કરી ઘાત.
દૈતતણું એ શીશ વિડારયું, વાગાં દેવ નીશાણ;
સુતના સુત લઈ સાહામાં આવી, નરકાસુરની મા જાણ.
છત્ર કુંડળ ભેટજ મુકીને, નમિયાં પ્રભુને ચરણ;
રાખો રાખો હરિ શરણે આવી, બોલ્યાં દીન વચંન.
વિશ્વંભર તમે વિશ્વને પાળો, કહિયે પુરષપુરાણ;
મંદભાગી જાણે નહી તમને, તે ફરે ચારે ખાણ.
નરકાસુરની સ્ત્રી કેહે છે, ક્ષમા કરો અન્યાયે;
આજ્ઞા લઈ સહગમન કીધું, પામ્યા હરિપદ રાયે.
ભગદંતને એ રાજ આપ્યું, આવ્યા હરિ એહેને ધામ;
પંચ શબ્દ તાંહાં બાજાં વાજે, વરતી કૃષ્ણની આણ.
જુએ તો નવનીધ ઘરમાં, ભરયા કોશ ભંડાર;
સોળ સહસ્ર શત રેહેછે, તેહેનાં ઉઘાડયાં આવી દ્વાર.
બાહાર કાઢી જળે સ્નાન કરાવી, પેહેરાવ્યા સણગાર;
સુખાસન બેસાડીને, મેકલ્યાં નગ્ર મુઝાર.
દેખી રૂપ બહુ મોહજ પામી, વરશ્યા મને કરી સ્વામી;
સ્તુતિ કરીને પગે લાગાં, રીઝયા અંતરજામી.
ઐરાવત એ ચોહદંત કહિયે, અવર ગજ બહુ જાણ;
દ્રવ્ય ભરીને ખચર સંગે, મેકલ્યા પુર ભગવાન.
વળી સૈન્ય બહુ સંગે વળાવાને, આપ્યું દુંદુભી વાજે;
ભગદંતને તવ શીખ દેઇ આવ્યા, અમરાપુરી મહારાજ.
આશન બેશાડી પુજન કીધું, તે સંતોષ્યા દેઈ માન;
ઇંદ્ર કેહે કૃતારથ કીધો, આવ્યા શ્રીભગવાન.
કુંડળ છત્ર આપીને શ્રીહરી, બોલ્યા મુખ વચંન;
નરકાસુરનું કારજ કીધું, જાણજો એ રાજંન.
શીખ લેઈ હરી ચાલ્યા તાંહાંથી, સતભામા કેહે સ્વામી;
પારજાતનું વૃક્ષ કાંહાં છે, આપો મુજને આણી.
વાડીમાંથી વૃક્ષ ઉપાડી, લેઈ ચાલ્યા ભગવાન;
ઇંદ્રાણી કહે કેમ લેઇ જાયે, આવ્યા જુદ્ધ સુરરાજાંન.
સ્ત્રીને કહે બેહુ ભાઇ વઢે છે, ઇંદ્રને કેહે એ અજ્ઞાન;
દેવ સહી એમ કેહેછે હારી, શક્ર ગયા પછી ઠામ.
છતીને પ્રભુ દ્વારકા આવ્યા, વાગાં બહુ નિશાણ;
સતભામાની વાડી મધ્યે, વૃક્ષ રોપ્યો એ જાણ.
સહસ્ર પાંખડીનું એ ફુલજ, સુગંધ મઘમઘ બેહેક;
લોક કેહે આનંદ વનથી, લાવ્યા હરિ જુઓ હેત.
વિશ્વકર્માને કેહે આહાં કરો, મંડપ વિવિધ વિશાળ;
સોળ હજ્ર શત હેમ મણિમય, કીધાંછે તાતકાળ.
તેટલાં રૂપ ધરી હરી પરણ્યા, તેટલા ગુરૂ માત તાત;
ચોરી સરી કંસારજ ખાધા, વરત્યો જય જય કાર.
શુકજી કેહે એ રીતે પરણ્યા, સાંભળ પરિક્ષત રાય;
ઘેર ઘેર ચરિત્ર શ્રીકૃષ્ણનાં, પ્રેમે ગાય છે નરનાર.

( વલણ )

ગાયછે નરનાર હરિજન, ભજવા શ્રી જદુરાયરે;
ધનદાસના સુતસુત કેહે સુંદર, ઓગણસાઠમો અધ્યાય રે.

---

## અધ્યાય ૬૦ મો.

### ( કડવું ૧૭૩ મું—રાગ કેદારો )

શુક પરિક્ષતને કેહેછે મોદ, રૂખમણી કૃષ્ણનો સુણો વિનોદ;
સોળ સહસ્રના મણિમય ધામ, મધ્યે રૂખમણી મંદીર શ્યામ.
કેસર ચંદનના છંટકાવ, આંગણે માણકચોક જડાવ;
સોહે વાટિકા વૃક્ષ રસાળ, તુળસી પુષ્પ વૃંદાવન[1] ઠામ.
અગરધૂપ સુગંધ બહુ વાયે, એહેવાં મંદિર અતિ શોભાય;
તાંહાં શ્રીકૃષ્ણજી સેજે બિરાજે, ઉભા રૂખમણી સેવા કાજે.
જડિત મણિમય સેજ અમૂલ, ઉપર સોહે મોતીની ઝૂલ;

---

૧ 'કામ' ત્રણ મુ૰ પ્રતો.

હીરપાટી ઓસીસાં તળાઈ, સમુદ્રફીણ એહેવી ચતુરાઈ.
તેપર વસ્ત્ર અનોપમ સાર, તેહેના મુલતણો નહીં પાર;
કંચનપુતળી ચિત્ર વિશાળ, કરમા દીપક રત્નઝગાર.
મંદીર જાળી જગમગ જોત, જાણે ઊગ્યા રવિ શશિ કોટ્ય
કવિ શું કેહે પરમનિધાન, એહેવી સેજે પોડ્યા શ્રીભગવાન.

( ઢાળ )

ભગવાન એવે સેજે પોહોડયા, રૂખમણી ઢોળે છે વાય;
વિનોદ કરવાની થઈ ઇચ્છા, મનમાંહે જદુરાય. •
વૈકુંઠના ગુણ તેહેવા અહીયાં, છે કે નહીં જોઉં મર્મ;
રૂખમણીનું મુખચંદ્ર જોઇને, કેહેવાનું થયું મંન.
સદા વદન પ્રસંન રેહે જોવા, ક્રોધનું મુખ એમ જાણી;
તેહેવે શ્રી લક્ષ્મી સાથે, બોલ્યા હરિ હસી વાણી.
શું મોહ પામ્યાં અમરૂપ જોઇને, અમો છીં સામળવાન;
ગુણહીણ જાચક થઈ ખાધાં, નવનીત ગોકુળ ગામ.
નંદાનંદ કાહાનું ગોવાળા, ગોધેન વનમાં ચારી;
રાજછત્ર ચમર નહીં અમને, તમો તો રાજકુમારી.
વનચર અમો વનના વાસી, થીર ન રેહેવું અભીછાં;
નાહાનપણામાં લાજ એહેવી કાઢી, શું જોઇ અમને રીઝ્યાં.
અમો ઉદાસી છીં વિતરાગી, સંસારપર નહીં મંન;
પત્ર લખીને મોકલ્યું માટે, આવ્યા સતવચંન.
દમઘોષજાન જોવાની ઇચ્છા, એક પંથ બેહુ કામ;
વચન તમારૂં પાળવા માટે, જાણજો એ સાવધાન.
અમારે ન કિંચન સાથી, મોહોટા સાથે નહીં મન;
જરાસંધ જવનની ધાકે, આવ્યા સમુદ્રને શર્ણે.
દંતવક્ર શિશુપાળ રૂપવંત, વરયા નહીં કેમ તેહેને;
તે જોગ છો તમો ભામની, રાજ પોતાનાં જેહેને.
કહાં રાજા ને કહાં અમે, તે પુરે તમારાં કોડ;
સમતોલ હોય તાંહાં વિવાહ કીજે, સરખેસરખી જોડ.
બાપે કહ્યું આ કન્યા દીજે, શ્રીકૃષ્ણને એ માન;
રૂખમૈયો કેહે નીચ ગોવાળા, કુળહીણ એ અપમાન.
બુધ ભ્રષ્ટ થઈ બાપ તમારી, એ શું બોલ્યા તાત;
એહેને કેમ માગુમજ કીજે, ઉઠયા એમ કહી વાત.
દમઘોષ સરખા કહીયે રાજા, છત્રપતિ મહીપાળ;
રૂડાં સગાંથી રૂડા એમ કહી, બાંજ્યુંછે વેવીસાળ.
એ લક્ષણે થયું વિરૂપ એહેનું, ગઇ ભાઈની લાજ;
એટલું કરીને અમ સંગાથે, શું હતું તમારે કાજ.
સકળ સભામાં પાણ કરી આવ્યો, અદબ સાથે કાંઈ નવ ચલ્યું;
એહેન માટે એણે નગ્ર તજીને, બીજું પૂર વસાવ્યું.
એહેવા રાજાને તજી કરીને, આવ્યાં રંકને ઘેર;
રૂખમૈયાને માઠું મનાવીને, કર્યું તેવું વેર.
માટે હજીલગી શું આંહાં અડયું છે, જુઓ મંનવિચારી;
બિજા રાજાને વરવું હોય તો, વરો ભીમકકુમારી.
ગહવચન સાંભળ્યાં તાહારે, રૂખમણી બીહીનાં મંન;
રામાઅવતારે સીતા તજી તેમ, રખે તજે પડયાં ઘર્ણે.
પુષ્પહાર સણગાર પડયાછે, અંગથી હેઠા ભોમે;
શ્રીકૃષ્ણજીએ મન વિચાર્યું, કરમાણું મુખ શ્યાને.
સેજથી ઉતરી ચાર ભુજાયે, હરિયે ઊંચલી લીધાં;
બે હાથે કરી કેશ સમારયા, નેત્ર મુખ લુહ્યું એ તેહેનાં.
આભુષણ લાવ્યાં સહુ વીણી, પોતે શ્રીપરિબ્રહ્મ;
રૂખમણી તોલે કોયે ન આવે, પ્રસંન થયા કેહે ધંન.
વળી વસ્ત્રે કરીને વારો નાખે, સમજાવે ભગવાન;
મેતો હાસ્ય કર્યું મુખ જોવા, તેં માન્યું સત જાણ.
પ્રસંન થઈ સ્વામી સંગે બોલ્યાં, રૂખમણી અમૃતવાણી;
તમે કહ્યું તે સતજ સ્વામી, જાણે વીરલા જ્ઞાની.
ચાર વરણમાં કોણ કરેછે, બીજીવાર વેહેવા રંગ;
તમે કહ્યું હજી શું ગયું છે, બીહીની હું ચિતભંગ.
તે માટે મુને મુરછા આવી, જાણોછો અંતરજામી;
તમને શ્રમ થયો મુજમાટે, ક્ષમા કરો એ સ્વામી.
શું રૂપ જોઇને મોહ્યાં અમને, એમ કહ્યું ભગવાન;
રવિ શશિને જોતજ આપી, તેજના છો તમો ધામ.
જુગે જુગે અવતાર ધરોછો, શ્વેત રક્ત પીત શ્યામ;
દ્વાપરઅંતે રૂપ ધરયુંછે, કળીમાં સામળવાન.
વળી કહ્યું ન કિંચન અમને, માયા નહીં વિતરાગ;
સનકાદિક સરખા તમસાથી, ત્રિગુણાતીત તમો નાથ.
માન્ધાતા મુચકુંદ આદે, રાજ તજી ગયા વંન;
રાજને અંતે નરક પડે, માટે સેવે તમારાં ચરણ.
લક્ષ્મીની ઇચ્છા કરે તેતો, માયા જીવ અજ્ઞાની;
સરવ તજી તમને ભજે, તે પરમહંસ કહિયે સ્વામી.
ગુણહીણ અમે નંદના નંદન, નવનીત ખાધાં ચોરી;
કોણ ભાયેગ વ્રજવનિતાકેરૂં, જુઓ નાથ વિચારી.
જાચક થઈ માગ્યું બળીપાસે, પૃથવી પગલાં ત્રણ;
સુતળનું તેહેને રાજ આપ્યું, રહ્યા પોતે શરણાશરણ.
તમે કહ્યું અમે સમુદ્રને શરણે, આવીરહ્યા ભગવંત;
ક્ષીરસાગરમાં સેન કરોછો, શેશશાઇ જસવંત.
વળી કહ્યું કહાં રાજા ને અમો, જુઓ મંન વિચારી;
બીજા રાજા ક્ષણભંગુર કહિયે, તમો તો શ્રીઅવિનાશી.
તે માટે માહારાજ મહાપ્રભુ, સર્વ શિરોમણિ સ્વામી;
કોટી બ્રહ્માંડ રૂંવે રોમ રૂપજ, ઘટ ઘટ અંતરજામી.

અહંકારી અભિમાની તેહેના, ઉતારયાછે ગર્વ;
સર્વ રાજાને જીતીને, મુજને લાવ્યા છો સમર્થ.
હરિચરણ વિમુખ નારી, તેહેને વરે શિશુપાળ;
હું તો તમારી જનમ જનમની, બીજો નહીં ભરતાર.
તમો શ્રી પરિબ્રહ્મ કહિયે, હું માયા ગુણવંત;
જે જે વચન કહ્યાં તે થાપ્યાં, રીજયા શ્રીભગવંત.
રૂખ્મણીને કેહે શ્રીકૃષ્ણ પોતે, ધંન બુદ્ધ છે તમારી;
મ્હારૂં વચન ઉથાપ્યું નહીંતે, હવો રંગરસ ભારી.
કામી પુરૂષને દેહ ન દખાડીયે, માયામાં થાયે મગંન;
હાસવિનોદ એ રીતે કીધા, પોતે પ્રાણજીવંન.
શ્રીકૃષ્ણને માયા નહિં લેપે, જુઓ જંન વિચારી;
સોળ શહસ્રમાં કો મોહ ઉપજાવા, સમરથ ન હવી નારી.
એકેકીને દશ પુત્ર એક પુત્રી, એકેકીને શહસ્ર દાસી;
લક્ષ્મી પોતે હરિસેવામાં, પતિવ્રતા ધર્મે રાશી.

( વલણ )

પતિવ્રતાના એ ધર્મછે, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુતસુતકહે સુંદર, સાઠમો અધ્યાયરે.

---

## અદયાય ૬૧ મો.

### ( કડવું ૧૭૪ મું—રાગ વેરાડી )

શુક પરિક્ષતને કેહે વાણી, શૌનકને કેહે સુતપુરાણી;
છપન કોટી જાદવનો વિસ્તાર, શું કહે જિભ્યા અનંતઅપાર.
કહિયે લીલા શ્રીગિરિધારી, સોળ સહસ્ર શત આઠ નારી;
એટલાં રૂપ ધરી શ્રીભગવાન, સર્વના પુરે મનોરથ કામ.
કોમળ વાણી વચન મધુર, શ્રીકૃષ્ણ હરે પ્રેમદાનાં મંન;
મુગટ કુંડળ મકરાકાર, દેખી મોહ પામી સહુ નાર.
જગમગ જ્યોત મનોહર સાર, હરિને મોહ નહીં જાઊં બલિહાર;
એ રીતે ચાલે ગૃહસ્થાશ્રમ, રંગરસ ક્રીડા કરે પરિબ્રહ્મ.
દશ પુત્ર ને કન્યા એક, શું કહે જિભ્યા ચરિત્ર અનેક.

( ઢાળ )

શુક કેહે ચરિત્ર અનેક છે, પોહે કહું રાજંન;
રૂખ્મણીના પુત્ર પ્રદ્યુમન, તેહેના અનિરૂધ કહિયે તંન.
ભોજકટમાં જન્મ થયો છે, માહાવીર વિક્ષાત[1];
સોળ સહસ્રના પુત્રના પુત્રજ, કોટી કોટી વિસ્તાર.
પૃથવી સરસવ ભાર રહી છે, મસ્તકપર ન જણાય;
સહસ્રજિભ્યા સમરથ નહીં, ગુણ કેહેવાને રાય.
રૂખ્મણીની કન્યા કહિયે, ચારૂમતી તેહેનું નામ;
કૃતવર્માના પુત્રને આપી, વેહેવા રંગ રસમાન.

---

૧ 'વિક્રાળ' બા૦ પ્રત.

કન્યાદાન એ પોતે દીધાં, આપ્યું ઘણું એક વીત;
ગજ રથ અશ્વ પેહેરામણી, નમ્યા કહિયે રીત.
પ્રદ્યુમન પરણ્યા રૂખ્મૈયાની, કન્યા કમળલોચંન;
પરિક્ષત પુછે શુકને સ્વામી, એ શંકે ઊપન્યો મંન.
શ્રીકૃષ્ણ સાથે વેર હતું ને, કન્યા કેમ આપી બ્રહ્મ;
તમે કેહેશો એ પુરાણમાં નહીં, હું કહાંથી કહું રાજંન.
જોગેશ્વર તમે સર્વ જાણોછો, ભૂત ભવિષ મુનીરાય;
તે માટે કૃપા કરીને કહિયે, વિસ્તારી મુઝને વાત.

( શુંકવચન ):—

રૂખ્મૈયાયે કન્યાનો જવ, માંડયો સ્વયંવર જાગ;
પ્રદ્યુમન લાવ્યા હરણ કરીને, જીતી સઘળા રાય.
રૂખ્મૈયાને ગમતું થયું, એ મસે મળશે બેહેન;
તેડાવીને લગન કરયાં છે, મળ્યાં રંગ રસ એમ.
ગજ રથ અશ્વ અનેક આપી, નમ્યા હરિને પાય;
વિદા થઇને ચાલ્યાં તાંહાંથી, જીતી જાદવરાય.
રૂખ્મણીયે રૂખ્મૈયાને કહ્યું, અનિરૂધ વેરે માન;
પુત્રની પુત્રી સુલોચના, એ આપી છે તવ જાણ.
શ્રીકૃષ્ણને ગમતી નહીં વાતજ, વિરોધનો છે ઠામ;
લક્ષ્મીયે આવી કહયું ત્યારે, માન્યું વચન ભગવાન.
વેહેવાનો આરંભજ માંડયો, હરખ અતિઘણો મંન;
રૂખ્મૈયે ભલી શોભા કરી છે, મંડપ મણિમય રમ્ય.
પત્ર લખી ભુપ એહેની પાસાના, તેડાવ્યા થઈ ભીડ;
શ્રીકૃષ્ણને લગનપત્રિકા આવી, શીઘ્ર થયા જદુવીર.
વેહેવાને પ્રભુ હરખ સાથે, નિસરયા કહાઢી જાન;
નગ્રનિવાસી લોક તેડયા, વિને કરી ઘણું માન.
છપન કોડ જાદવ સંગ લીધા, અવર બહુ રાજંન;
ચતુરંગણી સેન્યા શોભતી, ગજરથ વાજે નિશાણ.
એ રીતે પ્રભુ જાન લઇને, આવ્યા નગર મુજાર;
રૂખ્મૈયે ઘણું માન દેઇને, ઉતારયા ભલે ઠાર.
અનિરૂધને કન્યા પરણાવી, ઉમંગ ઘણો અતિ મંન;
ચોરી સરી કંસારજ ખાધા, પરવારયા કરી લગંન.
સભાસહિત પરધાન સંઘાતે, બેઠાછે રાજંન;
તેહેવે સમે બળભદ્ર સભામાં, આવ્યાછે આદરમાન.
કલંગ દેશના ભૂપ કેહેછે, રૂખ્મૈયાને વાત;
વેહેવાઈ તમારા રમી જાણે, માટે સમસ્ત રમીયે આજ.
રૂખ્મૈયો કેહે જુવટ રમિયે, ભલે મુઠ તમો રામ;
શત શહસ્ર દશ શહસ્ર લગી, ચઢયા દ્રવ્ય તે લક્ષ પ્રમાણ.
રમત રમતાં હળધર જીત્યા, માને નહીં શપ મુઢ;
સભા સહુ રૂખ્મૈયાની, કોઇ બોલ્યા નહીં કુડ.

એ રમતાં હથ ક્રોડજ સુધી, ચડયા રામ થઈ છત;
તોહે કેહે રૂખમૈયો છત્યો, દુષ્ટ સભા એ રીત.
તેહેવે સમે વ્યોમ વાણી થઈ છે, છત્યા સહી બળિભદ્ર;
રૂખમૈયો કેહે વાણી વ્રથા થઇ, માને નહીં લાવો દ્રવ.
પાસે બેઠા તે હસીને કેહેછે, રમી શું જાણે ગોવાળ;
સભામધ્યે એમ હાસ્ય કરયું ત્યારે, ક્રોધ ચડયો છે ક્યાળ.
શ્રીકૃષ્ણનાં દરશણને કારણ, દેવ વિમાનની ભીડ;
હોનાર છે તેહેને કોણજ રાખે, એમ કેહે જદુવીર.
એહેવા દુષ્ટને હણવા કાજે, આવ્યા છૌં અમો જાણ;
રૂખમૈયાને મસ્તક મારી, બોગળ કહાડયા પ્રાણ.
હસી કહયું તેહેના દાંતજ પાડયા, પુરી જેણે કુડી સાખ;
થડથકી તેહેની જિવ્હા કહાડી, નાહાડી સભા પડી હાક.
રૂખમણીયે મન જાણયું ત્યારે, બોલ્યાં નહીં કરી ધીર;
શ્રીકૃષ્ણને બળભદ્રે કહયું તવ, શીઘ્રે થયા જદુવીર.
વહુવર લેઈ સહુ જાન સંગાતે, આવ્યા પુર ભગવાન;
જાન સહુને આદર સાથે, વિદાય કરી ગઇ ઠામ.
શુકજી કેહે શ્રીહરિની લીલા, સાંભળ પરિક્ષતરાય;
સુંદર હરિનો દાસ કેહે, થયો એકસટમો અધ્યાય.

## અધ્યાય ૬૨ મો.

### (કડવું ૧૭૫ મું—રાગ કેદારો)

પરિક્ષત પુછે મસ્તક નામી, ઓખા અનિરૂધ્ધને કેમ પામી;
શુકદેવ કેહે સુણ રાયે, બાણાસુર શિવનો ભકત કેહેવાયે.
પંચાગ્નિસેવા ધરયું ધ્યાન, કરયું ઊંધે મસ્તકે ધુમ્રપાન;
તપ આચરયું છે બહુ દીન, પછે ભોળાનાથ થયા છે પ્રસંન.

**(ઢાળ)**

પ્રસન થયા શિવશંકર ભોળા, ત્રુઠયા ઉમયા સ્વામી;
સાહસ્ર હાથ બહુ બળજ આપ્યું, એ જાણજો મન જ્ઞાની.
પરવત સરખા નાખે મસળી, અતુળ બળ એનું જાણ;
સહસ્ર હાથે તાળ મૃદંગ વાગે, નૃત્ય કરે ગાય ગાન.
તેણે કરી શિવ રીઝયા મનસું, માગો વળી વરદાન;
બાણાસુર કેહે માહારા નગરની, રક્ષા કરો ભગવાન.
તેમાટે શિવ રક્ષા કરે છે, શોણીતપુર વિક્ષાત;
નગ્રની પુઠે ચોકી કરેછે, શિવજી તાંહાં દિનરાત.
ત્રીજીવાર જઈ જુદ્ધજ માંડયું, જોયું મેં ત્રૈલોક;
મુજ સમોવડ ન રહે ઉભો, તમવિના બીજો ફોક.
સહસ્ર હાથને શુંયજ કીજે, મિથ્યા વહું એ ભાર;
તમો કેહેયો મેં વરજ આપ્યો, આવો મુજ સંગાથ.
અંતરજામીયે જાણયું મનમાં, એ છે ખળનાં કામ;
શિવ કેહે હું સરખા તમને, આવી મળશે જાણ.
ધજાકેત પડશે તાહારો, ત્યારે જાણજે આવ્યો તુજ માટ;
હરખ પામી ઘેર આવ્યો, જુએ તેહેની વાટ.
એક દિવસ ઉમયાસંગ શિવજી, ક્રીડા કરે છે વંન;
પારવતીનાં દરશણને આવ્યાં, ઓખા વેહેવળમંન.
ઉમયા કેહે છે ઓખાબાઇને, પોહોંચશે મનની આશ;
થોડા દિવસમાં મળશે તુજને, સ્વપનમાં ભરથાર.
તેજ તાહારો સ્વામી થાશે, માહાપુરૂષ ગુણવંત;
વૈશાખસુદ દ્વાદશીને દીને, માનજો સત સત.
વચન અંબાના સાંભળી તાંહાંથી, આવ્યાં છે અંતઃપુર માંહે;
કૌભાંડની તનયા સેવામાં, ચિત્રલેહા તાંહે.
પારવતીયે કહ્યું છે તે દિન, રમી ગયો માહાપુર્ષ;
મધ્ય નિશાયે જાગી જોયું તો, દીઠા નહીં બાઇયે કંથ.
કાંહાં ગયા સ્વામી કેહેતી ઉઠી, કરતી બહુ રૂદંન;
ચિત્રલેહા કેહે શું છે બાઈ, જાણયું સખીયે મંન.
ઓખા કેહે તેજપુંજ આવી, રમી ગયો કો વીર;
એ વર મુજને આણી આપો, નહિંતર તજું આ છવ.
દુઃખસાગમાં નાખી ગયા છે, અધરઅમૃત પાઇ;
તુંથી કારજ થાશે માટે, આણી આપો મુને બાઇ.
સખી કેહે કેહેવો છે તે વીર, દેખાડ આપું આણી;
ઓખા કેહે નામઠામ ન જાણું, કેહીપેર કહું મુજ સ્વામી.
સરસ્વતીનો અવતાર છે માટે, ચિત્રલેહા લખે સાર;
સાત દિવસમાં લખી દેખાડયું, સ્વર્ગ મૃત્યુ પાતાળ.
પટ દેખાડયો આણી ત્યારે, માન્યું નહીં બાઇનું મંન;
ચિત્રલેહા કેહે લખવું રહ્યું છે, દ્વારીકા પાવંન.
છપન ક્રોડ જાદવ લખિયા, શ્રીકૃષ્ણનો પરિવાર;
અનિરૂધ્ધ લખતાં દીઠા બાઇયે, લજયા ધરી તેણે ઠાર.
મુગટ કુંડળ કટિ પીતાંબર, માહામનોહર રૂપ;
એ ધુરતે માહારૂં મન હર્યું છે, આણી આપો બાઇ તુર્ત.
ચિત્રલેહા કેહે કોણ પ્રકારે, જાઉં દ્વારિકા ગામ;
ચક્રસુદરશણ ફરતું રેહે છે, જઇ જોઉં જો થાય કામ.
એહેવું કહીં તતક્ષણ ચાલ્યાં, આકાશ માર્ગે તાંહે;
ખટ ઘડીમાં આવી પોહોતી, ગોમતીસંગમ જાંહે.
વિચાર્યું કેમ જાઉં તાંહા, સ્નાન કરે ઋષી દેવ;
નારદજી કેહે કેમ પધારયાં, કહો બાઈ અશ્વમેવ.
ચિત્રલેહા કહે શોણિતપુરથી, આવી છૌં મહારાજ;
બાણાસુરની તનયા તેને, સ્વપ્ન લાધું એ કાજ.
અનિરૂધ્ધ સાથે ભોગ વિલાસજ, એણે હરયું તેહેનું મંન;
તેમાટે કેમ કારજ થાશે, ભલે મળ્યા મુનિજંન.

નારદજીએ મન વિચારયું, થાશે જુદ્ધ તાંહાં સોય;
તામસી વિદ્યા આપી કન્યાયે, દેખે નહીં જાણે કોય.

કરજોડી નમસ્કાર કરીને, ગયાં છે તેણે ઠામ;
શોળસહસ્રનાં મંદિર મધ્યે, રૂખમણી જાંહાં શ્રીભગવાન.

તે મધ્યે પ્રદ્યુમનનું ઘર છે, અનીરૂધ જાંહાં રેહે છે;
તેજપુંજ કંઇ લલના ઊભી, નૃત્ય તાંડાંવ કરે છે.

તે સમે તાંહાં આવી જોયું, બેઠાછે અનિરૂધ;
ઓખા સાથે રમી ગયા તે, સંભારે હૃદયા મધ.

ચિત્રલેખાયે મોહ પમાડી, વિદાય કીધી લલના;
અનિરૂધને કેહે ચિરંજીવી રહો, પોહોચે મનોરથ મનના.

અનિરૂધ કેહે તું કોણ ઇહાં, આવી છે શું કાજ;
પ્રતિઉત્તર કેહે લેવા તમને, આવી છું મહારાજ.

બળીનો સુત બાણાસુર કહિયે, માહાવીર વિખ્યાત;
તેહેની તનયા ઓખાબાઇસું, રમીગયા તમો રાત.

તમ પાખે પ્રાણ ન રાખે, ચાલો તાંહાં રાજંન;
અનિરૂધ કેહે એ દૈતની કન્યા, કેમ માને મુજ મંન.

ચિત્રલેખા કેહે સાંભળો રાજા, પિતામહની વાત;
નરકાસુરની સોળ સહસ્રજ, લાવ્યા છે કઇ જાત.

વચન સાંભળી અનિરૂધ બોલ્યા, લેઇ જાઓ મુને તુર્ત;
તેહેને સ્વપ્ન થયું તેહેવું મુજને, માનો એ સત સત.

લેઇ અનિરૂધને જાયછે એહેવે, ચક્ર મળ્યું તવ જાણ;
નારદનું સમરણ કરયું ત્યારે, આવ્યા છે તેણે ઠામ.

દેવ કારજ લેઇ જાય છે એહેને, જાતાં વારશો મો કોપ;
નારદજીના વચન સાંભળી, ચક્ર ગયું ફરી સોય.

તતક્ષણ ચિત્રલેખા લેઇ આવી, ઓખાને મંદીર;
ઓળખી લે બાઇ સ્વામી તાહારો, અનિરૂધ એ મહાવીર.

દેખીને ઘણું હરખજ પામી, દીધાં છે આદરમાન;
સ્તુતિ કરીને પાગે લાગાં, રાખ્યું તેમું ધ્યાન.

ચિત્રલેખા કેહે મોહોટું ભાયેગ, વર છે રૂપનિધાન;
એની સાથે ક્રીડા કીજે, રાખો સમાધાન.

ત્રસરો ત્રણ લોકના સ્વામી, એ ભાયેગ શું નાહાનું;
ઓખા કેહે ધંન ધંન તુજને, એ વર તુંથી પામું.

તેલ મરદન કરી સ્નાન કરાવ્યું, ભુષણ બહુ વિધિ અંગ;
આસન બેસાડી ગાંધ્રવવેહેવા, કરયો છે રસરંગ.

હાસ્યવિનોદ ચોપટ રમે, દેખી સેવક કરે એમ વાત;
કીડીનો પ્રવેશ નહીં, આંહાં આવ્યો કોણ વાટ.

જે પુરૂષની સંગે રમે નારી, તેહેના રૂપ હોયે લીન;
તેમાટે એ ઓખાબાઇનું, દીસે છે એહેવું ચીન.

બાણાસુરને કહિયે નહિંતર, આણશે આપણો અંત;
તતક્ષણ આવી કહ્યુંછે ત્યારે, કોપ્યા છે રાય બળવંત.

રખેવાળ તમે શું પંજ રાખ્યું, આવ્યો તે કોણ વાટ;
સેવક કેહે સ્વામી કારણ કહિયે, ધીરયાં નહીં ક્ષણમાત્ર.

ધજાકેત પડયા તવ જાણ્યું, હોશે કો બળવંત;
લક્ષ જોધ્ધાને આજ્ઞા આપી, કરો તેષું જુદ્ધ.

આવતાં દેખી ઓગળ લેઇને, ઉઠયો છે અનિરૂધ;
જુદ્ધ કરી સહુ ઠામજ મારયા, પોહોતી વાત તે તુર્ત.

કોભાંડને આજ્ઞા કરી રાયે, કરો તેષું જુદ્ધ;
રથે બેસીને સૈન્ય સંગાથે, આવ્યા જાંહાં અનિરૂધ.

દેખી કટકને ઓખા કેહેછે, નાથઠિયા ભરથાર;
કેમ વઢશો ફરી સૈન્યજ આવ્યું, વેરી થયો મુજ તાત.

મેં એનું તાંહાં શું વણસાડયું, શો કરયો મેં અન્યાય;
પારવતીયે આપ્યો છે વર, સમજે કે નહીં એ રાય.

મૃગતણાં બહુ ટોળાં તેહેમાં, કેસરી પ્રગટયો એક;
તે આગળ શું માહમ એહેનું, વિનતા જુઓ વિવેક.

કાલાવાલાયે નહીં છુટીયે, તુંતો ઘેહેલી નાર;
તારા પિતાએ મોકલ્યા તે, માહારે લેખે ચાર.

એમ કહી ઘર બાહારજ આવ્યા, થાયેછે બહુ સંગ્રામ;
સૈન્ય સહિત જીતીને ઘાયલ, કીધા છે પરધાન.

એ સમાચાર જાણીને આવ્યા, બાણાસુર રાજંન;
કોભાંડ કેહે સ્વામી કારણ કહિયે, જુઓ વિચારી મંન.

શક તોલે માહમ છે એહેનું, શું વિખાણું વાત;
તેમાટે કહ્યું માનો એતો, પુજ થયો કેમ થાયે ઘાત.

બાણાસુર કેહે શું જુઓછો, એ કહિયે માહા અંન્યાયે;
વજીર કેહે એ ગાંધ્રવવેવાહ, કીધોછે કન્યાયે.

શસ્ત્રઅસ્ત્ર બહુ બાણજ વરસે, એકનાં લક્ષજ થાય;
એણી પેરે જુદ્ધ બહુ થયું, શું કહું સંખ્યાય.

ખડગ ખેડા અસ્ત્રશસ્ત્રજ, સાંગને ગડનાંળ;
અનિરૂધ સહુને પુરા પડેછે, મહાવીર વિકાળ.

ચિત્રલેહાયે નારદ સંભારયા, તે આવ્યા તક્ષતણ;
બીહીશમો તું અનિરૂધ, તાહારે માથે છે પરિબ્રહ્મ.

અનિરૂધ કેહે સ્વામી તમ પ્રતાપે, જીત્યા છે બહુ વીર;
એમ કહી ફરી જુદ્ધ કીધું, રાય આવ્યા સમર.

જુદ્ધ કરતાં રાયે અનીરૂધને, ધરી લીધા તતક્ષણ;
નાગાસ્ત્રે બંધન કરી, જીતી ચાલ્યા છે રાજંન.

ઓખા કેહે હવે શું પેજ કરવું, વેરી થયો મુજ બાપ;
બાળક જાણી દયા ન આણી, એમ કહી કરે વિલાપ.

એ સમાચાર લેઇને ચાલ્યા, નારદજી તતક્ષણ;
જુદ્ધ બહુ પેરે થાશે, આવશે અશરણશરણ.

(વલણ)

આવશે ભગવાન એહેવું, શુક કેહે સાંભળ રાયરે;
ધનદાસના સુતસુત કેહે સુંદર, બાસેટમો અધ્યાયરે.

---

## અધ્યાય ૬૩ મો.

### (કડવું ૧૭૬ મું—રાગ સામેરી)

કેહે ભુપતિને શુકજોગી, સુણ રાય હરિકથારસ ભોગી; [તંન;
રૂખમણી ચિંતા કરેછે મંન, જુઓ કોઈ આંહાંથી લઈગયુંછે
મોટી અશ્રજ કહિયે વાત, ચિંતા શી કરો એમ કેહેછે નાથ.

(ઢાળ)

ચિંતા શી કરો ભામની, એહેવે આવ્યા નારદદેવ;
આદરમાન બહુ પેરે દીધાં, બોલ્યા હરિ તતખેવ.
ત્રણ લોકમાં ગમન તમારૂં, અનિરૂધની કયહું ભાળ;
શું બેઠા મુનિ કેહે બાંધ્યા છે, શોણિતપુરભૂપાળ.
ચિત્રલેહા લઇગઇ છે એહને, આકાશ મારગે ધન્ય;
બાણાસુરની તનયા સાથે, ગાંધ્રવવેહેવા કીધો બ્રહ્મ.
જુદ્ધ ઘણું કીધૂં તમપુતે, પણ બાણાસુર બળવાન;
નાગઅસ્ત્રે અનિરૂધને બાંધી, રાખ્યા છે વસમો ઠામ.
શ્રીકૃષ્ણનું મન નારદ કહિયે, પરભારી સુણી વાત;
સૈન્ય સહુ સજ કરીને ચાલ્યા, વાજ્યા નિશાણે ઘાય.
દશ ક્ષોહેણી સેન્યા સંગાથે, ચડયા છે જાદવરાય;
પ્રદ્યુમન સેન્યાના નાયક કહિયે, ગદ ને સાંબ કુમાર.
ગરૂડપર શ્રીકૃષ્ણ ને હળધર, બેઠા છે બેહુ વીર;
ચતુરંગણી સેન્યા આગળ, થઈ મારગમાં ભીડ.
એ રીતે પ્રભુ આવી પોહોતા, વાગાં બહુ રણતુર;
વાડી ઉખાડી નગ્ર વીંટીને, પડયા છે જાદવ શુર.
બાહારનાં પુરની ભાંજી અટાળી, દગ્ધ કરયું તવ જાણ;
બાણાસુરને જાણ થયું તવ, સૈન્ય કરયું સાવધાન;
દશ ક્ષોણી સૈન્ય સંગાથે, નીસરયા છે રાજાન;
મોર ઉપર છે સ્વામીકાર્તિક, નંદી ઉપર શિવબ્રહ્મ.
સનમુખ આવી રહયા ઊભા, બેહુ ગમાથી જાણ;
ભુત પિશાચ શિવની સેન્યા, થાયેછે બહુ સંગ્રામ.
શિવજી ને ભગવાનજ પોતે, સાત્યકી ને બાણાસુર;
બળિભદ્ર ને કૌભાંડ બેહુયે, માહા બળ ભરપુર.
પ્રદ્યુમન સ્વામીકાર્તિક એ રીતે, પરસ્પર જુદ્ધ વિશેષ;
શસ્ત્ર અસ્ત્ર બહુ બાણજ વરસે, દેવ વિમાનની ભીડ.
શિવજી ને ભગવાન બેહું, મુકે બહુ વિધ્ર બાણ;
પીનાકપાણી સારંગપાણી, વાયુ પર્વતસું એમ જાણ.
સર્પઅસ્ત્ર ગરૂડઅસ્ત્ર, અગ્નિ તાંહાં પરજંન;
પરસ્પર હારે નહીં બેહુએ, વિચારયું પ્રભુ મંન.
મોહાસ્ત્રેકરી મોહ પમાડયા, શિવજી નંદીપર જાણ;
જીતીને પ્રભુ જુદ્ધને આવ્યા, જાંહાં છે બાણાસુર રાજાન.
અશ્વ સહસ્ત્ર એ રથે જોડયા, માહા વીર વિક્રાળ;
પાંચશે બાણ એકવારે મુકયાં, જેવા કૃતાંત કાળ.
શ્રીકૃષ્ણજીએ આવતાં છેધ્યાં, ભાંજ્યો તેનો રથ;
પાંચજન્ય એ શંખ વજાડયો, જીત્યા પ્રભુ સમરથ.
નગ્ન થઇને કોટરા આવી, બાણાસુરની માય;
શ્રીકૃષ્ણજી ઉફરાટા એહેવે, નાઠા નગરમાં રાય.
બળભદ્રે કૌભાંડ નસાડયો, પ્રદ્યુમને કાર્તિકસ્વામ;
એ રીતે પ્રભુની જીત થઇ છે, વાગાં બહુ નીશાણ.
એહેવે શિવજી આળસ મોડી, જાગ્યા છે રણમહિં;
મુખગગાસું ખાતાં તરિયો, નીસરયો તવ તહિં,
ત્રણ મસ્તક ત્રણ નાસિકા, નેત્ર છ ને છ હાથ;
તરિયો કેહે મુજને આજ્ઞા દીજે, બાળી કરૂં સહુ રાખ.
મેરૂની જાણે શિખર બાળી, એહવો એ બળવાન;
શિવ કેહે એહના સૈન્યમાં જઇને, કરો સહુને હેરાન.
આજ્ઞા લઈ પેહલાં શ્યામને અંગે, ચહડયો છે તમશરીર;
ત્રાહે ત્રાહે માહારૂં અંગ બળેછે, રાખોજી શ્રી જુગદીશ.
શ્રીકૃષ્ણ કહે એહને શિક્ષા કરૂં, ધીર ધરો મન કરો દ્રઢ;
નારાયણજ્વર તુરત આવી, લાગો તરિયાને પુઠ.
સ્વર્ગ મૃત્યુ પાતાલ ફરયો, એહને કોઈ ન રાખે શર્ણ;
શ્રીકૃષ્ણને ચરણે નમી કેહે, રાખો પ્રાણજીવંન.
તમારે જ્વરે તમ કરયો મુને, શરણ આવ્યો હું દીન;
સ્તુતિ ઘણી કરી તરિયાયે, તમો કહિયે પરીબ્રહ્મ.
બ્રહ્મરૂપ તમો સરજો પાળો, શિવ રૂપે સંઘાર;
સચ્ચિદાનંદ રહ્યાછો વ્યાપી, તમથી નહીં કો સંસાર.
તમને મુકીને અન્યને ભજશે, તેને પીડશે જ્વર બ્રહ્મ;
હું તો તમારે શરણે આવ્યો, મુજને પીડા હોયે કેમ.
દયાનિધિ ભગવાન કેહેછે, સાંભળો તરિયાજી ધંન્ય;
તાહારો માહારો સંવાદ ગાશે, સાંભળશે એકેમંન.
તેહેને ઘેર તું જાઇશમા, એ આપો મુજને વચંન;
વચન આપી તરિયો ગયો તહાંથી, નમી પ્રભુને ચર્ણ.
એહેવે બાણાસુર સૈન્ય લઈ આવ્યો, રથ બેસી સાવધાન;
અસ્ત્ર શસ્ત્ર બહુ બાણજ વરસે, થાયે છે સંગ્રામ.
શ્રીકૃષ્ણે તે મંનવિચાર્યું, ઉતારૂં એહેનો ભાર;
ચક્રે કરીને હાથજ છેધ્યા, વૃક્ષતણી જેમ ડાળ.
તે સમે આવ્યા શિવ તાંહાં, સ્તુતિ કરે હરિની તહિં;
અભયવર આપ્યો હરિ મે એહેને, તે કેમ મિથ્યા [illegible].

તમે કહ્યું પ્રેહેલાદનો વંશજ, મારવો નહીં કહ્યું ગદ;
દયાનિધિ ભગવાન કેહેછે, ઊતારયો એહેનો મદ.
હું ને બેસી અજ આવ્યા છે, કેહે માહોમાહા શી રાઢ;
હરિ હરનો મેળાપ કરી અજ, ગયા પોતાને ઠાર.
ચાર ભુજ રાખ્યા છે તેહેના, માન્યું બ્રહ્મવચંન;
આપ સરીખો કીધો હરિયે, શિવ થયા પ્રસંન.
રથે બેસાડી વહુવર લાવ્યા, શોભા ઘણીસાથે રાય;
શ્રીકૃષ્ણને આવી ચરણે લાગો, ક્ષમા કરો અંન્યાય.
પેહેરામણી મનગમતી કીધી, ગજ રથ અશ્વ અપાર;
અક્ષોહણી સૈન્યા આપી રાયે, વળાવ્યા ભલી ભાત.
મળી શિવને દ્વારિકા આવ્યા, વાજયાં જીત નીશાણ;
સૈન્ય સહુને આદર સાથે, વળાવ્યાં દઈ માન.
ઓખા અનિરૂધનો વેહેવા, સાંભળે જે ગાશે;
તેહેને જ્વર પીડા નહીં, ત્રિવિધ તાપ સહુ જાશે.

(વલણ)

માનજો વિશ્વાસ એ, શુક કેહે સાંભળ રાયરે;
ધનદાસના સુતસુત કેહે સુંદર, ત્રેસેટમો અધ્યાયરે.

---

## અધ્યાય ૬૪ મો.

### (કડવું ૧૭૭ મું—રાગ કેદારો)

શુક કેહે સાંભળ ભૂપ, જે કહું એક ચીત;
વળી કહું નારાયણ લીલા, સંક્ષેપે કરી પ્રીત.

(ઢાળ)

સંક્ષેપે કરી જાણજો, કહું કથા રાજંન;
નગ્રમાંથી બાળક સંગે, નીસરયા પ્રદ્યુમંન,
સાંબકુમાર ને ગદ ભાનુ, ચાલ્યા રમતા વંન;
રમતાં રમતાં વાડીમધ્યે, આવ્યા થયો છે શ્રંમ.
તૃષા લાગી જળની, જોતા ફરે છે રાજંન;
જુએ તો એક કૂપ મધ્યે, દીઠા કરકટ તાંહાંય.
કાહાડવાને સાંડ્યાં બાળક, દયા થઈ જદુવીર;
સમુદ્રમાં એને મુકીયે, અહીં કષ્ટ પામે જીવ.
દોરડાં ચર્મનાં વળી બાંધી, તાણે સહસ્રક બાળ;
તલમાત્ર તાંહાંથી ખસે નહીં, એહેવી પુષ્ટ તેહેની કાય.
સભા મધ્યે જઇ કહ્યું, તવ આવ્યા શ્રીભગવાન;
કર વધારી વામ હાથે, કાહાડયો ભાગ્યનિધાન.
સ્પર્શ કરતાં દિવ્ય દેહે થઈ, મુગટ કુંડળ સાર;
પ્રક્રમા કરી નમ્યો ચરણે, સ્તુતિ ઘણીકરી રાય.
આદ્ય અંત ને મધ્ય તમ વિના, અવર નહીં કો શ્યામ;
દ્વિજ દિન ઉપર ઘણી કીપા કરી, આવ્યા છો ભગવાન.
નગ્રનિવાસી લોક જાદવ, જુએ ઊભા તેહ;
તે દેખતાં પ્રભુયે કહ્યું, કેમ પામ્યો કરકટ દેહ.
અંતરજામી જાણો છો, પણ આગન્યા ધરૂં શીશ;
પ્રણામ કરીને વદ્યા વાણી, સાંભળો શ્રીજુગદીશ.
પૂર્વે હુતો હું નગ્રનો રાજા, કરયાં મેં બહુ દાન;
ગજ રથ અશ્વ ગૌ ભોમી વિપ્રને, આપીછે અપ્રમાણ.
વસ્ત્ર સોવ્રણ તીલ આદે, સદાવરતે અંન;
જનમ સઘળો એમ ગયો, સ્વામી કરતાં મુને પુન્ય.
તારાની કો કરે ગણના, મેઘનાં બિંદૂ સોય;
પણ ગૌનું લેખું નહીં, શું કહું મુખથી જોય.
સોવ્રણ શીંગી રૂપાંખુરી ભૂષણ, નવી પ્રિય વચ્છ સાથ;
વેહેર સરોવર કૂપ એ રીતે, ધર્મ કરયા વિપ્રને નાથ.
એક ગાય આપી વિપ્રને, ભળી ટોળાંમાંહે બીજે દીન;
વઢતા વઢતા આવ્યા બ્રાહ્મણ, સમજે નહીં તે કેમ.
એકની સહસ્ત્ર લક્ષ સૂધી, દેવામાંડી રમ્ય;
બ્રાહ્મણ કેહે અમો એજ લેશું, મુકી ગયા બેહુ બ્રહ્મ.
તેમાટે જમદૂત અંતે, લેઇગિયા શૂન્ય;
ધર્મ કેહે ચિત્રગુપ્તને, એહેનું જુઓ પાપને પુન્ય.
ચિત્રગુપ્ત કેહે સાંભળો, એહેના પુન્યનો નહીં પાર;
બ્રાહ્મણ બેહૂ ગયા રોપે, પાતક એ મહારાજ.
ધર્મ કેહે પેહેલાં પાપ કે પુન્ય, ભોગવશો રાજંન;
મે કહ્યું થોડું પાતક પેહેલું, ભોગવું એ જન્મ.
તેમાટે કરકટ દેહ ધરી, પડયો વરસ હજાર;
તમ પ્રતાપે છુટયો સ્વામી, પોહોતા મનોરથ આજ.
એમ કહીને નમ્યા એહેવે, આવ્યું દિવ્ય વિમાન;
તેપર બેસી ગયા વૈકુંઠ, વાજતે નીશાણ.
શ્રીકૃષ્ણ કેહે સુણો જાદવના તન, સાંભળ્યું એ પ્રશ્ન;
બ્રાહ્મણોને કો દુભવસે, તે પામશે બહુ કષ્ટ.
બ્રાહ્મણનો અંશ હળાહળ વિષ, પચે નહીં કેહે હરિ;
જે વિષ ખાયે તે મરે, એ તો શોધે પરિયાં વાસ.
વૃતિ આપી લીયે પાછી, પડે આંસુ ભોમ;
જેટલી રજ ભીંજે તેટલાં, વરસ કરમી ભોગ.
જુઓ પાતકનો કહું લેશ નહી, તોયે વળગ્યું આવી રાય;
સર્વને શીખામણ હવી, પ્રભુ આવ્યા લેઈ પરિવાર.

(વલણ)

જાદવના સહુ કુંવર આવ્યા, શુક કેહે સુણ રાયરે;
ધનદાસના સુતસુત કેહે સુંદર, ચોસેટમો અધ્યાય રે.

---

## અધ્યાય ૬૫ મો.

### ( કડવું ૧૭૮ મું—રાગ કેદારો )

શુકદેવ વધ્યા છે વચંન, સાંભળ પરિક્ષત માહારાજંન;
નંદ જસોદા વ્રજનો સાથ, મળવા જુએ હરિની વાટ.
એકવાર આવે તો મળીયે, શું માયા છેક તોડી હરીયે;
અંતરજામીએ જાણ્યું મંન, મુને અવકાશ નહીં કેમ.
ઇચ્છા બળભદ્રને થઈ જાણ, જઇ હું નીરખું ગોકુળ ગામ;
જન્મભોમ જોઉં એકવાર, રથ સજ કીધો તેણીવાર.

( ઢાળ )

સજ કરાવી બેઠા રથપર, આવ્યા વૃંદાવંન;
ગોકુળનાં એ વૃક્ષ દેખી, હરખ્યા છે ઘણું મંન.
સાંભળી વ્રજવાસી સાહામાં, મળ્યા આવી પ્રેમ;
શ્રીકૃષ્ણના સમાચાર પેહેલા, પુછે કુશળીક્ષેમ.
તાંહાંથકી રથ આવી છુટો, નંદ રેહે જે ઠામ;
દંડવત કરતા જઇ મળ્યા, નંદને બળરામ.
આલિંગન દઇ ખોળે બેસાડયા, હજો પુત્ર કલ્યાણ;
જસોદાજી મળ્યાં આવી, હરખ અતિઘણો મનજાણ.
આદરમાન બહુ પેરે દીધાં, સંતોખ્યા ભલોભાત;
શ્રીકૃષ્ણના સમાચાર પ્રેમે, પુછે જસોદામાત.
કંસહણીને છોડાવ્યાં, માતતાત સુંદરસ્વામ;
જાદવ કુળને સુખ હવું, ભલું કર્યું છે એ કામ.
ઘણા દિવસ એમ વહિગયા, અમો જોઉં જીવનની વાટ;
ચકોર ઇચ્છે ચંદ્રને, તેમ મળવાની કરૂં આશ.
વસુદેવ દેવકી આદે સહુકો, કુશળ છે કહો તંન;
ક્યારે અમને સંભારે કે, નહીં પ્રાણજીવંન.
એમ કહીને નેત્રથી તવ, પડી આંસુધાર;
જસોદાના પ્રેમ આગળ, હવી ન હેયે માત.
બળભદ્ર કેહે સહુ કુશળ છે, હરિ મળવાને કરે હેત;
એકવાર તમને મળશે માતા, જાણજો કરૂક્ષેત્ર.
એહેવું કહી સમાધાન કરે એહેવ, આવીછે વ્રજનાર;
બળીભદ્રને જોઈ હરખ પામી, પુછયા સહુ સમાચાર.
શ્રીકૃષ્ણજીયે કહ્યું હોય કાંઇ, કહો અમને રામ;
કો વેળા અમને સંભારે કે, તજી માયા રામ.
રાજસુખમાં ભુલ્યા છે, અમને સંભારે તે શીદ;
બળભદ્ર કેહે એક વાર તમને, મળશે શ્રીજુગદીશ.
મધુમાસ તાંહાં રહ્યા છે, રમે ગોપીસંગે શેષ;
વન ને ઉપવન હરિનાં, જુએ ચરિત્ર વિશેષ.
વરૂણે ભેટજ મોકલી, વરૂણી સુરાપાન;
પાન કરતાં મદીરા ચઢી, રમે ગાય ગોપી રામ.
પૃથવી સરસવભાર જેહેના, મસ્તકપર ન જણાય;
એહેવા એ શેષશાઈ જિહ્વા, સેહેસ્ર હરિગુણ ગાય.
ઉષ્ણકાળે જળક્રીડા કરવા, ઇચ્છા થઇ શેષ જારે;
જમુનાજીને તેડયાં પાસે, આવે નહિં ચઢયો ક્રોધ તાહારે.
આયુધનું સમરણ કરયું તે,, આવી ઊભું સંગ;
હળ ઘાલીને તાણ્યું એહેને, કરૂં હું શતખંડ.
કાલિંદી દિવ્ય દેહ ધરીને, આવી નમિયાં પાય;
સ્તુતિ ઘણી કરી શેષની, ક્ષમા કરો અન્યાય.
જળક્રીડા કરી શેષ પ્રસન થયા, કેહે સૂરજદેહા ધંન;
સ્નાનથી પ્રાણી દુસ્તર તરે, ને પામે સ્વર્ગસદંન.
ધંન જમના ધંન એ વ્રજ, ધંન ગોકુળ ગામ;
ગોરસનું સુખ અહીંયાં એહેવું, નહીં બીજે ઠામ.
માસ બે એમ વહીગયા, જાવા તતપર થયું મંન;
ભેટ ઉત્તમ મોકલે, તે ગોપી પ્રાણજીવંન.
નંદ જસોદાને મળી રથપર, બેઠા છે તવ શેષ;
સારથીએ અશ્વ હાંકયા, ચાલ્યા છે શ્રીનરેશ.
દ્વારીકામા આવી પોહોતા, મળ્યા શ્રીભગવાન;
સમાચાર તવ શ્રીગોકુળના, પુછ્યા સુંદરશ્યામ.
શેષ કેહે નંદજશોદાજી, ગોપ ગોપી બાળ;
મળવાને આતુર ઘણાં, એકવાર મળીયે દયાળ.
આ ભેટ તમને મોકલી, ઘણો રાખે તમપર પ્રેમ;
સમાચાર સર્વે કહ્યા શેષે, વ્રજજન કુશળક્ષેમ.
સાંભળી ગદગદ થયા, ત્યારે સંભાર્યાં માતતાત;
જસોદાને તોલે નહીં કો, અવર બીજી માત.
શુકદેવ કેહે સુણો રાયજી, એ કહ્યાં ચરિત્ર શ્રીરામ;
અદ્યાપી એ કાલિંદીનો, પ્રવાહ વાંકો તેણે ઠામ.

( વલણ )

પ્રવાહ વાંકો વહે હજિવન, ભજવા શ્રીજદુરાય રે;
ધનદાસના સુતસુત કેહેસુંદર, પાંસેઠમો અધ્યાયરે.

---

## અધ્યાય ૬૬ મો.

### ( કડવું ૧૭૯ મું—રાગ રામગ્રી )

શુકજી બોલ્યા સુણ રાજંનજી, શ્રીકૃષ્ણ લીલા અતિપાવંનજી.

( ઢાળ )

પાવન કથા હરિનામની, સાંભળો અભીમનતંન;
મિથ્યાવાસુદેવ નામે એક, કરૂદેશના રાજંન.
રમત રમતાં બાળકે કહ્યું છે, નાહાનપણામાં જાણ;
એ પ્રજા તારી તુંજ સ્વામી, તેમાટે પાડયું નામ.
એહેના મનને ઊપન્યું, એ મનોરથ રાજંન;

કૃષ્ણ પ્રભુનું કરવું છે, જાણજો એ મંન.
દુતને સાથે કહ્યું તેડી, સાંભળો માહારાં વેણ;
શ્રીકૃષ્ણને તમો જઈ કહો, એ મુકો માહારાં ચેહેન.
શંખ ચક્ર ગદા પદ્મ, એ તો ધરયાં આયુધ શેક;
એ ચાર ભુજાયે મેં ધરયાં, તે જાણે છે ત્રૈલોક.
એ ભેખ માહારો મુકી દ્યો, નહિંતર જુદ્ધને સાવધાન;
એમ કહી દુત મોકલ્યો, તે આવ્યો દ્વારીકા જાણ.
સભામધ્યે જઈ કહ્યું, જાંહાં બેઠા છે માહારાજ;
પુંડરીક વાસુદેવે મોકલ્યો, મુને કેહેવાને તમપાસ.
ઉગ્રસેનને સાહામાં, બેઠા ઊધ્વ જંન;
છપન ક્રોડ સહુ દેખતાં, દૂતે કહયાં એહ વચંન.
આયુધ માહારાં ગદા પદ્મ એ, ચક્ર ગરૂડ વાહન જાણ;
એ ચેહેન માહારાં મુકી દ્યો, ન મુકો તો થાઓ જુદ્ધને સાવધાન
હું વાસુદેવ ને તું કોણ બીજો, રમત કરી શું બાળ;
રાજ તમને આપ્યું કોણે, જે કરોછો આ ડાર.
એ પ્રજા માંહારી હું સ્વામી, તું તો જાદવરાય;
આવો આપણ જુદ્ધ કીજે, જીતે તે કરે રાજ.
જુદ્ધ ન કરો તો શરણ આવો, કહ્યાં દૂતે વચંન;
સાંભળી હરિ હસ્યા મંદ મંદ, સભા સહુ રાજંન.
વચન સાંભળી તાહારે એહેવાં, આશ્રજ પામ્યા રાય;
મંદમતી અજ્ઞાન તે શું, ભુલો મસ્તકઘાય.
કંસ કેશી જવન આદે, હણ્યા છે ક્ષણમાંહિ;
એને હણતાં વાર શી છે, એમ વધ્યા રાય ત્યાંહિ.
પુંડરીકવાસુદેવ કોણ છે, જેણે કહ્યાં એ વચંન;
શ્રીકૃષ્ણ કેહે એનું મૃત્યુ આવ્યું, જાણજો રાજંન.
દૂતને હરી કેહે એ જે, જઈ કહો એને કાજ;
એ ચેહેન તાહારાં મુકું છૌં કે, મુકાવું તુજ રાજ.
વળી કેહે મારે શરણ આવો, મે સુણ્યો એહ અનુરાગ;
મુવા પુંઠે શરણ તાહારે, આવશે એ કાગ.
એ દૂતે આવી કહ્યું રાયને, થયા જુદ્ધને સજ;
અહીંથકી શ્રીકૃષ્ણ તતપર, મંગાવ્યો તવ રથ.
શ્રીકૃષ્ણ કેહે એણે જગાડયા, નહિંતર કોણ લેતું નામ;
મિથ્યાવાસુદેવ એમ કેહે, માટે કરવું એહેનું કામ.
સાજ કચન રત્ન મણિમય, જડિત રથ અમુલ;
શ્વેત અશ્વ ચાર જોડયા, વાગાં બહુ રણતુર.
રથે બેસી હરિને સનમુખ, આવ્યા પુંડરીક દેશ;
કાશી રાજાની સીમમધ્યે, પડયું દળ નરેશ.
કાશી રાજા એહેના મિત્ર છે, જાંહાં હતા એહ રાજંન;
સાંભળ્યું જે કૃષ્ણ આવ્યા, નીસરયા તતક્ષણ.
બે ક્ષોહેણી સૈન્ય સાથે, આવ્યા વાસુદેવ રાજંન;
સનમુખ આવી રહયા ઉભા, દીસે બેહુએ સમાન.
શંખ ચક્ર ગદા પદ્મ અંગે, પીતાંબર પરીધાન;
એ રીતે ચતુર્ભુજ વાહન, ગરૂડ ધ્વજ સાવધાન.
શ્રીકૃષ્ણ કેહે તેં કેહેવડાવ્યું, જે મુક માહારો વેશ;
એ ભેખને હું મુકાવું, ત્યારે જાણજે તું નરેશ.
એમ કહીને અસ્ત્ર શસ્ત્ર મુકયાં, બાણના વરસાદ;
જુદ્ધ બહુ પેર થયું ત્યારે, સોંડયા જાદવ જોધ.
શ્રીકૃષ્ણજીયે ચક્રેકરીને, પાડયું મસ્તક તતક્ષેવ;
પુંડરીકવાસુદેવ પડયા રણમાં, જુએ ગગને દેવ.
પાછળથી કાશીરાજા આવી, કરે બહુ સંગ્રામ;
પુંડરીકના એ મિત્ર કહિયે, સૈન્ય ઘણુંએક જાણ;
શસ્ત્ર અસ્ત્ર બહુ બાણજ વરસે, એકના લક્ષજ થાય;
શ્રીકૃષ્ણજીએ વિચાર્યું, હવે કરૂં એહેને ઘાય.
બાણે કરી શિર છેદિયું, એ જુવે દેવ ગગંન;
કાશીરાજનું ઉડયું મસ્તક, ગયું જાંહાં છે તંન.
સભા સર્વે બેઠી છે, તે દેખતાં શિશ પડયું તાંહે;
પુત્ર કેહે આ મસ્તક કોહેનું, વીચારે મનમાંહે.
સાંભળી રાણી જોવા આવ્યાં, અનેક સખી સંગાથ;
જોઈને કુટી પડયાં, એ સ્વામી માહારો નાથ.
પુત્રે જાણ્યું પિતાનું શિશ, ઘણો શોક કીધો મંન;
ક્રિયા કર્મ કરીને પછી, આરાધ્યા શિવ બ્રહ્મ.
પુંડરીકવાસુદેવ ચતુર્ભુજ થઈ, ગયો બેસી વિમાન;
દયાનિધિ ભગવાન એહેવા, કરયો આપ સમાન.
તાંહાંથકી પ્રભુ વળ્યા પાછા, આવ્યા દ્વારીકા ગામ;
ઉગ્રસેનને કહ્યું આવી, વાગાં જીત નીશાણ.
કાશીરાજના પુત્રે તપ કરી, શિવજી કરયા પ્રસંન;
માગ માગ તું શુ માગે, પછે વધ્યા મુખ વચંન.
માહારા પિતાનો મારનાર જે, તેહેનો ફેડું ઠામ;
એ ઉપાય સ્વામી કહો અમને, માગું એ વરદાન.
શિવે મનમાં જાણિયું, એ કરે કુડું કર્મ;
શ્રીકૃષ્ણ તો પરીબ્રહ્મ છે, નહીં જાણે મૂઢ એ મર્મ.
શિવ કેહે કરો જગ્ન તાંહાંથી, પ્રગટે અગ્નિ પુર્ષ;
શુદ્ધ મંત્રે કરી હોમશો તો, કાર્જ થાશે તુર્ત.
પિતાયે કર્યું ફળ પામ્યાં છે, વળી કરેછે એ પોણ;
મર્ણ એહેનું આવ્યું છે, એહેને રાખનારૂં કોણ.
વર આપી શિવજી ગયા, તેણે માડયો જગ્નઆરંભ;
અભિચાર મંત્રે હોમ્યું વિપ્રે, પ્રગટયો પુરષ પ્રચંડ.
ત્રણ મસ્તક જેહેના કેશ રાતા, રક્ત લોચન આંખ;

થઈ આજ્ઞા જાઓ દ્વારીકા, તેહેને બાળી કરો રાખ.
જઈને વાડી બાળી લોક કેહેવા, આવ્યા રાજ સભાયે;
રાખો રાખો બળતાં અમને, સ્વામી શ્રીજદુરાયે.
જ્વાળા આવી ચોહો દિશાથી, અગ્નિ જાજ્વલમાન;
દેખીને હરિ વધ્યા મો બીહો, એહેનો ફેડું ઠામ.
ચક્રને આગન્યા કરી, દેખી નાહાઠા અગ્નિ જાય;
હોમનાર ને રાજપુત્ર એહેને, બાળી કીધા રાખ.
ઊલટો મંત્ર એ ફરયો ભુંડું, કરતાં રૂડું કેમ થાય;
ચક્ર ગયું તેણે નગ્ર બાળ્યું, કાશીપુરી કેહેવાય.
એક ક્ષણમાં ફરી આવ્યું, બેઠા જાંહાં ભગવાન;
શિવની રાજધાની હરિ કેહે, ભલું કર્યું એ કામ.
લોકો સહુ એમ વદે સાચા, શ્રીકૃષ્ણ એ જદુરાય;
સમરથ સાથે બાથ ભીડી, કુશળ કેમકરી થાય.
શુકદેવ કેહે સુણ રાયજી, એહેવા કહિયે શ્રીપરબ્રહ્મ;
જુઓ વેરભાવે મિથ્યાવાસુદેવ, ગયા સ્વર્ગસદંન.
વેરભાવે ભક્તિભાવે, ભજે જે કો રામ;
અંતે પદવી પામે ઉત્તમ, દયાનિધિ ભગવાન.
સુતપુરાણિકે શૌનક આગળ, કહ્યુંછે નિમિષારણે;
શ્રોતાજન ભાવે કરીને, ભજિયે શ્રીઅશરણશરણે.

(વલણ)

ભજિયે શ્રી મોરાર કૃષ્ણ નિશદિન, તરો ભવ સંસારરે;
ધનદાસના સુતસુત કેહે સુંદર, છાસેટમો અધ્યાયરે.

---

## અધ્યાય ૬૭ મો.

### (કડવું ૧૮૦ મું—રાગ રામગ્રી)

કેહે પરિક્ષતને શુકસ્વામી, શૌનકને કેહે સૂતપુરાણી;
શ્રોતા ભજિયે જાદવ રાય, એહેવો ફરી ન આવે દાય.

(ઢાળ)

ફરી ફરી દાય આવે નહીં, હરિ પુરે મનની આશ;
હવે કહું ચરિત્ર બળિભદ્રનાં, તે સાંભળો ઇતિહાસ.
રામા અવતારનો રહયો વાનર, સુગ્રીવનો પરધાન;
મયંદનો એ ભ્રાત માહા બળી, દ્વિવિદ કપીનું નામ.
અયુત ગજનું બળ છે એહેને, એહેવા કપી રણધીર;
સનમુખ એહેની આવે નહીં, સંગ્રામમાં કો વીર.
જેહેના તાડ સરખા હસ્ત રેહે, નરકાસુરને દેશ;
તે સાથે ઘણી પ્રીત માટે, કરે હરિસું દ્વેશ.
મિત્રનું એ વેર લેવા, આવી કરેછે દ્વંદ;
દ્વારીકાને આસપાસજ, ભાંજે ગામ અનંત.
વૃક્ષ પર્વત આવી નાખે, દગ્ધ કરે બળવાન;
સમુદ્રનું જળ ઠેલે હાથે, વહીજાયે બહુ ગામ.
લોકને ઘેરી ઘાલે ગફામાં, કરે એહેવો અન્યાય;
ભય કેહેનો આણે નહીં, ફરે નિરભે થઈ રાય.
મરણ નિશ્ચે આવિયું, એ દુષ્ટનું હવે આંમ;
અંતરજામીયે જાણિયું, કરૂં પરબાર્યું એહ કામ.
વનવિહારને રેવતાચળ પર્વત, ગયા રમતા રામ;
અનેક લલના સંગ એહેવે, આવ્યો કપી તેણેઠામ.
વાગે તાલ મૃદંગ ગાયે, નૃત્ય અતિઘણો રંગ;
તે સમે એ દુષ્ટ આવી, કરયો રંગમાં ભંગ.
વળગીને સ્ત્રીના વસ્ત્ર કાઢે, કરેછે તેહેને નગ્ન;
આગળ આવી ગુહ્ય દેખાડે, વળી ગુદ એ મનમગ્ન.
કુદીને વૃક્ષ ઉપર બેસે, ચંચળ માહા વિકાળ;
શેષ કેહે માહારી મરજાદ નહીં, આવ્યો એહેનો કાળ.
વૃક્ષ ઉપાડી નાખે ઉપર, દીસે કપી પ્રચંડ;
જેમ નાખે તેમ શેષ ભાંજે, કરે એ સતખંડ.
જુદ્ધ કરતાં વૃક્ષ ખુટાં, મળે નહીં આસપાસ;
પછે એ પાષાણ લાવી, નાખેછે કપી ત્રાસ.
તે ખુટા પછી મુષ્ટિ પ્રહારે, કરે સબળો માર;
આકાશ જઇ ઉપર પડે આવી, કેમ ન પામે હાર.
સુરાપાનનો કળસ લેઇને, ફોડયો કપિયે આમ;
શેષને તવ ક્રોધ ચહડિયો, ફેડું એહેનો ઠામ.
આયુધ હળ એ ઉપર શું ધરૂં, એ વાનર છે કોણ માત્ર;
એમ કહીને હળધર ઉઠયા, જુદ્ધ બહુ થયું સર્વત્ર.
મુષ્ટી મારી મસ્તક ઊપર, કપી પડ્યો મુર્છા ધર્ણી;
રૂધીર ઓકયો મુખથકી, ગયા પ્રાણ તતક્ષણ.
દેવના દુંદુભી વાગાં, પુષ્પ વૃષ્ટી બહુ થાય;
મોટું સાલ નિવારિયું, ધંન ધંન જાદવરાય.
જેજેકાર સઘળે થયો, નવખંડે જાણી વાત;
વાનર શેષે હણ્યો ક્ષણમાં, આનંદ ઓચ્છવ થાય.
ત્યાંહાંથકી પછી દ્વારીકામાં, આવ્યા છે બળરામ;
સમાચાર પ્રભુને કહ્યા, ઘણું રીજ્યા સુંદરસ્યામ.
ઉગ્રસેનને પ્રણામ કરીને, કહી શેષે વાત;
વનવિહારને ગયા ત્યારે, આવ્યો વાનર કજાત.
તમ પ્રતાપે એ દુષ્ટનો, જુદ્ધ કરી ફેડયો ઠામ;
ઉગ્રસેન ને સહુ સભા કહે, ભલું ટાળ્યું સાલ તમે રામ.
સુર અસુર છતે નહીં, શેષનું બળ વિખ્યાત;
ઇંદ્રજીતને હણ્યો ક્ષણમાં, વાનરની શી વાત.
તાલ મૃદંગ ઝાંઝ વાજે, ગાયે ગાંધ્રવ ગાન;
અપછરા નૃત્ય કરે આગળ, જાયકજન જસરામ.

શુકદેવ કેહે સુણ રાજાજી, એ કહ્યાં ચરિત્ર મેં શેષ;
સુતપુરાણી શૌનક આગળ, કહી કથા નરેશ.

( વલણ )

કહી કથા સંક્ષેપે હરિજન, ભજવા શ્રીગોપાળ રે;
ધનદાસના સુતસુત કેહે સુંદર, સડસેટમો અધ્યાયરે.

---

## અધ્યાય ૬૮ મો.

### ( કડવું ૧૮૧ મું—રાગ સામેરી )

કહે પરિક્ષતને શુકસ્વામી, સાંભળ વિષ્ણુરાત ગુણગ્રામી;
કહ્યાં રામચરિત્ર વળી રમ્ય, તે તમો સાંભળો ચિત્ત દેઇ મંન.

( ઢાળ )

સાંભળો એ કહું કથા, અભિમંનસુત મહારાજ;
દુરજોધનને ઘેર સ્વયંવર માંડ્યો, કન્યાને વર કાજ.
પિતાને વાહાલી ઘણું, એ કન્યા કમળલોચંન;
ઇચ્છાયે વર વરે કન્યા, જાણજો રાજંન.
દેશ દેશ પત્રજ મોકલ્યાં, આવીમળ્યા બહુ રાય;
દ્વારીકામાં જાણ થઇ તવ, શીઘ્ર થયા અતિકાય.
રથ મંગાવી સજ કરાવ્યો, બેઠા સાંબકુમાર;
તાંહાંથી વેગે આવી પોહોતા, હસ્તિનાપુર મુઝાર.
સ્વયંવર મંડપમાંહે બેઠા, પિતામહ વૃદ્ધ રાય;
સભામધ્યે ભીડ થઈ એહેવે, અવ્યા અતિકાય.
પીઠી ચોળી સ્નાન કીધાં, કન્યાયે તેણીવાર;
વસ્ત્ર ભૂષણ સજી અંગે, નિસરયાં જોવા બાહાર.
કંઈએક દાસી સેવામાં, ચોપાસા ચમર ઢળાય;
વરમાળ કરમા જોતી જોતી, ચાલેછે ગજચાલ.
પણ કોઈ ચીત આવે નહીં, એ કન્યાને વર મંન.
મુગટ કુંડળ રૂપ સુંદર, દીઠા તે હરીના તંન.
દેખી ચિત્ત વેહેવળ થયું, કન્યાનું તતક્ષણ;
સાંબકુમારનું ધીરજ નવ રહ્યું, કર્યું કન્યાનું હર્ણ.
રથે બેસાડી લેઇ ગયાછે, વેગે સાંબકુમાર;
ઇચ્છા હોય તે આવો જુદ્ધને, જોઇ રહ્યા સહુ રાય.
પિતામહ રાય ધૃતરાષ્ટ્રના, મનમાં હતું સત;
સાંબકુમારને કન્યા દીજે, કહીયે એ કુળવંત.
દુરજોધને સ્વયંવર માડ્યો, થયું તેહેનું કાજ;
પણ અમ દેખતાં કન્યા હરી, એણે ગણી નહીં મુજ લાજ.
આવી અમને પુછ્યું નહીં, ન કરયો અમને પ્રણામ;
જાદવના એ બાળક કહિયે, ઘટે નહીં અજ્ઞાન.
દુરજોધન કેહે કરૂં શિક્ષા, આજ્ઞા દીયો મમતાત;
પિતામહ કેહે હણશો મા, નહીંતર થાશે માહા ઉતપાત.
દુરજોધન કરણ શલ્ય આદે, માહારથી છે શૂર;
રથે બેસીને ગયા પોતે, ધરી તેહેની પૂઠ.
અરે બાળક હરણ કરી તું, જાયછે કેમ ધીર;
શૂર છોતો આવો સનમુખ, કાંહાં નાહાસો જદુવીર.
વકારયા તવ થયા સાહામાં, જુદ્ધને હરીતંન;
બહુ ગમાથી બાણ વરસે, અકળાયા રાજંન;
શસ્ત્ર અસ્ત્ર ને ધનુરવિદ્યા, થયું જુદ્ધ અતિ સાર;
છયે જણને પડે પુરા, એહેવા સાંબકુમાર.
દુરજોધન કેહે ધન્ય બાળક, માહાવીર અતિકાય;
ભુરિશ્રવાને કહ્યું રાયે, કેમ એ છતાય.
પ્રતિઉત્તર કેહે ચારજણા મળી, હણો ચાહારે અશ્વ;
બે મળી સારથીનું શીશ, ભાંજીયે તવ થાય વશ.
ત્યારે એ વીર હાથ આવે, માન્યું રાયે વચંન;
જુદ્ધ કરી ધરી લીધો એ રીતે, લેઈ ગયા રાજંન;
પિતામહને પ્રણામ કીધો, લાવ્યા ધરી જાદવબાળ;
દેખીને સહુ દયા કરેછે, દીસે રૂપ વિશાળ.
સમાચાર આવી કહ્યા ત્યારે, નારદજી તતક્ષણ;
સાંભળી ઉગ્રસેન કોપ્યા, સજ થયા રાજાન.
છપન ક્રોડ જાદવ આદે, અવર બીજા શૂર;
સૈન્ય સરવે થયું તત્પર, વાગાં બહુ રણતૂર.
શેષે મનમાં વિચારયું, થાશે માહોમાં રાઢ;
લઘુ ભ્રાતને આવી કહ્યું, એ માનો માહારી વાત;
સગા સાથે વિરોધ કરવો, ઘટે નહીં એ શ્યામ;
તેહેને હું જઇને સમજાવું, હોય આજ્ઞા કેહે રામ.
વચન જેષ્ઠનું માનીને, તવ રહ્યા શ્રીભગવાન;
બળભદ્ર ઓધવ રથે બેસીને, આવ્યા કૌરવગામ.
દુરજોધન મહા દુષ્ટ છે, શેષે વિચાર્યું મનમાંહે;
વાડીમાં પોતે ઉતરયા, મોકલ્યા ઉદ્ધવ તાંહે.
સભાસહિત પ્રધાન સંગે, બેઠાછે રાજંન;
ભીષ્મ દ્રોણ ને કર્ણ શકુની, મળ્યા ઉદ્ધવ મંન.
બળભદ્ર વાડીમો ઉતરયા, મુને મોકલ્યો કેહેવા રાજ;
દુરજોધને મન જાણીયું, આવ્યા હેતને અમકાજ.
પુજાની સામગ્રી લેઇ આવી, મળ્યા છે રાજંન;
અર્ઘપાદ પૂજાકરી, પછે પુછ્યું સહુ સુખાસંન.
સાંબ કુમારની વાત નહીં, તવ બોલ્યા જાદવરાય;
ઉગ્રસેને કાહાવ્યું છે તમને, કરયો એ અન્યાય.
તમો છ જણા એ એકલો, પછે શું કરે તે બાળ;
અધર્મ જુદ્ધ કરી લઇગયા, એ ઘટે નહીં ભુપાળ.
સાંભળી દુરજોધન બોલ્યા, ઉગ્રસેન કોણ થાય રાજ;

અમે કીધા સગા આપી તમે, કુંતા પાડું કાજ.
અમારૂં આપ્યું રાજ તેહેને, ભોગવે જદુવીર;
તે અમને કરે આગન્યા, જુઓ ઉલટી રીત.
ઊપાન પગનાં ચહડયાં મસ્તક, લજ્જા નહીં કેહેતાં મન;
અમો જુઓ ને તે જુઓ, એમ વધ્યા રાય વચંન.
રીસાવીને ગયા નગરમાં, થયું એ ઉતપાત;
બળભદ્ર કેહે શું બોલીયાછે, અણસમજી કાંઈ વાત.
હેત કરતાં કહેત થયું, હવે નિશ્ચે એ નિરધાર;
ચહડયુંદળ મેં વાળ્યું પાછું, જાણ્યો નહીં ઉપકાર.
ઉગ્રસેન તે સેવક એહેના, નમે જેહેને ભગવાન;
ઇંદ્ર અજ દિગપાળ સરવે, માને એહેની આણ.
તેહેને મૂઢ જાણતા નથી, અતિ ગર્વે ચહડયા રાય;
પશુવશ થાયે જેષ્ટિકાયે, કરૂં એહેને શિક્ષાય.
સમુદ્રની જેમ વેળ આવે, તેમ કોપ્યા છે રામ;
હળ મુસળ લેઈ ઉઠયા તતક્ષણ, નાખું ઉંધું ગામ.
ત્યાંહાં ટાળી સમજે નહીં, ઘાલું દક્ષણ દિશાપૂર[1];
નગ્ર સરવે થયાં વ્યાકુળ, કાંપ્યા છે માહા શૂર.
પિતામહ તવ વધ્યા વાણી, શું જુઓ છો બાળ;
જઈ મનાવો બળીભદ્રને, નહીંતર આવ્યો કાળ.
પુજાની સામગ્રી લેઇને, ચાલ્યા છે તવ રાય;
શેષને આવી નમ્યા ચરણે, ક્ષમા કરો અંન્યાય.
તમને ક્રોધ હોયે નહીં, માહા પ્રલે થાયે ત્યારે આમ;
અમે તમારાં બાળક છીં, અમ ઉપર ક્રોધ શો રામ.
સ્તુતિ કરી પ્રભુની ઘણી, તમે શેષશાઈ ભગવાન;
દુષ્ટનો નિગ્રહ કરો છો, ભકતનાં કરો કામ.
મનાવ્યા બળભદ્રને પછી, પુજા કરી ભલી રીત;
ઘેર તેડી આદરમાન દીધાં, પ્રસંન થયા કરી પ્રીત.
વરકન્યા પરણાવીને પછે, વીદા કરે છે રાય;
પંચશબ્દ નિશાણ વાગાં, નાર તે મંગળ ગાય.
પેહેરામણી કીધી ભલી, રાયે આપ્યું ઘણુંએક વીત;
બારસેં રથ ગજ ને, છ સેહેસ્ર હેમજડીત.
અયુત અશ્વ એ સાજ સુદ્ધાં, દાસી શત પ્રમાણ;
વસ્ત્ર ભૂષણ વિવિધપેરનાં, આપી નમિયા જાણ.
વળાવાને સૈન્ય સહિતજ, થયા તતપર રાય;
મળી સહૂને શેષ ત્યાંથી, વિને માગી વિદાય.
રથે બેસાડી વહુવરને, લેઇ ચાલ્યા જીત નીશાણ;
વળાવીને વળ્યા પાછા, રાય ચતુરસુજાણ.
અદ્યપી તે ઠામ વાંકો, હસ્તિનાપુર કેહેવાય;
દ્વારીકામાં આવી પોહોંતાં, મળ્યા જાદવરાય.
બળભદ્રે આવી સભામાં, કહ્યા સહુ સમાચાર;
સાંભળી ઉગ્રસેન હરખ્યા, ભલું કર્યું જઇ કાર્જ.
વહુ આવી નમ્યાં ચરણે, આશિષ દે ભગવાન;
મંગળ ગાયે માનુની, તાંહાં વાજે બહુ નિશાણ.
શુકદેવ કેહે સુણ રાયજી, મેં કહ્યાં ચરિત્ર એ શેષ;
સુતપુરાણીયે શૌનક આગળ, કહ્યું છે નરેસ.

( વલણ )

સંક્ષેપે કરિ કહ્યું હરીજન, ભજવા શ્રીગોપાળરે;
ધનદાસના સુતસુત કેહે સુંદર, અડસેટમો અધ્યાય.

---

## અધ્યાય ૬૯ મો.

### ( કડવું ૧૮૨ મું—રાગ સામેરી )

શુકદેવ વધ્યા છે વચંન, સાંભળ ઉત્તરાકુંવર મંન;
ઇચ્છા થઈ રૂખીજીને મંન, શ્રીકૃષ્ણજીનો જોઉં ગૃહસ્થાશ્રમ.
આવ્યા સ્વર્ગથકી મૃત્યુલોક, દીઠી પુરી દ્વારીકા મોખ;
સોહે વાટિકા વન અતિ રમ્ય, આંબાં કદળી દ્રાખ દાડમ્ય.
ભરયાં સરોવર ગેહેરગંભીર, કમળપુષ્પ આછાં જળનીર;
દેખી નગ્ર થયા રળિયાત, કંચન મણિમય ઝગમગાટ.
ફરતા દુર્ગ નગરને સાત, ચાલ્યાજાયે ઋષિ જાંહાં નાથ;
કહિયે નવલખ ઘર અટાળી, એ રીતે કહ્યાં ગોખ જાળી.
ધ્વજા ચહુટાં તોરણ ચોક, શોભે પરમ મનોહર લોક;
કેસર ચંદનના છંટકાવ, અગર સુગંધ એહેવા ભાવ.
સોળ સેહેસ્રના કહિયે ધામ, તે મધ્યે રૂખમણીમંદિર શ્યામ;

( ઢાળ—ચોપાઇ )

લક્ષ્મીને ઘેર સિંઘાસણપર, વિરાજે મહારાજ;
રૂખમણી કરે વીંજણ સહસ્ત્ર, દાસી ઉભી સેવાકાજ.
એહેવે નારદ તાંહાં પધારયા, દીઠા શ્રીભગવાન;
મંદિર રચના શી કહું, જાણે ઉદયા શશિયર ભાણ.
ઉઠી હરિયે માન દીધાં, પુજા કરી ભલીભાત;
કૃતારથ અમને કરયાં, કહો અમ સરખું કાંઈ કાજ.
રૂખી કેહે તમ દરશણને, અમો આંહાં આવ્યા છીં શ્યામ;
સ્વર્ગના સમાચાર પ્રભુને, કહ્યા ઋષીયે જાણ.
પ્રીતવાર્તા કરી તાંહાંથી, ઉઠયાછે મુનિજંન;
સતભામાને મંદિર જુએ તો, બેઠા છે પરિબ્રહ્મ.
રમે પાસા સોગઠે, સતભામા સું મહારાજ;
આવો નારદ વધ્યા શ્રીહરિ, જોઈ વળ્યા રૂખીરાજ.
તાંહાંથકી જાંબુવતીને મંદિર, આવ્યા નારદ મુન;

---

[1] 'ઘાલું દક્ષણ દિશાના ગૂર' પા૦ પ્ર૦

જુએ તો બાળક રમાડે, ખોળે લઈ ભગવાન.
કાલિંદીને ઘેર જુએ તો, સ્નાન કરેછે નાથ;
ભદ્રાને તાંહાં અગ્નિહોત્રજ, નાગાજીત સું કરે વાત.
મિત્રવૃંદાને તાંહાં જુએ તો, ભોજન કરેછે દયાળ;
વળી જુએ તો પોહોડયા છે, લક્ષ્માણા ઢોળે વાય.
સોળ સહસ્રને ઘેર એ રીતે, પુરી રહ્યા મનમોદ;
ક્યાંહું જુએ તો બેઠા છે, ક્યાંહું કરેછે બ્રહ્મભોજ.
ક્યાંહું જુએ તો ઓધવ સાથે, બેસી કરેછે વિચાર;
વળી જુએ તો જગનશાળામાં, ઊભા દેવ મોરાર.
ક્યાંહું ભાગા રથને સજ કરાવે, આગળ રહીને તાંહે;
ક્યાંહું જુએ તો ન્યાય કરવા, બેઠાછે પંચમાંહે.
ક્યાંહું જુએ તો અશ્વશાળામાં, જુએ અશ્વની ચાલ;
ક્યાંહું જુએ તો અશ્વે બેસી, મૃગયાને પ્રભુ જાય.
વળી જુએ તો જળ પાનખીઃાં, આણીઆપે નાર;
ક્યાંહું જુએ તો એકાંતે બેસી, કરે સ્રીસુ વાત.
વળી જુએ તો કન્યાને હરી, પરણાવે રૂડી રીતે;
ગજ રથ અશ્વ ને ભૂષણ, આપેછે બહુ પ્રીતે.
જાન લઇને જાય પુત્રને, પરણાવા માહારાજ;
કોઈને આણા આવેછે, કોઈને મોકલે લેવા કાજ.
ક્યાંહું વળાવે પુત્રીને, તે આપેછે ઘણુએક વીત;
ક્યાંહું જુએ તો સભા સહિતજ, બેઠા છે એ રીત.
ક્યાંહું જુએ તો વિનોદમાં, ક્યાંહું કરે સંગીત ગાન;
ક્યાંહું જુએ તો દેવપૂજન, કરે છે ભગવાન.
ભગવાનને ઘણું ભકત વાહાલા, ભકતને હરિ એમ;
ક્યાંહું જુએ તો ધ્યાનમાં હરિ, બેઠા આસન નેમ.
ક્યાંહું જુએ તો ભંડારમાં જઈ, જુએ તપાસી દામ;
નામું લેખુ મેળવે, પોતે બેસી તેણે ઠામ.
ક્યાંહું જુએ તો સેનને, મોકલે દેશ મુઝાર;
ક્યાંહું અપછરા નૃત્ય કરે આગળ, જુએ દેવમોરાર.
ક્યાંહું જુએ તો સૈન્યને લેઇ, ચઢે શ્રીભગવાન;
દુષ્ટનો નિગ્રે કરીને, આવે જીતનીશાણ.
ક્યાંહું મૃગને કેસરીવન, ચરે એકે ઠામ;
એકેકને છેડે નહી, પ્રતાપ એહેવો શ્યામ.
પ્રજા સુખ પામે ઘણું, ઘેર ઘેર ઓછવ થાય;
શ્રીકૃષ્ણ ચરિત્રને ગાયછે, ત્રૈલોકયમાં નરનાર.
ક્યાંહું ક્યાંહું જુએતો રથ બેસી, જાયે રાજસભાય;
ધર્મશાસ્ત્ર જે કેહે તેહેવો, કરે જઈ ન્યાય.
એ રીતે ગૃહસ્થાશ્રમ નારદ, જોઈ વળ્યા તતક્ષણ;
જાંહાં જુએ તાંહાં સચરાચર, વ્યાપી રહ્યા પરબ્રહ્મ.
સઘળે ફરી ફરી રૂખમણી મંદીર, આવ્યા નારદમુંન;
સિંઘાસણપર બેઠા છે, હરિ પોતે પ્રાણજીવન.
મુગટ કુંડળ રૂપ સુંદર, તેજના બહુ પુંજ;
ચરણ કમળનું ધ્યાન ધરે તે, થાયે છે તદરૂપ.
મનમાં રૂખીયે જાણ્યું, એ વીષ્ણુંમાયા થાય;
એ સ્વરૂપ દીસે નીત નવાં, કોએ ન પામે થાય.
પ્રદક્ષણા કરી પાય લાગા, શ્રીકૃષ્ણને મુનીજંન;
ક્ષમાકરો અપરાધ સ્વામી, હું પામર તમો બ્રહ્મ.
દયાનિધિ ભગવાન કેહે, હે પુત્ર સાંભળ વાત;
તું કાંઈ આશ્ચર્ય પામીશ મો, હું માયાથી વિતરાગ.
લોક સંધે જાણવા, એ મારગ ગૃહસ્થાશ્રમ;
વીદાયે થઈ નારદ તાંહાંથી, ચાલ્યા છે તતક્ષણ.
વેણાનો ટકાર કરતા, ગયા સ્વર્ગ સમીપ;
ઇંદ્ર અજ શિવસભામાં ગાયાં શ્રીકૃષ્ણ ચરિત્ર.

( વલણ )

ગાયાં શ્રીકૃષ્ણ ચરિત્રને, શુક કેહે સાંભળ રાયરે;
ધનદાસના સુતસુત કેહે સુંદર, અગણોતેરમો અધ્યાયરે.

---

## અધ્યાય ૭૦ મો.

### ( કડવું ૧૮૩ મું—રાગ ધન્યાસી )

શિવસુત સારદાને શિરનામી, પ્રથમે પ્રણમું સીતા સ્વામી;
એ શ્રીવિષ્ણુ કહિયે પરીબ્રહ્મ, ભકતને કાજે આવ્યાકરી શ્રમ.
મચ્છ કચ્છ વારાહ નરસહીં, વામન રૂપ ધરયાં પ્રભુ અહીં;
ફરસરામ રામકૃષ્ણ નામ, એહેની કથા કહું સાવધાન.
શુકદેવ કેહે સુણ રાજ, જનને દેખાડયા મારગ કાજ;
સત જુગમાં હંસનું ધ્યાન, ત્રેતામાંહે શ્રીરામનામ.
દ્વાપરને અંતે શ્રીકૃષ્ણ, હરિજન ગાઇયે મંન પ્રસંન;
એ છે દાતા વીશ્વંભર નામ, ભકતને આપે ઊત્તમ ઠામ.
મનુષ્ય દેહેને એ ખટ કર્મ, તરવા મારગના એ ધર્મ;
કુકડ વાસે ખટ ઘડી રાત, ત્યારે જાગવું એ વેદવાત.
મુહુરત માત્ર લેવું હરિનું નામ, પ્રેમે ગાવા હરિગુણ ગ્રામ;
પ્રથમે જોવું ગૌનું મુખ, પછે વૃષભનું આનંદ સુખ.
ઉઠી અરણભોમી જાવું પ્રાત, પછે મૃત્તિકા વડે શોચન હાથ;
દંતધાવન એ પ્રકાર, પછે રવીને કરવા નમસ્કાર.
સ્નાન કરી શુદ્ધ આચંમન, તુળસી જળ ને રવી પુજંન;
ગૌબ્રાહ્મણ પૃથવી આકાશ, પ્રદક્ષણા અષ્ટ ભુજા પ્રકાશ.

( ઢાળ ચોપાઇ )

ષોડશ પ્રકારે પુજન દેવનું, કરવું એ સાવધાન;
તેલ સુગંધ અંગ લેપન, પંચામૃત જળ સ્નાન.

પુષ્પ ચંદન તિલક દર્પણ, ધૂપ દીપ નૈવેદ;
આરતી દંડવત ઘંટા, કરવી પ્રભુજીની સેવ.
ભકતને હરિ હરીને ભક્ત, પરસ્પર એ રીત;
ભગવાનને ઘણુ ભકત વાહાલા, ગણે નહિં ઉંચ નીચ.
તિલક દ્વાદશ કરવું આસન, બેસવું જપ ધરીધ્યાન;
સહસ્ર નામ નિત લેવું પ્રભુનું, સ્થીર મંન કરી જાણ.
ભકતની પ્રતિમા કરી, પોતે પુજે દેવને ઠામ;
ધ્રુ અમરીખ પ્રહલાદ આદે, જાણજો મનમાંહિ.
એ રીતે પ્રભુ કરે મારગ, દેખાડે જનને કાજ;
ધ્યાનથી ઉઠી દાન એ રીતે, અરબુદ આપે ગાય.
તેર સહસ્ર ને ચોરયાસી થઈ, સોવાણશિંગાં શીશ;
આપીને હરિ ભોજન કરે, જળ ખીડી લીચે જુગદીશ.
વસ્ત્ર ભૂષણ પેહેરી અંગે, બેઠા છે શ્રીજદુરાય;
કો ભેટ આણી મુકે ફળ, તે વેંહેચીને પ્રભુ ખાય.
એક ભાગ વિપ્રને આપે, બીજો મિત્રને જાણ;
ત્રીજો ભાગ તવ સ્ત્રીને આપે, ચોથો લીચે ભગવાન.
દેશ દેશના લોક આવે, કેહેવાને ફરીયાદ;
ઉગ્રસેનને કેહેવું સ્વામી, તમથકી થાયે વાત.
એટલે રથ સજ કરીને, લાવ્યા સનમુખ તાંહિ;
દારૂકે પ્રણામ કીધો, પ્રભુ બેસીયે રથમાંહે.
રાજસભાની વેળા થઇ, ત્યારે ઉઠયા તતક્ષણ નાથ;
સારથીનો હાથ ગ્રહી, રથે બેઠા ઓધવ સાથ.
સોળ સહસ સ્ત્રી એમ જાણે, માંહારે ઘેરથી બેઠા રથ;
સર્વનાં મન રાખે શ્રીહરિ, સર્વચરાચર સમરથ.
કઇ સેવક આગળ ચાલે, સહસ્ર સહસ્રનાં વૃંદ;
ભાટ ચારણ બંદીજન, જસ બોલે નાના છંદ.
એ રીતે પ્રભુ આવી પોહોતા, રાજ સભા ભગવાન;
દેખીને સહુ સભા ઉઠી, દીધાં આદરમાન.
ઊગ્રસેનને પ્રણામ કરીને, બેઠા સનમુખ શ્યામ;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાયે ગાંધ્રવ ગાન.
અપછરા નૃત્ય કરે આગળ, થઈ રહ્યો નાટારંભ;
તેહેવે સમે દૂત પત્ર લેઇને, આવ્યો જાંહાં શ્રીરંગ.
પ્રણામ કરીને વધા વાણી, સાંભળો મહારાજ;
જરાસંધના બંધનમો તાંહાં, બહુ પડયાછે રાજ.
વીસ સહસ્રને આડસે, જીતી લેઇગયો બળવંત;
તેણે પત્રજ મોકલ્યું, આવી છોડાવો ભગવંત.
પત્ર વાંચી જોયું તેહેમાં, લખ્યું એહ પ્રમાણ;
વસુદેવને ઘેર અવતરયાછો, જાણ્યું એ ભગવાન.
દુષ્ટનો નિગ્રે કરોછો, ભકતની રક્ષાય;
તમવિના કોણ છોડાવે, એ વીનતી જદુરાય.
મળ્યા ભૂપ તેહેને જીતાલીધા, અમે ન મળ્યા માટે બંધ;
ઘણા દીવસ દુખ ભોગવ્યું, હાવે મુકાવો ભગવંત.
તમો કેહેશો હું એખલો, તમો હતા વીસ હજાર;
સહુ મળી તેહેને જીત્યો નહીં, હૂં એકથી શું થાય.
એમ કેહેશો એ નહીં સ્વામી, તમો પુરૂષપુરાણ;
બાળકની સંભાળ તમવિના, કોણ લે ભગવાન.
સત્તરવાર તમધાકે નાઠો, જરાસંધ રણધીર;
અઢારમીવાર જીત્યો તમથી, બીહીચે નહીં જદુવીર.
રાજ મદે કરી ભુલા તમને, જાણ્યા નહીં જુગદીશ;
તે માટે આવી રક્ષા કરવી, માનજો એમ ઇશ.
દૂત કેહે સ્વામી બાળકને, સ્ત્રી કેહે રાજાની એમ;
હાવે આવશે તમતાત તેહેને, છોડાવશે પરિબ્રહ્મ.
સુતાં બેઠાં કામ કરતાં, ગાય દળતાં ચરિત્ર;
ક્ષણ એક તમને વીસરે નહીં, જાણજો શ્રીજુગદીશ.
કંસ કેશી જવન આદે, હણ્યા છે ક્ષણમાંહ;
એહને હણતાં વાર શી છે, એમ વદે સ્ત્રી તાંહે.
સાંભળી હરિ વધા વાણી, આવ્યો એહેનો કાળ;
કીધું તેહેવુ પામશે, એ જરાસંધ ભૂપાળ.
છપન કોડમાં વિરાજે હરિ, તારામાંહે જેમ ચંદ્ર;
દયાનિધી ભગવાન કેહે, હાવે છોડાવા રાજેંદ્ર.
આકાશથી એહવે નારદ આવ્યા, તેજના બહુ પુંજ;
ઉઠી હરિયે માન આસન, બેસાડયા કરી પુજંન.
કેમ કૃપા કરી આવ્યા ઇહાં, કહો જથારથ વાત;
તમારે કાંઈ લાભ નહીં, આવ્યા હેતને અમકાજ.
રૂખી કેહે રાય જુધિષ્ઠિર તમને, તેડેછે પરિબ્રહ્મ;
તમારી હોય આગન્યા તો, કરૂ રાજસુજગંન.
આવી મનોરથ પુરાયે, ભકતની પોંહોંચે આશ;
પૃથવી જીતી જગન કરવો, જાણુ છો અવિનાશ.
તે માટે કેહેવા મોકલ્યા, તમ વિના નહીં થાય કાજ;
તમારાં દરશણને સહુ, આવીમળશે રાજ.
શ્રીકૃષ્ણ કેહે એમ કુશળ છે, સહુ પાંડવનો પરિવાર;
રૂખી કેહે તમ કૃપાયે, સહુ કુશળ છે જદુરાય.
શીઘ્ર વેહેલા થાઓ સ્વામી, માનો વચંન એમ;
અંતર જામીયે જાણ્યું મનમાં, હાવે કરવું કેમ.
સમાચાર એ આવી પોંહોતા, પ્રથમ જાદવાં કહિ;
બળભદ્ર પ્રદ્યુમન સભામાં બેઠા, તેહેના એ મનમાંહિ.
પ્રથમ રાજા છોડાવીયે, એ મંનનો અભિપ્રાય;
શ્રીકૃષ્ણને ગમતું નથી, પછે કહી ઉધવને વાત.

તમારે ચિત શુંય આવે, વધા શ્રીસુખ પુંજ;
પ્રધાનને બુધ હોય અદકી, કહો અમને સુજ.
ઓધવ કે્હે સ્વામી જાણોછો, મુને મોટો કરોછો ઈત;
લોકવેહેવારને પુછોછો તમો, રાજધાનીની એ રીત.
પ્રણામ કરીને વધા ઓધવ, સાંભળો શ્રીજદુનાથ;
જરાસંધ નીમિતમાત્ર છે, મૃત્યુ ભીમને હાથ.
વજ્ર રંગ છે જરાસંધનું, તેથી વજ્ર છે ભીમ;
ગદાજુદ્ધ પ્રવીણ બેહુએ, જાણેછે ભીમ ભર્મ.
તે માટે ઇંદ્રપ્રસ્થ જાવું, પ્રથમ શ્રીભગવાન;
સભા સહુને ગમી વાતજ, ધંન હરિના પ્રધાન.
અંતરજામીને કરવુ છે, ભલું પરખાવ્યું કામ;
પ્રદ્યુમન અનિરૂધ જોઈ રહ્યા, ન બોલ્યા મુખથી રામ.
નારદને તવ શીખ દઈને, મોકલ્યા તતક્ષણ;
ધર્મરાયને કહ્યું આવી હરિ, આવેછે રાજંન.
સાંભળી ઘણું હરખ પામ્યા, કરે બહુ સામાન;
કુંતા દ્રોપદી સુભદ્રાયે, જાણ્યું એ મનમાંહિ.
આવે છે ભગવાન અહીંયા, ઉમંગ મન ન સમાય;
દૂતને હરિ એમ કે્હે, જઈ કહો રાજને આમ.
આવી તમને છોડવશું, સત માનજો રાજાંન;
દૂતે એમ જઈ કહ્યું રાયને, હરખ પામ્યા મનમાંહિ.
જરાસંધનાં બંધનથી, હાવે છુટશું કે્હે રાય;
શ્રીકૃષ્ણનું આંહાં થશે દરશણ, મોક્ષપ્રાપ્તિ થાય.
અહોભાગ્ય એમ કે્હે રાજા, પતીતપાવન શ્યામ;
વળી ભવભ્રમણથી છુટશું, જુઓ ફરયું ભાગ્યનિધાન.
નારદજીને વળી દૂતને, વિદાય કરી થયા સાવધાન;
સૈન્ય સરવે સજ કરાવ્યું, વાગાં બહુ નીશાણ.
સારથીને કે્હે શ્રીહરિ, રથ કરો તતપર ત્યાર;
સભા વિસર્જન થઇ તાંહાંથી, ઉઠયા દેવમોરાર.

( વલણ )

ઉઠયા શ્રીહરિ જાવાને, શુક કે્હે સાંભળ રાયરે;
ધનદાસના સુતસુત કે્હે સુંદર, સિતેરમો અધ્યાયરે.

---

## અધ્યાય ૭૧ મો.

### ( કડવુ ૧૮૪ મું—રાગ રામગ્રી )

શ્રી શુકદેવજી વધા વચંન, સાંભળ ઉત્તરાકુંવર ધંન;
સાથે આવેછે પાપ ને પુન્ય, રહ્યું જાંહાંનું તાંહાં શૂન્ય.
કોટી દ્રવ્ય તે કામ ન આવે, શ્રીહરિનામ તે પાર ઉતારે;
જુધિષ્ઠિરે વિચાર્યું મંન, હાવે કરૂં હું રાજસુજગ્નંન.
સાહેકારી સખા શ્રીભગવાન, પૃથવી કીર્ત રહે જસ નામ;
એહવે આવ્યા નારદ દેવ, કે્હેવા મોકલ્યા પ્રભુને એવ.
જુઓ ધર્મની આજ્ઞા માની, પ્રથમ ઇંદ્રપ્રસ્થ જુઓ સ્વામી;
હરિને પાંડવપર ઘણું હેત, પોતે જાયછે લક્ષ્મી સમેત.

( ઢાળ )

લક્ષ્મી સહિત હરિ જાયછે, સાંભળો પરિક્ષતરાય;
સારથી રથ સજ કરીને, લાવ્યો અતિ શોભાય.
સાવ કંચન રથ માણીમય, જડીત નંગ અમૂલ;
વિશ્વકર્માએ ઘડયો પોતે, થાયે નહીં એહેનું મૂલ.
શ્વેત અશ્વ એ ચાર જોડયા, હેમ રાસે જાણ;
સુગ્રીવ પુષ્પદંત આદે, કહિયે અશ્વનાં નામ.
શંખ ચક્રને ગદા સારંગ, આયુધ રથમો સાવધાન;
સૈન્ય સરવે થયું તત્પર, ગરૂડધ્વજ ભગવાન.
ગજ રથ અશ્વ ને પાયે પાળા, ચતુરંગણી ચાલ;
સાણગાર્યું સહુ સૈન્ય પ્રબળ, કહિયે લાલમલાલ.
ગજે બાંધી હેમ ઘંટા, અશ્વને ઘુઘરમાળ;
સજે બખતર ટોપ પાખર, કહિયે ઝાકઝમાળ.
રૂખમણી આદ સોળ સહસ્ત્ર, જાવા મંન પ્રસંન;
પાંડવનો એ જગ્ન જોવા, ઇચ્છા થઈ સહુમંન.
શ્રીકૃષ્ણની આજ્ઞા લઈ, તવ થયાં તતપર સંગ.
પુત્ર પ્રદ્યુમન ભાનુ આદે, વિવિધ ભૂષણ અંગ.
રાયને પ્રણામ કરી હરિ, થયા તાંહાંથી વિદાય;
બળભદ્રની તવ શીખ લેઈને, બેઠા રથે જદુરાય.
સુખાસન નરવાહન તેપર, બેઠાં છે સ્ત્રીજંન;
રત્ન મણિમય શોભિત ઉપર, જાળી મોતીની રમ્ય.
પંચશબ્દ નિશાણ વાગાં, ધજ્વ ફરકે અપાર;
સૈન્યના સહુ નાયક પ્રભુને, નમી થયા અસવાર.
કોઇએક સેવક આગળ ચાલે, રહ્યા તે રેહે પૂઠે;
આગળ રથ શ્રીકૃષ્ણનો, રૂખમણીનો તે પૂઠે.
એ રીતે બહુ સૈન્ય સંગાથે, ચાલ્યા શ્રીજદુનાથ;
ડેરા તંબુ ગલેચા, કીનાત તકીયા સાથ.
બાજારસાથે વિવિધ મેવા, વસ્તનો નહીં પાર;
વાટે વાસો જાંહાં રેહે તાંહાં, જાણે વસ્યું નગર નવું સાર.
કુશસ્થળી મુકી જાય ચાલ્યા, અન્ય દેશ દયાળ;
સોરઠ ને ગિરનારથી, પ્રભુ આવ્યા દેશ પંચાળ.
મારવાડ ને ગુજરાત આગળ, ચાલ્યા જાંહાંકુરૂક્ષેત્ર;
રાજધાની એ રીતે મારગ, જાય છે જન તેહ.
જહાં ઉતરે તાંહાં આનંદ ઓછ્વ, થાય રાગ ને રંગ;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, અપછરા નૃત્ય સંગ.
એમ દેશ મુકી આવી પોહોતા, સમીપ ઇંદ્રપ્રસ્થ;

સમાચાર પોહોતો રાયને, તે નીસરયા તતક્ષણ.
સૈન્ય સરવે સજ કરાવ્યું, વાગાં બહુ નીશાણ;
સારથી રથ વેગે લાવ્યા, બેઠા સંગ પ્રધાન.
ભીમ અર્જુન નકુળ સહદેવ, ભક્ત હરિના જંન;
બહુ સૈન્ય સાથે આવ્યા સાહામાં, જુધિષ્ટિરરાજંન.
આવતા ભગવાને દીઠા, હરખ્યું અંતઃકર્ણ;
મળવાને પ્રભુ રથથી હેઠે, ઉતરયા તતક્ષણ.
જુધિષ્ટિર તવ મળ્યા આવી, ભેટયા ઘણાએક પ્રેમ;
કંઠ ગદગદ મધુર વાણીયે, પુછ્યું કુશળ ક્ષેમ.
ભીમસેન તવ હરખ સાથે, ભેટયા પ્રભુની સાથ;
ભુજ પસારી અર્જુનને હરિ, લીયે રૂદયા સાથ.
ફરી ફરી આલિંગન પ્રેમે, દીયે મધુસુદંન;
પારથપર ઘણી કૃપાદષ્ટી, કહિયે પ્રાણજીવંન.
નિકુળ સહદેવ નમ્યા ચરણે, આવીને રસ રંગ;
તતક્ષણ ખીંચલી લીધા હૃદયા, ફેરવ્યો ભુજ અંગ.
અવર બીજા રાય આવી, નમાવે તવ શીશ;
સર્વને સનમાન હરિયે, દીધાંછે એ રીત.
વાટિકા વૃક્ષ પરમ સુંદર, કહિયે જળનાં ઠામ;
ક્ષણએક તાંહાં વિશ્રામ લઇને, બેઠા રથે ભગવાન.
તાંહાંથકી પ્રભુ શીઘ્રે ચાલ્યા, વજ્યા નિશાણ ઘાય;
પ્રકાર પુરને પરમ શોભા, દેખતાં ભુખ જાય.
નગ્રનિવાસી લોક કાંગરે, જુએ હરિને હેત;
પાંડવસાથે નગ્રમાં પ્રભુ, આવ્યા સૈન્ય સમેત.
પુરની શોભા શી કહું, અતિ રમ્ય ભાગ્ય નિધાન;
દેખીને ઘણું હરખ પામ્યા, રીઝયા શ્રીભગવાન.
સપ્તભોમીઆવાસ સુંદર, થઈ રહ્યો ઝાતકાર;
ધજા પતાકા તોરણ લળકે, ચંદનના છંટકાવ.
જેણે સાંભળ્યું હરિ આવ્યાછે, તે ઉઠયા જેમનાતેમ;
કોઈ બાળકને ધવરાવતાં, કો સ્નાન ભોજન એમ.
દરશણને આતુર ઘણું, જોવા મળે નરનાર;
અંધને જોવા નેત્ર આવ્યાં, અપંગને પગ ત્યાર.
પુષ્પે વધાવે લક્ષ્મીવરને, શોભા કહિ નવ જાય;
તેજપુંજ પ્રકાશ દેખી, નેત્ર તૃપ્તન થાય.
કોઈ છજાં જાળી અટાળી રહી, નાખે મોતીની મુઠ;
વારી વારી લીયે મીઠડાં, દેખી ગરૂડારૂઢ.
દયાનિધિ ભગવાન સહુને, આપે દર્શન ધંન;
કૃપાદષ્ટી ક્રોધ નહીં, સદા હસિતવદંન.
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાય ગાંધ્રવ ગાન;
અપછરા નૃત્ય કરે આગળ, જાચક જન જસ માન.
એ રીતે હરિ આવી પોહોતા, પાંડવ રેહે જે ઠામ;
મંદિરરચના શી કહું, જાણે ઉગ્યા શશિયર ભાણ.
રથથી ઉતરી પાંડવ સાથે, ગયા મંદિરમાંહે;
કુંતા દ્રૌપદી સુભદ્રા સહુ, મળ્યાં આવી તાંહે.
રત્નદીપક આરતી, શોહે મુક્તા કંચનથાળ;
પુજાની સામગ્રી શીઘ્રે, કરી છે તતકાળ.
આસન મણિમય જડાવ તેપર, બેસાડયા કરીપૂજંન;
પુષ્પહાર સુગંધ એ રીતે, અગરના બહુ ધુપ.
ફોઇને દેખી ઉઠયા શ્રીહરિ, નમ્યા આવી પાય;
સમાચાર સહુ પરસ્પરે, પુછ્યા છે સુખદાય.
મળીને રૂખમણી પાસે, આવ્યાં ફોઇ તતખેવ;
સર્વને સનમાન દઇને, પુછ્યું કુશળીક્ષેમ.
રૂખમણી આવી પગે લાગ્યાં, અવર બીજાં જાણ;
સુભદ્રાને મળ્યાં આશિશ, દ્રૌપદી સનમાન.
રૂખમણીની કરી પૂજા. દ્રૌપદીયે પ્રીત;
સતભામા જાંબુવતી આદે, જાણજો એ રીતે.
જુધિષ્ટિર શ્રીકૃષ્ણ બેઠા, ચમર ઢળે ચોપાસ;
ભીમ અર્જુન નકુળ સહદેવ, ઉભા સેવા કાજ.
રાય કેહે મે મોકલ્યા, તમ પાસે નારદ દેવ;
દયા કરી પરિવાર સાથે, આવ્યાછો તતખેવ.
મુજ દિન ઉપર ઘણી કીપા કીધી, પધારયા ભગવાન;
આજ જન્મ સફળ થયો મારો, પવિત્ર કરયાં મમ ધામ
હવે આજ્ઞા હોય તમારી તો, કરૂં રાજસુજગંન;
તમ પ્રતાપે જીતશું, સહુ દેશના રાજંન.
ભક્તવત્સલ બર્દ સ્વામી, પાળો ભક્તનાં લાડ;
દયાનિધિ ભગવાન કેહે, એ શી કહોછો વાત.
શાષને બહુ માન દઇને, ઊતારયા ભલે ઠામ;
ભક્ષ ભોજન વિવિધ પેરનાં, હરિ કિપાયે જાણ.
સર્વને અંન પુરવી, પછે પોતે બે મહારાજ;
ભોજનની વેળા થઇ, કોઈ ઉઠાડે જમવા કાજ.
તેલ સુગંધી મર્દન કીધાં, ઉષ્ણોદક શુભ સ્નાન;
પીતાંબર કટી પેહેરયાં શોભે, દામની ઘનશ્યામ.
અંગુછે કરી અંગ લોહ્યાં, કીધાં શુદ્ધ આચમંન;
રવીને નમસ્કાર કરી પ્રભુ, બેઠા રત્નઆસંન.
બાવનાં ચંદન કેસર, તિલક દ્વાદશ છાપ;
ધ્યાન બ્રહ્મનું ધરી એ રીતે, બેઠા પાંડવ સાથ.
સોવણ થાળ કચોળાં ચોશેટ, પીરશે કુંતા હેત;
ખાજાં ઘેવર જલેબી, એ આદે વસ્તુ અનેક.

કારેલાં સિંગફળી કોહોળાં, તુરિયાં વંત્યાક;
સુરણ કફળી વિવિધ પેરનાં, શું વિખાણું પાક.
આદાં લીંબુ રાયતાં, કંઈ ભાતનાં એ રાન;
શાક પાક ખટરસ ભોજન, આરોગ્યા ભગવાન.
પ્રસંદ વદને કહ્યું ફોઈને, ભાવતાં એ અંન;
સ્વાદ અતિઘણો શું કહું, એમ વિખાણે પરિબ્રહ્મ.
ભોજન કરી હરિ ઉઠયા ભાનુ, પુત્ર પ્રદ્યુમન સંગ;
શીતળ જળ સુખવાસ બીડી, વસ્ત્ર ભૂષણ અંગ.
રૂખમણી સોળ સહસ્ર સાથે, કીધાંછે ભોજંન;
સહસ્ર સહસ્ર સંગ દાસી સહુને, પોહોંતાં છે એ અંન.
પાકશાળામાં હરિકૃપાયે, ઘટે નહીં અંન તાંહે;
અંનપુરાણા અંનપુરી રહ્યાં, પોતે લક્ષ્મી ઘરમાંહે.
કુંતા દ્રૌપદી સુભદ્રા જમી, બેઠાં રૂખમણી પાસ;
સતભામા જાંબુવતી જમુના, કરેછે પ્રેમે વાત.
આદરમાન એ રીતે સહુને, દીધાંછે રાજંન;
લક્ષ્મીનારાયણ રહ્યાં જે ઘેર, તેહેને સાંની ન્યુંન.
પાંડવ સાથે સભામધ્યે, બેઠાછે ભગવાન;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, અપછરા નૃત્ય ગાંન.
એ રીતે નિતે આનંદ ઓચ્છવ, થાયે હરિચરચાય;
એક દિવસ પ્રભુ પારથ સાથે, મૃગયાને વન જાય.
અર્જુનના સારથી થઇ રથ, હાંકે ગ્રહી હેમરાસ;
ધ્વજાપર હનુમાન રહે, જાહારે સમરે તાહારે પાસ.
શ્રોતામન સંદેહ ભાંગે, કહું કપિની ક્ષાત;
સંક્ષેપે કરી જાણજો, કહી પારથે પ્રભુને વાત.
મુજ સરખો બાણાવળી કો, નોહોતો રામને પાસ;
ઠાઠ બાંધી ઉતારત સહુ, સૈન્યા પેલે પાર.
શ્રીકૃષ્ણ કેહે તમ સરખા કો નહી, રામા અવતારે વીર;
જઇ જીતો હનુમાનને, એક રહ્યોછે રણધીર;
જઇ ઠાઠ બાંધી ભાંજે કપિયે, હારે તે કરે સેવ.
અરજુન હારયા જાણ્યું પ્રભુયે, આવ્યા છે તતખેવ;
કો સાક્ષી છે ફરી ઠાઠ બાંધો, મુકયું છે વજ્ર હેઠાંય;
આકાશ જઈ કપિ પડયા કૂદી, ભાગી નહીં હારયા ત્યાંય.
તે માટે કપિ રહ્યા ધ્વજાપર, કરવું હરિ ઇચ્છાય;
સંગ્રામમાં જે કરવી સહાયતા, કવી ભારથકથાય.
ધનંજય અવતાર નરનો, કર્યું તપ બહુ કાળ;
એ પુન્યે કરી પામ્યા અરજુન, સંગ શ્રીગોપાળ.
બાણાવળીમાં સીમા અર્જુન, ઠાઠ બાંધી કેમ;
એકના સહસ્ર લક્ષ કોટી, હરિકૃપા થઇ એમ.
પારથસાથે મિત્રાચારજ, કેહેવી ગુંજની વાત;
ખાવું પીવું બેસવું હરિને, સુવું સેજે સાથ.
ફેરેફરી સુતા ખસેડે, ત્યારે ખસે ભગવાન;
અરજુનનાંએહેવાં લાડ પાળે, ભક્તવત્સલ શ્યામ.
ભીષ્મમાટે ચક્ર જુદ્ધમાં, ધરયું પ્રભુયે હાથ;
પોતાની પોણ ગઈ રાખી, ભકતની પોણ નાથ.
કો રૂખી કેહે પૃથવી મોટાં, પૃથવી કેહે શેષ કૂર્મ;
કૂર્મ કેહે દધિ અગસ્ત મોટા, અગસ્ત કેહે ગગંન.
ગગન કેહે હરિ મોટા, નભને કરયું એક પદ;
હરિ કેહે મોટા ભકત મુજને, રાખે હૃદયા મધ્ય.

( વલણ )

ભકતને મોટા કરયા, શુક કેહે સાંભળ રાયરે;
ધનદાસના સુતસુત કેહે સુંદર, એકોતેરમો અધ્યાયરે.

---

## અધ્યાય ૭૨ મો.

### ( કડવુ ૧૮૫ મું—રાગ રામગ્રી )

વધ્યા પરિક્ષિત સુણો મુનિજંન, હરિગુણ સાંભળવા મુજમંન;
નવાં નવાં ચરિત્ર હરિના રમ્ય, એ સાંભળતાં તૃપ્ત નહીંમંન.
કેહેશો દિવસ રહ્યો છે એક, કેમ સાંભળશો ગુણ અનેક;
જે સાંભળ્યું તે લેખે લાગ્યું, એ શુકસ્વામી હું તમકને માગુ.
જેમ આવ્યા તેમ જાવું શૂન્ય, એ માહારે સાંભળ્યા સાથેપુન્ય;
શુકદેવ કેહે સુણ રાયે, તત્વનું તત્વ કહ્યું સુખદાયે.
હેમતનયા મતતાલીક, તા સહોદરસુત વવેક;
તા રિપુપત્નીબાંધવ જાણ, નિશદિન ધરિયે તેહેનું ધ્યાન.

( ઢાળ )

ધ્યાન ધરો શ્રીકૃષ્ણનું, સદા હરિ રાખો હૃદેય;
અનેક શાસ્ત્ર પુરાણ ખોળ્યાં, પણ તત્વ અક્ષર બેય.
ગીરી કાજળ પાત્ર સિંધુ, લેખણ એ વનરાયે;
પત્ર ઉર્વી લખે સરસ્વતી, તોયે ન આવે થાયે.
શેષ પાર પામે નહીં, કહ્યું સંક્ષેપે રાજંન;
સભા સહિત પરધાન સંગે, બેઠા છે શ્રીધર્મ.
ભીષ્મપિતામહ વૃદ્ધ પોતે, સંગે શ્રીભગવાન;
ભીમ અરજુન નિકુળ સહદેવ, કહીયે સાવધાન.
પ્રદ્યુમન સાંબકુંવર ભાનુ, અવર બીજા રાય;
વરણ ચારે સભા મધ્યે, થાયે રામ કથાય.
શત કોટિ શ્લોક શિવજીયે, વેહેચ્યો ત્રણ ભોવંન;
માર્કંડઋષિ કેહે ધર્મ આગળ, સાંભળો હરિજંન.
આનંદ ઓછવ સદા માંગલ, થાય રાગ ને રંગ;
સભામાંહિ હરિ વિરાજે, જેમ તારામાં શોભે ચંદ્ર.
અહેવા આનંદમાં વિચાર્યું, પ્રથમ કહું કોહોને વાત

વૃદ્ધ કેહેશે પુછ્યું નહીં, પણ એથી શું યજ્ઞ થાય.
વિનવ્યા ભગવાનને રાયે, સ્તુતિ ઘણી કરી ત્યાંહે;
રાજસોઈજિગ્ન કરવા, ઈચ્છા થઇ મનમાંહે.
ગુરૂપત્નિને પુત્ર આપ્યો, પુરયા મનોરથ નાથ;
તેમ મનોરથ પુરીયે, ભકતની પોહિંચે આશ.
પૃથવી જીતી જગ્ન એ, તમકૃપા હોય ત્યારે થાય;
સાહાકારી તમ સરખા માથે, કહિયે જાદવરાય.
વચન રાયનાં સાંભળી, પછે બોલ્યા પ્રાણજીવંન;
તમે કહ્યું તે સત્ય સત્યજ; વિચારી જુઓ મંન.
અહંકારી પેહેલાં દુરજોધન, એ દુર્જય કેમ જીતાય;
જરાસંધ શિશુપાળ આદે, મહા બળી વિખ્યાત.
તમો કહ્યું તે સત્ય સ્વામી, વધ્યા રાય વચંન;
શ્રીમુખે કરી કહો ત્યારે, જીતિયે રાજંન;
વચન રાયનું સાંભળી, ઘણું પ્રસન થયા જદુરાયે;
ચારે ભાઇ પ્રત્યે મુખે કહ્યું, જીતો ચારે દિશાયે.
પેહેલાં અરજુન ગયા વંનમાં, તપ કરવાને કાજ;
ઇંદ્ર શિવને પ્રસન કરી ઘેર, આવ્યા પારથ રાજ.
વળી ભગવાને તેજ મુકયું, વિજય કોઇયે ન જીતાય;
બાણાવળીમાં શિરે અરજુન, ગદા જુદ્ધ ભીમરાય.
થઈ આજ્ઞા ભગવાનની, તવ ઉઠયા ચારે શૂર;
પ્રણામ કરીને થયા તતપર, વાગ્યાં બહુ રણતૂર.
ઘણું સૈન્યસાથે આપ્યું રાયે, શીખ લેઈ તવ જાય;
ઉત્તરદિશા અરજુન ગયા, ભીમ પૂર્વ દિશાય.
સેહેદેવને દક્ષણ દિશા, નકુળ પશ્ચમ દેશ;
ચારે દિશાના ભૂપ સરવે, જીત્યા જઇને નરેશ.
ઉત્તર દિશા રહ્યો મોરધ્વજ રાજા, કરયો તેણે મોટો જગ્ન;
ગજશુંડાકારે ઘૃત તાંહાં થયું, અગ્નિને અજીર્ણ;
પિંડરોગી થઈ આવ્યો હરિકને, રાખો દુખથી શ્યામ;
દેખીને હરિ દયાળે, ઊપકાર કરાવ્યું કામ.
જીવનમૂળ ઓખદી આપી, પ્રારયું ખાંડવવંન;
તેણે કરી દિવ્ય દેહ ધરી અગ્નિ, ગયા થઇને પ્રસંન.
લક્ષલક્ષ થાયે બ્રહ્મભોજ તેહેને, વિવિધપેરનાં અંન;
સોવ્રણ પાત્રે જમે જુઠાં, નાખી દે રાજંન.
જગનઅંતે વીપ્રને, ઉંચલાય તેટલાં દ્રવ્ય;
ભાર ઘણો થયે નાખ્યું વાટે, તે લાવ્યા અરજુન સર્વ.
પૃથવી ઉપર પડયું દ્રવ્ય સહુ, તે રાયનું વેદવાત;
એ રીતે જીતી દ્રવ્ય લેઇને, આવ્યા ચારે ભ્રાત.
જુધિષ્ઠિર શ્રીકૃષ્ણને, આવી કરયો પ્રણામ;
ભીમસેન કેહે જરાસંધ વિના, જીત્યા સહુ રાજાન.

શ્રીકૃષ્ણ કેહે એહેને જીત્યા વિના, જુવો જગન કેમ કરી થાય;
જુધિષ્ઠિર કરે વીનતી, એ તમથકી જીતાય.
વિચારયું પ્રભુએ સહી, એહેને શિવનું છે વરદાન;
શસ્ત્ર અસ્ત્રે મરે નહીં, હવે કરવું શું એ ઠામ.
જુધિષ્ઠિર એહેવું સાંભળીને, વધ્યા મુખથી વાણ;
એમ કરતાં તમને શ્રમ થાયતે, ક્ષમા કરો ભગવાન.
સૈન્ય લઈને જઇયે પણ ત્યાં, સૈન્યે નહીં જીતાય;
વિપ્રનો અમો વેષ લેઇને, જઇયે તો વશ થાય.
ભીમ અરજુન સંગ લેઇને, સોંડયા જાદવરાય;
ક્ષત્રીવેશ તજીકરી, ધરયા વિપ્રવેશ એ કાજ.
ધોતિયાં કટી પેહેરયાં મસ્તક, શ્વેત કહિયે પાઘ;
શ્રીરામ નામની છાપ એહેવા, વસ્ત્ર બાંધે સાર.
તિલક કેસર ધરયાં અંગે, સુમરણી જપમાળ;
એકમુખી રૂદ્રાક્ષ કંઠે, બ્રહ્મતેજ વિશાળ.
એ રીતે પ્રભુ રાજ સભામો, જઈ પોહોંતા નાથ;
જરાસંધને દ્વારે આવ્યા, ભીમ અરજુન સાથ.
ભોજનની વેળા થઈ, તેડયા વિપ્ર જમવાકાજ;
તે સમે ભિક્ષાંનદેહી કરીને, ઊભા શ્રીમહારાજ.
અગ્નિહોત્ર પુજા કરી, મુહૂર્ત માત્ર જુએછે વાટ;
કો જાચક આવે તેહેને આપુ, એહેવે શબ્દ સાંભળ્યો રાય.
શું માગો એમ કહ્યું ત્યારે, વધ્યા મધુસુદંન;
જે માગું તે આપશો, ઉદાર તમો રાજંન.
તમારો જશ સાંભળી, અમો આવ્યા છીં મહારાજ;
મનના મનોરથ પોહોંચશે, તમથકી સરશે કાજ.
આપવા સરખું હોશે તમને, આપશું કહે રાય;
તમો કેહેશો પુત્ર કે સ્ત્રી, તે કેમ આપ્યાંજાય.
વિપ્ર કેહે તમો સત્ય કહોછો, સાંભળો મુજ વાત;
સતવાદી ચુકે નહીં, તે આપે છે ભલી ભાત.
હરિશ્ચંદ્ર રાજા સતવાદી, સત મુકયાં નહી મન દ્રૃઢ;
એ ઇતિહાસ પુરાતન કહ્યું, સંક્ષેપે રાજંન.
વિશ્વામિત્ર વશિષ્ઠ બેહુને, માંહોમાં થયો વાદ;
તે માટે જજમાન સાથે, ખેટે[1] એ સંવાદ.
ઈંદ્ર સભામા વશિષ્ઠ રૂષિયે, કરયું રાયનું વખાણ;
સતવાદી હરિશ્ચંદ્ર સરખા, હવા ન હશે પ્રાણ.
વિશ્વામિત્ર કહે તો ખરો, હું ચુકવું સત કાજ;
વારાહ રૂપે જઈ વાડી ઉખાડી, એ જાણી રાયે વાત.
તતક્ષણ આવીને વાડી ઘેરી, સૈન્યને કેહે રાય;
આ ડુક્કર જાશે જેહેની આગળથી, તેહેને કરૂં શિક્ષાય.

1 'ખેડે એ સુ વાદ, ખેટે એ સું વાદ, ખેદ પમાડે સું વાત.

વિચારયું મનમાં સહી, ગ્રણ રંક મારયોજાય;
એહેના અરર આગળથી નાહાઠો, દોડયા હરિશ્ચંદ્ર રાય.
શ્વ રૂપ તજીને વિપ્ર થયા, કરયું તીર્થ માયા ધ્યાન;
હરિશ્ચંદ્રરાયે સ્નાન કરી તાંહાં, આપ્યાં સર્વસ દાન.
ગજ રથ અરર ભંડાર આપ્યાં, વિચારયું નહીં મંન;
વિશ્વામિત્રે માયાયેકરી, હરીલીધું ધંન.
તોહે રણ માથે રહ્યું છે, સવાભાર સોનાણ;
તે કાજે પરગામ સીસું, વેચાયાં જાણ ત્રાણ.
મંદિર તજી રાય નીસરયા, રોહીદાસ તારા સંગ;
નગ્ર પોળ મુકીને, તવ ચાલ્યા મારગ પંથ.
સુમરણ કર્યું શ્રીશારંગ ધરનું, હરિચર્ણસું મંન;
વિશ્વામિત્ર જાયે પુઠળે, લેવાને સોનાણ.
સોનાણનું શું કામ પડયું છે, લેવા રાયનું સત;
અનેક પ્રકારે કરે માયા, પણ મુકે નહીં કો ગત.
ઉષ્ણકાળ ઘણી તૃષા લાગી, પરબની થઈ ભેટ;
આપ્યા વિના કેમ જળ લીયે, જુઓ ત્રણેનું ચિત એક.
શિવની તે રાજધાનીમાં જઈ, ઉભાં ચઉટે ચોક;
મસ્તક ત્રણનો પુળો દેખી, મુલ કરેછે લોક.
અર્ધ ભારે સ્ત્રીને રાખી, વિપ્રે ટેહેલને કાજ;
પાય ભારે રોહીદાસ રાખ્યો, રહ્યા હરિશ્ચંદ્ર રાજ.
કોઈ લીયે નહીં પછી ડુમયે તાંહાં, રહ્યા કાશીમાંહે;
માણી કર્ણના ઘાટ ઉપર, મંડપ હતો તેહેને તાંહે.
કો મરે તેહેને કાષ્ટ આપે, રાખ્યા છે એમ કામ;
રૂખીનું ત્રણ આપ્યું તોહે, પુઠ ન મુકે નિદાન.
રોહીદાસને વિપ્રે મોકલ્યા, લેવા પુષ્પ વાડીમાંહે;
સર્પે ખાધો આવી માતા, વિલાપ કરતી તાંહે.
તેહેની પાસે બેઠાં જઈ, આવ્યું કલંક મિથ્યાભાસ;
લોક કેહે એણે ખાધો, મારવા લેઇગયા ડુમપાસ.
તેણે આપી આજ્ઞા સેવકને, એહેને કરો ઘાયે;
સ્ત્રીને દેખી શું કરે, એ કરવું સ્વામી કાજ
હવે સમરો હોય તેહેને, આવે અવઘડ કામ;
હરિ વિના રાખે નહીં કો, દયાનિધી ભગવાન.
એમ કહીને ઉઠયા તતક્ષણ, ખડગ લેઇને હાથ;
તારા કેહે હરિશ્ચંદ્ર કહો હરિ, સમરૂં છેં હે નાથ.
અવર હું જાણતી નથી, કેહેતાં ઉગામ્યો તેણે ઘાય;
ચતુર્ભુજ આવી હાથ ઝાલ્યો, ધન હરિશ્ચંદ્ર રાય.
માગ માગ માગ પ્રસંન છેં, તાહારી ભક્તિ દ્રઢ કેહે સ્વામ;
રાય કેહે હવે શરણ રાખો, નગર સહિત સ્વધામ.
નગર અજોધ્યા સહિત ત્રણે, ગયાં બેસી વિમાન;
ભક્તને હરિ લેઇ ગયા છે, વાજતે નીશાણ.
પૃથવી જીતી જગન કીધા, રાજસુ રઘુરાયે;
વિપ્રને બહુ દાન આપ્યાં, ના ન કેહે ચિત્ત માહે.
સર્વસ આપી રહ્યા ઉભા, આવ્યો વિદ્યાંર્થી રાજ;
ચઉદ કોટી સોનઈયા, તેણે માગ્યા ગુરૂને કાજ.
વિચારયું કુબેરને જઈ, જીતી લાવું દ્રવ્ય;
પ્રતાપ જાણી તેણે મોકલ્યા, રાયે આપ્યા વિપ્રને સર્વ.
દધીચીઋષિયે અસ્થિ આપ્યાં, દેવને ઉપકાર;
કોં પ્રાણથી વાહાલું નહીં, જુઓ એહેવા એ ઉદાર.
રંતીદેવ ચાળીસ દિવસે, પારણું કરે ધંન;
પોતે સ્ત્રી પુત્ર વહુ સાથે, ભોજન તતપર અંન.
તે સમે ક્ષુધારથી એક, આવ્યો જાચક રંક;
તે અંન સર્વે આપ્યું તેહેને, ચાહારેનું મન એક.
એ પુન્યે કરી દરશણ પોતે, ચતુરભુજ ભગવાન;
કુટંબસાથે ગયાં સ્વર્ગે, બેસી દિવ્ય વિમાન.
બળીરાયે પાસે ભોમ માગી, વિપ્ર પગલાં ત્રાણ;
શુક્રાચાર્જે ના કહી, સત ચુકયા નહીં રાજંન.
દયાનિધી ભગવાન તેહેને, પ્રસંન થયા કેહે ધંન;
સુતળનું આપ્યું રાજ દ્વારે, રહ્યા શ્રીપરિબ્રહ્મ.
કર્ણ ત્યાગી બલી રઘુ એ, ત્યાગી જીમુતવાહન;
હરિશ્ચંદ્ર સરખા નહીંત્યાગી, હવા ન હોશેપ્રમાણ.
અદ્યાપિ એ કીરત જગમાં, રેહેછે જસ નામ;
તે માટે નાશવંત કાયા એ, સાધન કરો સાવધાન.
કૃમિ વિષ્ટા ભસ્મ દેહના, કહિયે ત્રણ પ્રકાર;
સુકીત હોય તે આવે સંગે, જુઓ વિચારી રાય.
વચન વિપ્રનાં સાંભળીને ઉઠયા, આવ્યાછે રાયદ્વાર;
જરાસંધે ઓળખ્યા, તમો વિપ્ર નહીં નીરધાર.
ક્ષત્રીવેશ તજી કરી, તમો ધરયા વિપ્રના વેશ;
ધનુષના કરપાશ અંગુલીયે, દીસે ચેહેન નરેશ.
વિપ્ર નહીં તમો જાદવના તંન, ઓળખ્યા રૂડીપેર;
આ તો અર્જુન ભીમ છે, એ પ્રભુ આવ્યા મારેઘેર.
શું માગોછો આપું તમને, વદ્યા રાય વચંન;
પ્રાણ માગો તો આપું આ વેળા, એ ધર્મ માહારો જંન.
વિપ્ર કહે અમો જુદ્ધ માગું, અવર નહીં કાંઇ કામ;
જરાસંધ કેહે જુદ્ધમાટે, કરવો આવડો શ્રંમ.
વિપ્ર કેહે તમો માહાબળીયા, તે માટે ધરયો વેષ;
મોટા મોટા ભૂપ જીતી, લાવ્યા આંહાં નરેશ.
લાવીને વળી દુખ દેઓ, તેહેને ઘાલ્યા છે ગઢમાંહે;
એહેવું તમને ઘટે નહીં, કેહેવા આવ્યા છેં આંહાંયે.

તે માટે એહને મુકી દ્યો, નહીંતર જુદ્ધને થાઓ સજ;
વચન વિપ્રના સાંભળી, વધ્યો મુખથી રાજેંદ્ર.
એ મુજને આવી મળ્યા નહીં, કેમ મુકું જુદ્ધ કરૂં એ ન્યાય;
તમસાથે હું નહી વઢું, તમો નાહાસો જાદવરાય.
સંગ્રામમાં નાહાસવું નહીં, એ ક્ષત્રીકેરો ધર્મ;
અઢારમી વાર નાહાઠા હતા, જુઓ વિચારી મર્મ.
અર્જુન તો બાણાવળી, ગદાજુદ્ધ શું જાણે મર્મ,
એ જુઓ ને હું જુઓ, એ કહીયે જુદ્ધ અધર્મ.
કાંઈએક ભીમસેન ઠરે મુજસું, તમારૂં નહીં કામ;
બોલશો મો તમો વચે આવી, ભીમ થાઓ સાવધાન.
એમ કહી આજ્ઞા આપી, સેવકને તતક્ષણ;
ગદા બે આણી મુકી આગળ, ગમે તે લો મંન.
ભીમસેને જોઈ લીધી, ગદાલોહ પ્રચંડ;
જરાસંધ તવ થયા શીઘ્ર, જુદ્ધને બળવંત.
શ્રીકૃષ્ણ કેહે ચાલો બાહાર જઇયે, સરખેસરખા મલ;
પડછદ ઘર પડે અહિંયાં, માન્યું રાયનુ દલ.
વિપ્રને આગન્યા આપી, કરો તમો ભોજંન; •
એમ કહીને બાહાર આવ્યા, નગ્ન તજી રાજંન.
મંડળ કરીને રહ્યા ઊભા, મલ વિદ્યાની રીત;
તે મલજુદ્ધ જોવા કારણે, થઈ દાનવ માનવભીડ.
મસ્તકકેશ અંબોડા વાળી, ઉલટયા દધિનીર;
સ્કંધ જંઘા આસફાટણ, કરેછે બેહુ વીર.
શ્રીકૃષ્ણ કેહે ભીમસેનને, મન મુકી કરો સંગ્રામ;
કછી કાછ બેહુ થયા તત્પર, ગદા લેઈ સાવધાન.
પોતાનું અંગ ચૂકવીને, મારેછે જોઈ વગ;
એક એકને ગાંજે નહીં, મલવિદ્યામાં સમર્થ.
પરસ્પર સમાન બેહુએ, જુદ્ધ અતિઘણું થાય;
ગદા ભાંગી ચૂર્ણ થઈ પણ, વાગે નહીં અંગઘાય.
સ્કંધે સ્કંધજ આફળે, આવી વળગે બેહુ રાજંન;
ધબડકે ધરા ધ્રુજે, ઊડે બેહ ગગંન.
ગડબડતા જાય તળે ઉપર, વળી બેઠા થાય;
ઉદરમો મસ્તક મારે જઇને, મલજુદ્ધ કેહેવાય.
પદપ્રહાર ગડદા મુષ્ટી કોણી, એમ વઢેછે રાજંન;
સંજાકાળે ઘેર આવી, કરેછે ભોજંન.
રાતે વાસો સુવું ઘરમાં, દિવસે કરવું જુદ્ધ;
જરાસંધનું બળ દેખી, ભીમની ગઈ સુદ્ધ.
એ રીતે જુદ્ધ કરતાં વીતા, દિવસ સત્તાવીસ;
ભીમે આવી કહ્યું રાત્રે, પોહોડયા જાંહાં જુગદીશ.
પગ દબાંસી નિદ્રામાંથી, જગાડયા પરિબ્રહ્મ;
તમો કેહેશો કહ્યું નહીં, હું કેહેવા આવ્યો એમ.
જરાસંધના મારથી, થયું શિથળ વિથળ શરીર;
તેમાટે જુદ્ધ નહીં કરૂં હાવે, જાણજો જુગદીશ.
મલવિદ્યામાં પ્રવીણ એ છે, જરાસંધ બળવાન;
મનમાં પ્રભુએ જાણિયું, ગયું ભીમનું અભિમાન.
શ્રીકૃષ્ણ કેહે જરાસંધનું, આવ્યું મૃત્યુ રહ્યો દિન એક;
તેમાટે હવે પુરો જશ લો, ટાળો મંન ઉદવેગ.
હારો ત્યારે મુજ સાહામું જોજો, કરજો હું કહું તેમ;
તાહારે તેહેને જીતશો, એમા નહીં કાંઈ ભ્રંમ.
તાંહાંથકી ભીમ ઠામ આવી, સુતાછે સુખાસંન;
પ્રાતઃ થયો ખટકર્મ કરીને, ચાલ્યા મંન પ્રસંન.
બાહાર આવી જુદ્ધ કરેછે, મલવિદ્યા ભરપૂર;
શ્રીકૃષ્ણ અર્જુન જુએ, ભાગી અંગ થાય ચૂર.
પગ ધરી ભીમને નાખ્યા હેઠાં, ભોમપર ધ્રુજે ધાર્ણ;
ભીમસેને જાણિયું, હવે આવ્યું માહારૂં મર્ણ.
શ્રીકૃષ્ણસાહામું જોયું ત્યારે, જાણ્યું પ્રભુએ મંન;
ઇસારે કરી કહ્યું પ્રભુએ તેમ, ભીમે પછાડયો રાજંન.
લેઈ ભોમી સાથે આફળ્યો, ઉપર મુકયો પાગ;
એક પગ કરસો ગ્રહી, ભીમે ચીરી કરયા બે ભાગ.
જેમ નાખે તેમ પાછા આવી, ફરી અંગ સંધાય;
ચીરી દેખાડી સોટી પ્રભુએ, ત્યારે પડી એ કાય.
અવળી સવળી ફાડ નાખી, વચે કર્યું શિવલિંગ;
ફરી અંગ સંધાય નહીં, પછે તજી દેહ થયો ભંગ.
પ્રસવતાં બે ફાડ થઈ, માંચે નાખીદીધી ન કામ;
જરા રાખસીયે સાંધ્યા માટે, જરાસંધ પડ્યું નામ.
જુઓ જસ મહિમા એણે, જીત્યા છે બહુ રાય;
ભાયેગ પુરૂષનું ફળે નહીં, જે લખ્યું વિધાતાય.
તપ કરી શિવ પાસે માગ્યું. મરૂં નહીં વરદાન;
ગદાજુદ્ધમાં મર્મ જોઈને, શિવ કેહે ભીમ ફેડશે ઠામ.
અવર કોઈ જીતે નહીં, એ જાણજો કહ્યું વચંન;
વર આપી શિવ ગયા થાનક, હવું મંન પ્રસંન.
તેમાટે જસ આવ્યો ભીમને, સુણો શ્રોતાજંન;
કરતા હરતા શ્રીકૃષ્ણજી, એ નિમિત માત્ર છે ધંન.
નગરના બહુ લોક જોવા, મળ્યા છે તેણે ઠામ;
હાહાકાર પુરમાં થયો, ભેટયા ભીમ ને ભગવાન.
ધાય પડયા ભીમને વાંસે, ફેરવ્યો ભુજ શ્યામ;
સહદેવ આવી નમ્યા ચરણે, વાગાં જીત નીશાણ.
જેહેવાના તેહેવા થયા, હવે આગન્યા પ્રમ દેવ;
સ્તુતિ કરી સહદેવ પ્રભુની ઘણી, ત્યારે પ્રસન્ન થયા તતખેવ.

ભગવાન કેહે તમો પિતાને જઈ, દાહ કરો એ વાત;
આગ્ના મંસ્તક ધરીને, આવ્યા જાંહાં પડયા તાત.
તાત તાત કરી રોયા સહદેવ, ઊઠોની શૂર સામ;
ઘર તજી કેમ બાહાર આવી, સુતા છો રણભોમ.
શ્રીકૃષ્ણ અર્જુન આવ્યા, તમને કેહેવાને હો બાપ;
તેહેનું કહ્યું માન્યું નહીં, એમ કહી કરે વિલાપ.
સમજાવે શ્રીકૃષ્ણ અરજુન, મળ્યા લોક અનંત;
દાહ સ્નાન કરી ઘેર આવ્યા, પછે છોડાવ્યા રાજેંદ્ર.
કિપા કરી સહદેવ આવ્યા, નમ્યા પ્રભુને ચર્ણ;
માગધનું એને રાજ આપ્યું, તુઠા અશર્ણાશર્ણ.

(વલણ)

તુઠા અશર્ણાશર્ણએ, શુક કેહે સાંભળ રાય રે;
ધનદાસના સુતસુત કેહે સુંદર, બોહોતેરમો અધ્યાયરે.

---

## અધ્યાય ૭૩ મો.

### (કડવું ૧૮૬ મું—રાગ રામગ્રી)

શુકજી બોલ્યા સુણ રાજંનજી, હરિગુણ ગાતાં શુદ્ધ થાયમંનજી

(ઢાળ)

ગાતાં સુણતાં પવિત્ર થાયે, સાંભળ પરિક્ષિત રાય;
ગઢદ્વારે આવીને ઉભા, પોતે શ્રી મહારાજ.
સહદેવે આણી મુકયાં આસન, રત્ન મણિમય જડાવ;
શ્રીકૃષ્ણ અર્જુન ભીમ જોવા, બેઠા એ ઘણો ભાવ.
થઈ આગ્ના સહદેવને, જઇ ઉઘાડયાં તે દ્વાર;
વીશ સહસ્ત્ર ને આડસેં, રાય નીસરયા છે બાહાર.
નખ મોટા વસ્ત્ર જીરણ, દેખીને કેહે પ્રભુ ધંન;
ઘણા દિવસ જરાસંધે રાખ્યા, બંધ માહારાજંન.
ભક્ત માહારા કષ્ટ પામ્યા, દયાનિધિ કેહે શ્યામ,
ચતુર્ભુજ થઇ દર્શણ આપ્યાં, સર્વે રાયને ભગવાન.
શંખ ચક્ર ગદા પદ્મ પોતે, ધરયાં આયુધ પૂજ;
મુગટ કુંડળ રૂપ સુંદર, તેજના બહુ પુંજ.
દેખીને રાય નમ્યા આવી, સ્તુતિ ઘણીકરી તાંહે;
અમ પતિતને દર્શણ દેવા, આવ્યા છો પ્રભુ આંહે.
સરજો પાળો સંધારો, તમને કહિયે પુરૂષપુરાણ;
આદ અંત ને મધ્ય તમ વિના, અવર નહીં કો સ્વામ.
જોગેશ્વરને દર્શણ દુર્લભ, તે અમને અવિનાશ;
જરાસંધનું ભલું થાઓ, છુટા અમો ભવપાશ.
ઘણા દિવસ દુખ ભોગવ્યાં, તે ગયાં સર્વે આજ;
અમ કરતાં તમને શ્રમ થયો, તે ક્ષમા કરો માહારાજ.
વિપ્રના તમો વેશ લેઇને, આવ્યા છો આ દ્વાર;
ભકતવત્સલ બિર્દ સ્વામી, કાહાવો દેવ મોરાર.
જરાસંઘે રાખ્યા બંધમાં તો, ગ્નાન થયું અમ કાજ;
ભક્તિ થઈ તમ દર્શન પામ્યાં, એ મસે જદુરાજ.
નહીંતર અમો છૂટતા નહીં, એ બંધનથી નીરધાર;
કાંઇ સુક્રીત પુન્ય કરયાં હશે, તમો મળ્યા દેવ મોરાર
આવાગમનનો ફેરો અમને, ટળ્યો શ્રીમહારાજ;
રાજમદે કરી પડવું સ્વામી, ભલું થયું એ કાજ.
જુઠી દેહ તેને સાચી કરીને, માને છે મૂઢ જંન;
તમને જેણે નહીં ઓળખ્યા, તે પડે ભવબંધંન.
એમ સ્તુતિ કરી કરજોડી ઉભા, વિનય કરી સહુરાજ;
આજ જન્મ થયો અમારો, સરયાં સરવે કાજ.
શ્રીકૃષ્ણ કેહે ભવબંધનથી, કેમ છુટશો સહુ રાય;
કીધાં કર્મ તે ભોગવો, એ શું ગળે પડયાની વાત.
રાય કેહે તમ દર્શણથી, ગયાં પાતક સઘળાં એહ;
હવે જન્મ મરણ નહીં, એમાં નહીં સંદેહ.
સાંભળી હરિ વધા વાણી, જાઓ પોતાને દેશ;
ગૃહ કુંટુંબ પરિવારને જઈ, મળો વેહેલા નરેશ.
આગન્યા મસ્તક ધરી, એ વિનતી જદુરાય;
રાજ અમો નહીં કરૂ સ્વામી, રાજથી મદ થાય.
ભકિત તમારી હજો રૂદયે, ચરણકમળનું ધ્યાન;
જેણે કરીને ભવ દુસ્તર તરીને, જઇયે શ્રીભગવાન.
શ્રીકૃષ્ણ કેહે તમો રાજ કરો જઈ, તમને મદ નહીં થાય;
અંતસમે માહારૂં સમરણ કરજો, પામશો પદ રાય.
રાજમદે કરી વઢે ભાંજે, માંહોમાં જઈ ગામ;
હું મોટો એ કનિષ્ટ એમ કેહે, ભમે ભુતળમાંહે.
અહંકારે કરી પડયા એહેવા, કહું તમને રાજ;
જમદગ્નિએ મોહોણા રાખ્યા. સહસ્ત્રાર્જુન કાજ.
સહુ સેન્યસાથે ઇચ્છા ભોજન, નાનાવિધ પકવાન;
તેડયાં સ્વર્ગથી કામધેન તેણે, પૂરવ્યાં મન કામ.
જે જોઇયે તે સરવે પૂરણ, ઘટે નહીં કો વસ્ત;
દેખીને તવ વિસ્મે પામ્યાં, ફરી રાયની મત્ત;
જમદગ્નિ ને કહ્યું રાયે, આપો એ કામધેન;
રૂખી ના કેહેતાં લેઇગયાં, તાહાંથી નીસર્યું બહુ સૈન્ય.
સીંગમાંથી સિંધી નીસરયા, મુખેથી મુલતાન;
ખુરથી ખુરાસાની પૂઠેથી પારસી, રોમથી રૂમસાન.
જુદ્ધ કરીને નસાડયા, સહસ્ત્રાર્જુન કાજ.
કામધેન સ્વર્ગે ગયાં, થઈ માહોમાં પછે રાઢ;
તેહેને સાની નૂન છે, રાજ મદે થઇ મતિમંદ;
ફરસરામે હણ્યા ક્ષત્રી, ફેડયો તેહેનો કંદ.

નહુષ રાજા ઇંદ્રપદવી, ભોગવે બળવાન;
ઇંદ્રાણીસું ભોગ કરવા, મતીથઈ કહું માન.
ઇંદ્રાણીયે કહ્યું ગુરૂને, તેણે કહ્યો એ દાવ;
જેપર કોઈ બેઠું નહીં, તે વાહનપર બેસી આવ.
આવીને એમ કહ્યું ત્યારે, હરખ્યું રાયનું મંન;
વિચાર્યું કોનું વાહન નહીં એ, વિપ્ર ધરયા મુનિજંન.
સુખાસનપર બેસી વેહેલો, જાય કરવા ભોગ;
સર્પ થયા રૂખી શ્રાપથી, જઇપિડયા અજગર ભોમ.
વેણુ રાજાયે કહ્યું વિપ્રને, ભજો લ્યો માહારૂં નામ;
હું પ્રજાપતિ હું સ્વામી, અવર નહીં કો જાણ.
રૂખી શ્રાપે ભસ્મ થયાછે, ગર્વ કરી મતિમંદ;
રાવણ સીતા હરીગયો. જુઓ એહેવા એમદઅંધ.
પરનારી પ્રત્યક્ષ કહિયે, વિખ હળાહળ અંગ;
રાવણનાં મસ્તક ગયાં, તે પરનારીને સંગ.
મદ કરી એ પડયા રાજા, જુઓ વિચારી મંન;
તમને મદ મચ્છર નહીં, મુજ કીપાયે રાજંન.
તે માટે પરીવારને જઈ, વેહેલા મળો કરો રાજ;
પાંડવના જગંન મધ્યે, આવજો સરે કાજ.
વચન પ્રભુનાં ધરી મસ્તક, થયા તતપર રાય;
સહદેવે તેડી મોહોણા રાખ્યા, કરયો આદરભાવ.
નાઇ તેડાવી નખ મરદન, સ્નાન એ ખટ કરંમ;
ભોજન નાનાવિધતણાં, જળપાન એ રાજંન.
મુગટ કુંડળ વસ્ત્ર ભુષણ, રથ સાજ સહીત;
આપીને તવ વિદા કીધા, સહદેવે ભલી રીત.
પ્રણામ હરિને કરી તાંહાંથી, ગયા દેશ રાજંન;
પરિવારને સહુ મળ્યા આવી, ગાયે હરિજસ ધંન.
શ્રીકૃષ્ણ અર્જુન ભીમની, ભલી પૂજા કીધી રાય;
વસ્ત્રાભૂષણ આપી સહદેવ, નમ્યા હરિને પાય.
સેવાચોર હું છોં સ્વામી તે, ક્ષમા કરો અપરાધ;
પ્રસન થયા હરિ વદે વાણી, હવે કરો સુખે રાજ.
સેહેદેવે રથ સજ કરાવી, મંગાવ્યો તે ઠામ;
સૈન્ય આપી વિદા કીધા, ગયા શ્રીભગવાન.
પાંચજન્ય જઇ શંખ વજાડયો, શ્રીમુખે કરી ધંન;
ધર્મ રાયે જાણિયું, જીતી આવ્યા શ્રીપરિબ્રહ્મ.
ઇંદ્રપ્રસ્થમો જઈ પોહોતા, વાગાં જીત નીશાણ;
જુધિષ્ઠિરને મળ્યા આવી, ભીમ અરજુન શ્યામ.
સમાચાર મળી કહ્યા તતક્ષણ, રાયને ભગવાન;
જુઓ પ્રાક્રમ ભીમનું, મારયો જરાસંધ બળવાન.
વીસ સહસ્રને આઠસેં, સહુ છોડાવ્યા રાજંન;
સાંભળી રાય જુધિષ્ઠિર, ઘણું હરખ પામ્યા મંન.
સ્તુતિ કરી પ્રભુની ઘણી, તમો પુરયાં મનનાં કામ;
મુજ કરતાં તમને શ્રમ થયો, તે ક્ષમા કરો ભગવાન.
બ્રાહ્મણનો તમો વેશ લેઇને, ગયા શ્રીમહારાજ;
જાચક થઇને માગ્યું દ્વારે, ગણી નહીં તમે લાજ.
ક્ષત્રી તો જાચે નહીં, પણ જાચવું પડયું શ્યામ;
કષ્ટ પડે જ્યારે ભકતને, ત્યારે કરો એહેવાં કામ.
દેવકાજે સ્ત્રી થયાછો, ધરયું સુંદર રૂપ;
ભકતવત્સલ બર્દ સ્વામી, કહિએ વૈકુંઠભૂપ.

(વલણ)

કહિયે વૈકુંઠ ભૂપરે, શુક કેંહે સાંભળ રાયરે;
ધનદાસના સુતસુત કેંહે સુંદર, તોતેરમો અધ્યાયરે.

---

## અધ્યાય ૭૪ મો.

### ( કડવું ૧૮૭ મું—રાગ રામગ્રી )

કેંહે પરિક્ષતને શુકજોગી, સાંભળ રાય હરિરસ ભોગી;
રાખો વિષ્ણુચરણસું મંન, જે ટળે ચોરયાશી ભ્રમણ.

( ઢાળ )

લખ ચોરયાશી ટળે ફેરા, સાંભળો પરિક્ષત ભૂપ;
જુધિષ્ઠિર કેંહે જગન કરૂં, હોયે આગ્ના બ્રહ્મસ્વરૂપ.
સ્તુતિ કરી પ્રભુની ઘણી, તાહારે પ્રસંન થયા ભગવાન;
થઈ આગ્ના રાય જુધિષ્ઠિરને, કરો જગનનાં કામ.
દેશ દેશ પત્રજ મોકલ્યા, આવી મળ્યા સહુ રાય;
સહસ્ર અઠયાસી મળ્યા ઋષિ, તાંહાં જગન આરંભ થાય.
વશિષ્ઠને વામદેવ અત્રી, કશ્યપ આદે ત્રીશ;
વરયા બ્રાહ્મણ મોટા મોટા, જાણે જગનની રીત.
સોવર્ણ હળે કરી ભોમ શોધી, રચ્યા મંડપવિશાળ;
અગ્નિકુંડ તો પંચ કીધા, રૂષિષ્ઠે તતકાળ.
સામગ્રી સહુ કરી તત્પર, વિવિધપેરની રમ્ય;
જગનના આરંભે બેઠા, દીક્ષા લેઇ રાજંન.
દ્રોપદી સંગે વિરાજે, રાય શોભા કહી નવ જાય;
અગ્નિકુંડ દીપમાન ઋષિજી, હોમે ભણીને સ્વાહાય.
ભીમ અર્જુન નકુળ સહદેવ, દુરજોધંન તે સંગ;
સરભરામાં ઉભા સહુ પોતે, પૂર્વે પૂરણાનંદ.
મંડપમાં બહુ ભીડ થઇ, જોવા મળ્યું ત્રલોક;
જગન પરિપૂરણ થયો, હવો પૂર્વાશ્રમે મોક્ષ.
સ્વર્ગના લોક આવે અહિયાં, ઇહિંના જાય સ્વર્ગ;
પૂર્વે આવાગમન એકજ, જાણજો સતસત.
પૂજાની સામગ્રી શીઘ્ર, કરીછે તાતકાળ;

પ્રથમ પૂજા કોહોની કરવી, વિચારે ભૂપાળ.

વર્ણ આહારે મળી અહિંયા, કોહોનું પૂજન મોક્ષ;
મોહોટા મોહોટા બેઠા મુનિજન, દર્શનથી જાય દોષ.

સહદેવને તવ પુછયું રાયે, પ્રથમ કોહોનું પૂજંન;
આગન્યા મસ્તક ધરી, પછે બોલ્યા મુખ વચંન.

પ્રથમ પુજંન કીજીયે, શ્રીકૃષ્ણ વિશ્વાધાર;
સર્વનું એ મૂળ કહિયે, જુઓ વિચારી રાજ.

પછી પૂજન વિપ્રનું, એ કહિયે મોહોટા બ્રહ્મ;
તાહાર પછી સહુ રાયનું, એ જાણજો રાજંન.

ગંગા આદ તીરથ કોટી, વસે પ્રભુને ચર્ણ;
તીરથરૂપી વિપ્ર અહિંયા, હરિ વાહાલા છે ઘણું મન.

સકળ તીરથ આવ્યાં અહિંયાં, જુઓ મંન ભૂપાળ;
સાંભળી સહુ સભા હરખી, રીજ્યા દીનદયાળ.

સહદેવ મોહોટા ગ્નાની કહિયે, જાણે સઘળો મર્મ;
ઘટે તેહેવું કહ્યું એણે, માન્યું વચન એ ધર્મ.

પુજાની સામગ્રી લેઈ રાય, આવ્યા જાંહાં જદુવીર;
ચર્ણ પખાળી અર્ધાદિક, નામે દ્રૌપદી તવ નીર.

ચર્ણામૃત મસ્તક ધરીને, કીધા છે પ્રસંન;
વળી મંદિરમાં છાંટયાં સઘળે, પ્રેમેકરી રાજંન.

કેસર ચંદન ચરચ્યાં ભાળે, કુંકમ અક્ષત સોય;
પુષ્પ તુળસીમાળ કંઠે, સુગંધ મઘમઘ હોય.

ધુપ દીપ રત્નઆરતી, કરી નમ્યા પ્રભુને પાય;
શિશુપાળ વિના સહુને ગમ્યું, તાંહાં વરત્યો જેજેકાર.

ભરી સભા સહુ બેઠી છે, એક જોજનલગી પ્રમાણ;
શબ્દ સાંભળી જાણ્યું સરવે, પૂજા થઈ ભગવાન.

જાણીને શિશુપાળ ઉઠયો, ખડગ લેઈ તતકાળ;
રૂખીરાય સહુ રહ્યા અમથા, પ્રથમ પૂજ્યા ગોવાળ.

કુળહીણ અજાત કહિયે, ગ્નાતિથીયે બાહાર;
જાંહાં જાણે તાંહાં ખાતા ફરેછે, એહેવા એ ગૌચાર.

માતપિતા બે કહિયે એહેના, ઊછરયા ગોપને તાંહે;
દધી માખણ ખાધાં ચોરી, લાજજા નહીં મનમાંહિ.

જેમ જગ્ન પૂરણ સમે કો, કાગને આપે અંન;
તેમ ઋષિ રહ્યા ને એની પૂજા, ઘટે નહીં રાજંન.

પિતામહ વૃદ્ધ ધૃતરાષ્ટ્ર, એ બેઠા પ્રભુને પાસ;
વચન એહેવાં સાંભળ્યાં, એણે નંદ્યા શ્રીઅવિનાશ.

ભીમ અરજુન નકુળ સહદેવ, શત ભ્રાત દુરજોધંન;
ધનુરબાણ ગદા લેઇને, ઉઠયા છે તતક્ષણ.

જેણે સાંભળી એ નંદ્યા તેણે, અંગુળી ધરી કાન;
નિંદ્યામાં બેસવું નહીં, ઉઠી જાવું બીજે ઠામ.

સાધ તથા શ્રીભગવાનની, કો કરે નિંદ્યા શૂન્ય;
ભલાએ બેસવું નહીં, એ સાંભળે જાયે પુણ્ય.

પૂજામાં એણે વીઘન કીધું, નંદ્યા શ્રીજુગદીશ;
ગદા લેઈ ભીમ જાય એહેવે, વારે છે પ્રભુ ઇશ.

તમારૂં નહીં કામ ઇહાં, એ છે માહા બળવાન;
ભીમ અર્જુન દુરજોધન એ, રહ્યા ઉભા ઠામ.

વિચાર્યું પ્રભુએ સહી, એ કરેછે અન્યાય;
જગ્નમાં એણે વિધ્વંસ કીધો, ફેડું એહેનો ઠામ.

સો ગાળ તેણે દીધી તાંહાંલગી, બોલ્યા નહીં ગોપાળ;
ફોઈને એ વચન આપ્યું, માટે સાંખી ગાળ.

પછે ચક્રે કરી શિર છેદિયું, તેણે તજ્યા તતક્ષણ પ્રાણ;
તેજ આવી મળ્યું પ્રભુને, દયાનિધિ ભગવાન.

રાય મન આશ્રજ હવા, સાંભળો વૈકુંઠભૂપ;
તમારો એ દ્વેશી કહિયે, કેમ થયો તદરૂપ.

શ્રીકૃષ્ણ કેહે એ દ્વારપાળજ, જય વિજય અતિમોક્ષ;
સનકાદિકના શ્રાપથી, વેર ભાવે મૃત્યુલોક.

હિરણ્યકશ્યપ હિરણ્યાક્ષ કહિયે, રાવણ ને કુંભકર્ણ;
દંતવક્ર શિશુપાળ એ, ત્રણ જન્મે આવ્યા મુજ શર્ણ.

જન્મ થયો શિશુપાળનો ત્યારે, ચાર ભુજ ત્રણ આંખ;
તે જોઇ આશ્રજ પામી માતા, કહિયે વિસ્મે વાત.

આકાશથી વાણી હવી, પડશે હાથ બે એક નેત્ર;
જેહેના ખોળામાં બેસાડતાં પડે, જાણ તેથી મૃત્ય.

હરિને ખોળે બેસાડતાં પડયા, જાણ્યું એથી કાળ;
ફોઈ કેહે એને મારીશ મો, હરિ કેહે સાંખીશ શત ગાળ.

તેમાટે મે હણ્યો એહને, જાણજો રાજંન;
સાંભળી સહુ હરખ પામ્યું, હરખ્યું અંતઃકર્ણ.

રૂષી સવેની કીધી પૂજા, રાયે કેહે ધંનધંન;
પંચ શબ્દ નીશાણ વાગાં, રીજયા અશરણાશર્ણ.

જુધિષ્ટિર કેહે ધન શ્રીહરી, પૂરયાં મનોરથ મંન;
જગ્ન અંતે સ્નાન કરવા, જઇયે ગંગા બ્રહ્મ.

પરિવાર સાથે થયા તત્પર, પોતે સુંદરશ્યામ;
રથ મંગાવી સજ કરાવ્યો, ચાલ્યા શ્રીભગવાન.

ભીમ અર્જુન નકુળ સહદેવ, જુધિષ્ટિર મહારાજ;
દુરજોધન શત ભ્રાત સાથે, અવર બીજા રાજ.

રૂખમણી આદે સોળ સહસ્ત્રજ, દ્રૌપદી સહુ સાથ;
એ રીતે આવ્યા શોભાસાથે, ગંગાજીતટ શ્રીનાથ.

રથથી ઉતરી સ્નાન તર્પણ, કીધાં છે એ રીત;
માંહોમાં જળક્રીડા કરેછે, ઉડાડે બહુ નીર.

રૂખમણી આદ સર્વ સ્ત્રી, એ રીતે રમે જળમાંહિ;

જુધિષ્ઠિર સંગ દ્રોપદી, આવી સ્નાન કરે છે તાંહે.
એ પ્રવાહ નીચો સ્નાન સર્વે, કરયાં છે ઘડે પુન્ય;
સ્નાનઅંતે વિપ્રને આપ્યાં, દાન થાય વેદ ધુન્ય.
સ્નાન કરી સરવે ઘેર આવ્યા, વાજતે નીશાણ;
જાચક જન જસ છંદ બોલે, અપછરા નૃત્યગાન.
એ રીતે ધર્મરાય આવી, ખરચે છે બહુ દામ;
આનંદ ઓછવ ગીત મંગળ, આપે વિપ્રને બહુ દાન.
જગનઅંતે દક્ષણા દેવા, ઉઘાડયા ભંડાર;
જે માગે તેહેને ના ન કેહેવી, એહેવા ધર્મ ઉદાર.
શ્રીભગવાન કેહે ભંડાર ઉપર, દુરજોધનનું કામ;
હથેલીમાંહે જવની રેખા, ઘટે નહીં કાંઈ દામ.
એ આપશે વિશેષ સહુને, ગાશે જસ ધંન ધંન;
તેમાટે ભંડાર ઊપર, બેસાડયા રાજંન.
જેહેને જેહેવા ઘટે તેહેવા, સોંપેછે પ્રભુ કામ;
ભીમસેન તે દ્રવ્ય આણી, આપેછે તે ઠામ.
નકુળ સહદેવ અવર બીજા, કરેછે એ કાજ;
દ્રવ્ય આણી ગંજ કીધા, દુરજોધનની પાસ.
મોટા મોટા રૂખી સરવે, મળ્યા છે તે ઠાર;
અર્જુન સહુને માન દેઇને, વિને કરે છે અપાર.
ભીષ્મપિતામહ વૃદ્ધ પોતે, સંગ શ્રીભગવાન;
જુધિષ્ઠિર એ સભા સહિતજ, બેઠા જુએ તે ઠામ.
જાચક જનની ભીડ થઇછે, લક્ષો લક્ષ અપાર;
દુરજોધન કેહે તેમ આપે, કર્ણ મહાઉદાર.
કુંકમ અક્ષત ભાળ વિપ્રને, થાયે વેદના ઘોષ;
જે માગે તેહેને વિશેષ આપે, સોનૈયા ભરી પોશ.
ગજ રથ અશ્વ અનેક ઊપર, જડીત મણિમય સાજ;
વિપ્રને કૃષ્ણાર્પણ કરી, આપે છે ધર્મરાજ.
વરૂણને ઘેર થયો તેહેવો, જગન એ નિરધાર;
જસ ગાયે ધર્મ રાયનો, ત્રૈલોકમાં નરનાર.
દુરજોધનને ગમ્યું નહીં, જુઓ પાંડવનો જસ ગાય;
માહારો જસ બોલે નહીં કો, દેખી નવ શકાય.
રાજાએ રૂખિની સ્તુતિ કરી, ભગવાનની તે ઠામ;
શિશુપાળે નિંધા તેહેને, કરયો આપ સમાન.
જુધિષ્ઠિર કરે વીનતી, હવે કરવાં ઘરનાં કાજ;
જ્ઞાતભોજન વિપ્રને, સહુ સામગ્રી કરો તૈયાર.
સભા વિસર્જન થઇ ત્યાંથી, ઉઠયા શ્રીભગવાન;
મંદિરમાં આવી સરભરા પોતે, કરે સુંદરશ્યામ.
રૂખમણી આદ સોળ સહસ્રજ, કરે ઘરનાં કાજ;
દ્રોપદી પટરાણી સહુયે, શું વીખાણું રાજ.
જગન કરીને પરવારયા, હવે બ્રહ્મભોજ એ થાય;
દાહેરી નોબત વાજે દ્વારે, શોભા શી કહું જાંહે.

(વલણ)

શોભા શી કહું તે સમે, શુક કેહે સાંભળ રાયરે;
ધનદાસના સુતસુત કેહે સુંદર, થયો ચુમ્મોતેરમો અધ્યાયરે.

---

## અધ્યાય ૭૫ મો.

### ( કડવું ૧૯૮ મું—રાગ કેદારાની ચોપાઈ )

શુક કેહે સાંભળ રાયરે, શ્રીકૃષ્ણતણો મહિમાયરે;
પૂર્ણબ્રહ્મ સચ્ચિદાનંદરે, કાહાવે નંદના બાળમુકુંદરે;
આવ્યા દેહ ધરી ભકતને કાજેરે, પ્રભુની લીલા કહી નવ જાયેરે.

(ઢાળ)

કહી ન જાયે અગાધ લીલા, થાકાં મન બુદ્ધિ વાણી;
નેતિ નેતિ કહિ નિગમ પોકારે, શું કહે પામર પ્રાણી.
શ્રી શુકદેવને પરિક્ષિત પુછે, એ વિસ્તાર કહો સ્વામી;
દુરજોધનને કેમ ગમ્યું નહીં, જગન પાંડવની રાજધાની.
જુધિષ્ઠિર માહારાજ કહિયે, પુણ્યશ્લોક જેહેનાં નામ;
અજાત શત્રુ નહીં કો એહેને, નામ લીધે સરે કામ.
પોતાના જે વાહાલા હોય તે, રૂડે થાય રળિયાત;
ધર્મરાયે બહુ ધર્મ કરયા તે, ગમ્યાં નહીં કેમ રાય.
શુકદેવ કેહે પરિક્ષિતને, સાંભળો એ રાજંન;
ગંગાસ્નાન કરી ઘેર આવ્યા, થાયેછે બ્રહ્મભોજંન,
લક્ષ્મીનારાયણ પોતે ઘરમાં, કરેછે કામકાજ;
તે દેખી દુરજોધન દાઝ્યા, જાણજો મહારાજ.
સહસ્રઅઠયાસી આદ રૂખી તેહેને, ઇચ્છાભોજન અંન;
સ્નાન કરી રૂખિ બેઠા તત્પર, પુજા કરે રાજંન.
સહદેવ વિપ્રની પુજા કરેછે, થાયછે વેદની ધુન્ય;
કેસર ચંદન ચરચ્યાં ભાળે, કહિયે રૂખી મહાપુન્ય.
સમસ્ત ઋષિનું તીરથ રાયને, આણી આપે શ્રીભગવાન;
ધર્મધારંધર ભાયેગ મોટું, કહિયે પર્મનિધાન.
કોણ કોણ ઋષિ આવ્યા આહીંયાં, ભૃગુ દુર્વાસા આપ;
ગૌતમને વિશ્વામિત્ર આદ, દર્શણથી જાયે પાપ.
ખીર ખાંડ પંચામૃત ભોજન, આરોગે મુનિજંન;
વસ્ત્ર કરી હરિ વાશો નાખે, ધીરે ભોજન કરો બ્રહ્મ.
જે જોઇયે તે હરી કૃપાયે, પૂરણ છે સહુ ઠામ;
રખે રાયને સુકનજ આવે, પોતે ઉભા સાવધાન.
ન્યાત સહુને ભોજન કરાવ્યાં, નાનાવિધિ પકવાન;
આરોગી શુદ્ધ આચમન લીધાં, આપ્યાછે કોફળપાન.
ભોજન કરી ઋષિ ઉઠયા તાહારે, વિચાર્યું પ્રભુએ મંન;
પીતાંબરની પલવટ વાળી, લીયે જુઠાં અંન.

પત્રાવળી લેઈ નાખે પોતે, ભકતવત્છલ ભગવાન;
રાય જુધિષ્ઠિર કેહે આવી, એ શું કરો સ્વામી કામ.
પ્રતિઉત્તર કેહે રાજાને, કહિએ એ ભૂદેવ;
ત્રણ વર્ણને આગ્ના વેદની, કીજે વિપ્રની સેવ.
એ મોટા આપણ કનિષ્ઠ ભાઈ, ચારેના પિતા એક;
હરિસેવામાં તત્પર એ છે, જુવો વિચારી વિવેક.
ગૌબ્રાહ્મણને કાજે શ્રીહરિ, વરસાવે છે મેહ;
એહેની પુઠળ જગત જીવેછે, એહેમાં નહીં સંદેહ.
તેમાટે વિપ્ર મોટા કહિયે, જાણજો એ રાજંન;
એહેને આપ્યું તે હરિને પોહોંચે, પુણ્ય ઘડે તતક્ષણ.
પુણ્યે કરીને સ્વર્ગે જઇયે, અયુત ગુણ સુખ તહિં;
એથી લક્ષગુણ સદા આનંદ, જાણજો વૈકુંઠમાંહિં.
સાંભળી રાય હરખ પામ્યા, ભલુ કહ્યું ભગવાન;
વપુ ધરીને જનને દેખાડવા, કરોછો એહેવાં કામ.
સમસ્ત ઋષિની પુજા કરી રાયે, આપેછે દક્ષણા દાન;
આશરવાદ દેઇને ઋષીજી, ગયા પોતાને ઠામ.
દેશ દેશનાં રાય મળ્યા, તેહેની પુજા કરેછે રાય;
વસ્ત્રાભૂષણ વિવિધપેરનાં, આપી કરયાછે વિદાય.
લક્ષ્મીનારાયણ તે આવ્યા ઘરમાં, એ ભાયેગ શું નાનું;
શ્રીકૃષ્ણને પ્રણામ કરી સહુ, ગયા દેશ મનમાન્યું.
વિદાય થઇ સહુ ઠામ પધાર્યું, કરે જગનની વાત;
ત્રણલોકમાં કીરત આલી, ધંન જુધિષ્ઠિર રાય.
એહેવા ઉદાર થાશે નહીં આગળ, દયાળુ મહારાજ;
રાજ કરે પણ દેશ નહીં, એમ ન કહે કોને માર.
દુરજોધન અહંકારી તેપર, શ્રીહરિનું નહીં મંન;
પાંડવ હરિને વાહાલાછે ઘણું, કહિયે પ્રાણજીવંન.
દુરજોધન સદાવ્રત ચલાવે, પણ જસ નહીં રાજંન;
તેમાટે જસ આવ્યો એહેને, એમ કેહે સહુ રાજંન.
વિદાયે કરીને રાય જુધિષ્ઠિર, વિચારે મનમાંહિ;
શ્રીકૃષ્ણ આગ્ના માગશે ત્યારે, શું કરવું મેં આંહિ.
તેમાટે સહુ મોહોણા રાખું, જાવા નહીં દઉં જાણ;
મોહોણા જાય ત્યારે શ્રીકૃષ્ણજાયે, કેમ કરી રેહે માહારા પ્રાણ.
રાય કને આવી આગ્ના માગે, વિનય કરી શ્રીભગવાન;
ઘણા દિવસ થયાછે અહિયાં, હવે જાશું અમો ગામ.
તેમાટે મુને આગ્ના આપો, સૈન્ય ઘણું મુજ સાથ;
ક્યાંહાંલગી હવે રાખશો રાજા, એમ કેહે જદુનાથ.
રાય કેહે ઘણું સૈન્ય છે માટે, શું થયું જુઓ મંન;
જે આવે તેહેનો રજક લઈ સાથે, વિશ્વંભર પૂરવે અંન.
હજી લગીયે મોહોણા સરવે, વિદાય નથી કર્યા કોઈ;
તો તમને કેમ આગ્ના આપું, માનો વચન રહ્યા જોઇ.
પ્રદ્યુમન આદ રૂખમણી સહુને, આગ્ના આપે શ્યામ;
તમો જાઓ હવે દ્વારકા, પુઠળ આવુંછું અમો ગામ.
રૂખમણીજીયે આગ્ના માગી, કુંતાજીને પાસ;
કુંતા કેહે તમો આવ્યાં તેથી, પોંહોતી અમારી આશ.
કંચન ચીર મંગાવી સહુને, પેહેરાવ્યાં રૂડી રીત;
વળી વેહેલાં આવજો બાઈ, રાખજો અમપર પ્રીત.
મળી કરી સહુ સૈન્ય સંઘાતે, ચાલ્યા છે પ્રદ્યુમન;
મોક્ષપુરીમાં આવી પોંહોતાં, મળી પુછ્યું સુખાસંન.
સભા સહિત પ્રધાન સંઘાતે, બેઠા છે મહીપાળ;
સ્તુતિ કરી રાય કૃષ્ણની, રાય રીજયા દીનદયાળ.
તમ પ્રતાપે જગન થયો છે, વાગાં બહુ નીશાણ;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાયછે ગાંધ્રવ ગાન.
તે સમે દુરજોધન આવ્યા, જોવા મયની સભાય;
નીલ મણિમય રચીછે રચના, શોભા કહી નવ જાય.
થળને ઠામ થઈ જળની ભ્રાંતી, જળને ઠામ દીસે સ્થળ
વસ્ત્ર કરી ઊંચાં જાયછે તાંહાં, મિથ્યા દીસેછે જળ.
જળને ઠામ ચાલ્યા જાયછે, પડયા રાય ભીનાં વસ્ત્ર;
મનમાં ઘણું લજજા પામ્યા, શી કરવી હવે ગત.
દેખીને સહુ સભા હસીછે; ધર્મ વિના એક જાણ;
અંધતણા જે અંધજ કહિયે, એમ વદે તવ વાણ.
રાયે જુધિષ્ઠિર વારે તેમ કરે, નેત્ર ઈસારો શ્યામ;
તેમ તેમ ભીમ આદે સહુ હસતા, રહે નહીં તેણ ઠામ.
જાળિયે રહીને જુએછે, રાણી દ્રૌપદી આદે મુખ્ય;
અજાત શત્રુને નહીં ગમતું, પડયા ભાઇ પામ્યાં બહુ દુખ.
તતક્ષણ વસ્ત્ર દઇને રાયે, મોકલ્યા છે પ્રધાન;
ભાઇને કોહો આ સુકાં વસ્ત્રજ, પેહેરો થઇ સાવધાન.
તાંહાંથકી દુરજોધન રાજા, ગયા રીસાવી ઠામ;
સૈન્ય સહુ સજ કરી ચાલ્યા, થઈ રાયને જાણ.
રાય કેહે માઠું થયું છે, કુળનો આવ્યો છેહ;
માંહોમાં વિરોધ થયો, ભાઈ રીસાવી ગયા ગેહે.
શ્રીકૃષ્ણને ગમતી થઈ વાતજ, રોપાયું વિષ બીજ;
ભોમી ભાર વિશેષ થયો એ, કાર્જ થયું હવે સિદ્ધ.
દુરજોધન તવ આવી પોહોતા, હસ્તિનાપુર મુઝાર;
ઇંદ્રપ્રસ્થમાં હરણ ચરાવું, એમ કેહેછે રાય.
નપાંડવી પૃથવી કરૂં, મુજને કર્યું સભામાં હાસ્ય;
તાંહાં ટાળી દાઝ સમે નહીં, કરૂં પાંડવનો નાશ.
એ કળીનો અવતાર કહિયે, દુરજોધન રાજંન;
પાંડવનો જસ મહિમાં દેખી, ગમ્યું નહીં તેહેને મંન.

(વલણ)

ગમ્યું નહીં મન દુરજોધનને, શુક કેહે સાંભળ રાયરે;
ધનદાસના સુતસુત કેહે સુંદર, પંચોતેરમો અધ્યાયરે.

---

## અધ્યાય ૭૬ મો.

### (કડવું ૧૮૯ મું—રાગ કેદારો)

શુકજી કહે હસ્તિનાપુર ધણી, શીપેર વરણવું લીલા હરિતણી;
શ્રીકૃષ્ણચરિત્રની કથા છે ઘણી, એક જિહ્વાયે કેમ જાયે ભણી.

(ઢાળ)

ભણી ન જાયે અગાધ લીલા, શું કહે પામર પ્રાણી;
પાંડવનો જગ્ન થયો પરિપૂરણ, કીધા સારંગપાણી.
શિશુપાળનો મિત્ર શાલવરાજા, વિચાર્યું તેણે મંન;
રૂખમણી હરણ કરીગયા તાહારે, કહ્યું હતું મે એમ.
જાદવને હું રેહેવા નહીં દઉ, તાહારે સહી તુજ મીત્ર;
તાહારપછે શિશુપાળ સભામાં, મારયો એ વિપરીત.
તેમાટે હવે જાદવ સહુનો, કરૂં તે કચ્ચરઘાણ;
તો હું મિત્રનો ઉતરાઇ થાઉં, રહે વચન એ પ્રમાણ.
હું શીપેરે જઈ જીતું એહેને, એ છે મહાબળવાન;
તપ કરી શિવને આરાધું, તે પૂરે મનનાં કામ.
એહેવું જાણીને વનમાં આવી, આરાધ્યા શિવબ્રહ્મ;
એક સંવત્સર મુષ્ટિ ધુળની, ખાઈ કરયો તપ ત્યમ.
શિવજીયે તવ મન વિચારયું, એ કરેછે કુડું કર્મ;
શ્રીકૃષ્ણનો એ દ્વેષી કહિયે, હું કેમ થાઉં પ્રસંન.
એણે પ્રાણલગી આરંભ્યું, તપ કરયું એકે ચિત્ત;
હત્યાદોષ લાગે, મુજને, શિવ કેહે હાવે શી રીત.
તેમાટે ભોળાનાથે આવી, દીધુંછે દરશણ;
માગ માગરે તું શું યજ માગે, તાહારે શાલવ વધોછે વચંન.
માગું જાદવસાથે જુદ્ધ કરૂં, દેખે નહીં એહેવું વેમાન;
મયદાનવને આજ્ઞા આપી, શિવજી થયા અંતર્ધાન.
તેણે ઘડી આપ્યું શાલવને, માયાવે કેહેવાય;
ક્ષણ દેખે ક્ષણ નહીંજ દેખે, ક્ષણ સુક્ષ્મ સ્થૂળ થાય.
ક્ષણમાં સ્વર્ગ મૃત્યુ પાતાળજ, જઇ આવે ફરી ઠામ;
તે વેમાન બેશીને દ્વારિકા, આવ્યા શાલવ રાજાંન.
સૈન્ય ઘણું પ્રધાન સંઘાતે, બેઠા છે એક ઠામ;
તતક્ષણ આવી વાડી ઉખેડી, જાણ્યું નગરમાં રામ.
પુરની અટાળી ભાંજી પૂર્વે, ભાંજ્યા નગરના કોટ;
ઉપર આવી ત્રુટી પડેછે, દેખે નહીં તેહેને કોય.
ત્રાહે ત્રાહે લોક કાંપ્યા ત્યારે, આવી કહ્યું રાજંન;
સાંભળીને બહુ સૈન્ય સંઘાતે, ચાલ્યાછે પ્રદ્યુમંન.
સાત્યકી જાદવ સાંબ ને ભાનુ, અવર બીજા બહુ રાય;
પંચશબ્દ નીસાણ વાગાં, જુદ્ધ બહુપેર થાય.
અસ્ત્ર શસ્ત્ર બહુ બાણજ વરસે, એકના લક્ષ થાય અનંત.
તાંહાંથી શલ્યા પર્વત નાખે, શાલવ મહા બળવંત.
પરસ્પર અસ્ત્ર શસ્ત્ર વરશે, કરેછે શાલવ માર;
વાયુઅસ્ત્રે કરી આંધી, આગળ સુઝે નહીં લગાર.
ઉડે રેણુ રવી ન દીસે, અકળાયું સહુ સૈન્ય;
પ્રદ્યુમન સાધી પર્વતાસ્ત્રજ, નિવારે છે પવંન.
શત બાણ મુકયાં શાલવ ઉપર, પ્રદ્યુમન કેહે સાવધાન;
પચીશ બાણ દ્યુમાન ઉપર, કહીયે જે પરધાન.
એકેકું સહુ સૈન્યજ ઉપર, પડયા તેહેના બહુ વીર;
શાલવે બાણ આવતાં છેદ્યાં, શૂર શિરોમણિ ધીર.
પ્રદ્યુમન સરખા નહીં કો જોદ્ધા, જાણ્યું શાલવે મંન;
દ્યુમાનને કેહે શું જુઓછો, એમ વધ્યા રાજંન.
કરી પ્રણામ દ્યુમાનજ આવ્યો, જાંહાં ઉભા પ્રદ્યુમંન;
ગદા સાંગ ત્રિશૂળ ને બાણજ, વરસે જેમ પરજંન.
સાત્યકી જાદવ સાંબને ભાનુ, સમાન બેહુ ગમા વીર;
સરખે સરખા જુદ્ધ કરેછે, શું કહું રણધીર.
જુદ્ધ કરતાં પ્રદ્યુમનને આવી, ગદા લાગી અંગ;
મુરછા ખાઈ રથ ઊપર સુતા, થઇ પડયા ગતિભંગ.
સારથીયે તવ મંન વિચારયું, શી કરૂં હાવે ગત;
જુદ્ધમાંથી રથ ફેરવી આઘો, લેઇ ગયો છે તુરત.
ક્ષણ એક પછી સાવધાન થઈને, બોલ્યા મુખવચંન;
કલંક આવ્યું મુજને કેહેશે, વિમુખ થયા પ્રદ્યુમંન.
ભાભી સરવે હસશે મુજને, કાયર થયા જુદ્ધમાંહિ;
સાંભળીને મુજ તાત મનમાં, લજ્યા પામશે તાંહિ.
બળભદ્ર કેહેશે પ્રદ્યુમન જઈ, શું કર્યું પ્રાક્રમ;
તેમાટે તુને લજ્યા આવી, જુઓ વિચારી મંન.
સારથી કેહે સ્વમી ધર્મ રાખ્યો, વાંક નહીં મુજ તેમ;
રથી પડે તાહારે સારથી રાખે, સારથીને રથી એમ.
પડયા પછી આવી ઘા કરે કો, તાહારે તાંહિ શું કરૂં હું રાય;
તેમાટે રથ હાંકયો તાંહાંથી, ક્ષમા કરો અન્યાય.
જળ મગાવી મુખ પખાળ્યું, ફરીને થયા સાવધાન;
આંહાંથકી રથ હાંકો શીઘ્ર, ઉભો જાંહાં દ્યુમાન.
સારથીયે રથ હાંકયો તાંહાંથી, જુદ્ધમાં આવ્યા સનમુખ ધીર;
ધનુશનો ટંકારજ કરતા, પ્રદ્યુમંન મહા વીર.

(વલણ)

પ્રદ્યુમંન રણધીર છે, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુતસુત કહે સુંદર, છોતેરમો અધ્યાયરે.

---

## અધ્યાય ૭૭ મો.

### ( કડવું ૧૯૦ મું—રાગ રામગ્રી ૧)

શુકજી બોલ્યા સુણ રાજનજી; પ્રદ્યુમન હરખ્યા દેખી દુમાનજી.

(ઢાળ)

હરખ પામ્યા દેખી તેણે, મુકયાં બહુવિધ બાણ;
આવતાં પ્રદ્યુમને છેદ્યાં, એહેવા શૂર સુજાણ.
આઠ બાણ દુમાનઊપર, મુકયાં છે તતખેવ;
ચાહારે બાણે ચાહારે ઘોડા, એક ધજા છેદી તેવ.
એકે બાણે ધનુષ ભાંજ્યું, એકે છેદ્યું શીશ;
એકનાં લક્ષ સૈન્ય ઉપર, જિત્યા છે રાણઇશ.
દુમાનનું ઉડાડયું મસ્તક, એહેવા પ્રદ્યુમન શૂર;
સાંબકુમાર ને ગદભાનુએ, સૈન્ય કીધું ચૂર.
એહેવે શાલવ આવી પોહોતો, જુદ્ધને સાવધાન;
અહીંથકી ગદ સાંબ પ્રદ્યુમન, કરે બહુ સંગ્રામ.
બાણના વરસાત વરસે, પરસ્પર એ રીત;
રાત દિવસ એમ જુદ્ધને, થયા દિવસ સત્તાવીશ.
સુકન માઠા થાય ત્યારે, જાણ્યું શ્રીભગવાન;
જુધિષ્ઠિરકને આજ્ઞા માગે, જાઉં દ્વારીકા ગામ.
રાય કહે તમ વિના મુજને, લાગે સઘળું શૂન્ય;
તેમાટે વળી રહિયે સ્વામી, માનો વચન એ મજ.
પિતામહને કહ્યું પ્રભુએ, સમજાવી કોહો રાજ;
નગરમાં ઊતપાત દીસે, માટે જાવું આજ.
ભીષ્મપિતામહે કહ્યું તાહારે, માન્યું છે તવ રાય;
વસ્ત્ર ભૂષણ વિવિધપેરનાં, આપી કીધા વિદાય.
કુંતા દ્રૌપદી સુભદ્રાને, મળ્યા જઈ અશ્વમેવ;
મળી સહુને બેઠા રથપર, ચાલ્યાછે તતખેવ.
નગ્ર તજીને જાય સાહામાં, સુકન માઠા થાય;
વામ ભુજ એ લોચન ફરકે, મનુષ્યચરિત્ર કેહેવાય.
દડમજલ પ્રભુ આવી પોહોતા, દ્વારિકાને પાસ;
જુએ તો સંગ્રામ થાય ગયા નહીં, નગરમાં અવિનાશ.
સારથીને કેહે નગ્ર મારગ, મુકી દ્યો સાવધાન;
તાંહાંથકી રથ ફેરવ્યો, આવ્યા શાલવ તાંહાં ભગવાન.
પરસ્પર સંગ્રામ થાય એહેવે, આવી પોહોતા પરિબ્રહ્મ;
ગરૂડધ્વજ રથ ઓળખ્યો, દેખી હરખ્યાછે પ્રદ્યુમન.
શાલવે મન જાણિયું, હવે ચાલે નહીં પ્રાક્રમ;
એ કૃષ્ણ સર્વનું મૂળ કહિયે, જાણે સઘળો મર્મ.
હવે મેં જીતવું નહીં, પણ જુદ્ધને થયા સજ;
સૈન્યની બહુ ખેહ આગળ, સુઝે નહીં રથધ્વજ.
સાત્યકીજાદવ સાંબ ને ભાનુ, જુએ પ્રભુની વાટ.
હજી કૃષ્ણ આવ્યા નહીં, એમ કરે સૈન્યમાં વાત.
કોઇયે દીઠા કોઇયે નહીં, પછે ઓળખ્યો એ રથ;
ધીરજ આવ્યાં સર્વને, હવે જીતશે સમરથ.
પરસ્પર સમાન બેહુએ, કરે મહા સંગ્રામ;
શાલવે શ્રીકૃષ્ણજીઉપર, મુકયાં છે બહુ બાણ.
હાથમાંથી ધનુષ પાડયું, એહેવા શાલવ વીર;
શ્રીકૃષ્ણજીએ બાણ નાખ્યાં, શાલવઉપર ધીર.
બાણેકરી ડામાડોલ થયું, વેમાન ફરે જેમ ચક્ર;
ગદા મારી હડબચી ઉપર, રૂધિર ઓકે મુખ વક્ર.
ક્ષણ એક પછી સાવધાન થઇને, બોલ્યા મુખથી વાણ;
શિશુપાળની સ્ત્રી હરણ કરીને, લાવ્યા હવે સાવધાન.
વળી સભામાં એકલો જાણી, હણ્યો તેહેને ઠાર;
મિત્રનો ઉતરાઇ થાઉં, હવે સહો મુજ પ્રહાર.
એમ કહીને બાણ નાખ્યાં, વરસે જેમ પરજંન;
શ્રીકૃષ્ણજીયે આવતાં તે, છેદ્યાંછે તતક્ષણ.
તાહારપછી ભગવાને નાખ્યાં, જુદ્ધ બહુપેર થાય;
અકળાયા પછે વિમુખ થઇને, નાહાઠા શાલવરાય.
તાંહાં જઇને કરી માયા, દૂત મોકલ્યો કહી એમ;
શ્રીકૃષ્ણસુખ આવી દૂતે, કહ્યાં એહેવાં વચન.
માત દેવકીયે મોકલ્યો, મુહુને કેહેવાને તમકાજ;
વસુદેવને બાંધી શાલવ રાજા, લેઇ ગયો મહારાજ.
સાંભળી ચિત્ત થયું વિસ્મે, વિચારયું તાંહાં રહયા શેષ;
બળભદ્ર સરખા પાસે નગરમાં, કેમ કીધો પ્રવેશ.
એટલે સાવધાન થઇને, આવ્યા શાલવરાય;
તુજ જનેતાને બાંધી લાવ્યા, જુઓ કરૂં શિક્ષાય.
તુજ દેખતાં એહને હણું, એહેમાં નહીં સંદેહ;
વસુદેવ કેહે પુત્ર છોડવો, શું જુઓછો તમો એહ.
દેખીને મન શોક કીધો, નેત્ર ભરયાં જળ નીર;
મુજ દેખતાં મુજ પિતાને, એ હણે છે વિપરીત.
શાલવે વસુદેવનું, તતક્ષણ પાડયું શીશ;
ક્ષણ એક તવ હરિ મોહ પામ્યા, જાણ્યું માયા ઇશ.
બાણે કરી વેમાન હરિયે, ઉડાડયું આકાશ;
ફરતું ફરતું ઘુમરી ખાઇ, આવ્યું પ્રભુને પાસ.
ગદા મારી ચૂર્ણ કીધું, જઇ પડયું દધિમાંહે;
સૈન્ય સર્વે હણ્યું પ્રભુયે, પડયા વીર બહુ તાંહે.
પગે ચાલી શાલવ રાજા, આવ્યા જુદ્ધને સાવધાન;
શ્રીકૃષ્ણજીયે વિચારયું, હવે ફેડું એહેનો ઠામ.
ચક્રેકરી તવ શ્રીહરીયે, ઉડાડયું તેહેનું શીશ;

૧ બા૦ પ્રતમાં 'ચાલતા' છે.

મુગટ કુંડળ સહિત ભૂપર, પડ્યું છે થઈ છૂત.
દેવના દુંદભી વાગાં, પુષ્પવૃષ્ટિ થાય;
પાંચજન્ય એ શંખશબ્દજ, વરત્યો જય જય કાર.

( વલણ )

વરત્યો જેજેકાર એ, શુક કેહે સાંભળ રાયરે;
ધનદાસના સુતસુત કેહે સુંદર, સિત્તોતેરમો અધ્યાયરે.

---

## અધ્યાય ૭૮ મો.

### ( કડવું ૧૯૧ મું—રાગ આહુલ ગોડી* )

પરિક્ષત કહે સ્વામી વળી, પુણ્યકથા સંભળાવો ભલી;
શુકજી કહે શી રીતે ભણૂં, લીલા હરિની છે અતિઘણૂં.

( ઢાળ )

અગાધ લીલા કહી નવ જાયે, સાંભળો પરિક્ષત રાય;
દંતવક્ર સજ થઇને આવ્યો, જુદ્ધ કરવાને કાજ.
સનમુખ આવીને રહ્યા ઉભા, બોલ્યા મનમાં રીસ;
શિશુપાળ શાલવ પુંડરિકવાસુદેવ, હણ્યા તમો જુગદીશ.
એ મિત્ર માહારા હસશે મુજને, સ્વર્ગથકી હૃષિકેશ;
તેમાટે ઉતરાઈ થાવા, આવ્યો છો હું વિશેષ.
ગદા સાંગ લઈ થયા તત્પર, પગે પાળા રાજંન;
શ્રીકૃષ્ણજી રથથકી હેઠા, ઊતરયા તતક્ષણ.
ગદા લઈને એખલા પોતે, ચાલ્યા શ્રીભગવાન;
તું કાંઇ માહારો વેરી નહીં, ફોકટ કાં મરે કેહે શ્યામ.
દંતવક્ર કેહે મિત્ર માહારા, હણ્યાં કહું તે મર્મ;
હવે મળ્યા તમે એકલા, માટે જુઓ મુજ પ્રાક્રંમ.
મેં તો તમહને ઓળખ્યા, તમો કહિયે પુરૂષપુરાણ;
તેહેને હણી તમો મોક્ષ આપી, તેમ મુજને શ્યામ.
તેમાટે જુદ્ધ કરી મરવું, મિત્રનો એ ધર્મ;
હોયે આજ્ઞા તો ગદા તમપર, નાખું શ્રીપરિબ્રહ્મ.
ભગવાન કેહે તમો સાંભળો, કો કેહેશે મુજને માર;
પ્રાણથી વાહાલુ નહીં, એ જુઓ વિચારી સાર.
દંતવક્ર કહે તમો સ્વામી, હું સેવક હણું કેમ;
પણ મિત્રમાટે હણું છોં, તે ક્ષમા કરવું બ્રહ્મ.
એમ કહી ભગવાનને તવ, ગદા મારી શીશ;
કમળનું જેમ પુષ્પ વાગે, તેમ વાગી જુગદીશ.
ઠામથી હાલ્યા નહીં, ભલી પૂજા કરી અશ્વમેવ;
સેવકનો એ ધર્મ છે, પેહેલાં સ્વામીની કરવી સેવ.
એમ કહીને ગદા પ્રભુયે, ઊગામી સાવધાન;
તતક્ષણ તેહેના મસ્તક ઉપર, મારી કાહાડયા પ્રાણ.
તેજ આવી મળ્યું પ્રભુને, વાગાં છૂત નીશાણ;
એહેનો ભાઇ વિદૂરથ આવ્યો, જુદ્ધને તેણે ઠામ.
ભગવાન કેહે એ સાથે શું વઢવું, એહેનું બળ કોણમાત્ર;
ચક્રે કરી શિર ઉડાડયું, તે જઈપડયું દુર ગાત્ર.
દેવનાં દુંદુભી વાગાં, પુષ્પ વરશે અપાર;
સાંભળી સહુ હરખ પામ્યા, વરત્યો જેજેકાર.
કંસ કરી જવન શાલવ, જરાસંધ શિશુપાળ;
પુતના આદે દૈત વિદૂરથ, ઉતારયો ભોમીભાર.
એમ સ્વર્ગ મૃત્યું પાતાળમાં, જસ ગાય હરિનાં ધંન;
સાંબકુમાર ને ગદભાનુ, મળ્યા આવી પ્રદ્યુમંન.
હથિયાર કર ધરવાં નહીં, હવે કોણપર ધરે શ્યામ;
સમાચાર સહુ કહ્યા પ્રદ્યુમને, રીજ્યા શ્રીભગવાન.
બહુ સૈન્ય સાથે ચાલ્યા નગરમાં, વાજતે નીશાણ;
જાચક જન જસ છંદ બોલે, અપછરા નૃત્ય ગાન.
ચંદનના છંટકાવ કીધા, અગર ધૂપ સુગંધ;
પુષ્પ વધાવે નગરનારી, જોવા મળ્યાં સહુ વૃંદ.
એ રીતે પ્રભુ આવી પોહોતા, મળ્યું કુટુંબ પરિવાર;
ઉગ્રસેન બળભદ્રને આવી, કહ્યા સહુ સમાચાર.
સભા સહિત પ્રધાન સંગે, બેઠા જાદવરાય;
સાંભળી સહુ હરખ પામ્યાં, આનંદ ઓછવ થાય.
શેષે મનમાં વિચાર્યું, રહ્યો કૌરવદળભાર;
દુરજોધન કેહેશે આવો અમભાગ્રી, જાવું પડે નિરધાર.
તેહેનો પક્ષ કરી વઢવું પડે, શી કરવી હાવે ગત્ય[1];
પાંડવની મેર શ્રીકૃષ્ણ છે, મેં કેમ જુદ્ધ થાય અસત્ય[2].
વિચારીને તીર્થજાત્રાયે, નીસરયા ઋષિસાથ;
દ્વારિકાથી આવી પોહોતા, પ્રથમે તે પ્રભાસ.
સરસ્વતી જઈ સ્નાન કીધાં, સાગર સંગમમાંહિ;
અષ્ટભુજા છે ઇશ્વરી, વળી ચક્રતીર્થ છે તાંહે.
સોમનાથના કરી દરશણ, ચાલ્યા તાંહાંથી શેષ;
પ્રાચી ને સરસ્વતી સ્નાન કીધાં, અષ્ટ તીરથ વળી એ.
એમ તીરથ કરતા આવી પોહોતા, પ્રાગરાજ કેહેવાય;
શ્રીગંગા જમુના સરસ્વતી, તાંહાં નાહ્યા જદુરાય.
અષ્ટતીરથ કરી ચાલ્યા આગળ, નિમિષારણ્ય જાંહાંએહ;
રાય કેહે નિમિષારણ્ય કેમ, શુક કહે ટાળું સંદેહ.
સમસ્ત ઋષિયે કહ્યું અજને, સાંભળો મહારાજ;
કળી આવ્યો કાંહાં રહિયે, એકાંત આપો ઠાર.
શ્રવણ કીર્તન ધ્યાન હરિનું, ધરીયે હૃદયામાંહિ;
સહસ્ત્ર વર્ષલગી નીમ અમને, વિઘ્ન ન થાયે તાંહે.

---

* 'ગોપાપ' ગુ૦ પ્રતોમાં.

1 'પેર' બા૦ પ્રત. 2 'મેં જુદ્ધ થાયે વેર' બા૦ પ્રત.

સાંભળી અજ વધ્યા વાણી, સાંભળો પુત્ર વાત;
આ ચક્ર માહારૂં મોકલું, એ ઠરે તાંહાં તમ વાસ.
ચક્ર આવી ઠરયું અહીંયાં, પુણ્યક્ષેત્ર મુઝાર;
નિમિષમાં એ ઠરયું માટે, નિમિષારણ્ય કેહેવાય.
લોમહર્ષણ વ્યાસના શીષ, કેહે ઋષીને કથાય;
શુકદેવ કહે સુણ રાયજી, એ કહયો ક્ષેત્રમહિમાય.
સહસ્ર અઠયાસી સાંભળો, એહેવે આવ્યા હરિભ્રાત;
ઋષિયે સહુ માન દીધાં, પુજા કરી ભલીભાત.
સાહામું જોયું તો પુરાણિક તાંહાં,. કેહે હરિની કથાય;
દેખીને નમસ્કાર નહીં, ન કીધો આદરભાવ.
રીસાવ્યા બળભદ્ર કેહે, વ્યાસના કહીયે શિષ્ય;
ધર્મશાસ્ત્રના વકતા કહિયે, એ જાણે જ્ઞાનની રીત.
આવ્યા અમો વસુદેવના અંશ, સંકર્ષણ જાણે નામ;
એણે મુને ઓળખ્યા નહીં, ન જોયું વાંચે પુરાણ.
એહેનું કીધું એ ભોગવશે, શાહાને લીજે આપણ નામ;
પણ ધર્મમરજાદા રાખવી, ફરી નહિ કરે એહેવું કામ.
એમ કહીને દરભ શેષે, લિધોછે તવ હાથ;
એહેવું તમને ઘટે નહીં, કહી નાખ્યો તેપર નાથ.
ભાવી પદારથ વજ્ર થઇને, લાગું તેહેને લીન;
તતક્ષણ મસ્તક પડયું હેઠું, દ્વાદશીનો દીન.
હાહાકાર થયો તે સમે, રૂષી કહે શું કર્યું ભદ્ર;
બળિભદ્ર કહે એ શુદ્ર છે, મેં સેહેજે નાખ્યો દર્ભ.
તે એહેને ખડગધાર થઇને, લાગ્યો છે અંગે મર્મ;
હોનાર છે તેહેને કોણ રાખે, જુઓ વિચારી મંન.
રૂષિ કેહે વ્યાસ આસન બેસી, કેહે પ્રભુની કથાય;
તેહેને વ્યાસ કરી માનવા, એમ કહે નિગમ ને ન્યાય.
તમો તો મહારાજ છો, કહું લોક વેહેવારને કાજ;
તમોયે એહેને માન્યો નહીં, તાહારે કોણ માને રાજ.
શેષ કહે એહેને જીવાડું, તમો કોહો તે કરૂં કામ;
ઋષિ કહે તમો સમરથ છો, જે ચાહો તે કરો કામ.
મારીને વળી જીવાડો, આગળ રૂડું નહીં દેવેશ;
મૃત્યુ લોકમાં એમ કરશે કો, માટે માનો વચન કહ્યું શેષ.
એહેના પુત્રને બેસાડો, એ આસન ઊપર રામ;
અગ્રશ્રવાને તેડી રામે, બેસાડયો દેઇ માન.
નમસ્કાર કરી વ્યાસ આસને, બેઠાછે એહ પ્રમાણ;
કૃપા કરીને કહ્યું શેષે, હજો તુજ કલ્યાન.
સમસ્ત ઋષિયે પુજા કીધી, ભાવસું પુન્યક્ષેત્ર;
સુતપુરાણી સોનક આગળ, કહે કથા હરિ હેત.
રૂષીને બળિભદ્ર કેહે, શી આજ્ઞા મુને હોય;
બ્રહ્મહત્યા કેમ છુટશું, એ ઊપાય કહો મુનિ સોય.[1]
ઋષિ કહે ઇલિવણ તેહેના, સુત તે બીલવણ;
પુરાણ માસી જગનમાં, આવી કરેછે વિઘંન.
રક્ત માસને સુરાપાનજ, નાખેછે અગ્નિ કુંડ;
તે માટે એહેને હણીને કરો, તીરથ એ ભરથખંડ.
બાર વરસ એમ તીરથ કરતાં, નિરગમાવે દીન;
પાતક સરવે થયાં પ્રલ્લે, કેહેછે વેદ વચંન.
તમો, ઈશ્વર એક સંવત્સર, ફરવું તીરથ શેષ;
તાહારે બ્રહ્મહત્યા ઊતરે, એહેમાં નહિં સંદેહ.
ધર્મશાસ્ત્ર એમ કહે સ્વામી, જુઓ વિચારી રાજ;
તમો તો મહારાજ છો, પછે ગમે તે કરો કાજ.
બળભદ્ર એહેવું સાંભળી, વિચાર્યું તવ મંન;
ઋષિએ કહ્યું તે સત્ય આગળ, રાખવો એ ધર્મ.

(વલણ)

રાખવો છે ધર્મ એ, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુતસુત કહે સુંદર, ઇઠોતેરમો અધ્યાયરે.

---

## અધ્યાય ૭૯ મો.

### (કડવું ૧૯૨ મું—રાગ રામગ્રી)

શુકજી એણીપેરે વધ્યા વચંન, સાંભળ પરિક્ષત માહારાજંન;
પરવાણીયે જગન કરેછે રૂખી, બીલવણ આવ્યો છે દુરમુખી.
અંધકાર આગળ સુઝે નહીં, રૂખી કહે શું કરવું અહીં;
રૂધિર માંસ પરૂ નાખે એહ, બળભદ્રજીયે તવ દીઠા તેહ.

(ઢાળ)

દીઠાછે બળભદ્રજીયે, સાંભળો અભિમંન તંન;
આયુધનું સમરણ કર્યું, તે આવ્યું છે તતક્ષણ.
દૈત કાળો કાજળ[1] સરખો, તામ્ર કહિયે કેશ;
દંત એ વિકાળ દેખી, વિસ્મે પામ્યા શેષ.
એ દુષ્ટને હું હણૂં એમ કહી, લીધું હળ મુસળ;
હળે તાણી લીધો મારયું, મૂસળ ટાળ્યું સલ.
પાહાડ સરખો દઇત આવી, પડયો પૃથવીમાંહિ;
રૂધિર ઓકયો મુખથકી, ગયા પ્રાણ તતક્ષણ તાંહિ.
વૃત્રાસુરને ઇંદ્રે મારયો, તેમ હરખ્યા દેવ;
પુષ્પની વૃષ્ટી થઇ, આનંદ્યા તતખેવ.
રૂષિયે રામની પુજા કીધી, દુષ્ટનો ફેડયો ઠામ;
વિદાય થઇને ઉત્તર દિશાયે, ચાલ્યા તીર્થને રામ.
બિંદુસરોવરને તીર્થે કઈમે, તપ કરયો બહુ કાળ;
તપ દેખીને વિષ્ણુનેત્રથી, આંસું ખરચાં તે ઠાર.

---

1 બા૦ પ્ર૦માં 'તેવ' છે.　　1 'કાન' મુ૦ પ્ર૦

તેમાટે બિંદુસરોવર તાંહાં, નાહાયા જઇને રામ;
એહેમાંથી એ પ્રવાહ ચાલ્યો, સરજુ કહિયે નામ.
પુષ્કર ગુરૂ સર્વ તીર્થના, એ કહિયે સરોવર પુંજ;
પાતાળથી જળ બિંબ ઊપર, નીસરયાં જળ શુદ્ધ.
તાંહાં સ્નાન પૂજા કરી આગળ, ચાલ્યા છે તવ રામ;
હરદ્વાર ને કેદારબદ્રી, ફરયા સઘળે ઠામ.
અજોધ્યા કાશીપુરી પાટણ, ગંડકી વૈજનાથ;
શોણહૃદ ને પુન્યપુન્યા, ગયા જઈ સારયાં શ્રાધ.
એક સો ને એક કુળ તાંહાં, ઉધરે મોક્ષદાય;
જગન્નાથથી ગંગાસાગર, આવ્યા જાદવરાય.
સહસ્ત્ર મુખે જઈ મળ્યાં ગંગા, નાહાયા સંગમમાંહિં;
સપ્તમુખે ગોમતી ગંગા, તે પણ મળ્યાં દધિ જાંહે.
તાંહાંથકી મળીઆગર આવ્યા, અગસ્ત રહે જે ઠામ;
મલકાર્જુન થઈ કાંચીપુરીમાં, આવ્યા ફરતા રામ.
સેતબંધ રામેશ્વર આવ્યા, સ્નાન કીધાં શેષ;
અયુત ગૌદાન આપ્યાં, વિધિયે કરી વિશેષ;
ગોકર્ણ પુણ્યક્ષેત્ર દુર્ગા, ભવાની બળપુર.
સ્વામીકારતક થઈ આગળ, આવ્યા પંઢરપુર.
ભીમરા તુંગભદ્રા ભામા, કૃષ્ણા ત્રવેણી પુણ્યક્ષેત્ર;
ચંદ્રભાગામાં સ્નાન કીધાં, ઋષીસંગે શેષ.
માતતાતની સેવા પુંડરીકે, કરીછે ચિત ઠામ;
પ્રસંન વિઠ્ઠલ રહ્યા ઊભા, અદ્યાપિ તે ગામ.
દક્ષણના સર્વ તીરથ રામે, કરયાં છે શુદ્ધ મંન;
પંપાસરોવર મુકી આવ્યા, દંડકારણ્ય વંન.
ત્ર્યંબકેશ્વર ગોદાવરીના, મહિમા કહિયે વિશેષ;
કુશાવર્તના કુંડમાં[1] આવી, નાહાયા છે તવ શેષ.
સિંહનો ગુરૂ થાય સંવસ્તે,[2] આવે દેવ સમસ્ત;
એક સંવત્સર નાહાયા અહિંયાં, એહેવું છે એ તીર્થ.
તાંહાંથકી જઈ નરસિંહ તીરથ, આવ્યા ફરતા રામ;
હિરણ્યકશ્યપને મારયો એ, બ્રહ્મહત્યા ગઇ તે ઠામ.
સૂર્યદેહામાં સ્નાન કીધાં, નરસિંહે અશ્વમેવ;
તેમાટે નરસિંહજી નામજ, તીર્થનું ચાંગદેવ.
નરસિંહ તીરથમાં સ્નાન કરીને, ચાલ્યા આગળ રામ;
નર્મદા કાવેરી સંગમ, નાહાયા જઈ તે ઠામ.
માન્ધાતા તીર્થ ક્ષીપ્રા, અવંતી મોક્ષ રાસ;
સકળ તીરથ કરી પાછા, આવ્યા છે પ્રભાસ.
કૌરવ પાંડવ મહિમાંહિ તે, કરે બહુ સંગ્રામ;
અષ્ટાદશ દિન થયા જુધને, જાણ્યું એ બળરામ.

૧ 'કુશાવર્તસામકુંડમાં' ગુ૦ પ્રતો. ૨ [ સિંહસ્થ ]

અઢાર ક્ષૌહિણી સૈન્ય સરવે, નાશ પામ્યું જાંહે;
દુરજોધનને ભીમ એ બેહુ, વઢે છે હજુ તાંહે.
સાંભળી બળભદ્ર કેહે, જઇ કહું રાજને કાજ;
પ્રભાસથી તવ આવી પોહોતા, કુરૂક્ષેત્ર મુઝાર.
શ્રીકૃષ્ણ પાંડવ બેઠા છે, તેહેને મળ્યા જઈને રામ;
આસન આપી પૂજા કીધી, પાંડવે તેણે ઠામ.
શ્રીકૃષ્ણ મુખે બોલ્યા નહીં, રખે ક્રોધ કરે જયેષ્ઠ ભ્રાત;
મંડળ કરી બેહુ વઢેછે, શેષ ગયા કેહેવા કાજ.
દુરજોધનને રામ કેહે, હવે શાહાને કરોછો જુદ્ધ;
તમો છો તો સર્વ મળશે, માનો કહું એ શુદ્ધ[1].
ગદાજુદ્ધમાં બેહુ સરખા, વઢેછે મલ્લ[2] રીત;
સાંભળી દુરજોધન બોલ્યા, હવે શું જુગદીશ.
સૈન્ય સરવે નાશ પામ્યું, એ ગઈ પેહેલાં વાત;
હવે કેહેવું તે વૃથા, જુઓ પડ્યા છે શત ભ્રાત.
પુત્ર બંધુ તજી મુજને, ગયા સ્વર્ગ સદંન;
તે ગયા ને હું રહું એહેમાં, નહીં કાંઈ ધર્મ.
તેમાટે જુદ્ધ કરી મરવું, જાણજો આ ઠામ;
છેલો એ નમસ્કાર તમને, કરૂં છું હું રામ.
માન્યું નહીં તવ ફરયા પાછા, તાંહાંથકી બળદેવ;
તીરથ કરતા આવી પોહોતા, દ્વારિકા અશ્વમેવ.
આવીને તાંહાંના તીર્થ કીધાં, ભાલસું જદુરાય;
વશિષ્ઠ લાવ્યા ગોમતી, તેહેનો મહિમા કહ્યો નવ જાય.
સ્નાન કરતાં પાતક સરવે, બળી ભસ્મજ થાય;
ચક્રતીરથમાં જે મરે તે, ચક્ર થઇને જાય.
પદ્મતીરથમાં પદ્મ થાયે, શંખોદ્ધારે શંખ;
મોક્ષપુરી એ દ્વારિકા એહેના, મહિમા શું કહું અશંખ.
તીરથ કરી શેષ પરવરયા, જોવું હાથ એ મંનવિચાર;
ઇષ્ટમિત્ર ઋષિ સાથે, ચાલ્યા ફરી નિમિષારણ્ય.
સોરઠ ને મચ્છ કચ્છ દેશજ, મુકયા ગઢ ગિરનાર;
એ રીતે આવી મળ્યા ઋષિ ઘણું, પ્રસંન થયા તેણીવાર.
બળભદ્ર કહે તમ આજ્ઞાએ, કીધાં તીરથ સર્વ;
હાવે અમો અહીં હાથ જોડું, એ કારજ કરવાં સત.
જગ્નનો આરંભ કીધો, ઋષીજીયે તતકાળ;
સ્ત્રી સંગે શેષે હાથ જોડયા, રીઝયા મંન દયાળ.
જગ્નઅંતે સમસ્ત ઋષીને, કરાવ્યાં ભોજંન;
વિપ્રને કહ્યું જે માંગો, તે આપું દક્ષણા ધંન.
વિપ્ર કેહે ધન શું કરવું, અમો માગું દક્ષણા જ્ઞાન;
જ્ઞાને કરી એ દુસ્તર તરીયે, જઇએ ઉત્તમ ઠામ.

૧ 'સત્ય', 'માનો મારી બુદ્ધ' ગુ૦ પ્રતો. ૨ 'ભલી' ગુ૦ પ્રત.

જળબિંદુ કેહે સહુ જગતને વિષે, એક શબ્દ બ્રહ્મ;
રવિ એક પ્રતિબિંબજ ઘટઘટ, તેમ જાણો મંન.
જાણે તે તદરૂપ થાયે, નહીંતર ભમે ભવમાંહિ;
તમે માગ્યું જ્ઞાન એ મે, આપ્યું તમને આંહિ.
સાંભળી ઋષી હરખ પામ્યાં, સ્તુતિ કરી બોલ્યા વેણ;
તીરથના એ વેશ મુકી, ધરો રાજાના ચેહેન.
વસ્ત્ર ભૂષણ આપ્યાં ઋષીયે, વિનય કરી કરજોડ;
તમો ગુરૂ અમો શિષ્ય સ્વામી, પોહોતાં મનનાં કોડ.
મુગટ કુંડળ પેહેરયાં પીતાંબર, શોભા કહી નવ જાય;
તારામાં જેમ ચંદ્ર શોભે, વિપ્રમાં જદુરાય.
દેવે આવી સ્તુતિ કરી, તમો કહિયે શ્રીવાસુદેવ;
સંકર્ષણ પ્રદ્યુમન અનિરૂધ, ચાહારે મૂરતી એક.

(વલણ)

એક રૂપ કરી જાણવા, શુક કેહે સાંભળ રાયરે;
ધનદાસના સુતસુત કહે સુંદર, ઓગણ્યાસીમો અધ્યાયરે.

---

## અધ્યાય ૮૦ મો.

### (કડવું ૧૯૩ મું—રાગ રામગ્રી)

વદ્યા પરિક્ષત શુક પ્રત્યે એમ, હરિનાં ચરિત્ર થઇરહ્યાં કેમ:
જે તમો બીજાં કહો મુનિજંન, હરિગુણ સાંભળવાં મુજમંન.
કહ્યાં ચરિત્ર તમો બળરામ, તે અમો સાંભળ્યાં ચિત દેઇકાન;
હાવે કહો ચરિત્ર હરિના રમ્ય, એ સાંભળવા તૃપ્તિ નહીંમંન.
કેહેશો સાભળ્યાંછે તમોં ઘણાં, એમ મો જાણશો મુનિજંન;
શુકદેવ વદ્યા છે વચંન, સાંભળો વિષ્ણુભકત રાજંન*

(ઢાળ)

સાંભળો હવે કથા કહું, ભગવાનનિ રાજંન;
તમારૂં ચિત હરિકથાપર, બીજાપર નહીં મંન.
સકળ સભા સહુ સાંભળે, તેહેમાં તમારો ઘણો ભાવ;
શરીર તો અસાર છે, એહેમાં સાર હરિગુણ ગ્રામ.
રસનાએ હરિનામ લેવું, તાહારે રસના સાર;
મધુર વચને બોલવું, એ મુકી મનનો રાગ.
કરે કરી હરિ પૂજા કરવી, વળી એ પુણ્ય દાન;
મસ્તક તે હરિને નમાવે, ગૌ સાધ વિપ્રને જાણ.
નેત્રે હરિના દરશણ કરવાં, સાંભળવા ગુણ કાને;
પગે કરી હરિમંદિર જાવું, તીર્થે એ સાવધાને.
તો દેહ ધરયાનું સફળ છે, નહીં તો વૃથા જન્મ ગયો શૂન્ય;
ક્ષણભંગુર એ દેહ સાથે, આવે સુકૃત પુણ્ય.
તેમાટે હરિભકિત કરવી, ભક્તિયે વશ શ્યામ;
હવે સુદામાની કહું કથા, એ સાંભળો સાવધાન.
અજાચક વૃત્તિ પાળે સુદામો, હરિ ઊપર તેહેનું મંન;
ક્ષણમાત્ર તે વીસરે નહીં, એહેવા ભકત રાજંન.
થોડું ઘણું અંન મળ્યું તેહેમાં, રાખેછે સંતોષ;
સાંદીપનને ઘેર આવ્યા, ભણવાને ઉદ્યોગ.
સકળ વિદ્યાએ પૂરણ ગુરૂજી, એહેવા ગુરૂ સમર્થ;
વેદવિદ્યા ધનુર્વિદ્યા, ભણે જે મનોર્થ.
એહેને મઠે ભણવાને આવ્યા, રામ કૃષ્ણ બેહુ ભ્રાત;
સાંદીપન બહુ માન દેઈ, હેતે શીખવે રળિયાત.
પાટી દેખાડવા સુદામા પાસે, આવે દેવમોરાર;
વડો નિશાળિયો કાહાવે મઠમાં, થઇછે મિત્રાચાર.
ખાવું પીવું ભણવું ભોજન, સુવું એકે ઠામ;
સુદામા સાથે પ્રીત એહેવી, થઈછે ભગવાન.
ચોસેઠ દાહાડે ચૌદ વિદ્યા, ભણ્યા શ્રીજદુરાય;
ગુરૂસુત દક્ષણામાં આપી, હરિ થયા વિદાય.
સુદામાને ભેટી રોયા, પોતે જુગદાધાર;
માનુભાવ ફરી મળજો મુજને, માગું છું એક વાર.
સુદામો ગદગદ કંઠ થઇ કેહે, ભકિત હજો મુજ શ્યામ;
મળીકરી મથુરામાં આવ્યા, હળધર શ્રીભગવાન.
સુદામો ઘેર આવ્યા ભણીને, માંડયો ગૃહસ્થાશ્રમ;*
તૂટી મઢી વસ્ત્ર જીરણ, નિર્ગમે એમ દીન.
ધાતુપાત્ર મળે નહીં, અલક્ષમીનો વાસ;
દરિદ્રે ઘણું પીડયા ઋષીને, મળે નહીં કોડી પાસ.
પતિવ્રતા ધર્મ પાળે પત્ની, પ્રજા થઇછે પેટ;
ભુખ્યાં બાળક વલવલે, એમ દરિદ્ર આવ્યું નેટ.
મળ્યું તો ઋખિ ખાય નહીંતર, ભુખ્યા કરેછે સેન;
પત્ની પુત્રનું પુરૂં પાડે, કોહોનું કામ કરીને એમ.
પછે અંન જડતું રહ્યું, તવ શું કરે સ્રીજંન;
સ્વામીને કેમ કહું મુખથી, જે આણી આપો અંન.
ન કહું તો અર્થ કેમ થાયે, લાજે વણશે કાજ;
લાજ મુકી કેહેવા આવ્યાં, છેક અડયુંછે આજ.
કરજોડીને રહ્યાં ઉભાં, વિનતી સ્વામીનાથ;
તમારે શ્રીકૃષ્ણ સરખા, મિત્ર સાંભળી વાત.
તેમાટે જાઓ જાચવા, પુરશે મનનાં કામ;
તમો કેહેશો વૈકુંઠમાં છે, કેમ જાવું તે ઠામ.
એમ નહીં હવડાં દ્વારિકામાં, રેહેછે સ્વામીન;
દરિદ્રકર્મને કાપશે, કાંઈ કરયું નહીં મે પુણ્ય.
કેહેશો દીધા વના કેમ આપશે, તે આપશે જાણી દીન;

---

* એ લીટી બા૦ પ્ર૦ માં નથી.

* એ ને એની પછીની લીટી બા૦ પ્રતમાં નથી.

એમ નહીં તે કરૂણાનિધિ છે, જાણશો હરિ મંન.
આજસુધી મેં કહ્યું નહીં, સ્વામી નૈવેદ વના રેહે દેવ;
બાળક જીવે કેમ કરી, માટે માનો વચન અશ્વમેવ.
ધીરજ કેમ ધરૂં સ્વામી, શું છે આપણે સુખ;
નખ મોટા વસ્ત્ર જીરણ દેખી, થાય છે મુને દુખ.
દરભતણી ત્રુટી સાદડી, તેપર સેન કરોછો નાથ;
તે માટે જાઓ જાચવા, હું કહું જોડી હાથ.
તમો કેહેશો કેમ માગું, માગતાં આવે લાજ;
વિભીષણે જઇ શીષ નામ્યું તો, આપ્યું લંકારાજ.
તમો જ્ઞાનીજાણોછો, હું કહું તે અન્યાય;
પણ શું કરિયે જાચવું પડ્યું, એ વાતની નહીં લાજ.
અજાચક વ્રત ભાંગશે, એમ જાણશો સ્વામીનાથ;
એમ નહીં એ વિશ્વ સર્વ, માગેછે એ પાસ.
જગત ભિક્ષુક દાતા એ છે, જુઓ વિચારી મંન;
સ્રીના વાચક સાંભળીને, બોલ્યા ઋષિ વચંન.
અંતરજામી રહ્યા વ્યાપિક, જાણે મનની વાત;
આપનારો હોય તો આંહાં બેઠાં, આપશે વિશ્વનાથ.
સ્રી કેહે અગ્નિ પાસે આવે, તેહેની જાયે તાહાડ;
માગ્યા વિના કેમ આપશે, વિવાદે થાયે રાઢ.
સાંભળી સુદામો કેહે ભલું, એ મસે મળશે શ્યામ;
ભેટ શું જઈ મુકું આગળ, પાસે નહીં કાંઇ દામ.
મિત્ર આગળ મામ મુકી, માગતાં જીવ જાય;
દીનવચન જઇ કેહવું એથી, મૃત્યુ સારૂં થાય.
સ્રીને રૂષિજી એમ કહે, તમો જીત્યાં હારયો હુંય;
કહો ભાભી ને ભગવત આગળ, ભેટ મુકું શુંય.
હરખ પામી પડોશણને, આવી કહિ એ વાત;
ચાર મુષ્ટિ તાંદુળ તેણે, આપ્યાંછે તાતકાળ.
સ્વામીને કહ્યું લીજીયે આ, તાંદુળ પૂરે આસ;
બાંધવાને મળે નહીં કાંઇ, વસ્ત્ર સારૂં પાસ.
ઊપરાઉપરી બંધન કીધાં, ચીથરાં દસવીસ;
રતનની પેરે તાંદુળ બાંધ્યા, જેમ છોડતાં ચડે રીસ.
એ તાંદુળ લઇને શીઘ્રે તાંથી, નીસરયા મુનિજંન;
હરિકૃપાયે આવી પોહોતા, દ્વારિકાપુરી ધંન.
ગોમતીમાં સ્નાન કીધાં, પ્રયોગ તર્પણ ધ્યાન;
તિલક દ્વાદશ ધરયાં અંગે, ચાલ્યા જપતા હરિનામ.
ત્રણ પાળ મુકી ગયા આગળ, જોતાં નગ્રનાં ધામ;
સાવ કંચન રત્નમણિમય, શું કરૂં પુરનુ વખાણ.
એ રીતે આવી પોહોતા, જાદવનાં ઘરપાસ;
જુએતો મોટી અટાળી, તે દેખી વિસ્મે થાય.

હરિકૃપાયે જાય ચાલ્યાં, લીધું નહીં કોઇયે નામ;
સોળ સહસ્રના મંદિર મધ્યે, રૂખમણીઘેર શ્યામ.
તે ઠામે આવી ઉભા ઋષીજી, વિચાર્યું તવ મંન;
કયાં ઘરમાં જાઉં હેવે, દીઠા પ્રાણજીવંન.
ઉઠીને તતક્ષણ સાહામાં, ગયા શ્રીભગવાન;
ભુજ પસારી લીધા ઋષિને, ભેટયા આદરમાન.
ગદગદ કંઠે થયા શ્રીહરિ, નેત્ર ભરયાં તવ નીર;
બાંહે ધરી પ્રભુ લેઇગયાછે, પોતાને મંદીર.
સિંઘાસણપર બેસાડ્યા, ઋષિ જોઈ થયા રળિયાત;
પુજાની સામગ્રી શીઘ્રે, મગાવી તતકાળ.
સાંભળી રૂખમણી ઊઠયાં, કરવા રૂખીની સેવ;
સોવ્રણપાત્રમાં પુજા લેઈને, આવ્યાંછે તતખેવ.
સુદામાનાં ચરણ ગ્રહીને, પખાળે મહારાજ;
રૂખમણી જળ નાખે ઉપર, પુરયાં મનોરથ આજ.
અર્ઘપાદ પુજા કરી, લેઇ ચરણામૃત ધરયું શીષ;
કૃતારથ અમને કરયાં, આજ પધારયા રૂખી ઇશ.
સાંભળી સોળ સહસ્ર આવી, જોવા હરિના મિત્ર;
જોઈ સહુ હસવા લાગી, એ શું જુઓ હરિની પ્રીત.
દેહે દુર્બળ વસ્ત્ર જીરણ, દીસતા કદરૂપ;
સતભામા કેહે મિત્ર હરિના, રૂડા મળ્યું રૂપ.
એમ કાનેકાન કરે વારતા, એ જાણ્યું દેવમોરાર;
શ્રીકૃષ્ણ કેહે એહેની સેવા કરશે, તે વાહાલી મુજને નાર.
સાંભળી કો વીંજણ લેઇને, આવી ઢાળે વાય;
કો પાન બીડી જળની લોટી, ઉભી લેઈ સેવાકાજ.
સુદામાસું પ્રીત વારતા, કરે શ્રીપરિબ્રહ્મ;
થાકા હાશો મિત્ર તમને, થયો મારગમાં શ્રમ.
કાંઈ તમને સાંભરે, કે નહીં પુર્વની વાત;
સાંદીપનને ઘેર આપણ, ભણતાં બેહુએ સાથ.
ભણીગયા પછી તમારો, કેમ થયોછે નિર્વાહ;
પરણ્યાછો કે નહીં દીસે, એહેન પરણ્યાનાં આંહ.
વસ્ત્ર ભુષણ નહીં એ કેમ, ચાલે ગૃહસ્થાશ્રમ;
બ્રહ્મચારી ગૃહસ્થાશ્રમજ, પછે વાનપ્રસ્થ.
એ પછી સંન્યાસ કહિયે, તરવા મારગ ધર્મ;
મિત્ર માહારા કષ્ટ પામ્યા, દુખે ગયા છે દીન.
ગોવિંદ માટી ગોઠડી, મિત્ર સાંભળો માહારી વાત;
ચિંતા શી પડી આવડી, જે દુર્બળ દીસે કાય.
સંતાનસુખ નહીં ઘરમં, શું ભાભીયે આપ્યા વંજ;
કે જ્ઞાને કરી ત્યાગી થયા, સંસારપર નહીં ભાવ.
તપે કરી ઇંદ્રી વશ કરયાં, દેહદમન મન વૈરાગ;

એટલાં દુઃખમાં કહ્યું દુઃખ તે, કહો મુજને અનુરાગ.
રૂખી છે તમ વિજોગે કરી, પામ્યા છીં અમે દુઃખ;
અંતરજામી મળ્યા છો, તો હવે થાશે સુખ.
સામળિયા આજ મળ્યા તમને, સાંભરેછે કે શુન્ય;
ગોરને ઘેર એક સ્વરે કરી, ભણતા વેદની ધ્રુન્ય.
ઓને સોંપીગયા ગુરૂજી, કરવા જગનનાં કામ;
ગુરૂપત્નિયે વિચાર્યું, આજ ઈંધણ નહીં ઘરમાંહ.
આપણે આવી એ કહ્યું, છેક અડચું છે શિષ્ય;
કાષ્ટ કડકો મળે નહીં, હું રસોઈ કરૂં શી રીત.
સાંભળી તતક્ષણ ચાલ્યા, કુવાડા લેઈ સ્કંધ;
અમે તમે બળભદ્ર સાથે, ગયા વનમાં સંધ.
ઝાડ ફાડી ભારા ત્રણે, બાંધ્યા છે તતક્ષણ;
સાંભરે કે નહીં તમને, જુઓ વિચારી મંન.
તે સમે વાયુ આંધી આવી, વરસ્યા બહુ વરસાત;
રવિ અસ્તાંગત દિશા ભૂલ થઈ, સુઝે નહીં કાંઇ વાટ.
નદી નાળાં પૂર ટાઢાડે, ધ્રુજીએ વંનમાંહિં;
એકેકના કર ઝાલી ચાલ્યા, વિપત પડે બહુ તહિં.
રખે કો ભુલા પડે થઈ, અંધારી ઘણી રાત;
વસ્ત્ર ભીગાં વળી ઊપર, વરસે છે વરસાત.
એ રીતે આપણ રાત સઘળી, ફરયા છીં મુનિજંન;
સુદામા કેહે સાંભરે મુને, રહ્યા રાતે વંન.
શ્રીકૃષ્ણ કેહે વળી સાંભરે, મિત્ર કહું તમને વાત;
પ્રાત થયો પછી ભારા ત્રણે, ચાલ્યા લઇને વાટ.
ગુરૂએ આવી કહ્યું ઓને, કાંહાં ગયાં એ બાળ;
ગોરાણી કેહે મોકલ્યા મેં, લેવા અરપણ કાજ,
રીસ કીધી બતિઘણી, તેં એ શું કીધું કર્મ;
રામકૃષ્ણ બેહુ ભણવા આવ્યા, એ કહિયેપરિબ્રહ્મ.
સકુમાર બાળક મોકલ્યા, કેમ કરી રાખું ધીરજ;
હજી લગી આવ્યા નહીં, વરસે મેહે ચમકે વીજ.
રાત્ર થઇ નદીપર આવ્યાં, શું કરે તે બાળ;
ઓને એ રીતે કહ્યું ગુરૂએ, ચંતામાં ગઇ રાત.
બાળક વનમાં રહ્યા ભુખ્યા, શું કરૂં હવે જોયે;
પ્રાત થયો આવ્યા ખોળતા, આપણને દેખી મન મોહે.
ધાહ્યા[1] આવીને ભારા નખાવ્યા, લીધા હૃદયા સાથ;
એમ કરતાં તમને કષ્ટ પડ્યું, કહી મુકયા મસ્તક હાથ.
પ્રસંન થયા છે આપણને, ઘેર તેડીગયા ઓલાસ[2];
તમારી વિદ્યા તમને ફળજો, દીધો આશીરવાદ.
ગો દાહોતાં કર વધારી, દાહેણી આપી થયું જ્ઞાન;
ગોરાણીયે પુત્ર માગ્યો, મુવો તે આપ્યો જાણ.
વીદા થઇને ઘેર આવ્યા, એ સાંભરે મિત્ર વાત;
તે દાહાડાના આજ ફરીને, મળ્યાં છીં રળિયાત.
સાંભળી રૂખીજી વધા, મુહુને સાંભરે મહારાજ;
આજ જન્મ માહારો થયો સફળ, દરશણથી સરયાં કાજ.
તમે કહ્યું ગૃહસ્થાશ્રમ, કેમ ચાલેછે આંહ;
તમ કૃપાથી આજસુધી, થયોછે નિર્વાંહ.
જગતગુરૂ તમે કહિયે સ્વામી, ભણ્યા ગુરૂને પાસ;
ભણવું ભણાવું શું પડે તમને, લોક વેહેવારને કાજ.
સચ્ચિદાનંદ રહ્યા વ્યાપી, એક અનંત સ્વરૂપ;
કોટિ કોટિ બ્રહ્માંડ ફરે છે, તમારાં રોમકૂપ.
તમો વિશ્વંભર વિશ્વપાળક, આપો સહુને અંન;
અમને શાની છે ચિંતા, માથે તમો પરબ્રહ્મ.
સંસારનું સુખ સ્વપ્ન સરખું સ્વામી, સાચું એક હરિનું નામ;
શ્રવણ કીર્તન ધ્યાન ધરે તે, પામે વૈકુંઠ ઠામ.
પરસ્પર વાત એમ કરે છે, ઋષી ને ભગવાન;
સુતપુરાણીયે શૌનક આગળ, કહ્યું છે એહ પ્રમાણ.

(વલણ)

કહ્યું છે એહ પ્રમાણ રે, કહે સાંભળ રાયરે;
ધનદાસના સુતસુત કહે સુંદર, એંસીમો અધ્યાયરે.

---

## અધ્યાય ૮૨ મો.

### (કડવું ૧૯૪ મું—રાગ કેદારો)

શુકજી કહે સુણો રાજંન, હરિનાં ચરિત્ર કહું અતિ રમ્ય;
સુદામાપર પ્રભુની પ્રીત, પૂરવની વાત કરે જુગદીશ.

(ઢાળ)

જુગદીશ કેહે માહારા મિત્રને, નથી દ્રવ્યની ઇચ્છાયે;
ધણિયાણીને ઇચ્છા છે, મન જાણ્યું જદુરાયે.
દીધાં વિના કેમ પામશો, એમ કહે મધુસુદંન;
સાત જન્મલગી જોયુંપ્રભુયે, મળે નહીં કાંઇ પુન્ય.
વૈભવ માહારો દેખીને, એ લાજશે મનસાથ;
એ તેમાટે તાંદુળ મુજને, આપશે નહીં હાથ.
મિત્રને કેહે અમારી કાજે, લાવ્યાછો શું હેત;
દેવગુરૂ તથા રાજદ્વારે, મુકવી કાંઇ ભેટ.
પત્ર અથવ પુષ્પ કે ફળ, કરે મુજ અરપણ;
તેણે કરી હું સંતોષ થાઊં, ઘણે નહીં રીઝે મંન.
ભાભીયે ભેટ મોકલી તે, આપો અમને વસ્ત;
લાવ્યા છો શી ગાંઠડી, કાંઇ દીસે એહેમાં તત્વ.
ઋષિજી મન વિચારે, તુચ્છ ભેટ મુકું શુંય;

[1] 'દશા' મુ૦ પ્રત. [2] 'આલ્હાદ' બા૦ પ્રત.

શ્રીકૃષ્ણનો વૈભવ જુઓ, રંક દુર્બળ બ્રાહ્મણ ભુંપ.
કંચનમણિમય કહિયે રચના, સપ્તભોમીઅવાસ;
મુક્તાફળનાં તોરણ દ્વારે, તેજપુંજ પ્રકાશ.
અષ્ટસિદ્ધિ નવનિધિ ઘરમાં, ભરયા કોષભંડાર;
શું જોઇને એ તાંદુળ આપું, કરે મંન વિચાર.
શ્રીકૃષ્ણે મંન વિચાર્યું, એહેને આપતાં આવે લાજ;
હસતાં હસતાં તાણી લીધી, ગાંઠડી જદુરાજ.
દેખીને ઘણું પ્રસંન થયાછે, છોડેછે પોતે ગાંઠ;
સુદામાનું દારિદ્ર ખોવા, પ્રીત ઘણી એમાટ.
જેમ છોડે તેમ ભવના બંધન, છુટતાં જાય તાંહે;
છોડતાં તાંદુળ દીઠા, હરખ્યા ઘણું મનમાંહે.
ઋષીને ભગવાન કેહેછે, તમે કેમ જાણી મનની વાત;
ભગવાનને એ વાહાલાં છે, માટે લાવ્યાછે એ ભાવ.
સ્ત્રી સર્વે આશ્ચર્જ પામી, આ શું માંહે એમ કેહે નારી[1];
આવડું એણે બંધન કીધું, કર્યું જતન બહુ ભારી[2].
માંહોમાંહે કેહેછે નારી, એહેવી શું છે વસ્ત;
જે દેખી રળિયાતજ થાયછે, હરિ ઓડેછે હસ્ત.
એક મુષ્ટિ લેઈ આરોગ્યા બીજી ભરી, લક્ષ્મીયે ઝાલ્યો હાથ;
શાક તુલ્યે આપ્યું હવે શું, આપશો મુજને નાથ.
પછે તમને ગમે તે ખરૂં, સમજો દેવમોરાર;
બાકી સ્ત્રીને વેહેચી આપ્યા, પ્રેમે તાંદુળ સાર.
એક તાંદુળ ભાવનો તે, કહિયે લક્ષ સમાન;
રૂખ્મણીને કેહે શ્રીહરિ, તે જાણજો મનમાંહ.
એ સરખું મેં આપ્યું નહીં, એમ વદ્યા જુગદાધાર;
આપ્યું તે રૂખ્મણી જાણે, બીજી ન જાણે નાર.
શ્રીકૃષ્ણ કહે માહારા મિત્ર ભૂખ્યા, કરો સામગ્રી તૈયાર;
મારગમાં ઘણો શ્રમ થયો, સાંભળી સ્ત્રીયે વાત.
ચોકો પાણી અંન સામગ્રી, કરયું છે સર્વ તર્ત;
રૂખ્મણી કેહે ઉઠાડો, હવે રૂખીને ભગવંત.
પ્રેમવાત કરિ તાંહાંથી, ઉઠ્યાછે ભગવાન;
સુદામાને તેલ મર્દન, ઉષ્ણોદક સુભ સ્નાન.
મિષ્ટાન્ન ભોજન શીતળ જળ, મુખવાસ બીડીબરાસ;
રત્નજડિત સેજ્યા ઉપર, સુવાડ્યા રૂખીરાજ.
શ્રીકૃષ્ણ રૂખીના પાગ ચાંપે, લક્ષ્મી ઢોળે વાય;
નિદ્રાવશ તવ થયા રૂખીજી, સુતા પછી જદુરાય.
પ્રાત થયો વિદા માગી ચાલ્યા, સુદામા સાવધાન;
વળાવાને ગયા સંગે, પોતે શ્રીભગવાન.
સુદામાને ભેટ્યા શ્રીહરિ, ફરીને મળવું ક્યાંહે;
ડાલે હાથે વળાવી પ્રભુ, આવ્યા મંદિરમાંહે.
સતભામા કહે જાંબુવતીને, કૃપણ થયા જુઓ હેત;
બ્રાહ્મણ દુર્બળ ગયો તેહેને, આપી નહીં કોડીએક.
રૂખ્મણી કેહે સમજો શું તમો, પ્રભુની વાતછે ગૂઢ;
આપ્યું પણ મુખે નવ કહ્યું, જુઓ એહેવા ગરૂડારૂઢ.
મારગમાં રૂષી જાય ચાલ્યા, કરતા મંનવિચાર;
ભલું થયું આપ્યું નહીં, મુઝને દ્રવ્ય દેવમોરાર.
મિત્રે જાણ્યું દ્રવ્ય આપું તો, માયામાં થાય મગન;
તેમાટે હેત કર્યું મુજપર, રાખ્યો માહારો ધર્મ.
પાપને મૂળે અવતરે, એ મૃત્યુ લોક અવતાર;
હું રંક કૃપણ પતિતને કોણ, આવડું કરનાર.
તેલ સુગંધી મર્દન કીધાં, ઉષ્ણોદક એહેવો ભાવ;
થાકાછો મિત્ર નાહાઓ ઘણું જળે, ઊતરે પગથાક.
ભોજંન કરાવી સેજ્યા ઉપર, સુવાડ્યા ગયો શ્રંમ;
ઉશીસાં મખમલ તળાઇ, સમુદ્રફીણ જેહેવી નરંમ.
થાકાછો મિત્ર એમ કહીને, ચાંપ્યા મહારા પાય;
રૂખ્માણી ઉભાં સેવા કાજે, ઢોળે વીંઝાણવાય.
એટલું સુખ કાંહાંથી મુજને, હું રંકને જુઓ પ્રેમ;
હું પામર તે ઇશ્વર કહિયે, વિચારે ઋષિ એમ.
ભલું થયું કાંઈ ન આપ્યું મુજને, કરયું રૂડું કામ;
સુખે હરિ સમરાણ નહીં, દુખે સમરીયે રામ.
વળી રૂખી મંન વિચારે, કાંઈ આપ્યું નહીં મહારાજ;
બાળક કેહેશે પિતાજી, શું લાવ્યાછો અમકાજ.
વળી કેહે ધન મદે કરીને, પડતા કુંભીપાક;
સમજી કરયું મુજ સખાયે, મુને કરયો એ ઉપકાર.
ભકિત મોહોટી સર્વથી, જેણે વશ થાયે ભગવાન;
એમ વિચાર કરતા આવી પોહોતા, દીઠું ઋષિયે ગામ.
વાટિકા વૃક્ષ પરમ સુંદર, ભરયાં સરોવર અથાય;
કમળપુષ્પ સુગંધ બેહેકે, દેખી વિસ્મે થાય.
જોતા જોતા ચાલ્યા નગરમાંહિ, આવ્યા મંદિરસમીપ;
સપ્તભોમી અવાસ માણીમય, દીઠાછે એ રીત.
સાવકંચન રત્ન હીરા, જડીત થંભ અમૂલ;
વિશ્વકર્માયે રચી રચના, થાય નહીં એ મૂલ.
છજાં અટાળી ગોખ જાળી, બેસવાના ઠામ;
મુક્તાફળનાં તોરણ લળકે, શું વખાણું ધામ.
સોવ્રણ પુતળી રત્ન ઘરમાં, દીસે જોત પ્રકાશ;
જલેચા જાજમ તકીયા, જુઠાછે અવિનાશ.
હેમકળશ એ ધ્વજા ઉપર, દેવવિમાનની ભાત;
સહસ્ર સહસ્ર દાસી ભૂષણ, પેહેરયાં મણીમય જડીત.

1 'આ શું પેર પેરનાં રત્ન'. 2 'કર્યું બહુ તે જ.ન' ગ્રુ૦ પ્રતો.

રત્નજડીત સેજ ઉપર, ચંદ્રવે મોતી ઝુલ;
ઇંદ્રના જેહેવી કહિયે વિભુતી, શોભા મંદિર રમ્ય.
મદઝળીત ગજ હેમ સાંકળે, ઝુલેછે તે ઠામ;
જાચકજન જસ છંદ બોલે, અપછરા નૃત ગાન.
દરોહારી નોબત વાજે દ્વારે, થઈ રહ્યો નાટારંગ;
એ શું વિશ્વકર્માએ કર્યું ક્ષાણમાં, વિચારે મુનિ પંગ.
મનુષ્ય પામર શું કરે, એ કહિયે રચના દેવ;
અહરૂં પહરૂં જુએ ઋષીજી, પણ જડે નહીં ઘર એવ.
ઠામ ભુલ્યો પણ ગામ નીચે, દીસે કો ધનવંત;
એહ ભોવનમાં જે રહે, જેણે સેવ્યા ચરણભગવંત.
હસ્તિ ડોલે આંગણે, વળી હય કરે હીંસાર;
અયુત સેવક ઉભા દ્વારે, વળી એ પ્રતિહાર.
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાયે ગાંધ્રવ ગાન;
સુદામાજીયે વિચારયું, કો છત્રપતિનું ધામ.
મઢી માહારી કાંહાં ગઇ, ને કાંહાં ગયાં સ્રી બાળ;
એ શું મુજને ભ્રાંત થઇછે, દીસેછે ન જંજાળ.
સર્વ્યાં સરખાં છોકરાં, દિસે લુંટી સરખી નાર;
ઝુંટી સરખાં ઝુંપડાં, તે દીસે નહીં નિરધાર.
વળી મનમાં વિચારયુ, એ કહિયે મહારો ઠામ;
એટલી વારમાં કોણ કર, અકળ્યકરતા શ્યામ.
ક્ષણમાત્રમાં જુઓ સોવણ દ્વારિકા, રચી છે અતિસાર;
ક્ષણમાં સૃષ્ટિ સંઘાર કરે તા, એહને કરતાં શી વાર.
જુઓ સખાએ મુજને કહ્યુ નહીં, ઇંદ્રનાદેહ સુધી જેહ;
સોવકંચન રત્ન મણીમય, આપ્યાં મંદિર એહ.
આગળથી કેમ રચ્યાં મંદિર, જાણે લક્ષ્મી વાત;
બીજું કો જાણે નહીં, એહવા મિત્ર માહારા ભ્રાત.
એકેક કણ તે ઇંદ્રાસનપેં, અધિક માન્યો શ્યામ;
તુચ્છ ભેટ તે ઘણીકરીને, માની લે ભગવાન.
ગદ ગદ કંઠે થયો સુદામો, નેત્ર વહે જળધાર.
કોટી કોટી પ્રણામ પ્રભુને, કરૂં છું નમસ્કાર.
હવે પતિવ્રતા ઘેર વાટ જુએછે, સ્વામીની શી રીત;
સોળે સણગાર વસ્ત્રભૂષણ, પેહેર્યાં કંચન ચીર.
નેપુર રણઝણ વિછુઆ, વાજે મણીમય જડાવ;
ગળુબંધ બાજુબંધ બેરખાં, કરકંકણ મુક્તા હાર.
રત્નમણીમય ઝાલ ઝબુકે, શોભેછે મુખચંદ્ર;
નવજોબન રૂપ વિશાળ સતીનું, એ કૃપા શ્રીગોવિંદ.
રત્નઆસને બેસી ઝરૂખે, જુએ સ્વામીની વાટ;
કાંઇએક દાસી સેવામાં તે, કરેછે કામકાજ.
કો પાનબીડી જળની ઝારી, કો પુષ્પના લેઇ હાર;
અગર ધૂપ સુગંધ એહેક, શોભા કહી નવ જાય.
સેવકને એમ કહે મુખથી, સુદામાની નાર;
માહારા સ્વામીને પ્રતાપે કરી, એ મળી રિદ્ધ અપાર.
ભગવાન તેહેને પ્રસંન થયા, આવતા હોશે વાટ;
એમ કહીને જુએછે એહેવે, નયણે નીરખ્યાનાથ.
સહસ્ર દાસી સંગ પોતે, લક્ષ્મી સરખું રૂપ;
પૂજાની સામગ્રી લેઇને, આવ્યાંછે સનમુખ.
ઋષી મન આશ્ચર્જ હવા, કો આવેછે સ્રી આંહે.
ઇંદ્રાણી કો લક્ષ્મી પોતે, વિચારે મનમાંહે.
એટલે સહસ્ર સહસ્ર દાસીસાથે, વીંટી લીધા બ્રહ્મ;
સુદામાને કેહે નારી, દરિદ્ર ગયા તમારે પુન્ય.
પુજા કરીને ચરણે લાગાં, સ્વામીનો ગ્રહ્યો હાથ;
હરિ કૃપાયે થયાં મંદિર, જાણજો સ્વામીનાથ.
એમ કહીને ગયાં તેડી, મંદીરમો ઝાતકાર;
શ્રીકૃષ્ણ સરખું રૂપ રૂખીનું, થયું તેજ પ્રકાશ.
વસ્ત્ર ભૂષણ વિવિધપેરનાં, સોવમણીમય જડાવ;
બાળક દીઠાં રૂપ સુંદર, વર્ત્યો જે જેકાર.
સિંઘાસણપર બેસાડયા ઋષિજી, ચમર ઢળે ચોપાસ.
કંઇએક સેવક ઉભા આગળ, જાણીયે કૈલાસ.
સ્ફટીકમણિમય કહિયે મંદિર, સોવણનાં સહુ પાત્ર;
ઋષિનો વૈભવ જોતાં, કુબેર તે કોણમાત્ર.
તાલ ઝાંઝ મૃદંગ વાગે, આનંદ ઓછ થાયે;
જાચકને ઋષિ દાન આપે, દરિદ્ર તેહેનાં જાયે.
ઋષિ મનમાં વિચારે, રખે માયામાં થાઉં મગ્ન;
સદૈવ માહારી મનશા રેહેજો, શ્રીકૃષ્ણને ચર્ણ.
પ્રભુયે આપ્યુ તો ભોગવવું, પણ ચિત્ત રહે ઉદાસ;
જન્મ જન્મ શ્રીકૃષ્ણની, ભક્તિ હોય અવિનાશ.
એમ અકેકું વાનું તજતા જાયે, વિષયપર નહીં મંન;
શ્રવણ કીર્તન ધ્યાન હરિનુ, નીગમે એમ દીન.
અંતરજામીએ જાણ્યું એહેનું, મંન રહે ઉદાસ;
હરિભક્તિયે અંત પદવી, પામે વૈકુંઠ વાસ.
સુદામાનું ચરિત્ર ગાયે, સાંભળે નર ને નાર;
દરિદ્ર તેહેને પીડે નહીં, તે પામે ઊત્તમ ઠાર.

(વલણ)

પામે ઊત્તમ ઠામ એ, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુતસુત કહે સુંદર, એકયાસીમો અધ્યાયરે.

---

## અધ્યાય ૮૨ મો.

### ( કડવું ૧૯૫ મું—રાગ રામગ્રી )

શ્રીશુકદેવ કહે સુણ રાય, હરી કુરૂક્ષેત્રની જાત્રાજાય;
સૂર્યગ્રહણ આવ્યું મોહોટું પર્વ, લેઇ પરિવાર સાથે ચાલ્યા સર્વ.
ઉગ્રસેન વસુદેવ તાત, પ્રદ્યુમન સાંબ ને બળભ્રાત;
સાત્યકી જાદવ ગદ બળવાન, વાગાં દુંદભી બહુ નીશાણ.
અનિરૂધ કૃતવર્મા મુકયા ગામ, રક્ષાકારણ શ્રીભગવાન;
ગજ રથ અશ્વ બેસી સુખાસંન, થયા તત્પર શ્રીપરિબ્રહ્મ.

( ઢાળ )

શ્રીપરીબ્રહ્મ પોતે જાયછે, સાંભળો પરીક્ષતરાય;
કેહેશો એટલાં એ તીરથ મુકી, કુરૂક્ષેત્ર કેમ જાય.
મ્લેચ્છ પરાયણ[1] હણ્યા ક્ષત્રી, હણ્યા એકવીસવાર;
તે પરશુરામની બ્રહ્મહત્યા, ઊતરી એ ઠાર.
દૈતની પેરે પીડતા, માટે હણ્યા જીવ વિશેષ;
અહીંયા આવી કીધું તર્પણ, હત્યા ગઈ તતખેવ.
તેમાટે પુણ્યક્ષેત્રછે, સહુ ગયા તેણે ઠામ;
તે દિવસ અપવાસ બીજે સુર્જગ્રહણ કીધાં સ્નાન.
ખગ્રાસ સઘળો ગળ્યો રાહુયે, પર્વ મોહોટું એહ;
ગ્રહણ અંતે દાન ગૌના, આપ્યાં વિપ્રને તેહ.
વસ્ત્ર ભૂષણ વિવિધપેરના, દીધાં દાન અનેક;
તીર્થ કરીને વાડીમાં પ્રભુ, ઉતરયાં સહુ સમેત.
છાયા શીતળ વૃક્ષની, ફળફુલ અમ્રનાં ઝાડ;
બ્રહ્મભોજન દાન દક્ષણા, આપ્યાં છે તે ઠાર.
સભાસહિત પ્રશ્રન સંગે, બેઠા છે ભગવાન;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાય ગાંધ્રવ ગાન.
તીર્થ કરી હરિ પરવરયા, મળ્યા લોક બહુ પુણ્યક્ષેત્ર;
ઠામ ઠામ સહુ ઉતરયા તેહેને, મળવાનું કરે હેત.
કહિયે દેશ પંચાળના, વૈરાટ દ્રુપદ દેશ;
દેશ દેશના ભુપ મળ્યા અહિયાં, તીર્થ મહાં વિશેષ.
ભીષ્મ પિતામહ વૃદ્ધ પોતે, ધ્રુતરાષ્ટ્ર રાજંન;
ગાંધારી શત પુત્ર આદ, સૈન્યનો નહીં પાર.
દ્રોણાચાર્ય કરણ કૃપ આદ, કહિયે દુરજોધંન;
ભીમ અર્જુન નકુળ સહદેવ, જુધિષ્ઠર મહિપાળ.
કુંતા દ્રોપદી સુભદ્રા, વળી કહિયે બીજો પરિવાર;
નંદ જસોદા ગોપ ગોપી, આવ્યાં તેણે ઠાર.
વચન પ્રભુયે કહ્યું હતું જે, મળશું અમો કુરૂક્ષેત્ર;
એક પંથ બેહુય કામ તીર્થે, આવ્યા સહુ સમેત.
હરિદરશણનો લાભ મોહોટો, સર્વથી ઘડે પુણ્ય;
વસુદેવજીને મળવા આવ્યાં, કુંતાજી તતક્ષણ.
દ્રોપદી સંગે સુભદ્રા એ, આદ કંઇએક નાર;
બેહેનને આવતાં દેખી, ઉઠયા મળવા રાય.
મળીને સમાચાર પરસ્પર, પુછયા છે સુખદાય;
વસુદેવ કહે બેહેન ઘણે દિવસે, મળ્યા તમને આજ.
કુંતાજી કેહે ભાઈ સાંભળો, કહું દુખની વાત;
શ્રીકૃષ્ણ સરખા ભત્રિજા, તમ સરખા માહારે ભ્રાત.
જુઓ આવડું કષ્ટ પડયું અમને, લીધી નહીં સંભાળ;
અદૃષ્ટ વાંકું અમારૂં, તમો શું કરો ભૂપાળ.
જાહારે અદૃષ્ટ હોશે પાધરૂં, તાંહારે સર્વ સાનકુળ થાય;
સાંભળી વસુદેવ કહે બેહેન, સત્ય કહ્યું તમે આપ.
જુઓ કારાગૃહમાં દોહેલા દિન, નીગમ્યાં અમે એમ;
તમારો તપાસ અમે કેમ, લિજિયે આવી બેહેન.
હવડાં દાહાડા વળ્યા છે, તમ ભત્રીજાને પુણ્ય;
હવે તમોને કષ્ટ પડશે, તાહારે સાહ્ય કરશે શૂન્ય;
કંસ પાપીયે પીડયાં અમને, દીધુંછે ઘણું દુઃખ;
એ દુષ્ટનો નીગ્રે કરીને, આપ્યું પુત્ર સુખ.
વસુદેવજી એમ કહેછે, એહવે આવ્યા બહુ રાજંન;
ઉગ્રસેન સહુ સભા બેઠી, પોતે મધુસુદંન.
રાજસૂમાં મળ્યા રાજા તે, સર્વ પાંડવ સાથ;
ઉગ્રસેન વસુદેવને, આવી મળ્યા સુખ દાય.
સ્તુતિ કરી રાયે અતિઘણી, વસુદેવની તેણે ઠામ;
ધનભાગ્ય જાદવ તણા, જેહેનાં વંશમાં ભગવાન.
અરસપરસજ બોલવુ, અહરનિશ રેહેવું પાસ;
મનુષ ભાવે કરી જાણોછો, એ કહિયે અવિનાશ.
કોંઇએક વેળા કરગ્રહી વારતા, કરવી હરિસું એમ;
એકે પંગતે ભોજન કરવું, એકે સાથરે સેન.
ઉગ્રસેન આદ સર્વને, એમ કેહે છે રાજંન;
એ ભાયેગ શું નાહાનું તમને, સંગે જગજીવંન.
સંસાર તો અસાર છે, આંહાં જન્મ મરણનું દુઃખ;
ઉંધે મસ્તક રેહેવું નર્કમાં, શું છે અહિયાં સુખ.
સંસારસાગર તરવા નૌકા, કહિયે પ્રભુનું નામ;
શ્રીકૃષ્ણ પોતે સાંભળે, મળી ગયા રાયજી ઠામ.
શ્રીગોકુળથી નંદ જસોદા, ગોપ ગોપી તાંહે;
જાણ્યું જે ભગવાન અમને, મળશે તીરથમાહે.
તેમાટે કુરૂક્ષેત્ર આવી, મળ્યા નંદ વસુદેવ;
મળી કરી સમાચાર પુછ્યા, અન્યોઅન્ય સહુ ખેમ.
આદરમાંન વસુદેવે દીધાં, ગદગદ કંઠે થાય;
તમારો ઊપકાર અમે કહીયે, છુટશું નંદરાય.

1 ગુ૦ પ્ર૦ માં 'બળેછે પ્રાણહત્યા ક્ષત્રી.

તમારે પુન્યે ઊછરયા એ, બાળક બેહુએ ધંન;
આસંકળ કેમ થાહશે તમને, એમ વદ્યા રાજંન.
ખોળે બેસાડી રામ કૃષ્ણને, દીધાં અલિગંન;
નંદ કહે પુત્ર ઘણે દિવસે, મળ્યા જળ ભરયાંલોચંન.
ક્યારે અમને સંભારો કે, નહીં સુંદરશ્યામ;
રાજ સુખમાં ભુલાછો, હવે સંભારો શું કામ.
શ્રીકૃષ્ણ કેહછે પિતાજી, તમને વિસારતા નથી તાંહે;
સદૈવ માહારી મનષા રેહછે, જાણજો વ્રજમાંહે.
જસોદાજી દેવકીને, આવ્યાં મળવા કાજ;
રોહિણી સહુ મળ્યાં પ્રેમે, પુછી વાત સુખદાય.
જસોદાને દેખી બેહુએ, આવી મળ્યા તતખેવ;
ખોળે બેસાડી આલિંગન મા, પુછે કુસળક્ષેમ.
ઘણે દિવસે મળ્યા અમને, નેત્ર વહે જળધાર;
દેવકી કેહે જસોદાજી, તમો ખરાં માત તાત.
નાહાનાથી મોહોટા કરયા, તમવડે ઊછરયા તંન;
અમને તો જાણતા નથી, તમ ઉપર હરિનું મન.
શ્રીકૃષ્ણ મુખથી વદ્યા વાણી, સાંભળો મુજ વાત;
તમારી તુલનાયે પ્રથવીમાં કો, હવી ન હોશેમાત.
ગદગદ કંઠે થઇને કેહે, આવી રતિશ અમપાસ;
અમો રહું તાંહાંલગી તમો રેહવું. એમ વદ્યા અવિનાશ.
નંદ જસોદા ગોપ ગોપી, ઊતરયાં સહુ તાંહે;
મળવાને વ્રજનાર સરવે, આવીછે પ્રભુ જાંહે.
નયણે નરખ્યા નાથને, થાયું હરખ પામી મંન;
કોઇએક વેળા અમને સંભારો કે, નહીં પ્રાણજીવંન.
બાળલીલા આપણ રચ્યાં તે, કેમ વીસરે કેહ શ્યામ;
મળવાને અવકાશ નહી કે, આવુ ગોકુળગામ.
જરાસંધ કાળજાવન પુંડરીક, શાલ્વ ને દંતવક્ર;
એ આગળ આવી નવ શક્યા, તમો માનજો સતસત.
કાળને વશ સર્વ છે, એમ કેહે જાદવરાય;
તૃણને જેમ વાયુ ઉરાડે, ફરી ન મળવું થાય.
વાદળ એકઠું મળે આવી, વીજોગ થાય ક્ષણમાંહે;
વાયુ પરજન્ન ઊડાડી ને, લઇજાય ક્યાંહાંનુ ક્યાંહે.
તેમ સહુ એ કાળને વશ, જાણજો તમો ન્યાય;
પંચભૂતથી દેહ થાયે, ફરી તેહેમાં સમાય.
જેમ મૃત્તિકાથી ઘટ નીપજે, ભાત ભાતના આંહિ;
ભાંગે તાહારે મૃત્તિકા થઇ, મળે પ્રથવીમાંહિ.
સોનાના બહુ ઘાટ નીપજે, નામ તેહેના અનેક;
ભાગે તાહારે સોનાણું કહિયે, તેમ ઘટ ઘટ એક.
જે જાણે તે તદરૂપ મુજને, મળે આવી જીવ;
નહીંતર ભુલા ભમે દુખસુખ, ભોગવે એ રીત.
જોગેશ્વરને દરશણ દુર્લભ, તે તમને જુઓ મંન;
જ્ઞાન ગદ વચને કહ્યાં, તાહારે ઓળખ્યા એ બ્રહ્મ.
ગોપી કહે તમ માયાથી, રેહે ચિત્ત અમારૂં ઉદાસ;
એટલું સ્વામી માગું છીં, તે દીજીયે અવિનાશ.
શ્રીકૃષ્ણ કહે તમો મોક્ષ પામ્યાં, મુજ કૃપાયે એહ;
તમને જન્મ મરણ નહીં, એહેમાં નહીં સંદેહ.
સાંભળી વ્રજનારી સરવે, એ હરખ પામી મંન;
ગોપી તનમય થઇ ગઈ છે, દેખે સઘળે બ્રહ્મ.

(વલણ)

બ્રહ્મભાવે તે દેખે છે, શુક કહે સાંભળ રાય રે;
ધનદાસના સુતસુત કહે સુંદર ત્યાસીમો અધ્યાય રે.

---

## અધ્યાય ૮૩ મો.

### (કડવું ૧૯૬ મું—રાગ રામગ્રી)

શ્રી શુકદેવજી વદ્યા વચંન, સાંભળ પરિક્ષત મહારાજંન;
પાંડવ આવ્યા બહુ સેન્યાસાથ, મળવા કાજે તાંહાં જદુનાથ.

(ઢાળ)

મળવા શ્રીજદુનાથને, એ આવ્યાછે રાજન;
જુધિષ્ઠિરને દેખીને, સાહામાં ગયાછે પરિબ્રહ્મ.
ભુજ પસારી લીધા રાયને, ભેટયા આદરમાન;
સમાચાર તવ ક્ષેમકુશળના, પુછે શ્રીભગવાન.
રાય કેહ જેહેને ભક્તિ તમતણી, તેહેને ક્ષેમકલ્યાણ;
કથાઅમૃત શ્રવણ કીરતન, ચરણકમળનું ધ્યાન.
તેહેને શાહાની ચિંતા જેહને, માથે શ્રીપરિબ્રહ્મ;
નીરભે થઇને ફરે ભૂતળ, શું કરે તેહેને જંમ.
રાજ તથા પરિવાર ઘરસું, મમત્વ નહીં સ્વામીન;
ચિત્ત અમારૂં તમારે ચરણે, રેહેછે થઈ લીન.
બીજું અમને ગમે નહીં, સદા ભક્તિ હોય[1] મુજ શ્યામ.
તદરૂપ તમને દેખું છીં, સર્વત્ર શ્રીભગવાન.
સ્તુતિ રાયે પ્રભુની કરી, ઘણું રીઝ્યા દેવમોરાર;
એમ ઠામે ઠામ વાત પ્રભુની, કરેછે નરનાર.
અંતઃપુરમાં દ્રૌપદી, રૂખમણી આદ સહસ્ર;
એમ મળીને કરે વારતા, દ્રૌપદી પુછે અત્ર.
રૂખમણીને કહ્યું પેહેલા, કેમ પરણ્યા તેહ;
સાંભળવાની ઇચ્છા છે, માટે કહો મુજને એહ.
રૂખમણી કહે ભાઇયે મુજને, આપી હતી નીરવાણ;
શિશુપાળને તેડી ગયાં, તે આવ્યા લેઈ બહુ જાન.

---

૧ 'દો' પા૦ પ્ર૦

માહારૂં ચિત્ત તો હરિચરણે, મેં પત્ર મોકલ્યું તાંહે;
લગ્નદિવસપર આવી પોંહોંતા, હરખ અતિ મનમાંહે.
આંબકા દેહેરે હું ગઇ, પુજી નીસરયાં જોઈ વાટ;
અમરણ કીધું સારંગ ધરનું, લેઈ ગયા મુહુને નાથ.
સર્વ રાજાને જીતી મુજને, પરણ્યા લક્ષ્મીકાંત;
છોં એહેનાં ઘરની કિંકરી હું, પછી કહી સતભામાયે વાત.
માહારા પિતાને સૂરજે આપ્યો, સ્યમંતકમણિ તે તાંહે;
શ્રીહરિયે માગ્યો આપ્યો નહીં, પછી મુકયો જઈ ઘરમાંહે.
પ્રસેંનજાદવ કંઠે બાંધી, ગયા મૃગયા વંન;
મૃગયા રમતાં સિંહે મારયો, સહીંને રીંછે જઈ એમ.
કાને કાન કરે વારતા, આગળ કહાવ્યો માગ;
રીંછ સાથે અઠ્ઠાવીસ દિન, વઢયા જઈ વિતરાગ.
રીછને જીતી મણિ લાવ્યા, જાંબુવતી સંગ નાર;
પિતાને પરિતાપ થયો મે, મિથ્યા દીધું આળ.
અક્રૂરને આપવા કહી, મુને પરણાવી હરિ સાથ;
ઘેર આવી જાંબુવતી પરણ્યાં, છોં અમો એહેની દાસ.
કાલિંદી કહે તપ કરયો, મેં વરયા શ્રીજુગદીશ;
મૃગયા રમતા મળ્યા મુજને, પરણ્યા છે ભલી રીત.
નગ્નજીતા કહે માહારા પિતાયે, વૃખભની કરી પોણ;
સાત સ્વરૂપ કરી નાથ્યા, મુજને પરણ્યાછે પરિબ્રહ્મ.
તેમાટે હું એહેના ઘરની, માર્જની કરૂં કામ;
લક્ષ્મણા કહે પિતાયે કરી, મચ્છની પોણ જાણ.
માહારૂં ચિત્ત ને પિતાનું ચિત્ત, ભગવાન ઉપર મંન;
મોહોટા મોહોટા ભુપ સાથે, વેર થાય માટે કર્યું પોણ.
જળમો જોઈ ઉંચો મચ્છ વેધે, વરે તેહ પ્રમાણ;
સર્વ રાજા જોઈ રહયા, કોણે ન ધારી હામ.
શિશુપાળ આદે કરણ સરખા, જોઈ રહ્યા બાંધી કચ્છ;
બાણાવળી અરજુન તેણે, વિંધાયો નહીં તે મચ્છ.
તાર પછી ભગવાન ઉઠયા, ધનુષ બાણ લેઈ હાથ;
જળમાં નીચું જોઇ ઉપરથી, મચ્છ વિંધ્યો જદુનાથ.
સ્વર્ગથી પુષ્પવૃષ્ટિ થઇછે, જીત્યા પુરૂષપુરાણ;
રત્નમાળા હું લેઈ ઉભી, અદૃષ્ટ થયા ભગવાન.
રાય સરવે મોહ પામ્યા, દેખી માહારૂં રૂપ;
હું જોતી જોતી આવું છોં, નહીં દીઠા જાદવભૂપ.
જાણ્યું જે મુજવિના મુર્છા, ખાઈ પડશે ધર્ણી;
તતક્ષણ તાંહાંથી પ્રગટ દરશણ, દીધું અશર્ણશર્ણ.
વરમાળ કંઠે આરોપી, તવ વાગાં દેવ નિશાણ;
જેજેકાર સઘળે થયો, એ રીતે પરણ્યા શ્યામ.
મચ્છ વિંધી અરજુન તમને, પરણ્યા તેરીત;
એ રીતે મચ્છ વેધી મુજને, વરીછે રણજીત.
ગજ રથ અશ્વ અનેક દાસી, લેખું કેમ ન થાય;
માહારા પિતાયે પેહેરામણી ઘણી, આપી નમિયા પાય.
અક્ષોહિણી સૈન્ય આપ્યું સાથે, વળાવ્યા દઇ માન;
રથે બેસાડી લઇ ગયા, મુને વાજતે નીશાણ.
સારથીને કહ્યું પ્રભુયે, હાંક વેહેલો રથ;
સર્વ રાજાને જીતી આઠે, પરણ્યા શ્રીજુગદીશ;
છોં એ ઘરની કિંકરી, બાઈ જાણજો વિશેષ.
સોળસહસ્ર કેહે નરકાસુરે, આણી અમને વાજ;
નાગ ગાંધ્રવ દેવકન્યા, રોકી એણે એ રાજ.
ઇંદ્રે આવી કહ્યું તાહારે, ચઢયા તેપર શ્યામ;
નરકાસુરને હણી અમને, લાવ્યા દ્વારિકા ગામ.
સોળસહસ્ર ને એકસો રૂપ, ધરયાં શ્રીભગવાન;
તેટલાં વસુદેવ દેવકી, ને તેટલા ગુરૂ ઠામ.
મને કરી અમે વરયાં પ્રભુને, ગઢ઼ા ઉપાડી તાંહે;
આણીને એ રીતે પધારયાં, દ્વારિકાપુર માંહે.
સાંભળી ઘણું હરખ પામી, દ્રૌપદી મનમાંહ;
પરણ્યાનો વિસ્તાર સરવે, કહ્યો કુરૂક્ષેત્ર તાંહે.
શુકદેવજી કેહે રાયજી, કહ્યાં ચરિત્ર હરિનાં રમ્ય;
શ્રોતાજન ભાવે કરીને, ભજયે પ્રાણજીવંન.

( વલણ )

ભજયે શ્રીકૃષ્ણ નામ, એમ થયા ત્યાસી અધ્યા પ્રમાણ રે;
ધનદાસના સુતસુત કહે સુંદર, મેવાડા નામ રે.

---

## અધ્યાય ૮૪ મો.

### ( કડવું ૧૯૬ મું—રાગ ધનાસરી* )

શુકદેવ કહે સુણ રાય, સાંભળી પ્રસંન થયા મનમાંહે;
કુંતા ગાંધારી જસોદા માત, ગોપી સહુ થયાં રળીયાત;
સભામાં જોણે સાંભળ્યું કાન, તે સર્વ વખાણે ગુણ ભગવાન.

( ઢાળ )

ભગવાનના ગુણ ગાય એહેવે, આવ્યા તાંહાં મુનિ પંગ;
હરિદરશણની ઇચ્છા મનમાં, હરખ અતિ ઉમંગ.
વશિષ્ટ ને સતદેવ અત્રિ, ભૃગુ દુર્વાસા રામ;
વ્યાસ નારદ અંગિરા, વિશ્વામિત્ર ગૌતમ વામ.
અગસ્ત ઋષિ માર્કંડ લોમહર્ષ, વચન ઋષી ગુરૂદેવ;
આવતા દેખી સભા સહિતજ, ઉઠયા હરિ તતખેવ.
આસન આપી પૂજા કીધી, પવિત્ર કરયાં મમ ઠામ;
કૃતારથ અમને કરયાં, ભલે પધારયા કેહે શ્યામ.

* 'રામગ્રી' બુ૰ પ્રત.

સ્તુતિ કરી ઋષિની ઘણી, તમો કહિયે ભૂદેવ;
કૃપા કરીને આવ્યા અમને, દરશણ દેવા એવ.
તીર્થમાં જઈ સ્નાન કરિયે, તાહારે પામે ફળ તે સત;
પ્રતિમાં કો કાળે ફળેછે, સિદ્ધ મળે ફળ તુર્ત.
ઋષિ કેહે અમને મોહોટા કીધા, સાંભળો હરિવાત;
પ્રતિમા વળી તીર્થ કોટી, જુઠાં છે શું નાથ.
તમો જાહારે એમ કહો તાહારે, માને કોણ મહારાજ;
ભગવાન કહે એ ભક્તિ મારગ, લોક સંદેહ કાજ.
પ્રતિમાં અષ્ટ ધાતુની, વળી તીરથ કહિયે સાર;
તમ સરખા સાધુના દરશણ, પુણ્ય હોય તાહારે થાય.
વેદ શાસ્ત્રના વક્તા તમોછો, તમથી પામે જ્ઞાન;
જ્ઞાને કરીને ભક્તિ થાયે, ભક્તિયે નિજ ધામ.
જુઓ જનક કોટિ નરકના જીવ, તારયારામપ્રતાપ;
સાધ સમાગમ એહેવો છે, શું કહું મુખથી વાત.
તમથી તીરથ પ્રતિમાની, પ્રતિષ્ઠા જાણે લોક;
તેમાટે તમો મોહોટા પ્રભુયે, સ્તુતિ કરી શ્રીમુખ.
સર્વ જનને જાણવા એ, કહ્યું સભામાંહે;
સાંભળી ઋષિ પ્રસંન થયા ઘણું, હરખ પામ્યાં તાંહે.
ધન ધન શ્રીમહારાજ તમને, વધા ઋષિજી વાણ;
ધર્મ મરજાદા રાખવા, એ કહ્યું શ્રીભગવાન.
અમો તમારા સેવક છૌં, જુઓ સ્તુતિ કરી ઘણી સોયે;
તમારો મહિમા એ સ્વામી, જાણે જ્ઞાની કોયે.
તમો તે પરિબ્રહ્મ કહિયે, માયાથી ગુણવિકાર;
મૃત્તિકાથી ભાત ભાતના ઘટ, નીપજે તે સાર.
ભાગે તાહારે મૃત્તિકા તેમ, દીસે માયા લોક;
સ્વપ્નમા સુખ ભોગવે, પ્રાણી જાગે તાહારે ફોક.
તેમ તમે ખરા માયા જુઠી, દીસે સહુ પરપંચ;
સચ્ચિદાનંદ રહ્યા વ્યાપી, રમત રચી એમ સંચ.
તમ ચરણથી ગંગા પ્રગટી, તે આપે પ્રાણીને મોક્ષ;
જાદવ બીજા રાય તમને, ઓળખે નહીં લોક.
એતો આપણા સગાવાહાલા, એમ કરી જાણેમંન;
ખાવું પીવુ બેસવું સંગે, સુવું એકે આસંન.
એમ ન જાણે જગદીશ છે, કેમ બરાબરી કરું શીવ;
મરજાદા પાળે નહીં, એ બ્રહ્મ આપણ જીવ.
એમ સ્તુતિ કરી ઋષિયે ઘણી, હવે આજ્ઞા જઇયે ઠામ;
ભક્તિ તમારી હજો અમને, માગું એ ભગવાન.
માન્ધાતા મહીપતી, મુચકુંદ એહેના તંન;
તેહેને તમે કેમ મુક્તિ આપી, તે અમને પરિબ્રહ્મ.
વચન ઋષિનાં સાંભળી, હરિ થયા મન રળીયાત;
પિતામહ સંગ ધૃતરાષ્ટ્ર, વળી જુધિષ્ઠિર મહારાજા.
ઉગ્રસેન સહુ સભા કેહે, ઋષીયે કરયા પાવંન;
શ્રીકૃષ્ણ મુખથી વધા વાણી, સાંભળો મુનિજંન.
ભાવ હોય તો પ્રતિમા ફળે, તીર્થ એ સુખદાય;
કેહેશો આટલાં જળ તેમ ગંગા, કેમ ફળ તેહેને થાય.
તમ સરખા સાધને પ્રાણી, જાણે નહીં મતિમંદ;
સંસારનાં સુખ વિષે તેહેમાં, પડયા જન એ ફંદ.
ગંગા કેહે મહા પાતકી, આવી નાહાયે મુજમાં તેહ;
તે પાતક હું તાહારે છુટું, સાધ મળે સંત એહ.
ત્રૈલોકને પાવન કરે, તે કેહેછે જુઓ એમ;
સાધ સંગત એહેવી છે, એ જાણે નહીં કો કેમ.
આટલાં જેમ મનુષ છે, તેમ જાણે તમને મૂઢ;
ગૌ ખર પશુ કરી જાણવા, એમ વધા ગરૂડારૂઢ.
તમે અમારૂ દૈવત છો, તમ વિના નહિં કો અન્ય;
તમને આપે તે હરિને પોહોંચે, મોહોટા તમો મુનિજંન.
તમારાં એ ચર્ણની રજ, પવિત્ર કરે ત્રૈલોક;
તીરથ સઘળાં વસે ચરણે, જ્ઞાન ઉપદેશ મોક્ષ.
આગળ આવશે કળી, વિપ્રને માનશે કોણ આમ;
તે માટે સભા સહુ દેખતાં, કેહેછે એમ શ્યામ.
સાંભળી ઋષિ વિચારે, હરિમહિમા કળ્યો નવજાય;
સકળ સૃષ્ટિનું મૂળ વિષ્ણું, જગતપિતા કેહેવાય.
વસુદેવનંદન કાહાવે જગતમાં, એ વિટંબણ વાત;
પ્રભુને જન્મ મરણ નહીં, એ જાણે વિરલા સંત.
વિપ્ર કહે આવ્યા દરશણને, જુઓ સ્તુતિ કરી એહેવી પ્રીત
આપણે મોહોટા કરયા, એહેવા ભક્તવત્સળ ઈશ.
એમ માંહોમાંહે કરે વારતા, ઘણું હરખ પામ્યા મંન;
એ વિશ્વંભર વિશ્વપાળક, કહીયે મધુસુદંન.
ઋષિ કહે શ્રીકૃષ્ણને, તમો સેવું છૌં અમો દાસ;
અમો પામર તમો મહાપ્રભુ, મોહોટા તમો અવિનાશ.
જોગેશ્વરને દરશણ દુર્લભ, તે અમને મહારાજ;
દિવ્યચક્ષુ દેખે નહીં તે, તે ચર્મચક્ષુ દીઠા નાથ,
અષ્ટાંગ જોગ સાધે તાહારે, દરશણ થાયે રૂદયામાંહે;
તે પ્રભુ અમે નયણે નિરખ્યા, પ્રત્યક્ષ જુઓ આંહે.
એમ સ્તુતિ કરીને ઉઠયા તાહારે, માગ્યું એ વરદાન;
ભક્તિ તમારી હજો અમને, બીજું નહીં કાંઈ શ્યામ.
ધૃતરાષ્ટ્ર ઉગ્રસેન આદ, પિતામહ ધર્મરાય;
તે દેખતાં પ્રદક્ષણા કરી ઋષી, નમ્યા પ્રભુને પાય.
સભા સર્વની શીખ લેઇને, આવ્યા છે મુનિજંન;
વસુદેવજી તવ ઉઠીને વિનવે, આવી ધરયાં ઋષિના ચર્ણ.

તમસરખા મહંત મોહોટા, આવે અમો મંન થયારળિયાત;
તમ વિના ઉપદેશ કોણ કરે, સાંભળો મુનિ વાત.
સંસારનાં રૂડાં ભુંડાં કર્મ તે, થયા બંધન ભાર;
એ કેમ કરી હવે છુટિયે, કેમ ઉતરીયે ભવપાર.
વચન રાયનાં સાંભળી, તવ બોલ્યા નારદવાણ;
જગતગુરૂછે એહેનાં ઘરમાં એ પુછે અમને જ્ઞાન.
ગંગાથી રેહે સહસ્ર જોજન, તેહેને જાવાનું મંન;
પાસે હોય તાહારે ભાવ ન ઉપજે, જાણજો રાજંન.
ગંગા તજીને અન્ય તીર્થની, કરેછે જન આશ;
તેમ જગન્નિવાસ કૃષ્ણજી મુકી, આવ્યા છો અમ પાસ.
ઉદકપૃથવી વાયુ અગ્નિ, સૂરજ એ સ્વર્ગવાસ;
એહેને ભજિયે કે આહાને ભજિયે, દુગધાએ ફળનાશ.
તેમાટે ભાવ ધરી પ્રભુજીને, ભજિયે મન દ્રઢાવ;
સકળ મનોરથ થાય પૂરણ, કૃપાનિધિ સુખદાય.
જગ્ન દાન વ્રત તીરથથી, ભવ છુટીયે રાજાન;
વસુદેવ કહે એ જન્મ લઇને, ભોગવવાં કાંઈ કર્મ.
પાપ પુન્ય બેહુયે ભોગવવાં, એહેમાં નહીં સંદેહ;
ઋષી કેહે તમો સત્ય કહો પણ, સાંભળો કહુ એહ.
શ્રીવિષ્ણુઅર્પણ કરીયે કર્મ, નિઃકામના રાજંન;
શાને કરી દેહ ધરે જેહેને, વાસના નહીં ગંન.
તેમાટે કરો જગ્ન એ પુણ્યે, પામશો હરિધામ;
તમે તો સેહેજે તરયા છો, લોક સંદેહ કામ.
ગૃહસ્થના એ ધર્મ છે, પામ્યા ખરચવું દ્રવ્ય રાય;
સંચે કરીને મુકે ઉંડું, વાસનાયે સર્પ થાય.
તુળશી જળે કરી પાત્ર જોઇને, દીયે વિપ્રને દાન;
જળના સ્વામી વરૂણ એ પુણ્યે, આપે વિષ્ણુને આમ;
વિષ્ણુ આજ્ઞાયે સહસ્ત્રગણું, રવિ જોઇયે તે આપે દામ.
કિરણે જળ એકગણુ શોષે, આપે લક્ષ પ્રમાણ.
જેમ ચંદ્ર કિર્ણે અમૃત તેણે, જીવેછે સહુ વૃક્ષ;
તેમ રવિ કીરણે જગત એ, હરિકૃપાયે દ્રવ્ય લક્ષ.
તુળસી તાંહાં સાખ પુરે, કીધું હોય જેણે પુણ્ય;
શ્રીવિષ્ણુના ગણ લઈજાયે, અંતે પામે હરિપદ ધંન્ય.
ક્ષણભંગુર એ દેહ તેણે, કરવું સાધન ભદ્ર;
જગ્ન દાન એ પુન્ય માગે, ઘટે નહીં કાંઇ દ્રવ્ય.
અહર લોક[1] ને પરલોકમાં, તેહેનો ગાયે જસ ધનધંન;
તેમાટે તમે જગ્ન આરંભ, કરો એ રાજંન.
એણે કરી સંતોષ થાયે, જગ્નપુરૂષ એ બ્રહ્મ;
ઇંદ્રે જગ્ન કરયા ઘણા તો, પામ્યા સ્વર્ગસદંન.

વચન મુનીના સાંભળી, ઘણું પ્રસન થયા વસુદેવ;
જગ્ન કારજ કરવાને, ઋષિઓને રાખ્યાછે અશ્વમેવ.
થઈ આજ્ઞા રામ કૃષ્ણને, કરો સામગ્રી સહુ તીયાર;
મોહોટા મોહોટા ઋષેશ્વર મળ્યા, દાવ છે આ ઠાર.
વચન તાતનાં મસ્તક ધરી, કરે જગ્નનાં કામ;
સંઘમાં પડો ફેરવ્યો, કોઇ જાયે નહીં હવે ગામ.
પંચ દિવસ સહુ રાખ્યા તેહેને, વિવિધ પેરનાં અંન;
જગ્ન સામગ્રી કરી શીઘ્રે, મંડપ મણિમય રમ્ય.
વસુદેવજી મૃગચર્મ દીક્ષા, ધરી બેઠા તાંહે;
દેવકી આદેસ્ત્રી અષ્ટાદશ, સંગે મંડપમાંહે.
પૂજાની સામગ્રી સર્વ, મંગાવી તતખેવ;
કેસર ચંદન પુષ્પ તુળસી, પૂજા કરે વસુદેવ.
આસન મણિમય જડાવ તેપર, બેસાડ્યા વિપ્રઈશ;
ચર્ણ પખાળી ચર્ણોદક લઇ, ધરયાં છે તર શીષ,
વરયા વિપ્ર તેહેની પૂજા કીધી, ભાવ શું ઘણી પ્રીત;
અગ્નિકુંડ દીપ્યમાન કીધા, મંત્ર ભણી એ રીત.
હોમ સામગ્રી ઋષીની આગળ, મુકી જગ્ન કુંડ જાંહાં;
તિલ ઘૃત આદે અનેક વસ્તુ, હોમે ભણીને સ્વાહા.
શ્રીકૃષ્ણ રૂખમણી આદે સહુકો, કરે જગ્નનાં કામ;
બળભદ્ર સ્ત્રી પરિવાર સાથે, પુત્ર પ્રદ્યુમન સાંબ.
મંડપમાં ભીડ બહુ જોવા, મળ્યા લોક અપાર;
દેખીને ઘણું હર્ખ પામ્યા, વરત્યો જેજેકાર.
વસ્ત્ર ભૂષણ વિવિધપેરનાં, પેહેરયાં છે સહુ અંગ;
જગ્નમાં ઝાતકાર શોભા, થઈ રહ્યો અતિ રંગ.
જાચક જન જસ છંદ બોલે, કિરત ગુણશ્રીભગવાન;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાયે ગાંધ્રવ ગાન.
જગ્નઅંતે સ્નાનને, ચાલ્યા રામ દ્રહ છે જાંહાં;
વસુદેવ નાહાયા તે પ્રવાહ હેઠળ, નાહાયું સર્વ કો તાંહાં.
આપ્યાં વસ્ત્ર ભીના જાચકને, નવાં પેહેરયાં છે સુખદાય;
પંચશબ્દ નિશાણ વાગાં, આવ્યા આશ્રમે રાય.
ષોડશ પ્રકારે પૂજા કરીને, આપ્યાં વિપ્રને દાન;
જાચકની બહુ ભીડ થઈ, દેવા ઉભા શ્રીભગવાન.
વરયા તેહેને વિશેષ દક્ષણા, શ્રીકૃષ્ણ તાંહાં શું ન્યૂન;
ગજ રથ અશ્વ ગૌ ભોમી દાનજ, કરયાં છે બહુ પુણ્ય.
વસ્ત્ર ભૂષણ વીપ્રને, આપ્યાં રત્ન મુકતા હેમ;
જે માગે તેહેને ના નહીં, ઉદાર અતિ ઘણો પ્રેમ.
સમસ્ત ઋષિ સંગ સરવને, આપ્યાં ઇચ્છાભોજન અંન;
ઇંદ્રે કીધો એહેવો જગ્ન એ, વિખાણે સહુ જંન.
સોરઠ પ્રચ્છ પંચાળના, કંક વંક દેશના રાય;

૧ કેટલીક પ્રતમાં 'આરલોક' છે. [આહલોક]

ભરતખંડના લોક સરવે, આવ્યા દર્શણ કાજ.
સુરજગ્રહણ કુરૂક્ષેત્ર બીજું, જોવા હરિનું રૂપ;
તેમાટે તે જાતરામાં, મળ્યા છે બહુ ભુપ.
હાવે પરવારયા કરી તીરથ, માગેઆજ્ઞા હરિપાસ;
વસ્ત્ર ભૂષણ સેવક શુદ્ધાં, આપી કીધા વીદાય.
પિતામહ ધૃતરાષ્ટર પાંડવ, અવર બહુ રાજંન;
શ્રીકૃષ્ણને મળી થયા તત્પર, આગન્યા હવે બ્રહ્મ.
કુંતા દ્રોપદી સુભદ્રા, એ આદે બીજી નાર;
દેવકી આદ રૂખમણી સહુ, મળ્યાં પ્રેમ અપાર.
પેહેરાંમણી કીધી ભલી, જેહેને ઘટે જેહેવી રીત;
મળી કરી સહુ દેશ ચાલ્યાં, ગાયે હરિજન ગીત.
નંદ જસોદા ગોપ ગોપી, માગે આવી વિદાય;
વસુદેવ કેહે હવે પરવારયાં, સંગ બેઠા નહીં કરી વાત;
કારાગ્રહમાં દોહેલે દુખ, ભોગવ્યાં જેમતેમ.
હવે સ્ત્રીપુત્ર રાજમાંહે, ભુલા તમને એમ;
તમારી પ્રોહોણા ચાર ન થઇ, આજ ભોજન સાથ.
નાનાવિધ પકવાન સાથે રાચે, જમાડ્યાં ગોપ માત્ર;
બળભદ્રજીયે બીજે દિવસે, રાખ્યાં ગોપ સમસ્ત.
ત્રીજે દીવસે શ્રીકૃષ્ણે રાખ્યાં, ચોથે સાત્યકી ગદ.
એમ પ્રોહોણાચારી હેત નદપર, રાખે અશરણસરણ;
આજ રેહો હવે કાલે જાઓ, એમ વીત્યા માસજ ત્રણ.
નંદ કેહે હવે કાંહાંલગી, હોયે આગન્યા હરિ એમ;
શ્રીકૃષ્ણ કેહેછે પિતાજી, તમ વિના ગમશે કેમ.
મારૂં ચિત્ત રેહે વ્રજવિષે, કાહારે દેખું ગોકુળ ગામ;
પણ શું કરૂં રાજકાજ આગળ, અવાય નહીં તેણે ઠામ.
ભલું એ મતે વ્રજસાથ મુજને, મળ્યો છે જુઓ અહિં;
ઘણે દિવસે મળ્યા આપણ, ફરી મળવું ક્યાંહે.
એટલે વર્ષાકાળ આવ્યો, જાવા મંન પ્રફુલ;
નંદ જસોદા ગોપ ગોપીને, આપી વસ્ત અમુલ.
વસ્ત્ર ભૂષણ વિવિધ પેરના, રત્ન હેમ જડાવ;
એ તમ સરખું આપ્યું નહીં, એમ વિનય કરે દીનદયાળ.
વસુદેવ દેવકી રામ કૃષ્ણ એ, મળ્યા પ્રેમ અપાર;
સૈન્ય સાથે વળાવાને, આપ્યું દેવમોરાર,
મળી નંદ જસોદા ચાલ્યાં, ગોપ ગોપી ગામ;
શ્રીકૃષ્ણવિરહભરયાં લોચન, રહ્યું ચિત્તમાં ધ્યાન.
હવે ઉગ્રસેન સહુ જાદવસાથે, થયા સજ પ્રમાણ;
ગજ રથ અશ્વ એ સુખાસન પર, બેઠા વાજે નિશાણ.
રામ કૃષ્ણ તે સંઘ લેઈ આવ્યા, દ્વારિકા જગદીશ;
આનંદ ઓછવ ગીત મંગળ, રાજધાની એ રીત.

(વલણ)

એ રીતે આવ્યા નગરમાં[1], શુક કહે સાભળ રાય રે;
ધનદાસના સુતસુત કહે સુંદર, ચોરયાસીમો અધ્યાયરે.

---

## અધ્યાય ૮૫ મો.

### (કડવું ૧૯૭ મું—રાગ રામગ્રી)

શુક પરિક્ષતને કહે વાણી, સૌનકને સૂતપુરાણી;
કથામૃત નવનવી શ્યામ, શ્રોતા સાંભળો થઇ સાવધાન.

(ઢાળ)

સાવધાન થઇને સાંભળો એ ચરિત્ર હરિના રમ્ય;
જે સહુ દેખો તે કારમું, સાચું નામ શ્રીપરિબ્રહ્મ.
એ કીરતીછે રામ નામની, પાપના બહુ પહાડ;
બલીહારી પ્રભુના નામની, જેણે બાળી કીધી રાખ.
હુતાશનની એક કણિકા, તૃણ મેરૂસમાન;
બાળી તેહેને ભસ્મ કરે તેમ, પાપને હરિનામ.
વસુદેવને ઋષિ કહી ગયા, એ કૃષ્ણ પૂર્ણાનંદ;
તેણે કરીને વિશેષ જ્ઞાનજ, ઓળખ્યા ગોવિંદ.
વસુદેવજી ઘરમાં ગયા, જાંહાં બેઠાછે વિશ્વનાથ;
તતક્ષણ ઉઠી નમ્યાં તાતે, મસ્તક મુકયો હાથ.
ધન ધન તમને મેં ઓળખ્યા, તમે કહિયે શ્રીપરિબ્રહ્મ;
સરજો પાળો સંઘારો, તમો પિતા જકતસ્વામીન.
તમો પિતા કહી મુને બોલાવોછો, એ વિટંબણ જોય;
તમારી સત્તાએ સંસાર ઉભો, તમવિના નહીં કોય.
બ્રહ્મથી એ તત્વ માયા, એથી પ્રકૃતિ એમ;
એહેમાં પ્રતિબિંબ છાયા, રવિ જળ ઘટ તેમ.
પૃથવીપર જંન રેહેછે, એ પૃથવી મસ્તક શેષ;
કૂર્મ ઉપર શેષ તળે જળ, શક્તિ શ્યામ તમ વિશેષ.
વાયુ તૃણને ઉડાડે, એ સત્તા વાયુની એમ;
દિસે નહીં વ્યાપી રહયો વાયુ, જાણજો બ્રહ્મ તેમ.
સઘળે તમે વ્યાપી રહ્યાછો, તમને દેખે નહીં કો જંન;
માયાયે વાહ્યા ફરે પ્રાણી, ભોગવે દુખ કર્મ.
ફરી મનુષાદેહ પુણ્યે, પામે ઉત્તમ કાય;
બધીર મુકો અંધ તેહેને, કેમ હરિ પ્રાપ્ત થાય.
સર્વાંગ દેહ પામ્યાં સારી, જાણે નહીં મન મૂઢ;
મનુષ દેહ દેવને દુર્લભ, એથી વાસ વૈકુંઠ.
એ દેહે ઓળખ્યા નહીં, શબ્દબ્રહ્મ પૂર્ણાનંદ;
દીપક હાથમાં ને પડે કૂપે, એહેવા એ મતિઅંધ.
એમ ન જાણે આપણ પડયા છીં, કાળના મુખમાંહે;

---

[1] 'રાજધાનીની રીત એ' મુ૦ પ્રત.

રાત દિવસ અહંમમતામાં, તે ફરે ભુલ્યા આંહિ.
તષ્ણા તૃપ્ત થાયે નહીં, જો પામે ઇંદ્રનું રાજ;
તોહે તે બ્રહ્મલોક ઇછે, એહેવા મૂઢ નહીં લાજ.
સ્થિર થઈ ક્ષણમાત્ર તે જુઓ, લીયેનહીં હરિનામ;
તમારી માયા પ્રબળ તેહેને, ફેરવે ચારે ખાણ.
તમો કેહેશો હું બ્રહ્મ છીં, મનુષ દેહ ધર્યું કેમ;
એમ નહીં તમે પૃથવી ભારજ, ઉતારયો આવી બ્રહ્મ.
સનકાદિકના શ્રાપથી, જય વિજય પડિયા ભોમ;
તે કારણ તમો દેહ ધરીને, આવ્યા જદુકુળ શ્યામ.
તેમાટે માહારા પુત્ર નહીં, તમો સચિદાનંદ બ્રહ્મ;
તમને જન ઓળખે નહીં, તેહેનો શોચ કરૂં હું મંન.
સ્થાવર જંગમ ફરતા ફરતા, આવે નહીં કહું થાહે;
તે શ્રમ આળે ગયો, નરદેહ ન જાણ્યો આંહિ.
શ્રીકૃષ્ણ વળતું બોલિયા, તમે કહી તે સત વાત;
આવડી સ્તુતિ માહારી શું કરો, શું જોઇયે તમારે તાત.
પૂરવે તમે તપ કરી માગ્યું, મુજકને વરદાન;
તમ સરખા માહારે પુત્ર હોય માટે, આવ્યા છીં. તમધામ.
હું છીં તે છીં જાણજો મનમાં, ચરચા શી કરો તાત;
લોકને તમો જણાવો, હજુ કરવું આગળ કાજ.
વસુદેવ કહે ભવબંધનથી, તારો મુજને તંન;
ભકિત તમારી હજો હૃદયા, માગું છીં એ બ્રહ્મ.
કારાગૃહમાં દરશણ આપ્યું તે, અમો વીસરયા ભાન;
માયા તમારી દુર જે જાણ્યા, પુત્રભાવે ગયું જ્ઞાન.
શ્રીકૃષ્ણ કહે સુણોપિતાજી, તમો જુઓજ્ઞાન વિવેક;
હું તું ભાવ છાંડી મુજને, દેખો સઘળે એક.
તમો તો સેહેજે તરયા, કહુ લોક સંદેહ કાજ;
ભાવે કરી મુજને ભજે, તે છુટશે ભવ રાજ.
વસુદેવ મુન્ય ધરી રહ્યા, ફરી બોલ્યા નહીં તવ ભૂપ;
જ્ઞાને કરી તનમય થયા, દેખે સઘળે બ્રહ્મસ્વરૂપ.
શુકદેવ કહે સુણ રાયજી, આવ્યાં દેવકી પ્રભુજી પાસ;
પુત્ર પેહેલાં છ નાશ પામ્યા તે, માગશે એ આશ.
સ્તુતિ કરે મા દેવકી, મેં જાણ્યા તમે પરિબ્રહ્મ;
જય નારાયણ જય પુરષોતમ, જય જય મધુસુદંન.
મુકુંદ માધવ કેશવ વિશ્ણુ, સદા વદન પ્રફુલ્લ;
જોગેશ્વર તમે કરતા હરતા, સર્વ સૃષ્ટિનું મૂળ.
નિમિતમાત્ર એ બ્રહ્મા વિશ્વને, સરજે છે ભગવાંન;
ઇંદ્ર જમ દિગપાળ રવી શશી, આજ્ઞાયે કરે કામ.
તેમાટે માહારા પુત્ર નહીં, એ કેહેવાને જન્મ વાદ;
સર્વ ભુતના સાક્ષી તમોછો, નિરાકાર સાકાર.
તમો કેહેશો કેમ મનુષ દેહ ધરી, ભોગવવું સુખ દુઃખ;
તેમાટે તમો મનુષ નહીં, ધરયું દેવકારજ રૂપ.
મનોરથ એક ઉપનો, તમને કેહેવા શ્રીજુગદીશ;
છ પુત્ર માહારા મુઆંછે તે, આણીઆપો ઇશ.
એકવાર તેહેને જોઉં દ્રષ્ટ, પોહોંચે મનની આશ;
કરજોડી કરૂં વીનતી, એ માનો શ્રીઅવિનાશ.
તમે કેહેશો હું કાંહાંથી લાવું, મુઆં પુત્ર ફરી આંહિ;
એમ નહીં ભુત ભવિષ્ય તમને, કળે છે મનમાંહે.
તેમાટે મુને આણી આપો, તમથકી થાયે કામ;
ગુરૂપુત્ર તમો જમનગરથી, આણી આપ્યો શ્યામ.
ગોરાણીની આજ્ઞા તમો, લેઈ ચઢાવી શીષ;
તેમ માહારી આજ્ઞા હોય તાંહાંથી, લાવો શ્રીજુગદીશ.
વચન માતાના સાંભળી, પછે બોલ્યા મધુસુદંન;
એ કેટલીએક વાતછે, આણી આપું તમારા તંન.
રથ મંગાવી સજ કરાવી, બેઠા દેવમોરાર;
સુતળમાં પ્રભુ આવી પોહોતા, બળી રેહે જે ઠાર.
દેખીને રાય શીઘ્ર ઉઠયા, કરયો દંડપ્રણામ;
આસન મણિમય જડાવ તેપર, બેસાડયા ભગવાન.
અર્ધપાદ પૂજા કરી. લઈ ચરણોદક ધરયું શીષ;
ધૂપદીપ નૈવેદ આરતી, ભાવસું ભલી રીત.
તમે દેવગુરૂ વળી અમારા, એ ભાવ નહીં જુઓ શ્યામ;
સંસાર દુઃખમાં પડયા અમને, ઉધારો ભગવાન.
આ તન મન ધન તમને અર્પણ, દાસના છીં દાસ;
કૃતારથ અમને કરયા, કહો અમ સરખું કાંઇ કાજ[1].
સ્તુતિ કરી પ્રભુની ઘણી, તાહારે પ્રસન થઈ કહે શ્યામ;
મન વશ કરો એ તરવું સુલભ, જુઓ વિચારી જ્ઞાન.
તમને શાની ચંત્યા જેહેને, માથે છે પરિબ્રહ્મ;
હવે કહું એકવાત તે તમો, સાંભળો રાજંન.
છ ભ્રાત મહારા માજાયા, તે આવ્યા છે આઠામ;
તે કારણ અમો આવ્યા અહિયાં, લેવાને સાવધાન.
પૂર્વે મરીચી ઉરણના, એ પુત્ર કહિયે મોક્ષ;
અજને શ્રાપે અસુરયોની, પામ્યા છે મૃતલોક.
એ વિસ્તારી કહું સાંભળો, સરસ્વતી રૂપનિધાન;
તે દેખીને પુઠે દોડયા અજ, રૂે લીધું હણવા બાણ.
જેષ્ટ પુત્રને દેખી નાહાઠા, મુકી તેહેની પૂઠ;
રેત પડયું તેહેવામહિ, કામ દુર્જય મૂઢ.
સાઠ સહસ્ત્ર બાળ ખટ સનમુખ, ચાલે રવિને સાથ;
ઇચ્છા પ્રભુની કરવું એ દેખી, હસ્યા એ છ ભ્રાત.

[1] 'કાંઇ કાજ' ને બદલે બા૦ પ્ર૦માં 'અવિનાશ' છે.

માતપિતા એહેવું કરે તાહારે, આજે કેમ એ ધર્મ;
દેખીને અજ કહે આહારા, પુત્ર થઈ હસે કેમ.
મોઢા કરે તે સમજ તેહેને, નિંદછે કેમ મૂઢ;
પત્રે કરીને રેત ધરયું તેહેનાં, સાઠ સહુસ રૂપી ગૂઢ.
શું જોઇને હસ્યા અજ કહે, કરૂં એહેની પેર;
શ્રાપ થયો પામ્યા અસુરયોની, હિરણ્યકશ્યપને ઘેર.
તાંહાંથકી જોગમાયાયે, આણિમુક્યા દેવકીકુખ;
ભોજરાજ એ કંસ એણે, હણ્યા છે એ દુઃખ.
માતા શોક કરે ઘણો, એ પામ્યાછે દુર્મર્ણ;
ઈશ્વર જાણી કહ્યું મુજને, આણી આપો તંન.
તેમાટે તમો શીઘ્ર વેહેલા, આપો મુજને રાય;
વિલંબ આંહાં કરવો નહીં, એ માનો સહી સુખદાય.
તમો કેહેશો અહિયાં કાંહાંથી, એમ નહીં જુએ તેહ;
આ પેલા છ બેઠા અહિયાં, એહેમાં નહીં સંદેહ.
સૂતપુરાણી શૌનિક આગળ, કેહેછે એ કથાય;
અકળગતિ ગોવિંદની, કોણે કળી નવ જાય.
બળી કહે અમરાવતીથી, અધિક સુતળ સાર;
તમે એહેને કેમ લઈ જાઓછો, મૃત્યુલોક મુઝાર.
ભગવાન કહે એ સત કરો મુને, ધાવતાં રહ્યું શેષ;
તેહેનું એ પયપાન કરશે, તેથી પદવી નરેશ.
વચન પ્રભુના ધરી મસ્તક, આપ્યા છે એ બાળ;
રથે બેસાડી લેઇચાલ્યા છે, તાહાંથી દીનદયાળ.
ભ્રાત લેઇ ભગવાન આવ્યા, દ્વારિકાપુર માંહે;
માતાને કહે લાયા પુત્ર તમારા, હરખ્યાં મન જોઇ તાંહે.
જેહેવા હતા તેહેવા એ બાળક, કહિયે રૂપ રશાળ;
કૃત્રિમકર્તા સમર્થ શ્રીહરિ, ધન્ય શ્રીગોપાળ.
દેખતાં પયધાર છુટી, માનું હેત ઘણૂં મન;
ખોળે બેસાડી આલિંગન દેઇ, ધવરાવ્યાછે તંન.
મુહુર્તમાત્ર બેઠા સહી, પછે આવ્યું દિવ્ય વેમાન;
વિષ્ણુના ગણ ચતુર્ભુજ એ, દીઠા રૂપનિધાન.
માતપિતા ભ્રાત સહુને, કીધા નમસ્કાર;
છયે જણ બેસી ગયા તાંહાં, વરત્યો જેજે કાર.
માતાયે મન જાણ્યું એ મુને, ભ્રાંત થઈ શું બાળ;
સ્વપ્નની પેરે થઇ ગયું છે, એ જુઠી માયા જાળ.
કોહોનાં બાળક કોહોનાં આપણ, એ સહુ મિથ્યા શોક;
બ્રહ્મની એ માયામાંહિ, ભુલ્યા સરવે લોક.
એહેવા એ ભગવાન ઘટમાં, સખા કહિયે બ્રહ્મ;
તેહેને તો જાણતા નથી, પછે ભોગવે દુખ કર્મ.
પ્રાણ વાહાલા તેહેને વાહાલા, ઘટમાં બ્રહ્મ ને તેજ;
એ છે તો સ્ત્રી પુત્ર જન વાહાલું, નહીતો અપ્રિય એ જ.
એમ સ્તુતિ કરે મા દેવકી, એ કૃષ્ણ શ્રીપરિબ્રહ્મ;
પુત્ર છ મુને આણી આપ્યા, વાર ન લાગી ક્ષણ.
મેં ઓળખ્યા ભગવાનને, એ કહિયે વૈકુંઠ ભુપ;
હું તું ભાવ ટળી ગયો, સઘળે દેખે એક સ્વરૂપ.

( વલણ )

તદરૂપ થયાં મા દેવકી, શુક કહે સાંભળ રાય રે;
ધનદાસના સુતસુત કહે સુંદર, થયો પંચ્યાશીમો અધ્યાયરે.

---

## અધ્યાય ૮૬ મો.

### ( કડવું ૧૯૮ મું—રાગ સામેરી )

કેહે પરિક્ષતને શુક એમ, પ્રભુનાં ચરિત્ર અતિઘણાં રમ્ય;
હરિરસ પીતાં તૃપ્ત ન થઇયે, કહ્યું વસુદેવને જ્ઞાન હરિયે.
જાણ્યા દેવકીયે જીવના જીવંન, થયાં તનમય દેખે એકબ્રહ્મ;
ભવબંધનના છુટા પાશ, થોડામાં જ્ઞાન કહ્યું અવિનાશ.
માહારી પિતામહી હરિની બેન, અર્જુન હર્ણ કરીલાવ્યાકેમ;
દુરજોધન ઉપર શેષનું મંન, એ વિસ્તારી કહો મુનિજંન.
શુકજી કહે સુણ રાય, તમ પિતામહનો કહું મહિમાય;

( ઢાળ )

મહિમા કહું તે સાંભળો, ચિત્ત દેઇને રાજંન;
તીર્થ જાત્રા કરવાને તવ, નિસરયા અરજુન.
ફરતા ફરતા પ્રભાસમાંહે, આવીપોહોતા ગુડાકેશ;
સાંભળ્યું જે દુરજોધંનને, કન્યા આપે શેષ.
મોહોટા મોહોટા ભૂપ આવી, માગેછે કન્યાયે;
બળભદ્ર તેહેને આપે નહીં, તે ફરી પાછા જાયે.
વસુદેવ દેવકી શ્રીકૃષ્ણનું, છે અરજુન ઉપર મંન;
એ સમાચાર જાણી પારથ, નિસરિયા તતક્ષણ.
વિચાર્યું બળભદ્ર આગળ, ચાલે નહીં માકંમ;
સન્યાસી ત્રિદંડી થઇને, જાણીં જોણીં મર્મ.
તેમાટે એ વેશ ધરીને, આવ્યા દ્વારિકા મોક્ષ;
વાટે વાસો જાંહાં રહે, તાંહાં પુજા કરે સહુ લોક.
નગ્રમાં ચારે વર્ણ આવી, નમેછે રસરંગ;
તેજપુંજ પ્રકાશ દીસે, નરનારાયણ અંશ.
તે જાણતા નથી કપટ વેશને, ધરયો છે અરજુન;
ભોજનને સર્વ તેડી જાયે, ભાવસું ધંન ધંન.
બળભદ્રે જાણ્યું સન્યાસી એ, દીસે જ્ઞાનીબ્રહ્મ;
એક દિવસ ભોજનને, તેડી લાવ્યા મંન પ્રસંન.
આસન આપી પૂજન કીધું, પંચામૃત ભોજંન;
સુભદ્રાજી આવી ઉભાં, દીઠાં કન્યા રતંન.

દેવાંગના જાણે સ્વર્ગથી શું, આવીછે ઘણું રૂપ;
કન્યાયે તવ ઓળખ્યા, નહીં સન્યાસી કો ભૂપ.
દેખીને ચિત્ત થયું વેહેવળ, અરજુનનું તતખેવ;
સુભદ્રાનું અરજુન ઉપર, બેહુનું ચિત્ત એક.
આજાનબાહુ વિશાળ લોચન, દીસેછે તેજવંત;
કન્યાયે મન જાણિયું, એ વર હજો ભગવંત.
ભોજન કરીને ઉઠયા શેષે, આપ્યાં બીડાં બરાસ;
શ્રીકૃષ્ણને મળી ગયા આશ્રમ, જાણ્યું તે અવિનાશ.
પ્રીત થઈ તાહારે કો વેળા આવી, કેહેછે બ્રહ્મજ્ઞાન;
શ્રીકૃષ્ણનો મત લેઇ પારથ, થયા પછે સાવધાન;
અંબિકાની જાતરાયે, નીસર્યું સહુકોય;
રથે બેસીને સુભદ્રાજી, જાયછે જુએ લોક.
સન્યાસી તાંહાં જોવા ઊભા, દીઠો રથ એ જદાવ;
કંઇએક જોદ્ધા રક્ષા કારણ, સંગે વીર વિક્રાળ.
પારથે મન જાણિયું, ભલો દાવ છે કરૂં કામ;
સારથીને પાડયો ઢોળી, બેઠા રથે સાવધાન.
ધનુષ તેહેના લઇ પારથે, નહસાડયા સહુ વીર?
તાંહાંથી રથ લઈ ગયાછે, ધનુરવિદ્યા ધીર.
નગ્રમાંહે હાક વાગી, સંન્યાસીયે કરયું કામ;
સુભદ્રાને હરણ કરીને, લેઇ ગયા તેહેને ગામ.
સાંભળી બળીભદ્ર કોપ્યા, તે જાણ્યું પારથ રાય;
બેહેનને કેમ લેઇજાયે, રૈડું એહેનો ઠામ.
હાવે નગ્રસુદ્ધાં લાખુ ઊધું, હસ્તિનાપુર તે ગામ.
સમુદ્રની જેમ વેળ આવે, તેમ કોપ્યાછે રામ;
હળમુસળનું સમરણ કરયું શેષે, આવી ઉભું ખેવ;
રથે બેસીને જાય એહેવે, વારેછે ગુરૂદેવ.
સમજાવે સહુ રામને, તમે શાંત કરો હવે ક્રોધ;
માનો તો અમો કહું તમને, સાંભળો પ્રતિબોધ.
હવે આપણા પુજ થયાછે, એ સાથે શી રાઢ;
વિધાતાયે લખ્યા લેખ તે, મીટે નહીં એ સાર.
ભાવી પદારથ હોનાર છે, તેહેને શું કરવું જુઓ મંન;
ક્ષત્રીનો એ ધર્મ છે, જીતી કરે ગાંધર્વ લગંન.
સમજાવ્યા સમજે નહીં, તવ ચાલ્યા હળધર શેષ;
એ સમાચાર શ્રીકૃષ્ણે જાણ્યા, ઉઠયા છે તતખેવ.
કો એ આગળ જીતે નહીં, તો અર્જુન છે કોણમાત્ર;
માહારો ભકત હારયો તારે હું હારયો, આવ્યાછે જ્યાંજેષ્ટભ્રાત.
વિનય કરીને નમ્યા ચરણે, શેષને અવિનાસ;
સુભદ્રા દીજે અર્જુનને, તે માગીલેઉં તમપાસ.
તમારૂં ચિત્ત દુર્જોધનપર, અર્જુન શું છે કાંઇ હીણું;
તે માટે તેહેને તેડાવીને, લગ્ન કરો શુભ દીન.
વચન પ્રભુનાં સાંભળી, પછે ક્રોધ કીધો શાંત;
પારથને હરિયે તેડાવીને, મેળવ્યા ભાગી ભ્રાંત.
હવે વેહેવાનો આરંભ માંડયો, હરખસું બળદેવ;
સામગ્રી બહુ કીધી શીઘ્રે, વાર ન લાગી ખેવ.
મંડપ થંભ જડાવના, ચંદ્રવે મોતી ઝુલ;
રત્નદીપક ઝગમગે, શોહે શોભા અતિઘણી રમ્ય.
જલેચા જાજંમ તકિયા, શોભે મંડપમાંહે;
કીનાતે ચિત્ર વિચિત્ર પુતળી, બોલશે જાણે તાંહે.
મંડપ છાંયો નોગરે, દ્વારે તોરણ કદળી થંભ;
અગર ધૂપ સુગંધ એ રીતે, વેહેવાના આરંભ.
પત્ર લખીને તેડાવ્યા તે, આવ્યા સજન સહુ કોય;
છપ્પન ક્રોડ જાદવ મંડપમો, મળ્યા રંગરસ જોય.
શુભદ્રા અરજુનને, પછે પરાણાવ્યાં રૂડી રીત;
વશુદેવે કન્યાદાન દીધું, ઊપર ઘણુએક વીત.
ઢોલના ઢમકાર થાયે, ગાયે ગીત મળી નાર;
ચોરી સારી કંસાર ખાધા, ફરયાં મંગળ ચાર.
ખાજાં ઘેબર જલેબી, સર્વ સાધને પકવાન;
ઉમેતર કરી વળાવ્યાં છે, વહુવરને બળરામ.
ગજ રથ અશ્વ અનેક ઉપર, જડિત માણિમયસાજ;
દાસ દાસી વસ્ત્ર ભૂષણ, આપી કરયો નમસ્કાર.
સૈન્ય આપી વળાવ્યાં પછી, થઇ અતિઘણી પ્રીત;
શુકદેવ કહે શુણ રાયજી, તમો પરણ્યાની પુછીરીત.
સતદેવ બ્રાહ્મણ ભકતહરિના, જનક એમ બેહુ જંન;
હવે કહું કથા તે સાંભળો, સ્થિર થઈ તમે રાજંન.
મિથિલ દેશના રાજા કહિયે, પુણ્યશ્લોક જેહેનું નામ;
એહેના નગરમાં રેહે બ્રાહ્મણ, શું કરૂં બેહુનાં વખાણ.
બ્રહ્મચર્ય વ્રત પાળે બ્રાહ્મણ, સંતોષી વિતરાગ;
થોડું અંન મળ્યું તેહેમાથી, નિત કાઢેછે પંચ ભાગ.
હરિચરણે દૃઢાવ બેહુનાં, ચિત પ્રભુને પાસ;
ભકત જાણી દેવા દરશણ, જાયછે અવિનાશ.
એખલા કેમ જઇયે એહેવે, આવ્યા મળવા બ્રહ્મ;
વ્યાસ નારદ અત્રિ મોહોટા, કહિયે ઋષી ચ્યવંન.
વામદેવ ને પરસુરામજ, અંગિરા શુકદેવ;
દેખીને હરિ પ્રસંન થયા, કેહે સિદ્ધ થાવુ એવ.
રથ મંગાવી સજ કરાવ્યો, અશ્વ જોડયા ચાર;
ઋષી સંગે રથે બેસિને, ચાલ્યા દેવમોરાર.
જેણે સાંભળ્યું તે પુજા લેઇને, સામા આવ્યા મળવા પ્રેમ;
ત્રિવિધિ તાપ સહુ ગયા તેહેને, દરશણથી સુખ એમ.

સોરઠને મચ્છ કચ્છ વંકજ, મુકયા દેશ ગુજરાત;
મિથિલા નગરી સમીપ આવ્યા, જાણી બેહુએ વાત.
સાંભળી તતક્ષણ ઉઠયા, વિપ્ર ને રાજંન;
પુજાની સામગ્રી સંગે, નગરના બહુ જંન.
કોઈ પુષ્પ તુળશી ફળ ફુલ, ભેટ માંગલ્ય વસ્ત;
જનક ને સતદેવ આવી, નમ્યા પ્રભુને સમસ્ત.
પુષ્પ વધાવે અતિ પ્રેમે કરી, જે જે કમળ લોચંન;
સર્વને સનમાન દેઈને, મળ્યા મધુસુદંન.
એ બેહુ ભકતે કહ્યું સાથે, આવો મમઘર શ્યામ;
આગળ પાછળ બોલ્યા નહીં, પછે વિચારે ભગવાન.
પ્રથમ કોહોને મંદીર જાવું, બેહુએ ભક્ત સમાન;
તતક્ષણ બે રૂપ ધરયાં પ્રભુયે, ગયા બેહુને ધામ.
અશ્વ રથ બે સારથી, બે રૂપ ઋષિનાં તેમ;
રાય જાણેછે માહારી સાથે, વિપ્ર જાણે એમ.
નગ્ર પોળ મુકી આવી પોહોતા, મધ્યે ચોક વિસાળ;
જોવાને બહુ ભીડ પ્રભુને, વધાવે નરનાર.
પુષ્પની વૃષ્ટી કરે સહુ, બોલે જે જે વાણ;
સર્વને દરશણ આપે, કૃપાનિધિ ભગવાંન.
એ રીતે પ્રભુ ભકતને ઘેર, ગયા જગજીવંન;
બેહુના મન રાખ્યાં હરિયે, કોઇ ન જાણે મર્મ.
આસન મણિમય જડાવ તેપર, બેસાડયા ભગવાન;
પ્રથમ પૂજા રાજાનીતે, કહિયે પરમ નિધાન.
ઋષિ સર્વને માન દેઇ ને, બેસાડયા રત્ન આસંન;
પૂજાની સામગ્રી પેહેલાં, મંગાવી રાજંન.
કેસર ચંદન પુષ્પ તુળસી, રત્ન દીપક થાળ;
સખી સંગે જનક સ્રીલેઇ, આવ્યાં છે તાતકાળ.
તેજના બહુ પુંજ દેખી, નમ્યા પ્રભુને પ્રીત;
જનક હરિના પગ પખાળે, સ્રી નાખે ઊપર નીર.
ચરણામૃત લઇ ધરયાં મસ્તક, પીધાંછે સુખદાય;
છાટયાં મંદિરમાં સર્વને. વેહેંચી આપ્યાં રાય.
કેસર ચંદન ચરચ્યાં ભાળે. સમરપ્યા પુષ્પ હાર;
અગર ધૂપ સુગંધ આરતી, થઇ રહ્યો ઝાલકાર.
ષોડશ પ્રકારે પૂજા કીધી, ઋષિની ભલી રીત;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાંધ્રવ ગાયે ગીત.
સ્તુતિ કરી પ્રભુને ઘણી, આવ્યા ઋષી સંગે શ્યામ.
કૃતારથ અમને કરયા, આજ પવિત્ર કરયાં મમધામ;
વ્યાસ નારદ ફરસરામને, ચવન અત્રિ વામદેવ;
એહેનાં મુજને દરશણ થયાં, તમ પ્રતાપે હૃષીકેશ.
વિનતિ કરી પ્રભુની ઘણી, હવે પોહોતા મનોરથ મંન;
આજ જન્મ સફળ થયો માહારો, દીઠા મેં પરિબ્રહ્મ.
વચન ભકતનાં સાંભળી, ઘણું રીજયા ઋષિ ભગવાન;
ભોજનની વેળા થઈ, ઉઠો જમવા સુંદરશ્યામ.
તેલ સુગંધ મર્દન કીધાં, ઊષ્ણોદક શુભ સ્નાન;
પીતાંબર કટિ પેહેરિયાં, શુદ્ધ આચમન તિલક ધ્યાન.
નાનાવિધિ પકવાન ઋષી સંગ, આરોગ્યા શ્રીરંગ;
શીતળજળ મુખવાસ બીડી, વસ્ત્ર ભૂષણ અંગ.
આનંદ ઓછવ ગીત માંગલ, સદા જાંહાં જદુરાય;
જનક હરિનાં ચરણ તળાસે, સ્રી ઢોળે છે વાય.
હરિ સેવામાં તત્પર ઊભા, બેહુએ નર ને નાર;
શ્રીકૃષ્ણ કહે આવડી ભકિત, શ્રમ તમને થાય.
ઓસંકળ કેમ થઇયે તમને, વદ્યા જનક રાજંન;
વેદ વચન એ સાચું કરવા, આવ્યા મધુસુદંન.
ભકતના તમે લાડ પાળ્યાં, સચ્ચિદાનંદ ભૂપ;
પ્રહ્લાદ કાજે સ્તંભમાંથી, ધરયું નરસહીં રૂપ.
ભકિત દેખી રાયની, ઘણું રીજયાઋષિ ભગવાન;
શુકદેવ કહે સતદેવની, હવે કહું કથા રાજાંન.
વિપ્રને તેડીગયા મંદિર, તેજના બહું પુંજ;
સ્રીને કેહે આવ્યા જુઓ, સંગે મોટા મુનિજંન.
કોણ સુકૃત કરયાં આપણે, જે થયું હરિ દરશણ;
ઉમંગ મનમાયે નહીં, આવી નમ્યા હરિને ચરણ.
દંપતી કહે રંકને ઘેર, કૃપા કરી ભગવાન;
ભકતને મોહોટા કરયા. તમો કહિયે પુરષપુરાણ.
દર્ભ આસન પત્રનાં, આણી મુકયાં છે તતખેવ;
તે ઉપર શ્રીહરી બેસાડયા, સંગ ઋષિજી ભૂદેવ.
ચરણ પખાળી પૂજા કીધી, ચરણામૃત ધરયાં શીષ;
મૃત્તિકા પાત્રમાં ધૂપ દીધા, રીજયા શ્રીજુગદીશ.
નૈવેદ્ય જળફળ વિવિધપેરના, નમાર તાંદુળ સાર;
સર્વ તંત કરીમુકયા આગળ, હરખ્યાં મંન અપાર.
સતદેવને પ્રભુયે કહ્યું, એકાંત તેડી વાત;
ઋષિ રહ્યા ને માહારી પૂજા, ઘટે નહીં ભકત રાજ.
કેમ વિષય બુદ્ધિ થઇ તમારી, જુઓ બેઠાછે બ્રહ્મ;
વ્યાસ નારદ વામ શુક, અત્રિ ઋષિ ચવંન.
દરશણથી નિ:પાપ થઇયે, એહેવા એ ફરસરામ;
ધન ભાગ્ય છે તમારૂં, એ આવ્યા છે તમ ધામ.
એનું અંતર નહીં મુને, ભકત વાહાલા એહ;
ચતુર્ભુજ માહારૂં રૂપ એ પણ, વાહાલું નહીં મુને [illegible].
બળભદ્ર માહારા ભ્રાત છે, વળી લક્ષ્મી કહિયે જેહ;
ભકત વાહાલા એહેવું કો નહીં, એહેમાં નહીં સંદેહ.

તેમાટે એહેની પૂજા કરવી, ભાવસું સતદેવ;
વચન પ્રભુનાં ધરયાં મસ્તક, પૂજ્યા ઋષિ તતખેવ.
આંબા જાંબુ રાયણ કદળી, દ્રાક્ષ દાડમ સાર;
શીતળ જળ આણી મુકયાં આગળ, રીજ્યા ઋષિજી દયાળ.
તારામા જેમ ચંદ્ર શોભે, વિપ્રમાં શ્રીમોરાર;
ઘણું મગ્ન થયાં પછે, સ્તુતિ કરે નરનાર.
મુજ રંકપર ઘણી કૃપા કરીને, આવ્યાછો ભગવાન;
આજ જન્મ માહારો થયો સફળ, પવિત્ર કરયાં મમધામ.
ઊંચ નીચ ને રંક રાવજ, સરખાં તમને મોરાર;
વસ્ત્ર કરમાં ધરી હરખે, નાચ્યાં નર ને નાર.
તન મન તમપર વારૂં સ્વામી, તમો પૂર્ણાનંદ;
ગંગા આદ તીર્થ કોટિ, વસે ચરણાર્વિંદ;
સકળ તીરથ આવ્યાં જુઓ, ઋષી સંગ સમેત;
હું દીન દુર્બળ દાસ ઊપર, કોણ કરે એવડું હેત.
ધન દિવસ ધન પોહોર આ ઘડી, નિરખ્યા વૈકુંઠરાય;
હરખ મન માયે નહીં, પ્રેમે નૃત કરે ગુણ ગાય;
પ્રક્રમા કરી નમ્યાં ચરણે, પોહોતાં મનનાં કોડ;
ભક્તિ દેખી નરનારની, ઘણુ રીજ્યા ઋષિ રણછોડ.
માગ માગ હું પ્રસંનછોં, તમ ભકિત દ્રઢ કેહે ધંન;
દરશણથી તનમય થયાં, સઘળે દેખે એકજ બ્રહ્મ.
ભકત કેહે સ્વામી શરણ રાખો, કૃપાનિધિ ભગવાન;
ભવભ્રમણથી છૂટિયે, હું માગુ એ વરદાન.
જે માગ્યું તે આપ્યું ભકતને, પોહોતાં બેહુનાં કોડ;
થોડા દિવસમાં પામશો પદ, કેહે શ્રીરણછોડ.
દરશણને થઇ ભીડ ને પછી, જોવા મળ્યું છે સમુદાય;
આખા દિવસનો તાપ ચંદ્રથી, જાય તેમ શીતળ થાય.
સતદેવ જાણે માહારે ઘેર શ્રીહરિ, જનક જાણે તેમ;
રાજઘેરથી રાજ સભામાં, જાયે નિત્યે પ્રભુ એમ.
તાલ ઝાંઝ મૃદંગ વાગે, ગાયે ગાંધ્રવ ગાન;
અપછરા નૃત્ય કરે આગળ, જાચક જન જસ શ્યામ.
ઘણા દિવસ રહ્યા ભાવ ભકતનો, પછે માગી વિદાય;
મિથિલદેશ મુકી આવી પોહોતા, દ્વારિકા જદુરાય.
સાંભળી નગ્ર લોક સાહામાં, આવ્યા મળવા પ્રેમ;
ઉગ્રસેન વસુદેવ દેવકીયે, પુછયુ કુશળક્ષેમ.
ભકત ઊપર એહેવી પ્રીત પ્રભુને, સુણો શ્રોતાજંન;
સૂતપુરાણીયે શૌનકને કહ્યું, સંક્ષેપે રાજંન.

( વલણ )

સંક્ષેપે કરી જાણજો, શુક કેહે સાંભળ રાયરે;
ધનદાસના સુતસુત કહે સુંદર, છ્યાસીમો અધ્યાયરે.

## અધ્યાય ૮૭ મો.

### ( કડવું—૨૦૦ મું—રાગ રામગ્રી )

પરિક્ષત શુકને કેહે શીશ નામી, તમો કહ્યો નિરાકાર બ્રહ્મસ્વામી;
નહીં નામ ઠામ રૂપ ધામ, તો કેમ પ્રગટ થયા ગુણગ્રામ[1].
વેદ સ્તુતિ કરી જુઓ કેમ, દેહ ધરી કોહોને ગાયા તેતો બ્રહ્મ;
મુને સંદેહ ઉપન્યો મંન, તે વિસ્તારી કહો મુનિજંન.
શુક કહે બ્રહ્મલીલા અગાધ, કહું નારાયણ નારદનો સંવાદ;

( ઢાળ )

સંવાદ કહું એ સાંભળો, અભિમંનસુત રાજંન;
નારદ પર ઘણી કૃપાદૃષ્ટિ, કહિયે પ્રભુનું મંન.
હેત કરીને વેણા પ્રભુયે, આપ્યો મુનિને હાથ;
ચૌદભુવનમાં કીરત પ્રભુની, ગાયે તુંબર સાથ.
ફરતા ફરતા આવી પોહોતા, બદ્રિકા આશ્રંમ;
નરનારાયણ તપ કરે, તે દેખી થયા પ્રસંન.
આવીને પ્રણામ કીધા, બોલ્યા મુખથી વાણ;
કહયું અમારૂં મન શીતળ થયું નહીં, હરિકથા વિના રામ.
તેમાટે અમો આવ્યા અહિયાં, કરવા અમૃતપાન;
કૃપા કરીને કહો સ્વામી, તમથકી પામું જ્ઞાન.
મુનીનાં વાયક સાંભળી, વધ્યા નારાયણ તવ મુખ;
સનતકુમારે શૌનીક આગળ, કહિ કથા જનલોક.
તે તમને કહું પુરાતન, સાંભળો ગુણ બ્રહ્મ;
તમો જ્ઞાની કેહેવું શું પડે, જાણોછો મુનિજંન.
નારદ કહે હું કાંહાં ગયો, જાહારે કથા થઈ જનલોક;
મુને કેમ હોયે અજાણ્યું એ, વિશ્મે વાતજ હોય.
નારાયણ કહે શ્વેતદ્વીપજ, ગયા હતા મુનિજંન;
તેમાટે તમે જાણ્યું નહીં, હવે કહું કથા એ બ્રહ્મ.
નિરાકાર આકાર નહીં, બ્રહ્મ કહિયે તેજના પુંજ;
ઇચ્છા થઇ બહુ સાંભળવા, બ્રહ્મની મુનિ પુંગ.
માયા લીન થઈ રહે બ્રહ્મસું, આજ્ઞાયે કરે કામ;
પ્રકૃતિ પુરૂષથી વેગળા, પોતે સાક્ષી પુરૂષપુરાણ.
બ્રહ્મથી એ તત્વ માયા, એથી સઘળી શ્રષ્ટ;
સર્વ જીવનું મૃળ એછે, જાણજો કહું સ્પષ્ટ.
વૈરાટ રૂપ જેહેમાં ચૌદ લોકજ, એહેમાંછે ઇંડ એક;
કોટી કોટી એહેવાં ઇંડજ, કહિયે પ્રભુને અનેક.
ઊર્ણનાભ મુખતાર કાઢી, રમે મનરીઝાય;
વળી ઇચ્છાયે લીયે મુખમાં, તેમ બ્રહ્મ ઇચ્છાય.
અકળ ગત ગોવિંદની, કોણે કળી નહીં મુનિજંન;
નારાયણ એમ કહે કથા, શુક કહે સુણ રાજંન.

---

[1] 'ગુણુરધામ' ગુ૦ પ્રત.

છત્રીસ જોજન પીઠ પોહોળી, એહેવા સંકર્ષણ;
શેષશાઈ જળમો શયન કરેછે, તેપર અશરણશર્ણ.
વિશ્વને એ સરજે રાત્રે, શીઘ્ર કહયો ભેદ;
સૃષ્ટિનો જાહારે સમો થાય તાહારે, શ્વાસોશ્વાસથી વેદ.
દેહ ધરી વેદ સ્તુતિ પ્રભુને, જગાડે કરી ગાન;
રાજાને હાઠી જગાડે, તેમ એ સાવધાન.
પ્રાતસમે જાહારે થાય તાહારે, સૃષ્ટિનો આરંભ;
જે નારાયણ જે વિષ્ણુ, જેજે શ્રીપરિબ્રહ્મ.
જે પુરૂષોતમ કેશવ માધવ, જે સચ્ચિદાનંદ;
એમ કહી શ્રુતિ જગાડે, જે શબ્દ શ્રીગોવિંદ.
પૂર્વી પ્રભુનાં ચરિત્રનામને, ગાયછે શ્રુતિ ધંન;
પ્રાત થયો હવે જાગીયે, કરવા સૃષ્ટિ જગજીવંન.
તમો કેહેશો મુજને કાં જગાડો, સૃષ્ટિનું શું કામ;
એથી બંધન થાય મુજને, એમ નહીં ભગવાન.
તમને બંધન છે નહીં, તમે કુત્રિમકરતા શ્યામ;
મને સૃષ્ટિ સંધાર કરોછો, તમે પુરૂષપુરાણ.
ઓંકાર એ શબ્દ શર્વનું, બીજ કહિયે બ્રહ્મ;
નાભિકમળથી બ્રહ્મા, એથી સૃષ્ટિ ઉપની ધંન.
બ્રહ્મ રૂપે સરજો પાળો, વિષ્ણુ રૂપે જગદીશ;
શીવ રૂપે સંધાર કરોછો, તમો ત્રિગુણાતીત.
પ્રતિબિંબ છાયા સર્વ ઘટમાં, એક અનંત સ્વરૂપ;
જીવના ઇશ્વર તમે, જે જાણે તે તદરૂપ.
શંકર્ષણનાં મુખથી, જાહારે નીસરે વીખજવાળ;
જગત શત્રુને પ્રલે જુવો, બાળીને કરેછે છાર.
શત વરસ પરજંન વરસે, સમસ્ત શુંડાધાર;
પૃથવી જળમય કરશે તાહારે, ફરી નવો વિસ્તાર.
સઘળે જળ બિંબ દીસે, સ્વર્ગ મૃત્યુ પતાળ;
તાહારે સ્વામી તમે એખલા, કો સંગ નહીં શ્રીદયાળ.
તમારી ગત પ્રભુ તમો જાણો, બીજું ન જાણે કોય;
સહસ્ર જિભ્યાયે સમરથ નહીં કેહેવા, શેષ તે ગુણ સોય.
તમે કેહેશો આવડી માહારી, સ્તુતિ કરો કાં સેવ,
મુને ભજે તેમ અગ્નિને ભજે, એ શું નહીં છે દેવ.
જે થકી જગન હોમ વરસે, મેહ સ્વર્ગથી પોણ;
એથકી અંન સૃષ્ટિ સર્વે, એથી મોહોટું કોણ.
તેમાટે એહેને ભજે એમ નહીં, શ્રુતિ કેહે સુણો બ્રહ્મ;
એ અંશ છે તમ તેજ સ્વામી, તમથી નહિં કોઊ અન્ય.
બાજીગર ખેલ કરે આંબાનો, લાગે ફલ જુએ લોક;
તેમ ઇંદ્રજાળ માયા તમારી, દીસે તે સહુ ફોક.
માટે તમે ખરા એ માયા જુઠી, જાણે નહીં તમને જંન;
કથાઅમૃત શ્રવણ કીર્તન, કરે તે ધંન ધંન.
અધમ પાપી અન્ત જાતી, ભજે તમને નાથ;
તે સરખા તરીજાય સ્વર્ગે, તો બીજાની શી વાત.
ભક્તિહીણ જાણે નહીં, તે ફોકટ પૃથવી ભાર;
લખચોરયાશી ફેરા ફરી પામ્યો, મનુષદેહ અવતાર.
બધીર મુકો નેત્ર નોહે, કેમ લીયે હરિનામ;
નેત્ર કર્ણ એ જીભ્યા આપી, ગાવા ગુણ ભગવાન.
પુત્રકલત્ર દ્રવ્યમાહિ, ભુલ્યા ભમે જન એહ;
ઘટઘટમાહે તમે રહ્યા વ્યાપી, દેખે નહીં હ્રદયામહિ;
કાષ્ટમાં રહે વન્હી છાનો, દેખે નહીં તેહેને કોય;
મથે તાહારે તેમ તમે પ્રગટ, અંતરજામી સોય.
નાભિકમળમાં કસ્તુરી, મૃગ ખોળતાં ફરે વંન;
આત્મારામ વિરાજે ઘટમાં, જાણે નહીં મૂઢ જંન.
એમ ન જાણે શત વરસનું, આયુશ કળીમાહે પુણ્ય;
અહમાંથી જુઓ મિથ્યા ભાષણે, થયું કાંઇએક નુન્ય.
પંચોતેર રહ્યાં આસરે, તેહે ન ભોગવે ધરી કાય;
અર્ધ તો ગયાં રાત્રિમાં, અર્ધ રહ્યાં છે આંહાંય.
બાળ અવસ્થા રમતમાંહે, તરૂણ અવસ્થા સ્ત્રી સંગ;
વૃદ્ધ અવસ્થા તુષ્ણામાં પછે, ભજશો કહિંયે શ્રીરંગ.
હું તું એ તો અહંકારનું મુળ, અહંકારે કરી કામ;
ક્રોધ લોભ એ વાસનાયે, ફરે જીવ ચાહારે ખાણ;
એ જ્ઞાન કહ્યું છે મનુષ્યને, કો જાણે હરિના જંન*;
જાણે તે તદરૂપ ગંગા, સાગર તેમ એ બ્રહ્મ.
શહસ્ર નદી જઈ ભળે દધિમાં, એક રસ એક નામ;
નદીનો કાંઇ નાશ નથી, તેમ જીવ એહ પ્રમાણ.
પાતાંજળીના શાસ્ત્ર એમ કહે, જીવ એ કેમ બ્રહ્મ;
જીવ જુઆ ઇશ્વર જુઆ, ઊંચ નીચ દેહ ધરે કેમ.
કર્તુમકર્તા સમરથ સ્વામી, જીવથી શું થાય;
એમ વાદ કરે ખટ શાસ્ત્ર તાહારે, શ્રતિ કહે સુણો ન્યાય.
સોવાણ એક તેહેના ઘાટ બહુવિધી, ભાગે તાહારે સોવાણ;
તેમ બ્રહ્મ એક એ માયા ઉપાધી, જીવને જન્મ મર્ણ.
એક વૃક્ષપર બે પખી, એક ખાય ફળ એક શુન્ય;
સ્વાદ લીયે તે ભોગવે, પોતે સાક્ષી પાપ ન પુણ્ય.
ગુણે કરી ઊંચ નીચયોનિ, ફરે ભવમાં જીવ;
વાસનાયે રહિત જે જીવ, થાય છે પછે શીવ.
ભગવાન કેહેછે નિગમને, મુને ઓળખ્યા તમે કેમ;
હું બ્રહ્મ કાંહાં રહું કો નવ જાણે, શીઘ્ર કરીને એમ.
કેમ જાણી માહારી સ્તુતિ કરોછો, એ અસંભવ વાત;

* એ ને પછીની એક લીટી બા० પ્ર० માં નથી.

શ્રુતિ કહે તમમાયાયેકરી, પ્રગટ ગુણ વિખ્યાત.
પ્રકૃતિ જડ તેહેમાં પવન મુકી, રમત કરોછો રમ્ય;
તમકૃપાયે કહું સ્વામી, ગીતા વકતા બ્રહ્મ.
તમે સર્વના આતમા, અવિનાશી કહિયે બ્રહ્મ[1];
દેવ દિગ્પાળ સહુ આજ્ઞામાં, ફરેછે રવિ ચંદ્ર.
મરજાદા મુકી જાય નહીં જળ, એહેવા એ દધિ સાધ;
જઠરઅગ્નિ પચાવે અંન, અદકું ઓછું ન થાય.
તમ આજ્ઞાયે ચાલે તેહેને, સદા હોય કલ્યાણ;
મરજાદા મુકી ચાલે તેહેને, કુશળ કેમ હોય શ્યામ.
તે ભવભ્રમણ ફરી આવે તાહારે, પામે બ્રહ્મા દેહ;
તેહ ઉત્તમ વેદ વકતા, જાણે હરિને તેહ.
ધનદાસ સુત ગૃહ તજી થાયે, સન્યાસી ધરે દંડ;
પરમહંસ તમચરણે ચિત્ત, તે પામે પદવી અખંડ.
જે માયામાં ચિત્ત રહે ઉપર, ભકિત અંતર દંભ;
રીજવે ઇંદ્રી સ્વાદમાટે, જંન ફરે નવ ખંડ.
મનુષ દેહે ઓળખ્યા નહીં, તે કહિયે કાષ્ટ પાષાણ;
પ્રેમતુલ્ય તેહેને જાણવા, નરજીવ એહ પ્રમાણ.
જેમ ધુંવેરે કરી દેખે નહીં, પાસે પોતાનું અંગ;
તેમ વિષયી માયામાં પડયા તે, ભૂલા તમને બ્રહ્મ.
આતમઘાતી કહિયે જેણે, જાણ્યા નહીં હરિ રાય;
આઠ પોહોરમાં એક ક્ષણ જો, ભજે તો શુભ થાય.
નહિંતર કર્મે બાંધ્યો ફરે પ્રાણી, ભોગવે સંસાર;
ન્યાય કહે કેમ કર્મ મોહોટું, ઇશ્વર નહીં જુઓ વાત.
નિગમ કેહે એ સાક્ષી પ્રભુ એહેને, લેપે નહીં કાંઇ કર્મ;
ઇશ્વર કોહોનું રૂડું ભુંડું, કર્તા નહિ કહયો મર્મ.
બ્રહ્મ કરેછે કુલાલવૃત્તિ, વિષ્ણુ ધરે અવતાર*;
શિવ જોગી એ કર્મને વશ, ફરે રવિ નિરધાર.
ત્રિગુણાતીત છે વેગળા, તે કહિયે મોહોટા વિશેષ;
એહેની આજ્ઞાયે સૃષ્ટિ કરેછે, બ્રહ્મા વિષ્ણુ મહેષ.
બ્રહ્મથી ઓંકાર તત્વજ, તત્વથી વૈરાટ;
સહસ્રપદ જેહેના સહસ્ર હાથજ, સહસ્ર મસ્તક કાન.
મુગટ કુંડળ સહસ્ર સહસ્રજ, તેજના ભંડાર;
પાર કો પામે નહીં, એહેવા કહિયે દેવમોરાર.
બાળક જળમાં મુખ પોતાનું, જોઇ રમે તે સાથ;
તેમ પોતાના પ્રતિબિંબ સાથે, રમત રમેવિશ્વનાથ.
શાસ્ત્ર કહે એ આતમાથી, આતમા પામે મોક્ષ;
આતમાંથી પડે હેઠા, ભોગવે ફળ જોખ.
મીમાંસા શાસ્ત્ર કહે કર્મના, લેખ ટળે નહીં સત વાત;
જોતિષી કેહે ગૃહ બળિયા, મહોમાંહિ એમ વાદ.
શાસ્ત્રે કહ્યું પણ ઠરાવીને, વેદ કહ્યું એ પ્રમાણ;
રવિ એક પ્રતિબિંબ જળ ઘટ, તેમ એક ભગવાન.
આદ્ય અંત ને મધ્ય વ્યાપી, રહ્યા પૂર્ણાનંદ;
હરિ વિના કો છે નહીં[1], સ્તુતિ કેહે મુખે વેદ.
ઘટમાં બ્રહ્મનું તેજ છે તો, વાહાલું લાગે સજંન;
હંસ જાહારે રમી જાય તાહારે, પ્રિય નહીં જુઓ મંન.
પ્રાણથકી એ પ્રિય વાહાલા, એહેમાં નહીં સંદેહ;
એહેવા પ્રભુને ભજે નહીં, મદઅંધ કહિયે તેહ.
કલ્પવૃક્ષને તજી જે કો, સેવે બીજા દેવ;
માતપિતાને પરહરી, ગૃહ કરે નીચની સેવ.
કાળભુજંગ ફુંફુવાટ કરતો, ફરે મસ્તક આય;
એમ ન જાણે ખાસે હવડાં, ભજીયે ભલો છે દાય.
જન્મ સઘળો ગયો આળે, અંત સમે કેહે રામ;
વેમાન બેસી જાય સ્વર્ગે, વાજતે નીશાણ.
નામનો પ્રતાપ એહેવો, જુઓ મંન વિવેક[2];
નેતિનેતિ નિગમ કહે, ગુણ કેમ ન આવે છેક.
શત વરસ કમળ જળમાં, અજ ગયા ન જડયો થાય;
કેહેતાં કેહેતાં વાણી થાકી, ચરિત્ર કહ્યાં નવ જાય.
જન લોકની મૃત લોકમાં, મુનિ કહી કથા એ સાર;
સાંભળી સ્તુતિ કરી પ્રભુની, નારદજીયે તેણીવાર.
તમે બ્રહ્મ ઇશ્વર સ્વામી, તમે શ્રીવિષ્ણુ બ્રહ્મ;
તમારી સત્તાયે સંસાર ઉભો, તમ વિના નહિં અન્ય.
ઇંદ્ર વરૂણ કુબેર જમ એ, શેષ વન્હી ભાણ;
જળ સ્થળ સઘળે તમો વ્યાપી, ઘણું શું કહું શ્યામ.
તપ કરોછો લોકસંઘે, ભકતજનને કાજ;
એ રીતે તપ કરે તેહેને, પ્રસંન થાય મહારાજ.
નારાયણ કહે ધંન નારદ, ભકતમાં તમો મોક્ષ;
અહરનીશ પ્રભુનાં ચરિત્ર ગાતાં, ફરોછો ત્રૈલોક.
નમસ્કાર કરીને ગયા તાંહાંથી, નારદ પોહોતી આશ;
વેણાનો ટંકાર કરતા, આવ્યા જાહાં વેદવ્યાસ
કાષ્ટમાંથી અગ્નિ મથતાં, ખરયું વ્યાસનું રેત;
અરણીમાં આવીપડયું તેથી, ઊપના શુકદેવ.
નારદ દેખી વ્યાસ ઉઠયા, થયા મન રળિયાત;
ત્રણલોકમાં ફરી આવ્યા, કહો કાંઇએક વાત.
મુનિ કેહે મુને નારાયણે કહ્યું, તે કહું તમને જ્ઞાન;
ઉપદેશ કરીને ગયા સ્વર્ગે, ગાય હરિરસ ગાન.

૧ 'ભદ્ર' ગુ૦ પ્રત. * એ ને પછેની લીટી બા૦ પ્રતમાં નથી.

૧ 'એ વિના કશો પદારથ નહીં' ગુ૦ પ્રત.
૨ સવાલાખ શ્લોક શ્રુતિનાં, તાંહાં કહીયે અનેક, ગુ૦ પ્ર૦

શ્રીહરિદાતા મુક્તા કહીયે, પ્રજાપતિ વિપ્ર અન્ય;
વેદ વાચકસતા એ, શુક કહે સુણો રાજંન.
તમે કહ્યું નિરાકાર તે, સાકાર કેમ થાય બ્રહ્મ;
જથા બુદ્ધિયે કહ્યું તે, એ જુઓ જ્ઞાનદૃષ્ટિયે મંન.

( વલણ )

જાણજો બ્રહ્મ એક છે, શુક કેહે સાંભળ રાયરે;
ધનદાસના સુતસુત કહે સુંદર, સત્યાસીમો અધ્યાયરે.

---

## અધ્યાય ૮૮ મો.

### ( કડવું ૨૦૧ મું—રાગ રામગ્રી )

વદ્યા પરિક્ષિત સુક પ્રત્યેવાણી, સંધે ઉપન્યો એક મુને સ્વામી;
શિવ કહિયે દિગંબર જોગી, દ્રવ્યની ઇચ્છા એ તેને ભજે ભોગી.
વિષ્ણુ લક્ષ્મીવાન છે એક, કો વેળા તેને ભજે નહીં કેમ;
વદ્યા શુકજી મંન પ્રસંન, સાંભળ પરિક્ષિત એ રાજંન.

( ઢાળ )

કહું કથા વિષ્ણુરાટ તમને, સાંભળો દેઈ કાન;
પૂર્વે પુછયું ભગવાનને, તમ પિતામહ સાવધાન.
તેમ તમને કહું હું શ્રીહરી, બેઠા પાંડવ સાથ;
જુધિષ્ઠર શ્રીકૃષ્ણને કહે, સાંભળો સ્વામીનાથ.
શિવ પ્રસંન કેમ થાય વેહેલા, વિશ્ણુ નહીં કેમ તેહ;
એ વિસ્તારીને કહો મુજને, ટળે મન સંદેહ.
શિવ તો જોગી ભોગી વિષ્ણુ, કહિયે લક્ષ્મીવાન;
તે ઉતાવળા કેમ પ્રસન ન થાયે, ભક્તપર ભગવાન.
વચન રાયનાં સાંભળી, વળતા વદ્યા શ્રીમહારાજ;
ભક્તને જાહારે જોઇયે તાહારે, આપું દ્રવ્ય તે કાજ.
ધ્રુને અવિચળરાજ લક્ષ્મી, આપ્યું નીરખે તેહ;
લક્ષ્મી વિના શોભે નહીં, જુઓ રાજપદવી તેહ.
છત્રીશ સહસ્ત્ર વરસ પ્રૃથ્વે, ભોગવ્યું સુખ રાજ;
અંતે તારામંડળમધ્યે, આપ્યો અવિચળ ઠાર.
જે વેળા જેહેને જોઇયે, તેહેવો આપું દ્રવ્ય અનંત;
સમી સમી તેહેનો લેઉં પાછો, થાય નહીં મદ અંધ.
ધન હોય તાહારે કુટુંબ મિત્રજ, આશ્યાયે કરે પ્રીત;
મારાથી હું વાહાલો મુજને, તજે તે પર ચીત.
તેમાટે તેહેની લક્ષ્મી હરીલેઉં, તાહારે આવે જ્ઞાન;
પછે મુજને ઓળખે, તવ ગાય હરિજસ ગાન.
સ્મરણ ભક્તિયે પામે પદી, એથી શું છે બીજું સાર;
લક્ષ્મીને મદે ફરવું સુખ દુખ, ભોગવે સંસાર.
તેમાટે હું આપું નહીં, લક્ષ્મી એ ધર્મરાય;
સાંભળી રાય પ્રસન થયાછે, ધંન હરિ સુખદાય.

ત્રિભ્રષ્ણુ તો ખરી કસોટી લીયે, તાહારે થાય પ્રસંન;
કહું ઇતિહાસ પુરાતન, શુક કહે સુણો રાજંન.
સીબ્રીરાજા ભક્ત મહાદ્રઢ, સતવાદી ચાલે ધર્મ;
શરણે આવ્યો હોય તેહેને રાખે, સદાવરતી અંન.
જે માગે તેહેને ના કહી કેહેવી, એહેવા તે ઉદાર;
ત્રૈલોકમાં ચાલી કીરતી, જોવા આવ્યા વિશ્વાધાર.
વાઘરી રૂપે થયા દેખી, પંખી નાહાઠાં જાય;
એક કપોત આવી બેઠો રાયને, ખોળે વીસ્મે વાત.
શરણે આવ્યો તેહેને રાખવો, એહેવી રાયની પોણ;
પારધી કહે આપો મુજને, રાય કહે તું કોણ.
હું પારધી આવ્યો લેવા એહેને, રાય કહે બીજું માગ;
એ વિના માગો તે આપું, શરણે આવ્યો મુજ લાજ.
વાઘરી કહે મુને એહજ આપો, કુટંબપોષણ થાય;
નહીંતર આજ અપવાસ ના કહો, ફરી જઇયે રાય.
ધર્મ સંકટ પડયું રાયને, વદ્યા મુખથી વાણ;
એ બરાબર માંગશો તે આપુ, શાસ્ત્ર આજ્ઞાએ માગ.
વાઘરી કહે તમ અંગનું, આપો એ બરાબર માંસ;
સાંભળી રાયે હરખ્યા એહેવે, આવી સ્ત્રી તે પાસ.
સ્ત્રી કેહે અર્ધ અંગ હું છું, આપીશ માસ એ કાજ;
પુત્ર કહે એહેવે હું પજ આપું, વાઘરી કહે નહીં રાજ.
તમારૂં એ માંસજ મુજને, આપો તો લેઉં રાય;
તોળ્યું તે બરાબર અંગ રાયનું, તો એ પુરૂં નવ થાય.
રાણીયે આપ્યું પુત્રે આપ્યું, તોએ ઊંચું જાય;
રાય કહે મારૂં મસ્તક આપું, તાહારે પુરૂં થાય.
એમ કહીને ખડગ કંઠે, મુક્યું છે રાજંન;
ચતુર્ભુજ થઈ દરશણ આપ્યું, માગમાગ હું પ્રસંન.
તેમાટે વિષ્ણુ એહેવા શુક કહે, ધંન શ્રીગોપાળ;
હવે કહું કથા શિવજીતણી, તે સાંભળો ભૂપાળ.
એક દૈત શકુનીનો પુત્ર તેહેનું, વૃકાસુર કહિયે નામ;
તપ કરવાંને જાય એહેવે, મળ્યા નારદ સ્વામ.
તેજપુંજ પ્રકાશ દેખી, નમ્યો મુનીને પાય;
ત્રણ દેવમાં કહો વેહેલો, પ્રસંન થાય કહો તેહ.
હને મનમાં સંકલ્પ વિકલ્પ, ભલે મળ્યા મુનીજંન;
સાંભળી ઋષિજી વદ્યા, વેહેલા શિવ થાય પ્રસંન.
શંકર ભોળા આપશે, જે માગશો તે વસ્ત;
પાછું ફરી તે જુએ નહીં, એહેને આપશું કોણ ગત.
સંકટમાં પોતે પડેછે, વર આપીને જુઓ વાત;
એ સંક્ષેપે કરી કહું તમને, સાંભળો દૈતરાજ.
રાવણને વેહેલા પ્રસન થયા, તેને આપ્યો વર એ જોખ;

પ્રાક્રમ બળ કો તોલ ન આવે, જીત્યું તેણે ત્રૈલોક.
કૈલાસ સરખું ગડગડાવ્યું, કરે શિવસું દ્વંદ;
લંકામાં લઈ જાશે એહેને, એહેવો તે મદઅંધ.
બાણાસુરને પ્રસન થયા, શિવે આપ્યા સહસ્ત્રજ હાથ;
વઢવા કો સમરથ નહીં, આવ્યા જુદ્ધને શિવસાથ.
શિવ કહે મેં વર આપ્યો, એતો આવ્યો મુજસું દુષ્ટ;
સમજાવી કહ્યું દૈતને, મુજ સરખો મળશે પુષ્ટ.
ભક્તવત્સલ તેહેના નગરમાં, કરે શિવ રક્ષાય;
તેમાટે જઈ આરાધો, વળી કહું સુણો દૈતરાય.
વિદ્દુત માળીને પ્રસન થયા, તેણે માગ્યું વરદાન;
સૂરજના જેહેવું તેજ આપો, હું ફરૂં બેસી વિમાન.
માગ્યું તે શિવે આપ્યું તે પછે, ફરે રવિસંદેશ;
સૂર્યનો રથ જાય તેહેની, પુઠળ તેજ વિશેષ.
રવિયે મનમાં વિચારયું, થયો કાળનો હવે લોપ;
પોતાને તેજે વિદ્દુતમાળીને, બાળી કીધો ફોક.
શિવે જાણ્યું ભક્ત માહારો, દગ્ધ કરયો છે આજ;
ત્રિશૂળ લઇ તતક્ષણ ઉઠી, હણ્યું રવિને ક્ષણમાંજ.
સૂરજે મનમાં જાણ્યું શિવજી, કોપ્યા મુજપર આંહિં;
મેં હાવે ઉગરવું નથી, શરણ જાવું તાંહે.
તેમાટે રાજધાનીમાં જઈ, છુપાયા પાતાળ;
શિવે જાણ્યું રવિ શરણ આવ્યા, પ્રસંન થયા તતકાળ.
અદ્યાપિ સૂરજકુંડ કાશીમાં, લોલાર્ક કહિયે નામ;
એહેવા એ શિવ ભોળા નારદ, કહ્યું દૈતને આમ.
મનના મનોરથ પોહોંચશે, એમ કહીગયા મુનિજંન;
વ્રકાસુર જઇ તપ કરેછે, બદ્રિકાશ્રમ ધંન.
ઉંચે ચરણે ઉર્ધ્વ વદને, કરે ધ્રુમરપાન;
એકમને શિવ આરાધ્યા તેણે, ધરયું હ્રદયા દ્રઢધ્યાન.
તોહે શિવ તેહેને પ્રસન નહીં, તવ હોમ્યું શરિરનું માસ;
સાત દિવસ થયા હોમ કરતાં, પછે થયાછે નિરાશ.
શીષકમળ હોમવા માંડ્યું, વિચારયું શિવે મંન;
હત્યાદોષ એ લાગે મુજને, શિવ થયા પ્રસંન.
અગ્નિકુંડથી પ્રગટયા પોતે, નીસરયા તતખેવ;
માગ માગ તું શું માગેછે, એમ વધ્યા મહાદેવ.
શા માટે એહેવું કરેછો, શિવ સમજાવે ભલી રીત;
વિષ ખાયે કો ઝંપાવે, તેહેને મનાવે તે ઇશ.
એમ કહી ભુજ ફેરવ્યો, થયું શરીર દૈતનું દિવ્ય;
સ્તુતિ કરીને નમ્યો ચરણે, માગુ તમ કને શિવ.
જેહેનાં મસ્તકપર હાથ મુકું, તે બળીને થાય રાખ;
શિવ કહે એણે એ શું માગ્યું, કહિયે એ ખળ જાત.
સર્પને પય પાય તો એ, કરે આવી ડંશ;
તેમ એહેને વર આપું, રખે કરે મુજસું ધ્વંસ.
શિવજી મન દુખવાયા, પણ શું કરે ભોળાનાથ;
માગ્યો તે વર આપી શિવજી, જાયછે કૈલાસ.
કેમ જાણીયે પારખું, પાસે દિસે નહીં બીજું કોય;
શિવ મસ્તક જો હાથ મુકું, લેઊં એહેની સ્ત્રી જોય.
એમ કહિને પૂઠળ દોડયો, મુકવા ખળ હાથ;
ત્રણ ભોવનમાં ફરયા શિવજી, આવ્યા જાંહાંછે નાથ.
કોઈથી દૈત વળ્યો નહીં, એ જાણ્યું પ્રભુયે મંન;
શિવ કહે તે પેહેલાં જઇને, નિવારયું એ વિઘ્ન.
લાજશે મુજ દેખીને શિવ, ધરૂં બટુકનું રૂપ;
મૃગચર્મ કમંડળ કરમાં, બ્રહ્મચારી થયા ભૂપ.
પોતે સનમુખ ગયા તેહેની, કોઈ ન જાણે મર્મ;
માહાપુરૂષ તેજવંત દેખી, ભાવ ઉપનો મંન.
પાસે આવી દૈત્યે પ્રભુને, કરયો છે નમસ્કાર;
ભગવાન કહે ઉતાવળા કાંહાં, જાઓછો કોણ ઠાર.
શ્વાસોશ્વાસ માતો નથી, ક્ષણ ઉભા રહી ખાઓ શ્વાસ;
આવડો શ્રમ કરોછો શું, જીવની નહીં આશ.
પ્રાણ વાહાલા સર્વને, એહને આપીયે રૂડું સુખ;
અકળાયા ઘણું દોડતા, મુજ કહો શું છે દુખ.
દૈત કહે શિવે વર આપ્યો, જોઉં પરીક્ષા મુકી હાથ;
ખરૂં ખોટું જાણવા પુઠળ, દોડું છું સ્વામીનાથ.
ભગવાન કહે ધંન ધંન એ તુ, શકુનીનો છે તંન;
શિવને કહે તું ભલો લાગે, તે ભંગી ભાઈ જુઓ મંન.
દૈત કહે તે મહેશ્વર છે, નમે સહુ તેહને કાજ;
તે શું સમરથ છે નહીં, વર આપવા મહારાજ.
બટુક કહે તમો સત રહોછો, સાંભળો દૈતરાય;
દક્ષનો એહેને શ્રાપ થયોછે, ગયો જસ મહિમાય.
પીશાચ થઇને ફરે સંગે, ભૂત પ્રેત એ મિત્ર;
દિગંબર ગળે રૂંઢમાળા, સર્પ ભૂષણ એ રીત.
વાઘાંબર ડાક ડમરૂ કરમાં, ત્રિશળ અંગ ભભુત;
દેવ એહેને સંગે નહીં, તું તેહેને કહે લાગો ધૂર્ત.
શિવજી મસ્તક હાથ મુકી, નૃત્ય કરતા તે રાય;
મંત્ર તુને કાંઈ કહયોછે એમ, હાથ મુકે શું થાય.
એ જોગીનો વિશ્વાસ શો, તુ જો વિચારી મંન;
તેમાટે ઘેર જાઓ પાછા, માનો એહ વચંન.
નહિંતર પરિક્ષા જુઓ પોતાના, મસ્તકપર મુકી હાથ;
ખરૂં ખોટું કંકણ કરમાં, દરપણનું શું કાજ.
વિષ્ણુ માયાયે હણ્યું ચિત્તને, વિશ્વાસ આવ્યો મંન;

એણે માહારા પિતાનું નામ લીધું, કહિયે એ ગુરૂબ્રહ્મ.
દીસે છે વય નાહાનડી, બુધ ઘણી વચન રસાળ;
ઇચ્છા પ્રભુની કરવું એહેને, કોણ રાખણહાર.
આનંદ મનમાં હવો નારદો, મસ્તક મુકી હાથ;
કર મુકતાં તે દૈતકાયા, બળીને થઇ રાખ.
દૈત મોહોટો પાહાડ સરખો, ક્ષણ ના લાગીવાર;
દેવના દુંદુભી વાગાં, વરત્યો જેજેકાર.
એહેવે શિવજી આવી ઉભા, તેહેને કેહેછે ભગવાન;
શું જોઇ એહેવા દૈતને, વર આપ્યો કેમ કલ્યાણ.
આપીને સંકટમાં પડો, વિચારી કરવું કામ;
શિવ કહે માણ લગી તાણ્યું મેં, આપ્યો વર એ શ્વામ.
વરમાગે તેહેને આપવો મેં, ના કેમકરી થાય.
સંભાળનારા તમોછો તો, અમને શી ચિંતાય;
સ્તુતિ કરી શિવ ગયા સ્વર્ગે, વિષ્ણુ ગયાછે ઠામ.
વકાસુર બળી ભસ્મ થયો માટે, ભસ્માસુર પ્રુટ્યું નામ.
વર આપવાને ભોળાશંકર, વિષ્ણુ લે સંભાળ;
ત્રણે મુરતી એકછે, શુક કહે સુણ ભૂપાળ.
તમે કહ્યું શિવ આપે લક્ષ્મી, વેહેલા એ વરદાન;
શ્રીવિષ્ણુ તો ઉતાવળા, નહીં આપે એ કહ્યું જ્ઞાન.
ભાવે કરી ભણે સાંભળે એ, અધ્યાય અતિપાવંન;
કષ્ટથી તેહેને રાખે શ્રીહરિ, સુણો શ્રોતાજંન.

(વલણ)

શ્રોતાજન કહ્યું જ્ઞાન એ, જુઓ એહેના વૈકુંઠશાપરે;
ધનદાસના સુતસુત કહે સુંદર, અઠયાસીમો અધ્યાયરે.

---

## અધ્યાય ૮૯ મો.

### (કડવું ૨૦૨ મું—રાગ રામગ્રી)

શુકજી કહે શી રીતે ભણું, લીલા હરિની છે અતિઘણું;
થાકાં સરસ્વતી થાકા વેદ, પાર ન પામે પ્રભુનો છેક.
સંક્ષેપે કરી કહું રાજંન, સાંભળજો થીર થઇને મંન;

(ઢાળ)

થીર થઇ તમે સાંભળો, કહું કથા હરિની રમ્ય;
નિમિષારણ્ય સરસ્વતી તીરે, બેઠા છે ઋષિજંન.
સહસ્ર વરસનો નેમ તાહાં, કળી કરે નહીં પ્રવેશ;
પરિક્ષત રાજાના રાજમાં, ચાલે નહીં લવલેશ.
તેમાટે એ જ્ઞાનજગ્નજ, કરે છે ભલો દાવ.
મંત્રે કરીને મૃત્યુ તેડયા, તે આવ્યા છે ધરી કાય.
ઋષિ કહે તમો ભાગ લીયો, જગ્નમો એ જોય;
અમને વ્યાધિ પીડે નહીં, સહસ્ર વરસ ન મરે કોય.
તેમાટે અમ પાસે બેસો, મૃત્યુ કહે સુણો બ્રહ્મ;
કેમ બેસું તમપાસે કરવું, કામ સ્વર્ગસદંન.
સૂતપુરાણીયે કથા આરંભ, માડયો છે રાજંન;
ઋષિ કહે હાવે કથામાંથી, ઉઠવું નહીં જંમ.
તેમાટે સહસ્ર વરસ સુધી, રહ્યાછે મૃત્યુ તહિં;
જેહેનો ભે તે પાસે બેઠા, હરખ્યા રૂખી મનમાંહિ.
માહોમાંહિ ઋષિ વદે ત્રણમાં, કોહોનું ધરિયે ધ્યાન;
કોઇ કહે શિવ બ્રહ્માનું, કો કહે વિષ્ણુનું આમ.
ત્રણે ગુણમાં મોહોટો કોણ, એમ કુલાહલ બહુ થાય;
ઋષિ કેહે જુઓ પરીક્ષા, પછે સાંભળીયે કથાય.
સર્વે મળીને કહ્યું ભૃગુને, કેમ ટળે સંદેહ;
ત્રણે ગુણમાં કીહાયે ગુણ કરી, પામીયે પદ એહ.
ભૃગુ કહે ધીર ધરો, હું જોઇઆવું તાંહાંલગી બ્રહ્મ;
આજ્ઞા લઇને જઇ પોહોતા, પેહેલા બ્રહ્મસદંન.
ચાર મુખ ચાર સભા અજની, જોજન શતપ્રમાણ;
પંચાસ ક્રોડ ગાંધર્વ ઉભા, અપછરા નૃત્ય ગાન.
એહેવામાં ભૃગુ આવ્યા મળવા, પિતા છે જેણે ઠામ;
બ્રહ્માયે દીઠા આવતા, જેષ્ઠપુત્ર દીજે માન.
એટલે આવી બેઠા બ્રહ્માને, કીધો નહી નમસ્કાર;
અજ કહે માહારા પુત્ર થઇ મુજને, નમ્યા નહીં નિરધાર.
હું થકી શું એજ મોહોટો, બોલ્યા નહીં જુઓ બોધ;
એમ કહી ભૃગુટી ફેરવી, નેત્રજવાળા ઉપન્યો ક્રોધ.
જળ છાંટીને શ્રાપે એહેવે, સાવિત્રીયે વારયા તેહ;
મનમાંહે બ્રહ્માયે જાણ્યું, આવ્યા પરીક્ષાને મુજ એહ.
ક્રોધ સમાવી રહ્યા અબોલા[1]. બોલ્યા નહીં ફરી વાત;
પિતાને નમસ્કાર કરીને, ઉઠયા ભૃગુ ધરી વાટ.
રજોગુણ જોઇવળ્યા તાંહાંથી, આવ્યા ઋષિ કૈલાસ;
પંચવદન ભાળ ચંદ્ર ઝળકે, બેઠા શ્રીઅવિનાશ.
કુબેર એ પરધાન પાસે, પારવતી અરધાંગ;
જક્ષ કિંનર ભુત પ્રેતજ, સભામાં નૃત્ય રંગ.
એહેવે ભૃગુ ઋષિ જઇ પોહોતા, દીઠા નયણે એમ;
ઉઠીને શિવ જાય સાહામાં, મળવાને અતિ પ્રેમ.
ભૃગુયે મનમાં જાણ્યું શિવને, ગળેછે રૂંઢમાળ;
સર્પ હાર અમંગળ દેખી, મળ્યા નહી અજબાળ.
આવીને ઋષિ બેઠા ન કરી, વાત નહીં પ્રણામ;
શિવ કહે અમો મળવા ઉઠયા, મળ્યા નહીં ફેડું ઠામ.
એમ કહી ત્રિશૂળ તેપર, નાખવા ચઢયો ક્રોધ;
પારવતીયે વારયા તાહારે, સમજ્યા શિવ મનમાંય.

---

[1] 'અમોલા' બા૰ પ્રત.

મુજ પરીક્ષાને આવ્યા ઋષિજી, વૃથા મેં કરી રીસ;
ક્રોધ મનમાં સમાવીને, બેઠા છે તવ ઇશ.
ભૃગુયે ઉઠી પ્રણામ કીધો, ક્ષમા કરો અન્યાય;
તમોગુણ જોઇ વળ્યા તાંહાથી, ગયા જાંહાં મહારાજ.
વૈકુંઠ શોભા શી કહું, થઈ કહ્યો છે ઝાતકાર;
હેમ મણિમય ખચિત મંદિર, આવ્યા હરિને દ્વાર.
પીતાંબર ઓઢી પોડયા છે, લક્ષ્મી તળાંસે પાય;
કો સેવામાં જળઝારી લેઇને, કો ઉભીછે વીંજણ વાય.
ભૃગુ કહે એહેને ક્રોધ કેમ ચઢે, વિચાર્યું તવ તાંહે;
એમ તો ક્રોધ ચઢે નહીં, મારી લાત હૃદયામાંહે.
તતક્ષણ શ્રીહરિ જાગી ઉઠયા, નમ્યા ઋષિને પાય;
વાગું હોશે તમને માહારૂં, હૃદે કઠણ છે આય.
ચરણ તમારાં કોમળ સ્વામી, મેં મારયા દૈત અનેક;
તેણે કરી હૃદે કઠણ થયું છે, તમો જુઓ વિચારી વિવેક.
એમ કહીને ચરણ સેવન, કરેછે પ્રાણજીવંન;
ક્ષણ એક બેસી વીશ્રાંત લો, તમને શ્રમ થયો મુનિજંન.
અર્ઘપાદ પૂજા કરી, લેઈ ચર્ણામૃત ધરયું શીશ;
વળી મંદિરમાંહે છાંટયાં, વધા શ્રીજગદીશ.
તમારાં ચર્ણ તીર્થને એ, પવિત્ર કરે કહુ ગુંજ;
પાતકી આવી નાહાય ગંગામાં, સાધ નાહાય થાય શુદ્ધ.
માહારે વિષે દિગપાલ દેવ સહુ, થયા એહ પવિત્ર;
ઋષિ કેહે ધન ધન મહાપ્રભુ, જુઓ ઉલટી રીત.
મેતો કીધો પ્રહાર શ્રીહરિ, કરો માહારૂં સ્તવંન;
નેત્રથી આંસુંધાર ગદગદ, કંઠે કેહેછે વચંન.
ધન્ય શ્રીભગવાન તમવિન, કોણ પાળે લાડ;
સત્વગુણને જોઇ તાંહાંથી, વળ્યા ભૃગુ તાતકાળ.
ઋષેશ્વરને કહ્યું આવી, ત્રણે સરખા દેવ;
તેહેમાં સત્વગુણ તે શ્રેષ્ઠ જાણો, એહેમાં નહીં સંદેહ.
જે વીતી તે માંડી કહી, બ્રહ્મા શિવની વાત;
શ્રીવિષ્ણુના ગુણ કહ્યા તાહારે, ઋષિ થયા રળિયાત.
રજોગુણે કરી મનુષ દેહને, પામે તે અશ્વમેવ;
તમો ગુણે કરી દૈત ભાવ ને, સત્વગુણે કરી વિપ્રદેવ.
તેમાટે સત્વગુણે કરીને, ધરે પ્રભુનું ધ્યાન;
સાંભળી બ્રહ્મ સભા હરખી, ધંન શ્રીભગવાન.
ભૃગુ લાંછન ભૂષણ પ્રભુએ, ધરયાં હૃદયા રમ્ય;
ભકતનાં જુઓ લાડ પાળ્યાં, એહેવા મધુસુદંન.
સુતપુરાણી સૌનક આગળ, કહી કથા અતિસાર;
સત્વગુણે કરી અંતે પદવી, પામે તે નિરધાર.
વેદાંત શાસ્ત્ર પુરાણ વકતા, ઋષી કહે સૂત ધંન;
વ્યાસ પ્રસાદે કથાઅમૃત, પ્રવાહ વહે મુખ રમ્ય.
ઋષી સર્વે વખાણે ધન ધન, એ પરિક્ષત રાય;
જેહેની સભામાં કથા હરિની, થાય પ્રભુ ચર્ચાય.
વિખાણે શુક પરિક્ષતને, એહેવો ઋષીનો ભાવ;
હરિકથાપર પ્રેમ વિપ્રને, શ્રવણ કરે ભલો દાવ.
શ્રવણ ભકિતયે અંતે ઋષિજી, ગયા બેસી વેમાન;
શુકદેવ કહે સુણ રાયજી, વળી કહું કથા ભગવાન.
દ્વારકામાં બ્રાહ્મણનો પુત્ર, જન્મતાં પામ્યો નાશ;
રૂદન કરતાં આવ્યા સભામાં, બેઠા જાંહાં અવિનાશ.
ઉગ્રસેન બળભદ્ર જાદવ, પ્રદ્યુમન એ મહાવીર;
દેખતાં વિપ્ર સન્મુખ આવી, કહ્યું છે એ રીત.
શત વરસનું આંઇસવિધિયે, લખ્યું છે એહ પ્રમાણ;
તે કેમ મિથ્યા થાય જુઓ, વીચારીને શ્યામ.
વિષયી લોભી દેશી રાજા, પ્રજા પીડણ જેહ;
પરદુખને જાણે નહીં, એહેવા દુષ્ટ કહિયે તેહ.
પ્રભાતે ઉઠી કર્મ કરયા વિના, જાયે મૃગયાવંન;
એમ ન જાણે હિંસા કરૂં તે, ભોગવવુ લેઇ જન્મ.
આખર એ દુખદાઇક ભુંડાં, કર્મ કરી પડે ફંદ;
આપણો જીવ તેહેવો સર્વનો એમ જાણે નહીં મતિમંદ.
રાજા પાપે પ્રજા દળીદ્રી, પીડા પામે કષ્ટ;
પુત્રનો વિજોગ થાયે, તેમ થયું જુઓ દૃષ્ટ.
પછે સમજાવીને મોકલ્યા, વિપ્રને એહ પ્રમાણ;
એ રીતે એહના આઠ બાળક, નાશ પામ્યાં જાણ.
નવમી વેળા સભા મધ્યે, બેઠા પારથ આપ આપ;
તે દેખતાં વીપ્ર બાળક આણી, નાખ્યું કરેછે વીલાપ.
નવ બાળક માહારાં મુઆંછે, તમો સાંભળો નહીં રાવ;
અર્જુન કેહે વિપ્રને, એ શું પછે મુજ કહો વાત.
વિપ્ર કેહે તાહારી આગળ શું કહું, તુંથી શું જ થાય;
વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમન, અનિરૂધ્ધ સરખા રાય.
એણે આણી આપ્યો નહીં મુજને, તું શું ભાંજીશ દુ:ખ;
બાળબુદ્ધિ એ શું બોલોછો, સભામાં જુઓ મુખ.
પારથ કહે વાસુદેવ નહીં, હું સંકર્ષણ નહીં નામ;
હું ધનંજય ધનુષધારી, કહો તે કરૂં કામ.
વિપ્ર કહે નવ બાળક પાપે, મુઆં છે એ જોય;
સભા મધ્યે કહું દુ:ખ પણ, સાંભળે નહીં કોય;
પારથ કહે હાવે પ્રસવ થાયે તવ, કરજો મુજને જાણ;
તાંહાંલગી હું રહીશ બાળક, લઇજાય તે કોણ ઠામ.
વિપ્ર કહે વાસુદેવ આગળ, બોલો સમજી નરેશ;
અરજુન કહે એ ક્ષત્રી નોહે, કહિયે નટના વેશ.
એશું આણી આપશો, એહમાં પુરૂષારથછે શૂંય;

એ બ્રાહ્મણનાં કર્મ કરે બેઠા, આણી આપીશ હૂય.
જો બ્રાહ્મણની વાહારે ધાયે, તે કહિયે રાજંન;
તમો રૂદન કરો એ સાંભળો, એ ક્ષત્રીનો નહિં ધર્મ.
વિપ્ર કહે કર્તુમકર્તા, સમરથ શ્રીભગવાન;
તેણે નહીં માહારો પુત્ર રાખ્યો, તું કેમ રાખીશ જાણ.
અર્જુન કહે જાંહાં હોય તાંહાંથી, લાવું સહી રાખે કોણ;
ન લાવું તો અગ્નિમાંહે, બળી મરૂં એ પોણ.
સભામધ્યે એમ કહ્યું તાહારે, બોલ્યા નહીં ભગવાન;
અર્જુનનું એ વચન માની, વિપ્ર ગયા ફરી ઠામ.
લોકો કહે આજ રડતો વિપ્ર નહીં, જાયછે ઘેર મુન્ય;
વિપ્ર કહે મુને પારથે કહ્યુંછે, આણીઆપું તુજ તંન.
એક સંવત્સર રહ્યા પારથ, પ્રસવનો આવ્યો દિંન;
વિપ્ર તેડી ગયા મંદીર, બેસો આંહાં સ્વામીન.
તે સમે શરપંજર બાંધી, ગયા અરજુન વીર.
પવનનો પ્રવેશ ન થાયે, ધનુરવિદ્યા ધીર.
પ્રસવતાં તતક્ષણ બાળકે, કરયુ તવ રોદંન;
જોયું તો દીસે નહીં, વિપ્ર કહે કાંહાં ગયો તંન.
પૃથવી ગળી ગઇ શું થયું, પુત્ર ગયો તે કોણ વાટ;
સભામાં આવી કહ્યુ, જાંહાં બેઠાછે પારથ જાત.
ધીક ધીક તાહારાં પ્રાક્રમ બળને, વૃથા કરી તે પોણ;
એમ ન જાણ્યું ભગવાન બેઠા, સભામાં કોણ કોણ.
સંકરષણ પ્રદ્યુમન સરખા, તે આગળ તું શુય;
તે ઉફરાં બોલિયો એમ કહ્યુ, આણી આપું હુય.
એ નપુસકને કહે લાગો, હું પાણ મુરખમહિં;
એમતો પુત્રનુ મુખ દેખતો, આનો મસૂળો ગયો કાંહે.
ગાંડીવધનુષ ગાળું થઈ ગયુ, એમ વદ્યા વિપ્ર બ્રહ્મ;
અર્જુન મનમાં લાજિયા, વિપ્ર બોલ્યા એ શું વચંન.
સભા સહુકો દેખતાં, મારૂં કીધું છે અપમાન;
અરે બ્રાહ્મણ ધીરજ ધર, આણી આપું થા સાવધાન.
શંકરનુ સમરણ કરો, ગયા દક્ષણદિશા અરજુંન;
જોગાભ્યાસે જઇ પોહોતા, જમનગર રાજન.
છયાસી સહસ્ર જોજન જમપુરી, તાંહાં ગયાં એકક્ષણમહિં;
શાસ્ત્ર વકતા ઋષી સંગે, બેઠા છે ધર્મ તાંહે.
પંચાસ જોજન સભા જમની, પચીશ એ ચિત્રગુપ્ત;
દેખીને ઉઠી માન દીધાં, કેમ આવ્યા ભુપત.
પારથ કહે વિપ્રના સુત, આવ્યા દશ રાજન;
તેહને અમો લેવા આવ્યા આંહાં, તે આપો અમને જંમ.
જે મરે તે આવે અહિંયા, પ્રથમ લેખું થાય;
પછિ જેહેવાં કર્મ તેહેવાં, ઠામ આપો રાય.
જમ કહે તમો સત કહોપણ, આવ્યા નહીં આ ઠામ;
વિદા થઇને પૂર્વ દિશાયે, ગયા ઇંદ્રને ગામ.
નંદનવન વૃક્ષ વાટિકા, અતિ કહિયે રમણીક ધન્ય;
બેસવાના ઠામ જળસ્થળ, શોભા મણિમય રમ્ય.
તેત્રીસક્રોડ દેવ સભામાં, વિરાજે શક્ર નામ;
તાળ ઝાંઝ મૃદંગ વાંજે, અપછરા નૃત્ય ગાંન.
તે સમે આવી ઊભા પારથ, દીધાં બહુપેર માન;
મળી કરી સમાચાર લેઇને, આવ્યા પૂરવ ઇશાન.
રૂદ્રપુરી જોઇ વળ્યા, તાંહાંથી આવ્યા ઉત્તર દિશાય;
અલકાપૂર કુબેરને, જઇ પુછયું પારથરાય.
અહિંયાં તો નથિ આવ્યા સ્વામી, વદ્યા જક્ષ એમ વાણ.
ધનના ધણી કુબેર જુઓ, કહિયે શિવપરધાન.
જોઇને પછે ગયા આગળ, પશ્ચમ દિશા અરજુન;
વરૂણ કહે આજ કૃપા કરી કેમ, આવ્યા આંહાં ધંનધંન.
પારથ કહે અહિયાં વિપ્રનાંતન, આવ્યા હોય લેવા કાજ;
વરૂણને કહી ઉડયા તાંહાંથી, ચિંતા થઇતિવ રાજ.
નવ નવ જોજન કોટી અંતરે, વસે દશે દીગપાળ;
દશેદિશા સ્વર્ગ લોક જોયાં, કયાંહું ન લાધીબાળ.
જોતાં જોતાં એમ જાય પારથ, ધનુષ ગાંડીવ હાથ;
તળ વિતળ સુતળ રસાતળ, બોલ્યાંસમ પાતાળ.
સ્વર્ગ મૃત્યુ નાગ લોક જોયા, નાહાંના મોટા ઠામ;
બ્રાહ્મણના પુત્ર જડયા નહીં, હવે સહી મેં તજવા પ્રાણ.
જળ સ્થળ સઘળે જોઇ પાછા, આવ્યા દ્વારિકા ગામ;
લજ્યાશ્રમિત થયા હવે, શું કેહે શુ વિપ્રને ધામ.
સભામાં કાને સાંભળ્યો મે, વિપ્રનો સંતાપ;
ક્ષત્રી થઇ દુખ ભાંજયુ નહીં, એ લાગું મુજને પાપ.
ગૌબ્રાહ્મણની વાહારે ન ચઢે, ક્ષત્રી ન કહિયે તેહ;
તેમાટે દેહે તજું તાહારે, છુટું પાતક એહ.
કાષ્ટ મગાવી ચિતા રચીછે, અગ્નિ કરયો પ્રવેશ;
અંતરજામિયે જાણ્યૂં એહેવે, તજે પ્રાણ નરેશ.
તતક્ષણ આવી એમ કહ્યુ, એ શું કરે અર્જુંન;
એકાએક સું જોઈ સભામાં, કરી પોણ રાજંન.
એમ ન જાણ્યું એ ઇશ્વર આધીન, આપણે કહે શું થાય;
અર્જુન કહે અપમાન થયું, હવે જીવ્યાનૂં શું કાજ.
શ્રીકૃષ્ણ કહે તમ કીરત વધશે, લાવશો જાહારે બાળ;
ધન ધન કેહેશે જગતમાં ગાશે જસ ભૂપાળ.
તેમાટે ધીર ધરો ક્ષણ એક, કાં બળો રાજંન;
ચાલો તમને દેખાડું હું, વિપ્રના દશ તંન.
વૈકુંઠનો રથ અશ્વ જોડી, મગાવ્યો તતકાળ;

અર્જુનને બેસાડી શીઘ્રે, ચાલ્યા દીનદયાળ.
સમસાગર દ્વીપ પર્વત, મરજાદા રૂપી જેહ;
ખાર સમુદ્ર લખ જોજન બીજો, દ્વીગુણ રસનો તેહ.
ક્ષીરસાગર દધિમધ મીઠો, એક એકથી બમણો એમ;
તેટલા લોક વસે મધ્યે, મુકીગયા પરીબ્રહ્મ.
આગળ કંચન ભોમ કહિયે, પછે લોકાલોક;
પચાશ ક્રોડ પૃથવીને ફરતાં, પ્રથમ દુર્ગ એ મોખ.
દશ સહસ્રજોજન ગીરિ તાંહાં ઊંચો, તાંહાંલગી સૂરજનો ગમ;
પછે તિમિર રથ સુઝે નહીં, રહ્યો અટકી એમ.
આગળ લોકાલોક દીસે, મારગ નહિં ઊચાટ;
ચક્રનું સમરણ કરયું તે, આવી કરેછે વાટ.
લોકાલોક ભેદી ચક્ર ચાલ્યું, સહસ્ર રવિનું તેજ;
આગળ ચક્ર ને પાછળ રથ, એહેવે આવ્યો એહેનો છેક.
શ્રીરામબાણ તેમ ચક્ર ફરે નહીં, ચાલે તેજ વિશેશ;
તે તેજે કરી તિમિર નેત્ર, આવ્યાં પાર્થનરેશ.
શ્રીકૃષ્ણ કહે સાવધાન થાઓ, નેત્ર ચોળી અરજુન;
જુએ તો જળાબિંબમધ્યે, દીઠું મંદિર રમ્યૂ.
સહસ્ર ખંભનું કહિયે મણિમય, તાંહાં ગયા કેશવરામ;
જુએ તો શેષશાઈ બેઠા, અષ્ટભુજા ભગવાન.
શ્વેત રૂપે શેષ જેહેની, ફણા કહિયે સહસ્ર;
ઉપર મણી ઝાતકાર શોભા, લીલાંબર અંગે વસ્ત્ર.
એહેવા સંકરષાણ તેપર, વિરાજે દેવમોરાર;
મુગટ મસ્તક ધરયાં કાને, કુંડળ મકરાકાર.
શંખ ચક્ર ગદા આયુધ આઠે, દેહ ધરી ઉભા પાસ;
ભક્તિ મુક્તિ સિદ્ધિ આગળ, કરેછે કામકાજ.
પીતાંબર ઘન દામની, એહવા શોભે શ્રી ઘનશ્યામ;
કોટી રવિનું તેજ રથથી, ઉતરયા શ્રીભગવાન.
શ્રીકૃષ્ણ દેખી હસ્યા મંદમંદ, અષ્ટભુજ ભગવાન;
અરજુનને દેખાડવા, આંહાં આવ્યા પુરાણાનંદ.
નર નારાયણ બેહુયે આવી, કરયો છે નમસ્કાર;
શ્રીકૃષ્ણ એ પરિબ્રહ્મ જાણી, દીધા આદર સાર.
કૃપા કરીને આવ્યા અમને, દરશણ દેવા શ્યામ;
કૃતારથ અમને કરયા કહો, અમ સરખું સ્વામિ કામ.
શ્રીકૃષ્ણ કહે દશ બાળક વિપ્રના, આવ્યા છીં લેવા આહિં;
અષ્ટભુજા ભગવાન કહે, મેં આણ્યા જુઓ ઘરમાહિં.
નર નારાયણ અવતરયા, એ પૃથવીપર જાણ્યું મંન;
દરશણની મુને ઇચ્છા એ મસે, મળ્યા શ્રીપરિબ્રહ્મ.
ભોમી ભાર ઉતારી ને, પરવારયા હવે શ્યામ;
વળી કાંઇ કામ રહ્યું હોય તે, શીઘ્રે કરી આવો ધામ.
દેખાડવાને ધર્મ મારગ, ધરી છે આ દેહ;
એ માર્ગ જોઈ પ્રજા ચાલે તો, પામે પદવી તેહ.
હવે સ્વામી શીઘ્ર વેહેલા, આવો પ્રાણજીવંન;
સાંભળી પ્રસંન થયા, પછે વધ્યા શ્રી પરિબ્રહ્મ.
થોડા દિવસમાં આવું છું, લેઇ બાળક ચાલ્યા શ્યામ;
એક મુહૂર્તમાં આવી પોહોતા, દ્વારિકાપુર ગામ.
બ્રાહ્મણના પુત્ર દશ આણી આપ્યા, વાગાં જીત નીશાણ;
વિપ્રે આશિર્વાદ દીધો, હજો તમને કલ્યાણ.
નગ્ર સહુકો એમ કેહે, ધન ધન શ્રીગોવિંદ;
જાદવે પણ ઓળખ્યા, એ કહિયે પરાણાનંદ.
અર્જુને તવ જાણ્યું મનમાં, એ જોગેશ્વર ભગવાન;
મેં જાણ્યું માહારા સખા મિત્રજ, કરાવ્યાં બહુ કામ.
સારથી થઇ રથ હાંકયા, વકતવત્સલ ઇશ;
હુ સેવક એ સ્વામી કહિયે, જુઓ ઊભા શીશ.
મહિમા પ્રભુનો કો લેહે નહીં, એ સર્વે જાણ્યું મંન;
વિદા થઇને ચાલ્યા અરજુન, હસ્તના પુરનાં જાણ.
કંઈ જગન પુન્ય પ્રભુયે કરયાં, વળી કરાવ્યા ધર્મસાર;
અદ્યાપી એ કીરત જગમાં, ગાયે જસ નરનાર.

(વલણ)

ગાયે જસ અવિનાશનો, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુતસુત કહે સુદર, નેવ્યાસીમો અધ્યાયરે.

---

## અધ્યાય ૯૧ મો.

(કડવું ૨૦૩—રાગ રામગ્રી)

વદ્યા પરિક્ષત શુકપ્રત વાણી, સંદેહ ઉપનો એક મુને સ્વામી;
શ્રીકૃષ્ણ કહિયે પુરૂષપુરાણ, અષ્ટભુજાના કોણ ભગવાન.
શુકદેવ કેહે સુણો હસ, એ વાસુદેવનો કહિયે અંશ;
વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમંન, અનિરૂધ ચાહારે એકજ બ્રહ્મ.
તે માટે અનિરૂધ મુતિમાન, અષ્ટભુજાના એક ભગવાન;

(ઢાળ—ચોપે.)

ભગવાન એ અષ્ટભુજાના, શ્રીવિષ્ણુ અંશ રાજંન;
નરનારાયણ એક કહિયે, તમે એ જાણો મંન.
અરજુનને દેખાડવા, શ્રીકૃષ્ણ લેઇ ગયા તાંહિ;
એ જાણે માહારા સગા મિત્રજ, ભાવ ટળે મનમાંહિ.
વળી દ્વારકાના લોક જાદવ, જાણે એ કૃષ્ણ રામ;
હરિકૃપાયે ઓળખ્યા, એ કહિયે શ્રીભગવાન.
એ જોગેશ્વર પરબ્રહ્મ કહિયે, એ વિના નહીં કોય;
આનંદ ઓચ્છવ ગીત મંગળ, સદા જે તાંહાં હોય.
સુખી લોક ધનાઢય સહુકો, રોગ નહીં પ્રજાવાન;

તેજવંત નરનાર દીસે, કહીયે રૂપનિધાન.
દેવાંગના જાણે સ્વર્ગથી, શું આવી છે આ ઠાર;
એહેવી સ્ત્રી સહુ દિસે નગરમેં, થઇ રહ્યો ઝાતકાર.
ધજા પતાકા તોરણ કેસર, ચંદનના છંટકાવ;
અગર ધુપ સુગંધ મગમગ, રત્નદીપક ભાવ.
છજાં ઝરૂખા રાવટી, મોહોટા સમભોમી અવાસ;
હેમકળશ ઝગમગી રહ્યા, મધ્યે મોહોટા ચોક અવાસ.
એરાવત ચાલે ડોલતા, મદ ઝરે મારગમાંહે;
તેણે કરદમ અશ્વખુરે, ઊડે ખેહ તે તહિં.
રથ ચાલે અશ્વ ધમ ધમ, ગળે ઘુઘારમળ;
એ રીતે રાજમારગ નગ્રમાંહે, આનંદ અતિ ભૂપાળ.
વાટિકા વૃક્ષ અતિ સુંદર, દ્રાક્ષ દાડમ બોર;
આંબા જાંબુ રાયણ કદળી, વિવિધ પેરનાં જોર.
માલતી ચંપક મોગરો, ગુલાબ તુળસીવંન;
વાવ સરોવર કૂપ જળના ઠામે રમણિક રમ્ય.
ગ્રીષ્મ ઋતુ જાણી જળક્રીડાને, ચાલ્યા પુરૂષપુરાણ;
સોળ સહસ્ત્ર સાથે સ્ત્રી સહુછે, વાજતે નીશાણ.
તેટલાં ઘર ઘરથી રૂપ, ધરયાં સુંદરશ્યામ;
સર્વનાં મન રાખે પોતે, એક શ્રીભગવાન.
ભરયાં સરોવર કમળ ફુલ્યાં, સુગંધ મગમગ સાર;
નાહાવાને સહુ પેઠાં જળમાં, છાંટે માંહોમા જળ નાર.
સર્વ સ્ત્રી મળી દક્ષણભુજા ભણી, છાંટે છે આવી પાસ;
તાહારે શ્રીહરિ વામ ભુજા ભણી, છાંટછે અવિનાશ.
જળ ક્રીડાની રીત કરેછે, ઉડાડે બહુ નીર;
સર્વને પુરા પડે પોતે, એક શ્રીજદુવીર.
જેમ હસ્તણીના ટોળામાં, ગજ શોભે તેમ શ્રીરંગ;
હવે ઘણું થયુ હરિ એમ કહે, પછે નીસરયાં રસરંગ.
ભીના વસ્ત્ર મુકી નવાં પેહેરયાં, વિવિધપેરના અંગ;
જાચક જનની ભીડ બહુ જસ, ગાયે નાના છંદ.
તેહેને વસ્ત્ર તે ભીના સર્વે, આપ્યાં છે બહુ મૂલ;
રૂખમણી આદે સુખાસનપર, બેઠાં મોતીની ઝૂલ.
શ્રીકૃષ્ણ રથપર બેઠા આગળ, વાજે બહુ નીશાણ;
પાછળથી નરવાહન સ્ત્રી સહુ, આવ્યાં પોતાને ઠામ.
એ રીતે ઘેર આવીને પ્રભુ, ગયા રાજસભાય;
દેખીને સહુ સભા ઉઠી, રીઝ્યા જાદવરાય.
ઇંદ્રે મોકલી સભા પેહેલી, બેસવા શ્રીહરિ કાજ;
જમનું તાંહાં ચાલે નહીં, સદા આનંદ નીરખે રાજ.
પાંડવને મયે આપી તેહેવી, સભા રમણીક રમ્ય;
જળને ઠામે સ્થળની ભ્રાંતી, સ્થળને ઠામે જળ ત્યમ.
એહેવી સભા ભગવાનની, જાણે પ્રગટયા રવિ ઉદ્યોત;
હેમ મણિમય જડિત રચના, શોભા ઝગમગજોત.
એ સભામાં જાદવ સરવે, ઉગ્રસેન રાજંન;
રાયને પ્રણામ કરીને, બેઠા સનમુખ બ્રહ્મ.
ઉગ્રસેન મહારાજ કહીયે, પોતે પ્રભુ પરધાન;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, અપછરા નૃત્ય ગાન.
એ રીતે નિત આનંદ ઓછવ, સદા માંગલ્ય હોય;
સભા વિસર્જન થઈ તવ, હરિ આવ્યા ઘેર જોય.
સોળ સહસ્રમાં રૂખમણીનું, મંદિર પરમનિધાન;
ચુનીમાં મધ્ય નાયક શોભે, તેમ ઝગઝગ ધામ.
રથથી ઉતરી શ્રીકૃષ્ણ પોતે, આવ્યા મંદિર જાહિ;
રૂખમણી સહસ્ર દાસી સંગે, ઉભાં સેવામાંહે.
આસન મણિમય જડાવ તેપર, બેઠા દેવમોરાર;
શીતળ જળ મુખવાસ બીડી, આપે રૂખમણી નાર.
નિદ્રા આવી તે સમે, હરિ પોડયા છે સુખાસંન;
સમુદ્રફેણ એવિ સેજ કહિયે, શોભા રમણિક રમ્ય.
લક્ષ્મી પોતે પગ તળાંસે, ખોળામાં લઇ એમ;
શ્રીકૃષ્ણ ચરણનો વિરહ ક્ષણ એક, સેહેવાયે નહીં અતિ પ્રેમ.
સોળ સહસ્ર એ રીતે પ્રભુની, સેવા કરે ઘણો ભાવ;
કો પાન બીડી જળ લઇ, કો ઉભી વીજણ વાય.
પ્રેમે કરી તનમય થઇ, સહુ વીસરી દેહ ભાન;
ટીટોડીને કહે થોડું બોલ, સુતા જાગશે ભગવાન.
પળમાત્ર બોલતી રેહે નહીં તું, સ્વામી વિરહે કાજ;
અમને શ્રીકૃષ્ણવિના ક્ષણ એક, જાયે તે જુગ થાય.
ચકલીને કેહે રાતે આવડો, શોક કરે કાંહાં રાન;
સ્વામીના વિજોગ માટે, અમને થાય તેમ મંન.
સમુદ્રને કહે રાત ને દિન, કાં કરે ઘુઘવાટ;
રત્ન તમારાં હરયાં તે દુખે, નિદ્રા નહિં તમ કાજ.
જેમ અમારાં મન હરયાં, અમને નિદ્રા નહીં દિન રાત;
તેમ શું તમને થયું, એહેવું દિસેછે તીર્થરાજ.
મંદ્રાચળથી સુગંધ વાયું, આવે તેહેને કેહે એમ;
અમને શું દિપમાન કરેછે, કામ દુર્જયી જેમ.
કટાક્ષદૃષ્ટિ જોયું હરિયે, વાગાં અમને બાણ;
શરીરે ઘા પડયા એહેવામાં, વાયુ દુખ દે કાંય.
અમે તમારૂં શું વણસાડયું જે, વેર કરો અમસાથ;
એહેવું તમને ઘટે નહીં, એ જુઓ વિચારી વાત.
મેઘને કહે તમારે નામે, નામ પડયું મેઘશ્યામ;
તમારી ઉપમાં આવી પ્રભુને, જુઓ ભાગ્યનિધાન.
મંદમંદ વરસે ઝીણી બુંદ, શું કારણ કેહેવાય;

અમને જેમ શ્રીકૃષ્ણ વિરહે, નેત્ર જળ તેમ થાય.
ચંદ્રને કહે ક્ષય રોગી તમે, થીર થઈ રહ્યા કેમ;
જેમ અમારા મન કૃષ્ણ પાખે, ચાલે નહીં આગળ તેમ.
ગોવર્ધન ગિરિને કહ્યું, ઊંચો શૃંગ કરો શું કામ;
હરિ મળવા ઇચ્છા થઇ, જેમ અમે ઇચ્છું તેમ આમ.
અમો મોડી શોધું ઔષધી, આપો જીવનમૂળ;
ઉપકાર વૃક્ષ ફુલ ફળ નહીં કો, આવે તમ સમતુલ.
તમો તો પ્રીત કરો હરિસું, કેમ મેળાપક થાય;
આખર એ દુખદાયક એહેને, વિરહે તજવી કાય.
કોકિલાને કહે મધુરે, સ્વરે કરી કરો ગાન;
મુવું હોય તે જીવતું થાયે, કરે અમૃતપાન.
તેમ તમે હરિગુણ ગાયા અમને, આવ્યા ઘટમાં પ્રાણ;
હંસને કહે વૈકુંઠથી દુત, આવ્યાં આંહાં કેમ જાણ.
સમાચાર લાવ્યા રમાપતિના, તે કહો અમને કાજ;
દુરથી તમે આવ્યા માટે, થાકા હશો પખીરાજ.
જળપીયો વળી ક્ષુધા હોય તો, પય પીયો એ પ્રમાણ;
કુશળ છે ભગવાન એ કહો, હજો તમને કલ્યાણ.
એમ સ્રી સર્વ થઇ તનમય, લાગું હરિસુ ધ્યાન;
હરિ પાસ છે દેખે નહીં, તેની દૃષ્ટિ હૃદયામાંહિ.
હરિકૃપાયે જ્ઞાન થયું છે, સુણો શ્રોતા કાન;
જુએ તો ખોળામાં શયન કરેછે, રહ્યું નહીં કાંઇ ભાન.
જાંહાં જુએ તાંહાં શ્રીકૃષ્ણ વ્યાપીક, દેખે સઘળે ઠામ;
હું તું ભાવ રહ્યો નહીં, તદ્રૂપ જાવું સ્વધામ.
રૂખમણી આદ એક એકને, દશ પુત્ર એક કન્યાય;
એક લક્ષ ને સહસ્ર એકસટ, એસી પુત્ર એ થાય.
એહેવા ગૃહસ્થાશ્રમ પ્રભુના, આનંદ સઘળી રીધ;
ત્રૈલોકનો વૈભવ ઘરમાં, અષ્ટ સિધ્ધ નવ નીધ.
એહેવામાં કાંઈ પુણ્ય પ્રભુયે, કરયાં અતિ સુખદાય;
વાવરતાં ખુટે નહીં, શુક કહે સાંભળ રાય.
નીત પ્રત્યે ગૌદાન આપે, વિપ્રને પ્રભુ જેહ;
બીજા દાનનું લેખું નહીં, શું કહું તમને એહ.
મૃતલોકને દેખાડવા, એ રીત ગૃહસ્થાશ્રમ;
ધર્મમારગ થાપવા, આસકત નહીં પ્રભુમન.
શ્રીકૃષ્ણના પુત્ર પૌત્ર તેહેના, કહિયે અસંખ્યાત;
પરિવાર પ્રભુનો ગણ્યો ન જાયે, બજાંની શી વાત.
જાદવનાં અષ્ટકુળ ભોજક, અંધક મધુ એહેવા નામ;
એકનાં દશ શત સહસ્રજ, લક્ષ કોટી પ્રમાણ.
છપન ક્રોડ જાદવ તેહેના, પુત્ર પૌત્ર અપાર;
અયુત વર્ષ એહેની કથા, તોહે ન આવે પાર.

ત્રણ કોટી અઠારસેં ગુરૂ, ભણાવે નીશાળ;
બાળકનું લેખુ નહીં, એહેવા જદુવંશ ભૂપાળ.
રૂખમણીના પુત્ર પ્રદ્યુમન, અનિરૂધના વજ્રનાભ;
એહેના સુત પ્રતિબાહુ આગળ, ચાલ્યો વંશ એ લાભ.
પૃથવી ભાર સહુ ઉતરયો, મન વિચાર્યું ભગવાન;
જાદવકુળ એ રહ્યુ તેહેનુ, પરભારયું કરૂં કામ.
માહારા ભુજના અંશ એહેને, બીજો હણું એહેવો કોણ;
માહારાને હું કેમ હણું, વિપ્ર શ્રાપે મરે પોણ.
એહેવો વિચાર કરીને શ્રીકૃષ્ણ, પરવારયા સાવધાન;
જાદવનો હવે કાળ આવ્યો, સોંડ્યા શ્રીભગવાન.
હવે એકાદશસ્કંધની કથા, એહેમાં કહું છોં હરિજન;
શ્રીકૃષ્ણ જન્મ સ્વધામ પૂરણ, ચરિત્ર થાય અતિ રમ્ય.
ઓધવ હરિના ભકત તેહેણ, જાણ્યો એ અભિપ્રાય;
એકાંત શ્રીહરિ બેઠાછે, તાંહાં આવી નમિયા પાય.
એક વિનંતી છે એ સ્વામી, એમ જાણ્યું જશો વૈકુંઠ;
કાળ આવ્યો લોકનો, શુ થાશે ગરૂડારૂઢ.
અંતરજામીયે જાણ્યું એ ભલું, પુછે જનને કાજ;
ઓધવને કહે કથાઅમૃત, મુકું છોં આ ઠાર.
પુરાણમાં એ અધિક ભાગવત, કહિએ માહારૂં તેજ;
શ્રવણ કીર્તન ધ્યાનથી જન, પામશે પદ એ જ.
એહેમાં જ્ઞાન વૈરાગ ભકિત, ભકિતયે હોય મોક્ષ;
માહારો ભકત મુજને દેખશે, હું વ્યાપી રહ્યો ત્રૈલોક.
જળસ્થળ સઘળે જાણે મુજને, હું વિના નહિં કોય;
ઉદ્ધવ તુજને કહું જ્ઞાન તે, કેહેજે ભકતને જોય.
તેમાટે તમો રહો જનને, કેહેવા એ ઊપદેશ;
અંતે મુજને પામશો, એહેમાં નહીં સદેહ.
ઓધવ કહે તમ વિના સ્વામી, એક ક્ષણ જુગ જાય;
હું તમારી સાથે આવીશ, નહીંતર તજું આ કાય.
જ્ઞાન ગદ પ્રભુયે કહ્યાં, તાહારે સમજ્યા વૈષ્ણવજન;
પણ ચિંતા મનમાં ઉપની, હરિ વિના કેમ ઠરે મન.
હવે મુજને દર્શણ દુર્લભ, ફરીને મળવું કાંહાંયે;
કેમ સહીશ વિજોગ પ્રભુનો, શોક કરે મનમાંહે.
થઈ આજ્ઞા ભગવાનની તો, શું કરે હરિજન;
રાજ કાજ કરશે સહુ, શ્રીકૃષ્ણ ચરણે મન.
દુર્વાસા આદ ઋષી મળવા, આવ્યા કહી શુભ વાત;
મળી પ્રભુને આવી ઉતરયા, વાટિકા રમ્ય રાત.
તાંહાં પીંડતારક કુંડ પાંડવે, સારયું છે જાણી તીર્થ;
તરયા છે પીંડ લોટના, માટે નામ પડયું એ પ્રસિદ્ધ.
એ ઠામે ઋષિ બેઠા છે તેહેમાં, દુર્વાસા મહંત;

જાદવના બહુ કુંવર રમતા, આવ્યા તાંહાં ગુણવંત.
રમતા રમતા હેલાંમહિ, કર્યું ઋષિનું હાસ;
સાંબકુમારને સ્ત્રીનો વેશ ધરાવી, લાવ્યા મુનિને પાસ.
ચીર પેંહેરાવી કટિ આગળ, કીધું મોહોટું પેટ;
હોનાર છે તેને કોણ વારે, આવી લાગું નેટ.
બાળક કેહે આ સ્ત્રી કેહેતાં, લજ્યા પામે મંન;
અમો તમને પુછું છીં, એ શું જાણશે મુનિજંન.
ઋષિયે મનમાં જાણ્યું એણે, કીધી કપટની વાત;
રામ જનાર્દન વિના શ્રાપ્યા, ઋષિયે તાંહાં તાત્કાળ.
દુર્વાસા તવ વધા બાળક, સાંભળો સાવધાન;
એ જાણશે મુસળું, જાદવ માત્ર કરશે ઘાણ.
સાંભળી ઘણું લજ્જા પામ્યા, શી કરવી હવે પેર;
વિપ્રશ્રાપ ફરે નહીં, આપણો વાંક શું કેહેશું ઘેર.
નિસ્તેજ થઇને બાળક તાંહાંથી, ગયા મુકી અહંમેવ;
વસ્ત્ર છોડતાં પડયું નીસરી, મુસળું તતખેવ.
સમાચાર આવી પોહોતો પ્રભુને, બોલ્યા નહીં ધરયું મુન્ય;
ભાવી પદારથ લખ્યું એહેને, રાખે એહેવું કોણ.
જુઓ બાળકે કરી છલણા, તેણે થયોછે વિપ્રનો શ્રાપ;
તે કેમ મિથ્યા થાય જાદવ, માંહો માંહે કરે વાત.
સભામાં આણી મુકયું જાદવે, કરયું છે લોહ ચૂર;
સમુદ્રમાં સહુ ઘસી નાખ્યું, તેમાંની શેષ પાણ દૂર.
નગરમાં ઉતપાત વાયસ, લાગા છે હવે કેમ;
સભામાંહે સહુ જાદવને, પછે કહે શ્રીહરિ એમ.
ચાલો પ્રભાસે જઇયે જાતરા, તાંહાં છુટિયે બ્રહ્મશ્રાપ;
વચન પ્રભુનાં માનીને, તવ શીઘ્રે થયો સહુ સાથ.
શ્રીકૃષ્ણ બળભદ્ર જાદવ સર્વે, ગયા છે પ્રભાસ;
પેંહેલે દિવસે સ્નાન તર્પણ, કીધાં તીર્થ અપવાસ.
બીજે દીવસે શ્રાદ્ધ સારીયાં, આપ્યાં બહુ વિધિ દાન;
ભોજન કરાવ્યાં વિપ્રને પોતે, પરવારયા કરી કામ.
આપ આપણે સહુ ઠામ બેઠા, આનંદ ઓચ્છવ ગાન;
તે સમે ઘટ વારૂણી આવી, સ્વર્ગથી ઠામ ઠામ.
શ્રીકૃષ્ણ વિના સહુ જાદવે, એ પીધીછે ચઢી જોર;
માંહોમાંહે મર્મ વાયક ઉડયાં, જુદ્ધ થાયે ઘોર.
પ્રદ્યુમન કૃતવર્મા બેહુ, સાત્યકીને ગદભાન;
ખડગ ચામર સાંગ કરમાં, ધનુષ ને વળી બાણ.
હથિયાર ભાગાં ગડદા કોહોણી, હઠે નહીં એ પોણ;
મરજાદા મુકીને વઢેછે, નહીં જાણતા એ કોણ.
બળભદ્ર વારે માને નહીં, એમ ગઈ જાદવ બુદ્ધ;
સાગર સંગમ સરસ્વતી, તાંહાં થાય છે બહુ જુદ્ધ.

એમ ન જાણે આ પિતા છે, પુત્ર બંધુ ભ્રાત;
લોહ ચુર ઉડયાં ભાલપત્રે, કરે સબળો માર.
તેણે કરી એક મુહુર્તમાં સહુ, પડયા જાદવ ભોમ;
છપન ક્રોડ એ નાશ પામ્યા, રહ્યા શેષ હરિ સોમ.
વાંસે વાંસ ઘસાય તાહારે, અગ્નિયે થાય ભસ્મ;
તેમ ઇચ્છા પ્રભુની કરવું, પોતે જુએ બેઠા બ્રહ્મ.
બળભદ્ર કહે શ્રીકૃષ્ણને, મુને આજ્ઞા શ્રીગોપાળ;
જોગાભ્યાસે દેહ દહી, મળિયા શેષ પાતાળ.
શ્રીકૃષ્ણ તાંહાંથી પીપળ છાંયે, બેઠા જઈ ક્ષણમાત્ર;
તે સમે મૈત્ર ઓધવ, આવી નમીયા પાય.
નેત્રથી આંસુધાર ચાલી, સ્તુતિ કરી કહે વાણ;
અમને સ્વામી સંગે તેડો, કેમ રેહેશે પ્રાણ.
વચન ભક્તનાં સાંભળી, પછે વધા શ્રીજદુરાય;
મૈત્રયને કહે વિદુર મુજને, મળ્યા નહીં સમે આય.
તેમાટે તમને જ્ઞાન કહ્યુંએ, કેહેજો વિદુરને કાજ;
જાઓ અંતે મુજને પામશો, મળી થયા ઋષિ વીદાય.
ઓધવને કહ્યું જાઓ અહીંથી, તમો બદ્રિકાશ્રમ;
તાંહાં જઇ ઉપદેશ જ્ઞાને, પામશો પદ બ્રહ્મ.
આજ્ઞા મસ્તક ધરી હાંતાંથી, ગયા ઓધવ વંન;
ફરી ફરી મુખ જુએ પ્રભુનું, વહે જળ લોચંન.
ઊરૂ ઉપર ચર્ણ મુકી, બેઠા છે વિશ્વનાથ;
લોહચુર કરતાં શેષ તેહેની, ભાલ પારધી હાથ.
પદ્મ દેખી બાણ મારયું, પારધીયે હરિચર્ણ;
જાણ્યું જે મૃગનયણ ચળકે, લાગું અશર્ણશર્ણ.
આવી જોયું ભગવાન દીઠા, કરી મનમાં શોચ;
શ્રીકૃષ્ણ કહે માહારી ઇચ્છાયે થયું, શાને કરેછે શોચ.
પારધી કહે હણ્યા મુજને, કરયો મેં અન્યાય;
શ્રીકૃષ્ણ કહે પૂર્વે વેર વાળી, આપ્યું તુજને આજ.
એહેને મોક્ષ આપી હીરણ્યા તીરે, આવ્યા સુંદર શ્યામ;
એહેવે સારથી રથ તુળસીમાગે, આવી કરયો પ્રણામ.
વિનય કરીને વધા વાણી, આગન્યા પ્રભ દેવ;
શ્રીકૃષ્ણ કહે આંહાં રથ મુકી, જા દ્વારિકા તતખેવ.
સમાચાર જઇ કેહો તાતને, થયું આ રીત કેહે ઇશ;
પછી મુજને પામશો, તેહેને વિદાય આપી જગદીશ.
કોટી કોટી વેમાન દેવનાં, આવ્યા દરશણ કાજ;
સ્તુતિ કરીને કહે સ્વામી, ઉતારયો ભૂભાર.
સુનું છે વૈકુંઠ શીઘ્રે, જાવું તાંહાં મહારાજ;
ચતુર્ભુજ થઈ દર્શણ હરિયે, આપ્યાં દેવને કાજ.
તેજના બહુ પુંજ વિષ્ણુ, રૂપે થયા ભગવાન;

રથે બેસી સ્વદેહે ગયાછે, વાજતે નીશાણ.
રવિ શશિ તારા ધ્રુવનું મંડળ, શોભા રમણીક રમ્ય;
જન લોક તપ સત લોક મુકી, ગયા શ્રીપરિબ્રહ્મ.
દારૂકે જઇ કહ્યુ તાતને, થઇ છે જે રીત;
મુહુર્તમાત્રમાં જાદવ માંહામાંહે, વઢીમુઆ વિપરીત.
જોગઅભ્યાસે દેહ તજીને, ગયા હળધર ઠામ;
સ્વદેહ ચતુર્ભુજ થઇને, ગયા હરિ નિજધામ.
મુને કેહેવા મોકલ્યો, આંહાં રેહેશો મા તમો કોય; •
સાત દિવસ પછી સમુદ્ર આવી, લોપશે નગર સોય.
ઉગ્રસેન વસુદેવ દેવકીયે, સાંભળતાં તજ્યા પ્રાણ;
રૂકમણી આદે સોળ સહસ્ર દેહ, તજી ગયાં નિજધામ.
પારથ કહે મુને વચ્ચો હરિ ગયા, કહી નહિ કાંઇ વાત;
એમ કહીને રૂદન માંડ્યું, પાળેલ કોણ લાડ.
એહવુ કહ્યુ મુન્ય ધરમુ તવ ધાયુ, શોક કરે મનમાંહે;
હવે મુજને દરશણ દુરલભ, કરી માળવુ ક્યાંહે.
નગ્ર તજીને લોક તાંહાંથી, જઇરહ્યા શરમાદાર;
વજ્રનાભ ને ધનંજય મળી, ક્રિયા કરી નીરધાર.
પડો પુરમાં ફેરવ્યો, વરતી જુધિષ્ઠિરની આણ;
શ્રીકૃષ્ણનો જશ ગાય નિર્મળ, પ્રજા સહુ તેણ ઠામ.
રાજ સોંપી ચાલ્યા તાંહાંથી, વજ્રનાભ અર્જુન;
ગોપી મળવા આવ્યાં સંગે, ગયા ઇંદ્રપ્રસ્થાન.
મારગમાં ગોવાળ લુટે, ચાલે નહીં માઠ મ;
અદ્યાપી તે ઠામ નીપજે, ગોપીચંદન રમ્ય.
તેજ અરજુન જુએ ઉભા, તેજ ગાંડીવબાણ;
તેજ ગયું પ્રભુવિના લાગે, સઘળે સુનુ ગાણ.
શુકદેવ કહે સુણો રાયજી, કહુ વિદુર ઓધવ સવાદ;
એક ક્ષોહણી સેન્યસું આવ્યા, વિષ્ટિ કરવા દયાળ.
દુરજોધનને કહ્યુ સભામાં, આપો તમે અરધરાજ;
નહીંતર એ પાંચ ગામ આપો, સરે પાંડવકાજ.
ભીષ્મપિતામહ ધૃતરાષ્ટ્ર, સાંભળે છે કાન;
વચન પ્રભુનું માન્યું નહીં, ગયા રીસાવી ભગવાન.
વિદુરે સમજાવી કહ્યું, ન માન્યુ એ હોનાર;
રાયને ચઢયો ક્રોધ કાકાને, કાહાડી મુકયા બાહાર:
તીરથ કરતાં ઓધવને, આવી મળ્યા મધુવન[1] સાર;
પુછ્યું કૌરવ પાંડવ કુશળ છે, એ કોહો મુજને સમાચાર.
એક સંવત્સર થયો તાંહાંની, જાણી નહીં મેં વાત;
ઓધવ કહે સાધને પીડે, તેહને શુભ કેમ થાય.
જુઓ વિષ્ટિ કરવા ગયા શ્રીહરિ, માન્યું નહીં એણે મૂઢ;
અહંકાર આભમાની તેપર, રૂઠયા ગરૂડારૂઢ.
તમે કહ્યું તમને કાઢીમુકયા, નગરથી એણે બાહાર:
તેમાટે તેને શુ કુશળ કહું, કેહેતાં જીભ ખંચાય.
જુઓ રાવણે કદષ્ટ રાખી, વિભીષણપર સાર;
તમપર દુરજોધને રાખી, થયુ કુળ સહુ નાશ.
એહેવા એ મદઅંધ તે નહીં, જાણે એહ રીત જંન;
કૌરવ પાંડવજુદ્ધ થયું, પડયુ અઢાર ક્ષોહણી સૈન્ય.
ધૃતરાષ્ટ્ર ગાંધારી પાંડવ, રહ્યાછે થયા કેહેર:
સાંભળી ઘણુ રૂદન કીધું, અવનની શી પેર.
શ્રીકૃષ્ણના સમાચાર કહો મુને, કુશળ છે સહુ પરિવાર;
ઓધવ કહે હરિ કુશળ તેહનુ, પુછવુ શુ વિચાર.
જુઓ પુતના પ્રાણ લેવા આવી, તેહને આપી મોક્ષ;
શરીર તેહનુ દાહ કરયુ, છુટી સુગંધ મગમગ જોક્ષ.
એહવા શ્રીહરિ જાદવકુળનાં, પ્રગટી ગત થયો અંત;
સાંભળી બેહુઆ રૂદન કીધું, વિદુર ઓધવ સંત.
ઓધવ કહે હરિયે સંભારયા, મળ્યા નહીં સમે આય;
મૈત્રેય ઋષિને જ્ઞાન કહ્યુ, એ કેહેજો વિદુરને કાજ.
તેમાટે તમો કેહેશે એ પ્રભુ, ગયા વિદુર તેણે ઠામ;
હરિદ્વારમાં મૈત્રેય મળી તેણે, કહ્યુ તત્વજ્ઞાન.
એમ આદ અંત ને મધ્ય વ્યાપી, રહ્યા પુર્ણાનંદ;
વિદુર મૈત્રેય સવાદ છે ઘણો, જાણજો એ મત.
ઓધવ બદ્રિકેદાર દેહ તજી, ગયા છે નિજધામ;
વિદુર હસ્તિનાપુર આવી, મળ્યા પાંડવ ગામ.
ધૃતરાષ્ટ્ર ગાંધારીને જઇ, મળ્યા કરયુ રૂદન:
સમજાવી કહ્યુ ભાઇને, હવે કરવુ કાંઇ સાધન.
એ ભીમ તાહારા પુત્ર હણ્યા, તેહને હાથે જમો કેમ;
પ્રતિબોધ કરી લઇગયા છે, ઈમાદ બદ્રિકાશ્રમ.
જોગ અભ્યાસે દેહ તજીગયા, દંપતી નિજ ધામ;
પ્રભાસે જઇ વિદુર દેહ મુકી, પામ્યાં ઉત્તમ ઠામ.
પ્રાતઃકાળ આવ્યા સેવા કરવા, જુધિષ્ઠર રાજંન;
દીઠાં નહીં માતતાતસજય, કીહાં ગયા દુખમન.
નેત્રભરી કહે મુને વચ્ચી, ગયા પુણ્યશ્રી લોક;
સાંભળી એહેવો શોક કરતા, આવ્યા નારદ મોક્ષ.
પરમપદને પામ્યા તેહેનો, શાને કરોછો શોક;
તે ગયા કાળે તમને જાણ, રેહેશે નહીં જુઓ કોય લોક.
સરામાં આવી રાત વાસો, રહે વટાઉ જોક:
પ્રભાતે ઉઠી જાયે દશે દશાયે, જેમ હટવાડે લોક.
કોણોના માતતાત બંધુ સ્વામી, કોહોના પુત્ર સ્રી ધંન;
તમો જ્ઞાની એ વિષ્ણુ માયા, જુઓ વિચારી મંન.

[1] 'પ્રાગભ્યાર' ગુ૦ પ્ર૦.

જે આવ્યે તેહેનો નાશ અહિયાં. રહે નહીં કો સ્થીર;
કો સુખાસન બેસી જાયછે, કો બાંધ્યા જાય જંજીર.

ઇશ્વર આધીન જગત સરવે, સ્વાધીન નહીં કોય;
ગયા ગયાનો શોચ ન કરવો, કહિગયા મુનિ જોય.

જુધિષ્ઠિર ચિંતા કરે, હજુ આવ્યા નહીં અર્જુન;
સાત માસ તેહને વહીગયા, તાંહાં થયું કાંઈ વિઘન.

વામભુજનેત્ર લોચન ફરકે, નગ્રમાં ઉતપાત;
ભીમને કહે કુશળ નહીં હવે, એહવે આવ્યા અર્જુનભ્રાત.

સમાચાર પુછ્યા જાદવરાયના, કુશળ મધુમન રામ;
સાંબકુમાર ને ગદ ભાનુ, અનિરુધ એ સાવધાન.

શ્રીકૃષ્ણનો પરિવાર સરવે, કુશળછે બોલ્યા ભુપ;
જાણીયે તાંહાં કસપાંત થયો, નિસ્તેજ દીસે રુપ.

કંઠ ગદગદ નેત્ર જળ, પછે વધ્યા મુખથી વાણ;
ભક્તવત્સલ ગયે મેં તમ, મળવા રાખ્યા પ્રાણ.

જેહેને પ્રતાપે પૃથવી છતી, રાજ કરોછો રાય;
તે મુરત દિસતી નથી, મેં વિજોગ કેમ સેહેવાય.

મુજ વિના ભોજનને અડકો. બેસતા વિશ્વનાથ;
અર્જુન આવે તાહારે ભોજન, સેન કરતું સાથ.

રાજસુ એ જગનમાંહે. કરયાં ચરનાં કામ;
પત્રાવળ જુદી ભિમની, લઇ નાખતા શ્રીભગવાન.

મચ્છ વેધ્યો દ્રૌપદી લાવ્યા. સભામાં પુરયાં ચીર;
લાખાગ્રુહથી બળતા રાખ્યા. દુર્વાસા વન વીર.

સદાશિવને છત્યા જુધમાં. દધું ખાંડવ વન;
ઇંદ્રાસન જઇ અર્ધા આસને, બેસતા રાજન.

ગૌધન વાળી ગયા કૌરવ, સાંભળ્યું એ કાન;
ઉતરકુંવર લઇ સંગે. રથ ખેડયો તેણ ઠામ.

ભીષ્મ દ્રોણ કુરણ શલ સરખા. મહારથી મહા ધીર;
મોહાસ્ત્ર કરી મોહ પમાડ્યા. લાવ્યા ગૌ થઇ છત.

જુધ્ધ કરી તેહને છતી આવ્યા, પડયું જગમાં નામ;
ગૌ વાળી તેહ અર્જુન. પ્રતાપ શ્રીભગવાન.

કૌરવ રુપી સૈન્યસાગર, તરયાછીં સ્વામીનાથ;
એ ભુજે માહારી રક્ષા કરતા, એ જુધ્ધ સૈન સાથ.

રક્ષાને કરી રાખતા ધ્વજાપર. પુરયા એમ મનોરથ;
અઢાર ક્ષોહિણી સૈન્ય મધ્યે, રાખ્યો રથ સમરથ.

તૃષા લાગી અશ્વને. મારયું બાણ પૃથવી લીન;
જળ કાહાડી મેં પાયા જુધ્ધમાં, જો હતા સ્વામીન.

મુજમાટે ચતુર્ભુજ થઇ, કરતા હરિ સંગ્રામ;
પોતાનું અંગ આગળ કરે, રખે મિત્રને લાગે બાણ.

સારથી થઇ રથ હાંકયા, કરાવ્યાં નીચ કામ;
કોઈ વેળા મેં સભામધ્યે, હાસ કીધું ભગવાન.

અપરાધ માહારો સહ્યો તેણે, ચઢી નહીં કાંઇ રીસ;
એહેવી મુજ પરતીત તે આજ, તજી ગયા ભાઇ ઈશ.

બ્રહ્મશ્રાપે જાદવ સહુ મુઆ, રહ્યો એક વજ્રનાભ;
સાંભળી મુરછા થઈ રાયને, પડયા કરેછે વિલાપ.

નકુળ સહદેવ ભીમસેને, જાણી વાત તતક્ષણ;
કુંતા દ્રૌપદી સુભદ્રા સહુયે, કરયાં બહુ રૂદન.

કુંતા કેહે ઘણા દિવસ થાયા મુને, મળ્યા નહીં જોઉં વાટ;
આવો તો મોહોણાચારી કરું હું, સુના કરંગેં સાદ.

જાહારે અમને કષ્ટ પડે તાહારે, આવતા ભગવાન;
તે અમને મુકી કાંહાં ગયા, કુંતાયે તજિયા પ્રાણ.

પારથ કહે હરિયે કહ્યું. અહીં રેહેશો મા રાજન;
પરિક્ષતને તવ રાજ આપી, ગયા સ્વર્ગસદન.

શુકદેવ કહે સુણો રાયજી, કહ્યાં કૃષ્ણચરિત્ર અતિરમ્ય;
સુતપુરાણીયે શૌનક આગળ, કહી કથા પરિબ્રહ્મ.

હેમાચળમાં ભ્રાત ચાહારે, ગળ્યા દ્રૌપદી સંગ;
સ્વદેહી ધર્મ ગયા વૈકુંઠ, પામ્યા પદ શ્રીરંગ.

શ્રોતાજન અહંમમતા મુકી. ભજવા શ્રીભગવાન;
પતિવ્રતા બેહી રહી, જુઓ ગણિકા ચઢિ વેમાન.

વજ્રનાભને મથુરાનું, રાજ આપી ગયા ધર્મ;
મજાનું પાળણ કરે, સુણો શ્રોતાજન.

શ્રીભાગવત કથા પ્રેમે, સાંભળ નરનાર;
શ્રોતા વકતા પુછક જન, તે પામે પદ નિરધાર.

ભગવાન પ્રિય એય કહ્યું. જનરંજને શું થાય;
કોઇ નંદો કોઈ વંદો કાંઇ કહો, પ્રેમે ગાયા ગુણ જદુરાય.

સંવત સતર છન્નુએ. વસંત પંચમી દીન[1];
દશમસ્કંધ પુરાણ થયો છે, ધાન્યેતામો હરિજન.

હરિજનને કો ખોટ મો દેશો. અજાણે કીધો ગ્રંથ;
માહારાં હૃદયમાં હરિ વસ્યા, તે કહ્યું છે એ સંત.

કરતા હરતા પોતે શ્રીહરિ, નિમિત માત્ર હું દાસ;
શ્રોતા વકતા બ્રહ્મ હરિજન, ભજવા શ્રીઅવિનાશ.

## ( વલણ )*

ભજવા શ્રીભગવાન એ યથા, યથા અધ્યા નેવું ભાણ્યા રામરે;
ધનદાસના સુતસુત કહે, સુંદર મેવાડા નામ રે.

૧ એ સાખીની પછી સઘળી ગુ૦ પ્રતોમાં આ ત્રણ લાટી છે:—અધ્યા ભગવનથી અંકુરોરે, તે હરિકૃપાયે થયો સંપૂર્ણ.
ગવપોર પ્રગણામધ્યે ધામ્યેતામો વાસઃ
સુંદર હરિનો દાસ કેહે, પ્રભુ ગમ્યો ચરણ નિવાસ.

* બે ગુ૦ પ્રતમાં વલણ છેજ નહીં, બે ગુ૦ પ્રતમાં માત્ર પેહેલી લાટીને અંતે જાહેર કરે છે.

**समाप्त**

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | કોઠો. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૨૩ | મમાનંદ | પ્રેમાનંદ |
| ૨ | ૧ | ૧૪ | ધુમ્રપાન | ધૂમ્રપાન |
| ,, | ૨ | ૩૦ | બધ | બંધ |
| ,, | ૨ | ૩૧ | અહકાર | અહંકાર |
| ૩ | ૧ | ૩ | અતર | અંતર |
| ,, | ૧ | ૪ | સ્વય | સ્વયં |
| ,, | ૧ | ૧૭ | અચાર્યજ | ગર્ગાચાર્યજ. |
| ,, | ૧ | ૧૯ | વચન | વચંન |
| ,, | ૨ | ૧ | મનવાચ્છિત | મનવાંચ્છિત |
| ,, | ૨ | ૬ | ચદ્રવશ | ચંદ્રવંશ |
| ,, | ૨ | ૩૧ | સકુમર | સકુમાર |
| ૪ | ૧ | ૨ | વીશને | વીરાને |
| ,, | ૨ | ૨૭ | ભપ | ભય |
| ૬ | ૧ | ૨ | તીવ્ર | તીવ્ર |
| ૭ | ૨ | ૧ | બીજુ | બીજું |
| ,, | ૨ | ૪ | જસોદ | જસોદા. |
| ,, | ૨ | ૧૯ | સમાયા | સમાયાં |
| ૧૪ | ૨ | ૩૦ | શત્ર | શત્રુ |
| ૧૭ | ૧ | ૨૭ | લીટ | ધીટ |
| ,, | ૨ | ૨૬ | શિલાતાણા તેમ, | શિલા તાણા, તેમ |
| ૨૨ | ૨ | ૪ | પએ | પાએ |
| ૨૩ | ૧ | ૧૧ | ગર્ગને નંદરાયરે | ગર્ગ ને નંદરાયરે |
| ,, | ૧ | ૨૪ | પચરાત્રિ | પંચરાત્રિ |
| ૨૮ | ૨ | ૩૪ | કાંઇ | કંઇ |
| ૩૧ | ૨ | ૩૪ | એત | એમ |
| ૩૨ | ૧ | ૪ | સારગની ચોપાઇ. | સારંગની ચોપઇ |
| ૩૩ | ૨ | ૧૧ | અભીપિચંન | અભિપેચંન |
| ૩૪ | ૧ | ૧૦ | આલે | આવે |
| ૩૫ | ૧ | ૩૪ | કળવળ | કળવળીયા |
| ૩૭ | ૧ | ૨૭ | બેએ | બેઅ |
| ૪૨ | ૨ | ૨૮ | ૫૧ મુ | ૫૧મું |
| ૪૩ | ૧ | ૧ | નગમ | નિગમ |
| ૪૪ | ૨ | ૨૮ | થયા | થાય |
| ૪૭ | ૨ | ૨૦ | ધરી | ધારી |
| ૫૦ | ૧ | ૧૫ | નિશ્ચ | નિશ્ચ |
| ૫૨ | ૨ | ૩૪ | અમત | અમૃત |
| ૫૫ | ૧ | ૨૫ | નહ | નહીં |
| ૫૭ | ૨ | ૨૯ | ભૂલું અધ્યયન | ભૂલું તો અધ્યયન |
| ૬૨ | ૧ | ૩૦ | વિ ત | વિદુત |
| ૨૫ | ૨ | ૨૫ | ભેદ | વેદ |
| ૬૬ | ૧ | ૨૮ | ગાપ | ગોપ |
| ૬૮ | ૨ | ૩૩ | કબડો | કૂબડો |
| ૭૦ | ૧ | ૧૧ | અકે | અંકે |
| ૭૩ | ૧ | ૨૧ | કમળ | કમળા |
| ૭૮ | ૧ | ૨૫ | રાત્ર | રાત |
| ૮૦ | ૨ | ૨૦ | પાપ | પાપી |
| ,, | ૨ | ૩૦ | શત્રુ | શત્ર |
| ૮૨ | ૧ | ૬ | પગ | પાગ |
| ૮૫ | ૧ | ૩૧ | મળ્યો | મેળ્યો |
| ,, | ૨ | ૨ | અંતઃકરણું | અંતઃકર્ણી |
| ૮૬ | ૨ | ૩૧ | ઊઘાંડે | ઊઘાડે |
| ૯૭ | ૨ | ૧૨ | પડ્યં | પડ્યાં |
| ૧૦૭ | ૧ | ૩૭ | ર્યો | રહ્યો |
| ,, | ૨ | ૮ | રૂપે | રૂપ |
| ૧૦૮ | ૧ | ૫ | ઊપરનો | ઊપનો |
| ,, | ૨ | ૩૭ | તક | ભૂક |
| ૧૧૦ | ૨ | ૮ | દહાડો | દહાડે |
| ૧૧૧ | ૧ | ૧૩ | વાદે | વાધે |
| ,, | ૧ | ૨૯ | નાનાવણું નારિ | નાનાવર્ણનારિ |
| ૧૧૨ | ૨ | ૧૮ | જો ઊદ્ધવ | જોઈ ઉદ્ધવ |
| ૧૧૩ | ૨ | ૨૦ | ચોરસ | ચોસર |
| ૧૧૪ | ૨ | ૧૮ | શીઘ્ર | શીઘ્રે |
| ,, | ૨ | ૨૯ | આવ્યો છે | આવ્યા છે |
| ૧૧૫ | ૨ | ૩૦ | ખોળ | ખોળીયે |
| ૧૧૬ | ૨ | ૧૦ | સભળી | સાંભળી |
| ,, | ૨ | ૩૪ | નામ | નગ્ન |
| ૧૧૭ | ૧ | ૧૯ | દ્રાણ | દ્રોણ |
| ૧૧૮ | ૨ | ૩૫ | તરગ | તરંગ |
| ૧૨૧ | ૧ | ૨૫ | રાજ્યા | રીઝ્યા |
| ૧૨૭ | ૧ | ૪ | મુખ | મુખે |
| ,, | ૨ | ૩૭ | અતિઘણુ | અતિઘણું |
| ૧૩૧ | ૧ | ૬ | આપણાં | આપણુ |
| ,, | ૧ | ૧૬ | પ્રતબંબ | પ્રતિબિંબ |
| ૧૩૪ | ૨ | ૩૭ | ક્ષોણારે | ક્ષોણીરે |
| ૧૩૫ | ૨ | ૧૪ | વધામણાં | વધામણી |

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | કોઠો. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૧૩૮ | ૨ | ૩૧ | હતા | હતી |
| ૧૪૦ | ૨ | ૨ | અનંદ | આનંદ |
| ,, | ૨ | ૪ | રજન | રાજન |
| ૧૪૧ | ૨ | ૨૦ | માણુ | મણિ |
| ૧૪૪ | ૨ | ૧૩ | જુદ્ધ | જુદ્ધે |
| ૧૫૭ | ૨ | ૨ | જવા દીધા | જાવા દીધા |
| ,, | ૨ | ૮ | માકો | નાકો |
| ૧૫૮ | ૨ | ૨ | જુઓ | જાઓ |
| ,, | ૨ | ૨૩ | વાહુન | વાહાન |
| ૧૬૦ | ૨ | ૩૪ | વેહેચો | વેહેચ્યા |
| ૧૬૨ | ૧ | ૨૧ | કુમધે | કુમને |
| ૧૬૩ | ૧ | ૩૮ | જુદીશ | જુગદીશ |
| ૧૬૪ | ૨ | ૧૮ | એ વિનતિ | એક વિનતી |
| ૧૬૫ | ૨ | ૩૮ | શીઘ્ર | શીઘ્ર |
| ૧૬૯ | ૨ | ૨૭ | બળસદ્ર | બળભદ્ર |
| ,, | ૨ | ૨૮ | નુને | મુને |
| ૧૬૯ | ૨ | ૨૯ | સ્વમી | સ્વામી |
| ૧૭૦ | ૨ | ૨૮ | છોડવો | છોડાવો |
| ૧૭૧ | ૨ | ૭ | કશી | કેશી |
| ૧૮૦ | ૧ | ૩૯ | જણે | જાણે |
| ૧૮૧ | ૨ | ૨૮ | સાંળ્યું | સાંભળ્યું |
| ૧૮૪ | ૧ | ૨૦ | નદપર | નંદપર |
| ૧૮૬ | ૧ | ૧૯ | શે | શેષ |
| ,, | ૨ | ૧ | અમય | અપ્રિય |
| ૧૯૦ | ૧ | ૧૯ | શહુને | શહુનો |
| ,, | ૨ | ૧૫ | અહમાંથી | એહમાંથી |
| ૧૯૧ | ૧ | ૫૭ | પ્રેમતુલ્ય | પ્રેતતુલ્ય |
| ૧૯૩ | ૨ | ૨૭ | સત રેહો છો | સત કહો છો |
| ,, | ૨ | ૩૭ | પરિક્ષા | પરીક્ષા |
| ૧૯૪ | ૧ | ૧૫ | મચો | થયો |
| ૧૯૫ | ૧ | ૩૪ | સાંગળ્યું | સાંભળ્યું |
| ,, | ૨ | ૨૫ | વીલાધ | વીલાપ |